# અનુક્રમણિકા-પુસ્તક ત્રીજાની.

## નાટક અને વાર્તા.


| વિષય | પૃષ્ઠ |
|---|---|
| તપ્તાસંવરણ નાટક | ૧૧૦-૧૪૦-૧૫૪-૧૬૯ |
| ગિરનારી | ૨૦૧-૨૪૬-૨૬૮-૩૦૩-૩૩૫-૩૬૫ |
| શ્રી વસંતવિલાસિકા | ૪૦૭-૪૨૫ |
| ગંગા-એક ગુર્જર વાર્તા | ૬-૫૭-૯૦-૧૧૮-૧૮૭-૨૧૫<br>૨૩૫-૨૮૫-૩૧૧-૩૪૮-૪૦૨ |
| શાલિવાહનની દંતકથા | ૧૫૭ |
| સંતોષક્ષેત્ર | ૧૯૨ |
| સ્ત્રીપિહોવો | ૨૫૩-૩૭૩ |
| પાંડવ હિમાળે ગળવા ગયા | ૨૫૭-૨૯૬ |


## નિબંધ અને ધર્મ વિષય.


| | |
|---|---|
| વિધવાવિવાહ શાસ્ત્ર કે અશાસ્ત્ર? | ૧૮-૪૧-૬૮-૩૪૨<br>૩૭૭-૩૮૯-૪૩૭ |
| વિચાર માધુકરી | ૧૪૯-૧૬૧-૨૨૧-૨૨૫-૨૬૬-૨૯૨<br>૩૫૦-૩૫૩-૩૮૮-૪૪૫ |
| સંગીતશાસ્ત્ર | ૧૭૩-૨૨૮-૨૭૧-૩૨૮ |
| ગુજરાતી ભાષાના ઇતિહાસમાં નવી શોધ | ૮૬ |
| ધનુર્વેદ | ૪૧૭ |
| સુવા એટલે થઈ રહયુ? | ૧૨ |
| ચૈતન્ય અને જડ | ૫૦ |
| ધર્મ અને નીતિ | ૯૭ |


## કાવ્યશાસ્ત્ર ને કવિતા.


| | |
|---|---|
| સ્વદેશાભિમાની કવિતા | ૩૩ |
| કવિતાવિચાર | ૪૬ |

કાવ્યશાસ્ત્રની એક ચરચા ................................................ ૧૦૨
ત્યાગી સુંદર કવિ ................................................ ૧૦૫–૧૯૫
કવિ ભાલણ અને દયારામ................................................ ૧૩૩
કાવ્ય કૌસ્તુભ ................................................ ૨૨૨
કવિઓના ગુરૂ ................................................ ૨૭૭
વકતૃત્વ વિષે ................................................ ૧૮
રજપુત સેનાનીનો રણ રંગ ................................................ ૨૯
પુત્રવિરહ ................................................ ૩૯
શૃંગાર ................................................ ૬૪
દુર્જન વિષે ................................................ ૭૬
હરીહરાષ્ટક ................................................ ૧૦૭
દુઃખીના દુખ ................................................ ૧૭૧
વેહેમ યવન સામા લડવાને તૈયાર થાઓ ................................................ ૧૯૨
શૂરવિર વિષે ................................................ ૨૦૯
પ્રિયાપ્રેમપત્રીકા ................................................ ૨૪૨–૩૩૨–૪૩૪
એક ફોટોગ્રાફ છબીપરથી ઉપજેલા વિચાર................................................ ૨૮૯
સંસારમાં સર્વ પદાર્થ તથા સ્થિતિના અસ્થિરપણા વિષે ................................................ ૩૫૮
ત્ર વિષે ................................................ ૩૮૫

## વિવિધ વિષય.

સ્તાવના ................................................ ૧
ધારો અને તેનું રૂપાંતર ................................................ ૨૫
મુજ અને વાકચાતૂર્ય ................................................ ૩૦–૪૫–૫૬–૧૧૮–૧૨૮
૧૩૯–૧૫૩–૨૨૪
સ્વામિ દયાનંદ સરસ્વતિનું મર્ણ ................................................ ૩૨
અમારૂ ખ્રિસ્ટમસનું રમકડુ ................................................ ૬૫
સ્ત્રિઓની પરાધિનતા ................................................ ૭૭
જવર ................................................ ૮૩
આર્ય સુધારકોનું કર્તવ્ય ................................................ ૧૨૯

# આર્યજ્ઞાનવર્ધક.

વર્તમાન ચર્ચા અને સાક્ષરત્વ-માસિક ગ્રંથ.



નવંબર, ૧૮૮૩

## પ્રસ્તાવના.

નવા માલીક અને અધિપતિના સ્વાધિનમા આ ચોપાનિયુ આવવાથી તેમા કયા કયા પ્રકારનો ફેરફાર અને કયા કયા ધોરણો સાચવવામા આવનાર છે તે સંબંધી પ્રથમમાં નિવેદન કરવુ એ સર્વથી અગત્યનું કાર્ય છે. નવા સમયથી લખનારા બદલાયા છે, પરંતુ તેઓ કોઇપણ અમુક પક્ષ, પંથ, અથવા ન્યાતના છે એમ નથી, પણ કંઇક નવા ને સારા ધોરણ ઉપર ચલાવવાના હેતુથી એ ચોપાનિયામા લખવા માટે સરળા વર્ગના પુરૂષોને આમંત્રણ કરેવામા આવેછે અંગ્રેજી ભાષામા અનેક પ્રકારના, અનેક સાહિત્યથી ભરપૂર, અનેક પુરૂષોને હાથે અનેક ચોપાનિયા લખાયછે-જેવા કે "નાઇન્ટીન્થ સેન્ચુરી," "મેકમિલન" "મુકરજી" વિ વિ૦—તેવા કંઇક ધોરણપર આ ચોપાનિયુ ચલાવવાનો હેતુ રાખ્યોછે લંડનમા નિકળતા ઉચ્ચશક્તિ ને બુદ્ધિના ભંડારવાળા ચોપાનિયા સાથે અમારે સ્પર્દ્ધામા ઉતરવુ એના જેવો અવિચાર્યો. ઉ૭કળ ને શક્તિમહારનો યત્ન બીજો કોઇ નથી પણ સારી શક્તિના લખનારા, કે જેઓ કોઇપણ વિષયને દેળવાને સર્વ પ્રકારે યોગ્ય હોય તેવા વિદ્વાનોને જેમ ઇંગલંડમા અધિપતિઓ આદરસત્કાર કરેછે તે પ્રમાણેનો હેતુ રાખી આ ચોપાનિયુ ચલાવવા ધારિયે-છિયે ઘણા સારા સારા લખનારાઓ ગુજરાતી ભાષામા છે. પણ તેઓ માટે આવા પ્રકારના માસિક ગ્રંથો નથી તે ખોટ પૂરી પાડવાની આ ચોપાનિયાની મતલબ છે કોઇપણ પ્રકારના ભાષા, તત્વજ્ઞાન કે રાજકીય વિષયો માટે આવા ગ્રંથોની ઘણી જરૂર છે.

કાવ્ય૭ એટલા માટે, કોઇપણ જાત, ન્યાત કે ધર્મના, અથવા રાજકીયના જુદા જુદા વિચારવાળા અમારા ગ્રંથમાં લખવાને નિડર રહેશે; એટલા માટે કે એ સાર્વજનિક (કાથોલિક) ધોરણપર ચાલનારૂં છે,—તથાપિ બની શકશે ત્યાં સુધી, કોઇ પણ ધર્મ, તત્વશાસ્ત્ર, સંસારિક વિચાર, અથવા રાજકીય, કોઇ પણ વર્ગ કે કોઇપણ રાજ્યનાનેજ પોતાનો ટેકો આપવાને બંધાતા નથી; કેમકે નવાં ધોરણ પ્રમાણે એવો નિયમ રાખ્યોછે કે સૌએ પોતાનાં લખાણની પોતે જોખમદારી રાખવી—અર્થાત્ લખનારે પોતાના વિષયની નીચે પોતાની સહી કરવી અથવા કંઇ ખાસ નિશાની લખવી. માત્ર કોઇ ઘણો અગત્યનો ને અમૂલ્ય વિષય નનામો હાથ લાગ્યો હશે તો તેજ તેવા પ્રકારે દાખલ કરવામાં આવશે. બીજી બાબતમાં તો કોઇ પ્રકારે કોઇપણ લખાણપર લક્ષ દેવામાં આવશે નહીં. તેમ આમાંના લખનારા કોઇ અમુક પક્ષ કે અમુક ગૃહસ્થપર અલંકારથી કે વક્રોક્તિથી ટીકા કદિપણ કરશે નહીં.

અમારૂં ચોપાનિયું ભાતભાતનું—અમે કહી શકીશું કે વ્યાપક, વિષયો અને વિવિધ બાબતોનું થશે. આર્યાવર્તમાં ઘણાજ થોડા—બિલકુલ નહિ, કહેવામાં બાધ નથી—ખાસ વિષયનાં ચોપાનિયાં છે, ને કેટલીક ન્યાત કે જાતના પણ નહિં, તે હોય તો તે ટકે પણ નહિં. અમે તથી સર્વ અગત્યની ને મનોરંજક બાબતોને ઘણા માનથી ભેટીશું. આર્યજ્ઞાનવર્ધક એ નામમાં માત્ર આર્યનાજ જ્ઞાનનો ભાવાર્થ રૂઢ્યાર્થ કે કલ્પાર્થ ઠરાવ્યો નથી, પણ દુનિયાના સર્વનિપુણજ્ઞાનની વૃદ્ધિનો ઠરાવ્યો છે, ને તેથી એમાં તત્વજ્ઞાન અને વિદ્યા, કવિતા, નાટક, વિવેચનો, ટીકાઓ, વાકચાતુરી ને રમુજ, ન્યાય અને ધારા, સમૃદ્ધિસાધનવર્ધકયોજના, ઇતિહાસ, રીતરીવાજ, ધર્મશોધન, વાર્તા, ગાથા, કળાકૌશલ્ય, ભાષાજ્ઞાન, વેપાર, પુરાતન શોધો, જમીનદારી ને મહાત્માના ચરિત્રોનો સમાવેશ કરવામાં આવશે. એ બનતા સુધી "જેન્ટલમેન" "સુકરજી" ને "મેકમિલન" મેગેઝીન એ ત્રણેનાં ધોરણપર ચાલશે; અને એની સીમા હિમાળય, સિંધુ કે કન્યાકુમારી સુધીની છે એવું ધારવાને કે માનવાને કંઇજ કારણ નથી.

જેમ આ ચોપાનિયાંમાં લાંબા વિષયો દાખલ થશે તેમજ ટુંકા પણ થશે, પરંતુ તેની ગોઠવણ ઘણું કરીને લખાણની ને લખનારની શક્તિ ઉપર રહેશે. આમાં સ્ત્રીઓ જ્ઞાન લે એવા વિષયો, તથા ટુચકાઓ બહુરૂપે

દાખલ કરવાની જરૂર જોઈ છે. આશા છે કે કેળવાયલા ને અનુભવી પુરૂષો, પોતાના વિચારો બીજે સ્થલે બહાર કાઢે તે કરતા આવા ચોપાનિયામા લખવાને આતૂર રહેશે, ને જ્યારે તેઓ કોઈપણ ભાગમા બેઠા હોય ને અગત્યના બનાવોપર વિચાર આપે તો તે, અને મુસાફરીમા હાથ લાગે તો દંતકથા, સ્થાનિક ને કુટુંબોના ઇતિહાસ, મનોરંજક આશ્ચર્યકારક રીતરીવાજ, ક્રિયાકર્મ ને પોશાકની વિચિત્રતા, વાર્તાઓ, લેખો, ચમત્કારો, પ્રાચિન ગ્રંથાવલોકનો વિગેરે બાબતો લખી મોકલશે. કેળવાયેલા દેશીઓ પોતાના વખતના એક સૂક્ષ્મ ભાગનો આ પ્રમાણે ભોગ આપશે તો તે કંઈ થોડું ઉપયોગી થઈ પડશે નહીં, ને જનસમૂહના જ્ઞાનમાં તેઓ ઘણો મોટો વધારો કરશે. આ નિમંત્રણ જેવા ચાર ને હોસ ઉમંગથી કરવામા આવ્યુ છે, તેવાજ પ્યારથી તેને માટેનો અમલ થશે તો લોકોના સમૂહમા થોડા વખતમા લખનાર, શોધક, પૃચ્છક ને તપાસકો ચોકખ વધશે

દેશીઓએ વિદ્યાવૃદ્ધિના કાર્યમા મેદાન પડવું એને માટે આ શુભ કાળ છે. તેઓએ પોતાની સુસ્તી કાઢી નાખવી. તેઓના માથાપર જે બટ્ટો છે તે દૂર કરવો એ ઘણુ અવશ્યનું સાત્વિક કર્મ છે. હાલના નવા નિકળતા આબદાર ગ્રાજ્યુએટો—જેઓના માથાપર હમેશા એક વર્ગ તરીકે ઠપકો છે કે તેઓ ઘણાખરા પ્રમાદી છે, ને તેઓને માથે આપસ્વાર્થિપણાનો અપવાદ આ પોછે તેમાથી મુક્ત થવાને વિનવિયે છિયે. તેઓએ પોતાના સંસારસુધારાના, વધારાના ને રાજકીય સુધારાના વિચાર હિંમતથી બતાવવા. આ ગ્રંથમા વિશેષ ભાગ લેનારા ગ્રાજ્યુએટો છે. દેશના સર્વ કાર્યમા કેળવાયેલા તરૂણો ઘણા ઋણી છે તે ઋણમુક્ત થવાને કેટલાક જેમ તત્પર છે તેમજ બીજાઓ નવિન નવિન વિચારના સબંધમા બહાર પડશે. "એક નબળામા નબળા ને નાહનામા નાહના મનુષ્યે જાણવાનુ કે તે તેવો છે, પણ દેશવ્યવસ્થા કરવા તેનો સર્વ જેટલો સમ્પૂર્ણ ભાગ છે"

હમણા સુધીમા અમને નીચેના ગ્રહસ્થો—જેમની વર્ણાનુક્રમે ટીપ આપીએ તેઓ તરફથી આ અમારા શુભ હેતુમા સહાયક થવા માટે કબૂલતો આપવામા આવીછે —

રા. રા. ઇચ્છારામ ભગવાનદાસ બી. એ. ગેઝીટિયર ઓફીસ.

રા. રા. કૃષ્ણશંકર લાલશંકર. હેડ એકાઉન્ટન્ટ, ભરૂચ.

પંડિત ગટુલાલજી ઘનશ્યામજી, સત્સિદ્ધાંતમાર્તંડ, વેદાંત ચિન્તામણી વિગેરે સંસ્કૃત ગ્રંથના કર્તા, આર્યસુધર્મોદયસભાના હંમેશના ધર્મોપદેશક, અને આર્યસમુદયના અધિપતિ.

ડા. ચુનીલાલ ગોરધનદાસ ગુંદરિયા એલ, એમ, અને એસ.

રા. રા. છગનલાલ ઠાકોરદાસ મોદી, બી. એ., વડોદરા હાઇસ્કુલમાં સેકંડ આસિસ્ટંટ માસ્ટર.

રા. રા. જમનાદાસ પ્રેમચંદ એલ. એમ. ને એસ.

રા. રા. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક, જસ્ટીસ આફ ધી પીસ, કોરપોરેશનના સભાસદ, બોમ્બે યુનિવરસીટીના ફેલો, રોયલ એશિયાટિક સોસાયટીના મેમ્બર, લોકલસેલ્ફ ગવરમેંટની મુંબઇની કમીટીના પ્રેસિડેંટ, મનુસ્મૃતિ, ને શકુન્તલાના ભાષાંતરકર્તા, લોકલસેલ્ફ ગવરમેંટની નોંધના કર્તા વિ૦ વિ૦

રા. રા. નગીનદાસ તુળસીદાસ, બી. એ., એલ. એલ. બી., મુંબઇની યુનિવરસિટિના ફેલો, રોયલ એશિયાટિક સોસૈટીના મેમ્બર, ગુલાબનાટક, મુંબઇની સર્વવિદ્યોત્તેજકાલયના કર્તા, માજી "બુદ્ધિવર્ધક ગ્રંથના" અધિપતિ.

કવિ નર્મદાશંકર લાલશંકર, નર્મગદ્ય, નર્મકવિતા, નર્મકોશ, નર્મકથાકોશ, નર્મવ્યાકરણ, દ્રૌપદીદર્શન, સાર–શાકુન્તલ, સીતાસ્વયંવરના કર્તા, ડાંડિયાના અધિપતિ ને શેઠ ગોકળદાસ તેજપાલના ધર્મખાતાના સેક્રેટરી.

રા. રા. નવળરામ લક્ષ્મિરામ, રાજકોટ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ, "ગુજરાત શાળાપત્ર"ના અધિપતિ, ભટનું ભોપાળું, અને વિરમતી નાટકના કર્તા અને મેઘદૂતના ભાષાંતર કર્તા.

રાવસાહેબ ભીમભાઇ કીરપારામ, આસિસ્ટન્ટ કમ્પાઇલર, બોમ્બે ગેઝીટિયર.

રાવસાહેબ મહિપતરામ નભુભાઇ, બી. એ.; સિનિયર ફેલો એલ્ફિન્સ્ટન કોલેજ; "કાન્તા" ના કર્તા, "માલતીમાધવ" અને "ઉત્તરરામચરિત"ના ભાષાંતર કર્તા, મુંબઇની ગુજરાતી સ્કૂલના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર.

રા. રા. મનઃસુખરામ સૂર્યરામ, યુનિવરસિટિના ફેલો, ઉત્તર જયકુ-

મારી, કારભારીજીવનચરિત્ર, વિપત્તિ વિષે ને દેશી રાજ્યનો નિબંધ, — સ્વોદય અને સુરત ગોકુળજી ઝાલાના કર્તા, વિચારસાગરના ભાષાંતર કર્તા વિ. વિ.

રા. રા. મુકુંદરામ નિત્યારામ, બી. એ.

રા. રા. રણછોડભાઈ ઉદયરામ, જયકુમારીવિજયનાટક, લલિતા દુઃખદર્શક, નળદમયન્તિ, ઓખાહરણ, મદાળસાના કર્તા, રાસમાળા, બ્હરપેટદ, હિતોપદેશ, વિક્રમોર્વશી ત્રોટક, માલવિકાગ્નિમિત્ર વિ. ના ભાષાંતર કર્તા.

રા. રા. રતિરામ દુર્ગારામ બી. એ. ગેઝીટિયર ઓફીસ

રા. રા. વૈકુંઠરામ મન્મથરામ, બી. એ. એજન

રા. રા. સાકરલાલ દુર્ગારામ દેસાઈ બી. એ., હેડ કર્નાક ઓરીએન્ટલ ટ્રાન્સલેટર.

રા. રા. હરિલાલ હર્ષદરાય ધ્રુ, બી. એ., એલ એલ. બી., સુરત હૈસ્કુલમા માસ્ટર, સુરત મ્યુનિસિપાલિટિના મેમ્બર, વિક્રમોદય અને આલોકદર્શના કર્તા

હાલમા આ ચોપાનિયાનુ કદ માત્ર ડેમાઈ ૩૨ પૃષ્ટનુ રાખ્યુ છે, ક્વચિત વધારેપણ આપવામા આવશે, પણ લખાણની આવક ઉપર ને ગ્રાહકોની ઇચ્છા ને વલણ જોતા બનતા સુધી એને ૫૦ થી ૬૪ પૃષ્ઠનુ કરવાનો ઇરાદો છે. જો આ પ્રમાણેનો એકદમ વધારો કરવાનો સારો સમય આવશે તો તેની કિમતમા થોડો વધારો કરવામા આવશે.

ચોપાનિયુ બીજા માસિકો પેઠે દર અંગ્રેજી મહીનાની પેહેલી તારીખે બહાર પડશે, અને એનુ લવાજમ બનૂસ કરીને અગાઉથીજ રાખેલુ છે

લવાજમનો ભાવ અગાઉથીજ.

સ્થાનિક ગ્રાહકો પાસે વર્ષના રૂ૨—૦—૦

ટપાલમા મોકલુસીનના ગ્રાહક પાસે વર્ષના રૂ૨—૬—૦

એ ચોપાનિયુ વધારે સારુ બનાવ ને વધારે સારી સ્થિતિમાં લાવવાનો ઇરાદો રાખ્યો છે, તો વિશ્વાસથી જોઈએ છિયે કે એને જૂના ગ્રાહકો પોતાનો સંપૂર્ણ આશ્રય આપવામા આગ્રહ ને લાભ જોનારા થશે.

ઇચ્છારામ સૂ. દેસાઈ.

માલીક તરફથી

# ગંગા.

## એક ગુર્જર વાર્તા.

(સાંધણ બીજા પુસ્તકથી.)

"પ્રભુ ખાતર!" નાયજી બુમ પાડી ઉઠયો, જેવી આ સૂચના થઈ કે તેણે પોતાનું ધાર્યું મળ્યું હોય તેમ એકદમ બોલી ઉઠયો—"આપણે એકદમ તેઓનાપર હલ્લો કરીને ચકિત કરવા, ને તેમાટે વિલાયતિઓને તથા મેહેલમાં ઉપરાંને જણાવો કે અમારે તે લૂટવાની મરજી નથી.

બંનો નવાબદૂત આ સમયે બહુ બારીકીથી સાંભળતા હતા.

"એને માટે આપણે શું કરવું" થાણાજીએ પુછ્યું.

"દૂતો પોતાના કાવત્રાંથી આ કામ પાર પાડશે; પણ કિલ્લામાં જવાની કોને હામ છે?" એક દૂતેજ પુછ્યું.

"એમાં ઘણો ભય છે અને એ વાત મુકી દો. આપણે વિલાયતીની કોઠી ને મેહેલની દોલત મળે તો બસ; તેનો ઉપાય કરવા ઉઠો;" રામસેને જણાવ્યું અને મંડળી વિખરાઈ ગઈ.

જે અગત્યની બાતમી મળી હતી તે લઈને થોડોક સમય વીત્યા પછી નવાબના બંને દૂતો મેહેલતરફ આવ્યા ને ખોજો મસરૂર દરવાજાપર બેઠેલો હતો તેની પાસે મોતી ગઈ. ખોજો પ્રથમ ચમક્યો ને તરવાર ખેંચી, પણ તરતમાં મોતીએ પાસે આવી આંગળીમાંની મુદ્રા બતાવી. એ જોઈ ખોજો ચેતી ગયો. મરાઠાનો ઠરાવ ને તેમનાં કાવત્રાં જણાવી જોઈતી સંભાળ રાખવા કહી વધારે સાવધતાથી વર્તવાનું સૂચવી બંનો જણ શેહેરમાં આવવા નિકળ્યાં. ભાગળના દરવાજા-શહેરપનાહ કોટ નજીક આવ્યા કે મુસલમાન સરદારના હાથ નીચેની હિંદુ ઘોડેસ્વાર પેદલની ટુકડી આવતી દેખાઈ. બંનો જણ ચકિત થયા. બાજુએ ખસી ગયા. ઘોડેસ્વારમાં આસરે છસો માણસ હતું. આવી ભયંકર કાળરાત્રીએ આ માણસોએ જે બહાદુરી બતાવી હતી તે કંઈ કારણસર હતી કે એમને એમ તે આપણે પાછળ ફરી જોઈએ.

રાત અંધારી હતી, અને શેહેરમા જળજંપ્યું હતુ કોઇપણ સ્થેકે કોઇપણ જાતનો શબ્દધ્વનિ આવતો નહોતો સુરત શેહેરમા આજે સંધ્યાકાલે જેવી દશા હતી તેવી દશા કવચિતજ થઇ હશે કિલ્લામા નવાબ પોતાના કેટલાક કારભારાને લઇને ભગયો હતો, ને શેહેરમા શિવાજી લૂટારો લૂટ દમ ખાધીને ચલાવતો હતો અને તેનાથી ભયંકર દેખાવ એવો તો થઇ પડયો હતો કે કેટનાક જવામર્દ આદમીઓ છતા પણ કોઇ મરવાને જાય તેવુ જણાયું નહીં પણ આજે–તારીખ ૭ મીના સાંજના ૧૦ વાગ્યાની કોઠી આગળ ત્રીસ ચાલીસ માણસ એકઠા થયા હતા નદિમાથી પાણીનો ખળખળાટ થતો હતો, તેથી કોઇનો પણ અવાજ બહાર જવા પામતો નહોતો એક મોટા ઓરડામા ડચ કોઠીનો ઉપરી અને બીજા માણસો બહુ છુપી રીતે વાતો ચલાવતા હતા તેઓમાના કેટલાક હિંદુ અને કેટલાક મુસલમાન હતા પણ તે સઘળા શેહેરનાજ રેહેવાસી હતા. શિવાજીને જેર કરવો અથવા ભગાડવો કેમ એપર વિચાર કરવાને આ મંડળ મળ્યુ હતુ.

ડચ કોઠીનો ઉપરી એક ઘણો લાયક ને મર્દ આદમી હતો, અને જો શિવાજી લૂટ ચલાવતો ચલાવતો કદી ત્યા પેઠો તો સત્યાનાશ વાળશે એ તેને ભય હતો પોતે વળી શૂરો હતો. વય તો માત્ર ૩૫ વર્ષનું હતું, પણ વેપાર કરવામા બહુ નિડર હતો તેણે શેહેરના બળિયાઓમાના કેટલાકોને તેડાવી મગાવ્યા તેઓ છુપે રસ્તે જુદા જુદા પેહેરવેશમા ઘણા જલદી હાજર થયા આ શૂર વિલંદાનુ નામ જોન્સ હતુ

જયારે ઘણા માણસો આવી ચુક્યા ત્યારે જોન્સ બોલ્યો, "શિવાજીને કાહાડવા ને તેની સામા થઇ મરવા જવાને કોઇ તૈયાર છે?"

"જો કોઇ સરદાર તૈયાર હોય ને અમને દોરવા તત્પર હોય તો અમે તૈયાર છિયે." દશ વીશ અવાજ સામટા નિકળ્યા

"આ વખતે જે શેહેરનો બચાવ કરવાને તૈયાર થશે ને પાપી લૂટારાથી લોકોનું રક્ષણ કરશે તે અમર નામ મુકી જશે," એક કણબી બોલી ઉઠયો "શેહેરમા ત્રણ દિવસ થયા હડતાળ પડી છે, ખાવા પીવાનું કઇ મળતુ નથી, ને નવાબ તો બાયલો પાકે જનાનખાનામા જઇને ભરાયો છે સૌની મરજી હોય તો મારા બળપર હુ તૈયાર છુ, દાવપેચ ને પૂરા કેમ ખેલવા તે હુ જાણુ છુ, દાબી બાજૂએ દુશ્મનનુ જોર હોય

જમણે કેમ ઉતરવું ને જમણે જોર હોય તો પૂઠનો ઘા કેમ કરવો તે મને ખબર છે. આ દોઢસો કણબી પોતાના હાથમાં સોટા લઇને ઉભા છે, બીજા દોઢસો હોય તો ત્રણસો મરણિયા શિવાજીના ત્રણ હજારમાટે પુરતા છે. કોણ મરવા તૈયાર થાય છે?"

"શાબાસ! શાબાસ! ધન્ય છે, શેહેરનાં નાકને;" ચોમેર શબ્દઘોષ થઇ રહ્યો.

સુરતમાં એ કાળે લોકોમાં જે શકિત હતી, પઠ્ઠા જુવાનો હોંસ ઉમંગમાં આવો મેદાન પડવાને તત્પર થતા હતા, ને બથમ્બથાની યુદ્ધકળા-મારામારીમાં કોઇ સામા ઉતરવાને તૈયાર થતા હતા, તેનું પરિણામ કસરતશાળાઓ હતી. આ શાળાઓનો દેખાવ દુર્બલ હતો, પણ તેમાં જે ઉસ્તાદો હતા તેઓ યુદ્ધકળાના નિયમતો નહીં, પણ થોડાંક દ્વંદ્વયુદ્ધના નિયમ બહુ સારી રીતે જાણતા હતા. તેઓ તનબળમાં બહુ જબરા હતા. આમાં વાણિયા શિવાય ઘણું કરીને સઘળી જાતના લોકો બહુ કાબેલ હતા; અને એવામાંના ઘણાક લોકો જો કોઇ રણસિંગડું ફુંકનાર મેદાન પડે તો તેની પછાડી આવનારા તળવળાટ કરતા હતા. કણબી, શ્રાવક ને બ્રાહ્મણ વર્ગમાં જે શેજોરી હતી તેને લીધે આ વલંદા બંદરની સભામાં તે લોકોના લોહી તો ઘણાંજ ઉકળી આવ્યાં હતા.

આજે જેમ પરદેશી કે દેશી કોઇના પણ હુમલાથી બચવાનેમાટે એક પણ શસ્ત્ર ઘરમાં રાખવામાં આવ્યું નથી, ને કોઇ પિંડારો લૂટવાનેમાટે દોડ કરે તો એકવાર ઘડીના છઠ્ઠા ભાગમાં ગુજરાતનું કોઇ પણ નગર લૂટી લેવામાં વિલંબ લાગે નહીં, તેમ તે કાળે નહોતું. જો સાવધતા રાખી હોત તો નવાબને ઘણીક રીતે શેહેરી પ્રજામાંથીજ ઘણાક વીરપુરૂષો આવી મળત, ને શેહેરની ધૂળધાણી થાત નહિં. દરેક બાહાદુર નરના ઘરમાં તરવાર, બરછી, ફરસી કે પટાકડીના ઘાટની બંદુક તો ખરીજ; અને જેટલું શસ્ત્ર કામ ન સારત તે કરતા વધારે શેજોરીથી કામ થાત. લોકો હઠ્ઠા પઠ્ઠા, બળિયા ને દશ વીશ સામા મરણિયા થઇને ઘૂમનારા હતા. આજના જેવા માંઇકાંકલા, ઝપુઝપુ થતા, તિન દિને અડાઇ કોશ જેવી હાલતના બાયલા નહોતા. નાહનપણથી કસરતનો લાભ લીધેલા અને કસરતશાળાના સારા ઉસ્તાદો નાના લશ્કરનું કામકાજ કરવે લાયક હતા. પણ

મુસલમાની રાજ્યને લીધે કોઇ તેઓનો ભાવજ પુછતું નહોતુ દિલ્હી બાદશાહો પોતાનાજ વગના માણસો લશકરમા રાખવાની ગોઠવણ કરતા, કે વખતે નવાબ ખેવફા થાય તો બાદશાહીને એજાનત લાગે નહી—તેઓ તેના પક્ષમા રેહે—તેથી શેહેરના લાયક માણસો ધધાધાપા વગર પડી રેહેત અને હિંદુઓના દિલ મુસલમાનો તરફ અપ્રીતિવાળા હતા પણ જ્યારે શેહેરને માથે સામાન્ય દુખ જોયુ ત્યારે આગલુ પાછલુ સઘળુ વિસરી જઇને આ સભામા સઘળાજ એકદિલથી ભેગા થયા હતા, ને જ્યા ઐક્યતા હોય ત્યાનો વિજય સર્વોપરી વિલક્ષણ મોહિત કરનારો હોય છે

રામભાઇ કણબીએ પોતાનો ઉભરો બહાર પાડયો ને દૃઢ ઠરાવ જણાવ્યો કે તુરત મીયા બહાદુરજગ બોલ્યા "મે મહમદ પેગબરકે કસમસે કેહેતા હું કે મેરે ઉમરસે મે મરનેકું તૈયાર હુ, લેકીન સબ અપને અપને તાનમે મશગુલ તો અમ કયા કરે? ચલો, સબ લોક ઉઠો, ઓર મરો યા મારો, પીછા પગ મત ધરના અપને શેહેરમે ઓ સમ્રૂર રોદા રોજ હુવે મારકાટ કરતે હે ઓર અપન દેખા કરે? વલ્લાહી બીલ્લા! કયા જમાના આયા હે કે અપની જાનફેસાનીકી પરવાહ રખતા નહી કુછ પરવાહ નહી, અમ સબ પેગબરકે ફરજંદ અપના દીલોજાનસે કેહેતેહે કે અપના રૂહ ઓર કલીબ નઝર કરેગે હઝરત પેગબરકે ખાતર અમ સબ કરનેમે તૈયાર હે."

"આગેવાન કયા છે?" જેન્સ ટટાર થતા ખુરસીપર સિધો બેસતા બોલ્યો, કેમકે લોકોનો આ ઉમંગ જોઇને, હજી શસ્ત્ર વગરના ને સહાયતા વિનાના લોકોમા આટલુ પાણી છે એ જોઇને તે બહુ આશ્ચર્ય પામ્યો હતો "તમારે માટે હુ તૈયાર થાત, પણ મારાથી આ કોઠી છોડીને બહાર નિકળાય તેમ નથી. કોઇપણ તમારો દોરવનારો હોવો જોઇયે કોઈ શૂરો આગેવાની લેનારો નથી?"

"મારી જીન્દગીને ખાતર હુ તેયાર છુ." સૂરલાલ અકસ્માત્ આવી પહોચી બોલ્યો, "લશ્કર અવ્યવસ્થિત છે, ને સમયસર ગોઠવણ થઇ નથી, તેથી જો ત્રણસો માણસ દૃઢ યુદ્ધમા ઉતરવાને તૈયાર હોય તો કંઇ કરી શકવાનુ મારામા સામર્થ્ય છે શિવાજી સામા લડીને મરીશ અથવા મારીશ"

કાવ્ય "એસા નહીં બનેગા, તેરી જુવાનીકી ખાતર મેં મરનેકું તૈયાર હું, મેરા હાથ નીચે સબ લોક તૈયાર હો તો અભીકા અભી ચલો." સરદાર નવરોજ એકદમ દરવાજામાં પેસતાંજ બોલ્યો. "સૂરલાલ, તું એસા મત જાન કે મેં તુજે અપમાન કરતા હું, લેકીન મેં મરૂંગા તો કુછ દેહેશત નહીં હે, ઔર તુઝકું અઇપે ઇતની લડાઇકી વાકફગારી નહીં હે, ઉસ સબબસે તું મેરી પીછે ચલ."

સૂરલાલે તે કબુલ કીધું. તેનો સોબતી ખરો હતો. સઘળી મંડળીને પણ એ વાત ગમી. કેટલાક માણસો પાસે હથિયાર ન હતાં તે એકદમ મંગાવીને સોંપવામાં આવ્યાં. હિંદુ ને મુસલમાનનું એકઠું થએલું ટોળું "હર! હર! માહદેવ! ભવાની માતકી જે!" એમ કરતુંકને કે છસો માણસ ઉઠી એકદમ સરદાર નવરોજ ને સૂરલાલના હાથ નીચે સંપ કરીને ઉભું રહ્યું.

જોન્સે એક યુકિત બતાવી, કે જેથી શત્રુને કાને ઠેઠ લગણમાં કંઇ ખબરજ ન પહોંચે. તેથી પેહેલો ચોકીવાળો મળ્યો તેને એકદમ કતલ કરી નાંખ્યો. એ મરાઠાની લાસ સાથે લગભગ બીજા ત્રીસ મરેઠા સીપાઇઓનાં માથાં રવડતાં થઇ ગયાં.

શૂરપર આવેલા યોદ્ધાઓ ધબધબ પગલાં નાંખતા જોમપર આવીને ઘર, કુટુંબ કસાનો વિચાર કરયા વગર મેદાન પડયા હતા; ને ભયંકર કાળરાત્રિએ, ઘરકુટુંબને મરવા જાય છે તે જણાવ્યા વગર નિકળ્યા હતા. એ તેઓની હિંમત અને બહાદુરી ધન્ય કેહેવામાટે જરૂર પાડે છે. કીલ્લો છોડી ભાગળ નજીક આવ્યા ને બે ઘોડેસ્વારને મોટાં લશકરે દૂરથી જોયા, તેમ એક મોટાં ટોળાંને તે ઘોડેસ્વારે પણ જોયું. એક મોટાં લશ્કર સામા બે માણસનો શો હિસાબ! તેમાં જેણે લડાઇનું મોં જોયલું નહીં, પણ નામ સાંભળતાં થરથર કાંપે તેના મોં આગળ તરવારોનો ઝગઝગાટ જણાય ત્યાં પછી તેનું સ્વરૂપ કેવું રેહે? પ્રજારાજ્યનું લશ્કર,—હવે આપણે એ નામે એને ઓલખીશું, (તેના નિયમ ને તેની સ્થાપના કંઇ આવાજ સ્વરૂપપર થઇ છે)—જેમ નજીક આવવા માંડયું તેમ તેમ બે ઘોડેસ્વાર ગભરાયા, ને તેનાથી બચવા બાજુની ગલીમાં તેઓ

પેસી ગયા. પણ તેટલામા બે ઘોડેસ્વાર નાગી તલવાર સાથે સામા આ- ઊભા આ વખતના ભયનું પુછવુજ શુ ? આ બે સ્વાર તે મોતી બેગમ ને મણીગવરી હતા તે કેહેવાની કઇ વાચનારને જરૂર નથી

સ્ત્રી જાતી સકોમળ છે તેનાથી ભય સામા ઝાઝીવાર ટકાય નહી અકસ્માત્ સમયે કયો માર્ગ લેવા તે તેને સુઝવુ મુશ્કેલ છે તેની સ્થિતિજ હમેશા ઘરસસાર ચલાવવાને અને મૃદુમૃદુ હાસ્યવિનોદનુ મેમાળ બોલવાની છે તેનુ સ્વરૂપ શીતળછત્ર નીચે રેહેવા યોગ્ય છે તેનો જોસ્સો શત્રૂને મારવાનો નહિ, પણ તેના કાળજા વિધવાનો છે તેના હાથ શીતળતા પમાડવાને અને તેનુ મસ્તક ઘા ખમવા કરતા ઉંચુ આણવા માટે વધારે લાયક છે આ સાધારણ સ્વરૂપ છે તે છતા સ્ત્રીઓ સમયે પરાક્રમ બતાવે છે તે અતિ વિસ્મયતા પમાડવા યોગ્ય છે

"કોન હે ઉદર," આ બોલની સાથે બે તરવાર સાથી અફળી

"મારો, મારો, સબ સાલા પિંડારા હે," એક સ્વાર બીજો ઉમેગયો.

"ગોલી મારકર એકદમ નિકાલ લાના, અપનકુ બોત દૂર જાના હે," એક ચોથા પીસ્તોલ લઇને આવનાર સીપાઇએ કહ્યુ

"કિસ ખાતર ઇતની દેર લગાતે હો, તરવારકા કામ તરવારકુ કરને દો"

અને આ કેવો બારીક સમય છે સ્ત્રી જાત, પુરૂષના સ્વાગમા, કેવી સ્થિતિમા ! એક ક્ષણ બોલતા વાર લાગે છે તો છપ્પન તુકડા થતા વાર લાગતી નથી, ને હા શો જવાબ દે ?'

મણી તો ધ્રુજવા લાગી. મોતીની ઇંદ્રીઓ પણ મુન મારી ગઇ હવી પણ ઉપાય શો ? ઉપાય વગર રક્ષણ નથી, ને રક્ષણ ન કરે તો મરે ?

"બડા સેતાન, લ્યાનત હે તુઝપર કે અમેગ મુલ્કમે કુછ કારન વગર હલ્લા કીયા, તો સે તુજે એહી લતીજા મીલના ચહીયે," ને ઘા કરવા એક સ્વારે તરવાર ઉગામી મોતીનો ઘોડો આથી ચમકીને થોડાક કદમ પાછો હઠયો

"ખબરદાર ! બડ—એકભી કદમ પીછા હઠા તો તેરા છપન તુકડા હોનેમે દેર લગને વાલી નહી"

"રખકી ખાતર, કુછ અમેગ સુનો," મોતી, જીવ સટાસટના સોદા જોઇને જેમ તેમ કરતી બોલી

"ક્યા કહેના હે, બોલ, તું ક્યા પીંડારા નહીં?" એકદમ નવરોઝ ને સૂરલાલ બંનો નજીક આવી પોહોંચ્યા તેઓએ સવાલ કીધો.

"નવાબકી રૈયતકું મારનેકા હુકમ તુને કીને દિયાહે નવરોઝ?" નવરોઝને જોતાં ને સાથે સૂરલાલને જોઇ ઘણી હિંમતથી ચોતી બેગમ બોલી.

નવરોઝ પોતાનું નામ સામા સ્વારથી સાંભળી એકદમ ચકિત થયો. અને સૂરલાલ પણ આશ્ચર્ય પામ્યો.

"મને એ શબ્દ બોત દફે સુનાહે," નવરોજ ચકિત થતો બોલ્યો.

"અને મારા કાનમાં પણ તેની મોહિની ચાલુજ છે." પ્રેમના ઉમળકાથી સૂરલાલે શબ્દ કહાડ્યો. "મિયાન! મિયાન! તરવાર ને બંદુકનું કંઇ કામ નથી, સઘળા દૂર જાઓ."

"નહિં, સુરલાલ કશી જરૂર નથી. તમે તમારું કામ કરવામાં તૈયાર થાઓ. ચલો અમે પણ તમારી સાથે છિયે." ભણી, જ્યારે સઘળું ભય દોઢગાઉ દૂર નાસી ગયું ત્યારે ઘોડાને એડી મારી આગળ લાવીને બોલી. "મરાઠાનો કાલનો હલ્લો ને. લૂટ ઘણી જબ્બર થનારી છે માટે તેની હકીકત લક્ષમાં લઇ સૌએ પોતાનું કામ ચલાવવાનું છે."

---

## મું વા એટલે થઇ રહ્યું?

અનેક પ્રકારના વિચિત્ર શોધના વખતમાં પ્રાણીવર્ગના બંધારણની તપાસ પણ અવશ્યે થવી ઘટે છે. મનુષ્ય પ્રાણી જલ, સ્થલ ને આકાશમાં પોતાની ગતિ અવિચ્છિન્ન ચલાવી શકે છે, ને પ્રતિપદાર્થના અવયવનું સૂક્ષ્મ વર્ણન કરી શકે છે. આ મહાનસત્તાથી માણસ પોતે શું છે તે સમજી શકે છે કે નહિ એ આપણે જોવાનું છે. નાનાવિધના જે ચમત્કાર આપણે જોઇએ છીએ તેના કરતાં જીવનો ચમત્કાર કોઇ પણ રીતે ઉતરતો નથી. માણસ પોતાની બુદ્ધિના બલથી હજારો કોશનું અંતર પણ ટાળી શકે છે; અભેદ્ય અને નિઃસીમ જલસમુહથી વિચિત્ર પ્રદેશને સાંધી શકે છે; અર્થાત્ કોઇ પણ જાતની ગતિ ઘણી અદ્ભુત રીતે ઉત્પન્ન કરી

માં રહેલો છે. ચૈતન્યવાદીનો મોક્ષ જડના સંબંધથી ચૈતન્યને મુક્ત કરી તને અવિચ્ચલ આનંદમાં સ્થાપવામાં રહેલો છે. એક પુનર્જન્મ નથી સ્વીકારતો, બીજો સ્વીકારે છે. આ પ્રકારનાં ઉભય સ્વરૂપ કેમ બંધાયાં તે વિચારવું વિસ્તારના ભયથી અત્રે અગત્યનું નથી.

આ બધા નિર્ણયના સ્વરૂપ ઉપરથી જણાય છે કે જીવ અને તે સંબંધની વિદ્યાને લગતી બીના તેમાં આવે છે. તો પ્રથમ તપાસીએ કે જીવ નથી એમ કહેનારની પાસેના પુરાવાનાં જે જે પ્રમાણ છે તે કેવાં છે. શરીરવિદ્યા (Physiology) જે ઉપરથી પ્રાણી માત્રના અંતરનું સ્વરૂપ સમજાય છે તે શાસ્ત્રમાં માણસના મગજનું (Brain) સ્વરૂપ સૂક્ષ્મ રીતે જણાયું નથી. મગજ એ વિચારનું અને લાગણીનું સ્થળ છે એમ જણાવેલું છે; પણ તેમાં શી ક્રિયા થાય છે એ સમજાતું નથી. અથવા અમુક લાગણીનું કે બુદ્ધિનું બલ કેમ વધે અથવા કેમ ઘટે એ વિષે પણ જોઇએ તેવા સૂક્ષ્મ નિયમ જણાયા નથી. એમ માનવાને પણ કારણ છે કે આ વ્યાપાર જણાવા ઘણા કઠિણ છે; કેમકે જે જે મુવેલું માણસ તપાસવામાં આવે તેનામાં મગજના સર્વ સૂક્ષ્મ વ્યાપારતો વિરામી ગયેલાજ હોય. શરીરના જે જે અવયવો તપાસાયેલા છે તેમાં કાંઇ જીવ એવો પદાર્થ નમળવાથી જીવ નથી એમ કેહેવામાં આવે છે. ખુલ્લુંજ છે કે જેણે માણસના પ્રત્યેક અવયવનું પૃથક્કરણ કર્યું નથી તેનાથી આમ બોલી શકાય નહિ. જે મગજના વ્યાપાર હજુ જણાયા નથી તેમાંજ કદાપિ કોઇ એવો ચમત્કાર સમજવામાં આવે કે ચૈતન્યવાદીઓ સાચા ઠરી જાય તો. તેતો પણ હાલ તો કોને ખબર છે ? કોઇ લોક લોહીને જીવ કેહે છે. આ વાત કેટલે દરજે સાચી છે તે જ્યારે ચૈતન્યવાદના પુરાવા આપીશું ત્યારે જણાશે.

આજ કાલ જડવાદીઓનું એક મહાપ્રમાણ વૃદ્ધિક્રમ (Evolution) થઇ પડયું છે. ચૈતન્યવાદીઓ આ તર્ક (Theory) ને નથી સ્વીકારતા એમ નથી પણ તેઓ એમ બતાવે છે કે એ વૃદ્ધિક્રમવાદના જે પરિણામ ન્યાયદૃષ્ટિએ કુવે તે ઉપજાવવાં જોઇએ. "ડારવીન" અને બીજા પંડિતોએ જગતની ઉત્પત્તિ કયાંથી થઇ ને તે હાલ છે તેવું કેમ થયું એવિષે તર્ક

બાંધ્યા છે. ખગોલશાસ્ત્ર જાણનાર જેને સ્વર્નગા (Milky way) કહે છે તેવા તેજોમય ગોળા (જે જુદા તારા અથવા સૃષ્ટિ નથી એમ મનાય છે) જેને 'નેબ્યુલા' કહે છે તે ધીમેધીમે તુટી જવા હશે, ને તેના ગોળા બધાઈને સૂર્યમાલા જેવી જુની જુની જગત્માલાઓ બંધાયની. આપણી પૃથ્વીનો તેજોમયગોળો ફરતે ફરતે ટાડો થતો ગયો ને તે ઉપર પહાડ વગેરે ગુરુત્વાકર્ષણના ફાટવાથી બંધાતા ગયા અને પ્રથમ ઉદ્ભિજ્જ પછી કીડા માછલા એમ જીવ થયા માછલાથી ઉડતા પ્રાણી, તેમાથી ચોપગા પ્રાણી, પછી વાદરા અને તેમાથી માણસ એમ ઉત્પત્તિ થઈ અને મનુષ્ય હાલ જે સ્થિતિમા છે તે વૃદ્ધિક્રમના ચમત્કારથી એવુ છે પણ આગળ શુ થશે તે ખબર નથી આ કલ્પના વિશે પોતાનો અભિપ્રાય દર્શાવતા પ્રખ્યાત "પ્રોફેસર ટીન્ડોલ" જણાવે છે કે "વૃદ્ધિક્રમની કલ્પનાથી છેવટની આટી છુટતી નથી," આ "છેવટની આટી" તે એજ કે જગત કયાથી ઉપજ્યુ, માણસ શાનુ બનેલુ છે, જીવ છે કે નથી અર્થાત્ મૂળ જીવોત્પત્તિ કેમ થઈ? આ કલ્પનામા જણાવેલુ છે કે જગત નેબ્યુલામાથી ઉપજ્યુ, પણ તે કયાથી ઉપજ્યુ એનુ ઠેકાણુ નથી, તેમ માણસ વાદરાંમાથી થયાં, પણ બુદ્ધિ, ઇચ્છા ઇત્યાદિક કયાથી થયા એનો નિર્ણય નથી, તેમ માણસમા જીવ એવી કાઇ સ્વતત્ર શકિત છે કે નથી એ તપાસેલુ નથી તથા જીવડા થતી વેળે તે સજીવ—હાલતા ચાલતા ને ખાતા—કેમ થયા એનો સૂક્ષ્મ વિચાર નથી. આ વાદ ખરો નીવડશે એમ સ્વીકારીને પણ ચૈતન્યવાદી કહે છે કે આ કલ્પનાનો જે યથાર્થ પરિણામ તે જડવાદીઓ શામાટે સ્વીકારતા નથી? વાદરામા નથી એવા બુદ્ધ્યાદિ ગુણ તેના પુત્ર કે પ્રપૌત્ર મનુષ્યમા જણાયા તો વૃદ્ધિક્રમે કરી એજ ગુણના ઉત્કર્ષને પામી માણસ કોઈ અકલ કાળે પણ જડવાસનાથી છુટો થવો જોઇએ, અને જે જડ ચૈતન્યનો અકલ યોગ થયેલો છે તેમાં ચૈતન્ય પ્રાધાન્યતાને પામવુ જોઇએ. આ પરિણામ જડવાદીએ સ્વીકારતા નથી તેથી વૃદ્ધિનો નિયમજ નથી સ્વીકારતા એમ કહેવું જોઇયે અને તેમ થવાથી તેમનો વૃદ્ધિક્રમવાદ ભાગી પડવા જેવુ થાય છે

જડવાદીઓ જડ પદાર્થ અનત છે અર્થાત્ તેનો નાશ નથી એમ સ્વીકારે છે એક ફુલ ખીલ્યુ, કરમાયુ, ને સડીને ધુળ થઇ દેખીતુ તો નાશ પામ્યુ, તથાપિ પણ તેની સુગધ અનતકાળ સુધી કોઇને કોઇ સ્થલે ચા-

ત્યાં કરે છે. તેમજ શબ્દશાસ્ત્ર ( accoustics ) પ્રમાણે કોઈ વાદિત્રથી શબ્દ થાય છે ને તે હવાના તરંગે ચઢી નિરવધિકાલ પર્યંત નિત્ય રેહે છે. અર્થાત્ પુષ્પનો સ્થૂલ દેહ ક્ષીણ થયા પછી પણ સુગંધ રેહે છે, વાદિત્રનો સ્થૂલ દેહ પડેલોજ છે પણ તેથી નીકલતો શબ્દ અનંતકાળ પર્યંત રેહે છે એમ પ્રતિવસ્તુના અદૃશ્ય અને અસ્પર્શ્ય ગુણનું નિત્યપણું જડવાદીઓ સ્વીકારે છે તથાપિ માણસ જેના ગુણ બુદ્ધિ, સ્મૃતિ, સત્તા (સત્, ચિત્, આનંદ) એમ મનાયા છે તેનો સ્થૂલ દેહ નાશ પામે ત્યાર પછી કોઇ પણ વસ્તુ બાકી રેહેતી નથી એમ કેહેવાને તે આચકો નથી ખાતા એ ચૈતન્યવાદીઓને બહુ આશ્ચર્ય પમાડે છે. પોતાનાજ સ્વીકારેલા નિયમનો લાભ માણસ જાતને ન આપવો એ ન્યાયદૃષ્ટિથી વિરૂદ્ધ જણાયછે.

આ પ્રમાણે જડ માત્રનીજ સત્તા સ્વીકારનારના મત તપાસતાં એમ જણાય છે કે તેમની કલ્પનાઓ અપૂર્ણ છે અથવા તો તેઓ પોતાનીજ કલ્પનાના બાજબી પરિણામ સ્વીકારતા નથી. ચૈતન્યવાદીઓએ પોતે જે તપાસ કરેલો છે તે ઉપરથી તેમને માણસના શરીરમાં જડપદાર્થથી વ્યતિરિક્ત કોઇ અસ્તિત્વ સિદ્ધ થયેલુંછે. આપણામાં યોગશાસ્ત્ર, વેદાન્ત, ઇત્યાદિકના નિયમ પ્રમાણે વર્તનારને એ વાત દીવા જેવી પ્રસિદ્ધ છે. ને એ પણ તેમના મનમાં સિદ્ધ છે કે જીવ અથવા આત્મા તે પરમાત્મા તે—Universal Soul—નોજ અંશ છે અને આખરે—વિવિધ જન્મ મરણના ક્રમમાં ગયા પછી—તે પરમાત્માજ નિવૃત્તિ પામે છે. આ વાત આધુનિક સમયમાં સિદ્ધ કરી શકાય એવું કાંઇક સાધન હાથ લાગેલું છે. માણસના શરીરમાંની કોઇએક શકિત એવી રીતે છુટી પાડી શકાય છે કે આ સ્થલે બેઠેલો માણસ બીજાં ઘણાં દૂરના સ્થલની વાત કહી શકે છે, તેમજ જડવાદીઓને કેવળ આશ્ચર્ય પમાડે એવા અતર્ક્ય ચમત્કાર કાંઇ પણ સામગ્રી શિવાય બતાવી શકેછે. આ પ્રમાણે કરવું એ કાંઇ અસાધ્ય છે એમ નથી. જેને એમ કરી જોવાની સદિચ્છા હોય તે કરી શકેછે. એ ઉપરથી પણ એટલું નિઃસંશય સિદ્ધ થાયછે કે માણસના શરીરમાં કોઇએક શકિત છે જેને જીવ અથવા આત્મા કેહેવાય છે, આત્મા માણસના સ્થૂલ શરીરમાં કયાંથી આવ્યો એ વિચાર કરવાનો વિષય છે તથા એ આત્માનું મરણ પછી શું થતું હશે એ પણ વિચારવાનું છે.

# મુવા એટલે થઇ રહ્યુ ?

• આ અતિગહન પ્રશ્નના ખુલાસા માટે પાશ્ચિમાત્ય શાસ્ત્રમા જોવુ, વ્યર્થ છે. એ પ્રશ્નના ઉત્તર આપણા શાસ્ત્રમાથીજ મળી આવે છે આપણ શાસ્ત્રમા આ બાબતનો ખુલાસો "કર્મ"થી કર્યો છે તેમજ તેમા એમ માનેલુ છે કે જડ અને ચૈતન્ય (આત્મા)નો યોગ અનાદિ છે પણ અતે જડ ઉપરનું ચૈતન્ય પ્રાધાન્ય થઇ તે છુટુ પડી શકેછે કર્મ પણ અનાદિ માનેલુ છે અથવા બીજી રીતે કહીએ તો જગતની ઉત્પત્તિ અને પ્રવૃત્તિ અજ્ઞાનથી થઇ છે અને પરમાત્મા એજ જ્ઞાનમય છે, માટે જ્ઞાનની ઉપાસનાએ અજ્ઞાન નિવૃત્ત થતા મોક્ષ પરમાત્મામા લયરૂપી-મળે છે આત્મા અમર છે અને જડના સબધે કરી તેને જન્મની પરપરામા પડવુ પડે છે એ પણ સિદ્ધ કરી માન્યુ છે મરણ પછી કાઇક પરિવર્તન થાય છે એ પણ હાલ સાબીત થવા લાગ્યુ છે કેટલાએક લોક (યુરોપમા ને અમેરિકામા) પ્રેતનુ આવાહન કરીને પ્રત્યક્ષ ભૂત બતાવે છે આ ભૂતના શરીરાદિકનો વિચાર કરતા જણાય છે કે જડથી કાઇક અશે મુકત થયેલા, પણ કુકર્મથી કેવલ ભ્રમિત થયેલા અને જડવાસનાયુક્ત ચૈતન્યના એ દેહ બને છે આ ઉપરથી પણ માણસની કાઇક બીજી સ્થિતિ થાય છે એમ લાગે છે

કર્મ એ સૂક્ષ્મ રીતે જોતા કાર્યકારણ ભાવનુજ વિવેચન છે જે જે કારણ માણસ પોતાના કર્મથી પ્રયુક્ત કરે તેને કારણનુ કાર્ય કાઇપણ થવુ જોઇએ આ કર્મના સસ્કાર અનન્ય આત્માને લાગે છે ને તે આત્મા તે કર્મના કાર્યને અનુસરતા બધનમા બધાય છે આ પ્રમાણે, જ્ઞાનરૂપી અગ્નિથી જ્યા સુધી કર્મનો દાહ થતો નથી ત્યાસુધી, જન્મની પરપરા ચાલી જાય છે, અને આત્મા સચ્ચિદાનદરૂપમા લય પામી વિરામને પામતો નથી આ સિદ્ધાત કોઇને વગર પુરાવે ઉચ્ચારેલા ધર્માધ નિયમવત્ લાગશે પરતુ અવકાશ મળશે તેમ તેમ એમાનો પ્રત્યેક ન્યાયદ્વારા સિદ્ધ કરી બતાવવા પ્રયત્ન કરીશુ. હાલતો વિસ્તારના ભયથી આટલેજ અટકવુ બસ છે

આ ક્રિયા અને તેમાના સિદ્ધાન્ત આર્યદેશમા આજ કરી લખવાની જરૂર ન હતી પરતુ પાશ્ચિમાત્ય વિદ્યાના તેજથી જે અજાઇ ગયા છે તેમને એ વિચારનુ અસ્તિત્વ દર્શાવી તેમને અત્રત્ય શાસ્ત્રાદિ ઉપર જે અનિષ્ટ અનાદર અને પારકા ભભકા ઉપર જે ધિક્કારક મોહ થયો છે તે અટકાવવા એટલોજ મારો ઉદ્દેશ છે

મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

## વક્તૃત્વ વિષે.

### દોહરા.

વિજયતણા છે વિશ્વમાં, વિદિત વિવિધ પરકાર;
તેમાં વક્તાનો વિજય, સર્વશિરોમણિ સાર— ૧
અવર પ્રસંગે થાય જે, માનવિતણાં વખાણ;
પરોક્ષ, નહિ પ્રત્યક્ષ તે, સમજો ચતુરસુજાણ— ૨
આપણથી કેવા રિઝયા, જન તે નાજ કળાય;
પણ વક્તૃત્વવિષે રહે, જય, જશ સાથ સદાય— ૩
શ્રોતાજનનાં મુખકમલ, હરખે વિકસિત થાય;
વક્તાવાણિપ્રતાપ તે, તેપરથકિ પરખાય— ૪
નિજ, પર, પંડિત, મૂર્ખનું, શત્રુ, મિત્રનું જેહ;
મન આકરષે વાણિ તો, સભાયોગ્ય છે તેહ— ૫
તે વાણી વક્તાતણી, સફલ જગતમાં જાણ;
શઠને જે કોમળ કરે, પિગલાવે પાષાણ— ૬
પાપેને પાનો ચઢે, બને સૂમ દાતાર;
જડમાં ચેતન ઉપજે, ધન્ય વાણિ તે સાર— ૭
તેજ વાણિ જે સૂણતાં, ઉપજે પ્રભુપદ પ્રીત;
વિષયવાસના તો મટે, નિર્મળ થાયે ચિત્ત— ૮
અવર વાણિ વક્તાતણી, હોય કદી વિપરીત;
સુણતાં સજ્જનમન વિષે, કદી ન ઉપજે પ્રીત— ૯
જયમ વંઠેલી પુત્રિના, પિતાતણો જશ જાય;
ત્યમ વક્તા તે વાણિનો, નહીં કેમ નિંદાય— ૧૦
માટે સમજી મન વિષે, વક્તા વદે સુજાણ;
દેશહિતેચ્છુ જેહને, પંડિત લહે પ્રમાણ— ૧૧
એવા વક્તા જગતમાં, જીવો વર્ષ હજાર;
જેના યોગથકી નકી, સુધરે સહુ નરનાર— ૧૨

તંત્રી.

# વિધવા વિવાહ અશાસ્ત્ર કે સશાસ્ત્ર?

[સાધણુ–પાછલા વરસથી]

૪ સ્મૃત્યર્થસારનુ વચન સામાન્ય છે, પણ પરાશરનું વચન કલિયુગને વિષે છે તેથી તેનો ખુલાસો થાય છે

૫ પરાશરે औरस અને दत्तक એ બે પુત્ર કહયાછે વિધવાનો વિવાહ પણ કહ્યો છે ત્યારે તેનો પુત્ર દત્તક નથી ત્યારે ઔરસમા ગણવો જોઇએ. પૂર્વકાળમાં પૌનર્ભવને ઔરસમા નથી ગણ્યો, કારણ કે વર્ગ ૧૨ કર્યા, તેમા એને એક જૂદુ નામ આપ્યુ હશે જે પરાશરે પુનર્વિવાહનુ વિધાન કર્યુ તેણે તેના પુત્રની વ્યવસ્થા કરી નથી એ ભૂલ પરાશરને માથે ધાલવી સયુકિતક નથી, પણ ઔરસપુત્રમાજ એની ગણતી થઇ અને શબ્દાર્થ પ્રમાણે "उरसाजात औरस" વિધવાપુત્ર ઔરસ છેજ.

"सोम प्रथमो" એ મંત્ર લાક્ષણિક છે કારણ કે સોમ, ગધર્વ, અગ્નિ એ દેવતા કોઇ મનુષ્યકન્યાને પરણતા નથી એ સ્પષ્ટ છે માટે વાચ્યાર્થ ન લેવો એ સાર. વળી વિશેષણ એકવચનમા અને વિશેષ્ય બહુવચનમા એમ છાદસ પ્રયોગમા થાય છે એ મત્ર સૂર્યાસાવિત્રીની વિવાહકથા વેદમા લખી છે તેમા આવે છે. તમે લખ્યોછો કે "वधूप्रति वर वाक्यमेतत्" એ રચના પ્રયોગકારે કરેલી છે મૂળમા નથી વિવાહકાર્યમા કેટલાએક મત્ર આ સૂકતમાથી લીધેલા છે તે પ્રયોગકારની રૂચી પ્રમાણે છે "तापुष शिवतमा" એ મત્ર ગર્ભાધાનમા લીધોછે પણ તે પ્રયોગકારની ખુશી જે વખત સૂત્રકાર એટલે પ્રથમ પ્રયોગ લખનાર થયા તેમણે જેમ બાધ્યુ તે પ્રમાણે મત્ર ભણવાની રીતિ મુકરર કરી માટે સૂત્રને કલ્પ કહે છે. ચોથો પતિ મનુષ્ય થાય છે એમ મત્રમા મતલબ છે, તેથી વિધવાને કઇ પણ વિરૂદ્ધ નથી પણ વિધવા વિવાહને બહુવચનથી ઉત્તેજન મળે છે મત્રોકતપતિસખ્યાબાધ થતા નથી બહુવચન છે તેથી મનુષ્યવર્ગના ગમેતેટલા પતિ થઇ શકેછે "मनुष्यजा" એ પ્રમાણે પદ બધા પુસ્તકમા જેવામા આવે છે અગ્નિ એટલે કામાગ્નિ સોમ એટલે જનક, ગધર્વ એટલે જુવાની કામા-

... જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે કન્યા મનુષ્યને વરે છે, એવો અર્થ ત્યાં.ત્ય માલમ પડે છે. તે વખતે કન્યા આજની રીતે દશ વર્ષે પરણતી ન હતી, પરંતુ કામાગ્નિ ઉત્પન્ન થયા પછી વીસ કિંવા પચીસમે વરસે પરણતી હતી. આપસ્તંબ શાખામાં ચતુર્થીકર્મ વિવાહને ચોથે દહાડે લખ્યું છે તે આઠ વર્ષની કન્યા હોય તો થાય નહિ. અગ્નિ આપે છે કિંવા દે છે એ બોલવાની રીત છે. પણ એ લાક્ષણિક મંત્રનો અર્થ અલંકાર તરીથી સમજવો જોઇયે. "अपुनर्ग्रहणाय स्व स्वत्व निवृत्ति" એવો અર્થ કરિયે ત્યારે ઘણીજ અડચણ આવે છે. સોમે ગંધર્વને જે કન્યા આપી તે ત્યાંજ રેહેવી જોઇયે. તેણે પછી અગ્નિને કેમ આપી? અને અગ્નિએ લીધી ત્યારે તે ગંધર્વની કન્યા અગ્નિએ કેમ હરણ કરી? ત્યારે ગંધર્વે પણ પુનર્દાન કર્યું એ મોટો દોષ કર્યો એમ કેહેવાય. માટે ખરો અર્થ કરવો યોગ્ય છે. મનુ લખે છે "देवदत्तां पतिर्भार्यां" એ વચન પણ અલંકારિક છે. દેવ સર્વ આપે છે પણ વ્યવહારની રીત જાણવી જોઇએ. બાપ કહે છે કે મને પાંચ પુત્ર પરમેશ્વરે આપ્યા છે; એ જેવો અલંકાર છે તેજ પ્રમાણે દેવદત્ત નારી. આસ્તિક મનુષ્યની એવી ભાષા હોય છે. વેદમાં અનેક અલંકાર છે. જેમ "अनृतापस्तरण मसी" "उशाति रिव मातरः" એ મંત્રમાં અમૃત અને मातर એ લાક્ષણિક સ્તુતિ છે. માતર એટલે મા એમ કોઈ પણ પંડિત વ્યાકરણના બળથી સ્થાપવા આવે તો શું કહેવાય?

૮ અમારી બોલવાની રીત લાભકારક થશે તો ઘણું સારૂં.

૯ કશ્યપે જે આપત્તિ લખી છે તે તેનાં મત પ્રમાણે, કોઈ ઋષિએ કાંઈ આપત્તિ લખી છે પણ પુનર્દાન કરવાની રીત હતી. અનેક ઋષિનાં અનેક મત. "श्रुतिर्विभिन्ना स्मृतिरेवभिन्ना" એ પ્રમાણે યુધિષ્ઠિરનો જવાબ છે ત્યાં આપણી તે શી કથા!! બાભ્રવ્યે પણ એક અભિપ્રાય લખ્યો. હું એમ નથી કેહેતો કે બધા ઋષિએ એક અભિપ્રાય લખ્યો છે. ત્યારે વાદ શાનો ચાલે? અનેક મત છે માટે વિચાર કરવો જોઇયે. અને સબળ પક્ષ કીયો તેનુ વચન નિરભિમાની ત્રાજવામાં કરવું જોઇયે. સપ્તપદી શું પણ "आगर्भधारणात्" એવું પણ કેટ-

બાકેક રૂષીઓ બોલે છે પણ પુનર્વિવાહ કરવો એવી આજ્ઞા સ્મૃતિ અને પુરાણ પણ આપે છે તેમા કેટલાએક મતભેદ અને આપત્તિ તેના વિચાર જૂદા જૂદા લખ્યા છે પણ સાગથ બીજો પતિ કરવાને હરકત નથી પછી સપ્તપદીની પૂર્વે કે સપ્તપદી ઉત્તર પણ વિવાહ વિધિ છે શ્રુતિ પ્રમાણે સ્મૃતિ બોલે છે એ વાત સત્ય છે પણ શ્રુતિનો અને સ્મૃતિનો અર્થ ફેરવશે ત્યારે શ્રુતિને સ્મૃતિ તેનો હાથ પકડતી નથી "ऋचीना वैचित्र ऋजुकुटिल नानापथजुषा" પોતાના મત અને સમજુતી પ્રમાણે લોક અર્થ કરે છે તેમા રૂઢી ઘણા દહાડાથી નથી તે ઉપર મન ચોટી રહે છે "प्रयोग शरणा वैयाकरणाः" એ વાકય છે તે પ્રમાણે હાલ "रुढी शरणा श्रुति स्मृति सर्वे पडितोपि" એ પ્રમાણે થયુ છે સત્યાર્થ કરવાને કોઇ નિરલાજ મહત્ત હશે—

૧૦ એક શ્રુતિમા એક વચન અને બીજી શ્રુતિમા તેની વિરૂદ્ધ મળે ત્યારે તેને "विकल्प" અનુદિત હોમ એક શ્રુતિમા લખ્યો છે અને બીજી શ્રુતિમા ઉદિત હોમ લખ્યો છે ત્યારે બે પ્રકારના હોમને શ્રુતિબળ છે માટે ફાવે તેમ કરવુ એ પ્રમાણે રીતિ ચાલે છે તે પ્રમાણે પુનર્વિવાહ કરો અથવા ન કરો એ બે સરખા છે એ પ્રમાણે વિકલ્પ થાય, પણ નિષેધ તો કદી થાય નહિ કારણ કે. વેદમા ચાર પાચ ઠેકાણે વિધિ છે અને એક યૂપનો દૃષ્ટાંત મળે તેથી બધી શ્રુતિ રદ્દ ન થાય બીજું મને ઘણો સંશય છે કે એક રથના યૂપને બાંધી એટલે તે ઉચ્છિષ્ટ થાય છે ને બીજા યૂપને બધાય નહિ એક વખતે ન બધાય પણ બીજે વખતે કેમ ન બધાય? વેદમા જેટલા ક્રતુ કહ્યા છે તેની માહિતી જોઇયે તેનો તપાસ હુ કરૂછ, પણ ક્રતુ ઘણા છે તેનો નિર્ણય કરવાને વાર છે જે કાંઈ માલમ પડશે તે પછી જણાવીશ એક રથના બે યૂપને સમકાયે ન બંધાય એ વાત ઉઘાડી છે. પણ બીજા યૂપને બાધવાને કાંઈ હરકત જણાતી નથી એમ પણ વિધિ હશે લિંગતોભદ્ર અને સર્વતોભદ્ર કાગળ ઉપર કાઢી ગોર (પુરોહિત) હરેક ઠેકાણે રજુ કરે છે તે ઉચ્છિષ્ટ થતા નથી, તેજ પ્રમાણે કલશપ્રતિમા પણ ઉચ્છિષ્ટ નથી થતી, ત્યારે માણસને ઉચ્છિષ્ટ કેહેવુ એ સાહસ છે એક ક્રતુમા ઋત્વિજ કર્યા હોય તે પણ બીજા ક્રતુમા ઉચ્છિષ્ટ નથી થતા તે પ-

પ્રધાન પણ ઉચ્છિષ્ટ નથી થતાં. કિમતી ચીજ હોય તેને કોઈ ઉચ્છિષ્ટ માનતો નથી, અને બેકિમતી ચીજ હોય તેને ઉચ્છિષ્ટ માને છે. ત્યારે સ્ત્રી કેવળ બેકિમતી ચીજ છે ને તે સંસ્કારથી ઉચ્છિષ્ટ થાય છે એમ સંભવે નહિં. જ્યાંસુધી એક પતિનો કબજો છે ત્યાંસુધી એ ઉચ્છિષ્ટ છે, કારણ કે ધણી માથે છે. પણ પછી અથર્વ શ્રુતિ કહેછે કે "समान लोको भवति पुनर्भुवापर: पति:" હાલ પુનર્વિવાહ કેટલીએક બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય જાતીમાં ચાલે છે. વળી વિવાહમાં "जनपद धर्मान्ग्राम धर्मान् विवाहे प्रतीयेत" ત્યારે એ અનાચાર કેમ કહેવાય ? તૈત્તરીય શ્રુતિમાં "आराध्यै दिधिषुपतिं" ब्राह्मणकांड २ प्रपाठक ४ अनुवाक १ भाष्य. द्विर्विवाहकृतवती स्त्री दिधिषुतस्यापतिं" એથી પણ એ ચાલ હતો એમ માલમ પડે છે. અને એ દિધિષુપતિ મેધ્ય છે ત્યારે તે દિધિષુ અમેધ્ય કેમ થાય ?

૧૧. "विधवेवदेवरं" એ વાક્યથી વિધિ ન થાય પણ રૂઢીનું દર્શન થાય છે. હારીત કહે છે કે "अनुष्ठितं येन देवैर्मुनिभिर्यदनुष्ठितं नानुष्ठेयं मनुष्यैस्तस्तदुक्तं कर्ममाचरेत्॥ १॥ तथा परीक्षिति शंका:—सकथम् धर्म सेतुनां वक्ता कर्ताभिरक्षिता॥ प्रतीपमाचरन्ब्रह्मन् परदाराभिमर्षनं॥ १ ॥ शुकवाक्य:—धर्मव्यातिक्रमोद्दष्ट ईश्वराणांच साहसम्॥ तेजीयसां न दोषाय वन्हे: सर्वभुजो यथा॥ १ ॥ ईश्वराणां वच: सत्यं तथैवा चरितं क्वचित्॥ तेषां वत्स्व वचोयुक्त बुद्धिमान्नै वदाचरेत् ॥२॥ જબરદસ્તને કશો દોષ નથી, તે પ્રમાણે દ્રૌપદીના પંચ ભતારની વ્યવસ્થા છે. અનાચારની ઉપમા હોય તે વિધિ ન થાય એ વાત ખરી છે, પણ "समान लोको भवति" એ શ્રુતિ સ્પષ્ટ અને વિધિરૂપ છે એમાં કાંઇ સંશય નથી.

૧૨ "नष्टेमृते" એ વચનનો અર્થ નંદપંડિતાદિક મહાવિદ્વાન કરી ગયા છે, પણ જે વખત તેમણે અર્થ કર્યો તે વખત સ્ત્રીના અધિકારનો સંકોચ થઇને પુનર્વિવાહ બંધ થયો હતો. તેમણે ચાલતો આચાર જોઇને તે પ્રમાણે લખ્યું. ચાલતા આચારને ફેરવવાની બુદ્ધિ ઘણા કાળથી બંધ પડી ગઇ. જે દિવસથી ભરતખંડમાંથી ક્ષત્રિત્વ નષ્ટ થયું તે દહાડાથી સર્વે પંડિત ચાલતા આચારને પકડી રહ્યા. સતી બાલવાની ચાલ હતી

જ્યારે તેની પુઠીમા સઘળે લખાતા ગયા—માધવ પણ એ શ્લોકપર એ યુગનો આચાર એમ લખે છે તેજ માધવ, પરાશર સ્મૃતિ કલિયુગની છે એમ પણ લખે છે ત્યારે એક શ્લોક પૂર્વ યુગમા ને બધા શ્લોક કલિયુગમા એ ભૂલ કેમ થઇ ? તેનુ કારણ એ કે ચાલતા આચારની વિરૂદ્ધ ન લખવાની સરવે પંડિતોની ચાલ દૃઢ થઇ હતી, હજી પણ એજ દૃઢ છે માટે આ વાદ ચાલે છે નહિતો એ વાત સહજ સમજવામા આવે એવી છે અન્ય દેશમા જે વાત કથામા ગણાતી નથી તે વાત ઉપર આ દેશમા મોટો વિચાર ચાલેછે કારણ અહીના લોકોનુ કવિત્વ ઘણા કાળથી નષ્ટ થયુ અને લોક રૂઢીને શરણ તેમજ તેના દાસ થયા છે તે ભ્રાંતિ જ્યારે જશે ત્યારે સુધારો થવાને વાર નથી લાગવાની આ દેશનુ સર્વ સૌખ્ય, ઐશ્વર્ય અને સત્તા નષ્ટ થઇ તેનુ કારણ એજ છે. તર્ક જાગૃત થશે ત્યારે યથાસ્થિત અર્થનુ દર્શન થશે ચાલતી ચાલને માન આપતા આજસુધી સર્વ પંડિતો આવ્યા છે પણ મારા મત પ્રમાણે ચાલતી રૂઢીને કોઇપણ માન આપવુ ન જોઇયે કારણ કે મૂર્ખ લોકે ગમે તેમ રૂઢી કાઢી હશે હસન હુસેનનુ ભજન કરે છે, ફકીર થાય છે, તાબુત કરે છે અને વિધવાનું વપન કરેછે એવા અજ્ઞાની લોક નષ્ટ તર્ક અને ભ્રષ્ટ ધર્મ થયા હોય તેમા સુધરેલા પંડિત ઇશ્વરચન્દ્રાદિકે અર્થ કર્યો તે તમને ન ગમે તો હરીચ્છા પણ વ્યાકરણ અને ધર્મશાસ્ત્ર રીત્યા તે અર્થ વિરૂદ્ધ નથી એમ મારૂ મત છે

૧૩. હુ એમ કહુ છુ કે વિધિવાક્ય અને નિષેધવાક્ય બેઉ શાસ્ત્રમા છે તે બેનો વિચાર કરતા પુનર્વિવાહપ્રકરણમા વિધિવાક્યો વધારે બળવાન્ છે, નિષેધપર વચનો બળવાનૂ નથી નિષેધ બલી છે એ ન્યાય ખરો પણ નિષેધ અને કેટલાએક વિધિવાક્ય જ્યારે માલમ પડે છે ત્યારે તે બેની વ્યવસ્થા કરવી પડે છે પ્રત્યક્ષ પક્ષ અને વિપક્ષ એ વિષયમા બે પ્રકારના વાક્ય છે ત્યારે તેની વ્યવસ્થા કરવીજ પડશે

૧૪ "सकृत्कन्या" એ સાધારણ વાક્ય છે કન્યાનુ લગ્ન એક વાર જોડે કરવુ બને ન આપવી પણ "नष्टेमृते" એમા આપત્તિ બતાવી ને તેમા પુનર્વિવાહનુ વિધાન છે માટે એ વિશેષ છે આપત્તિમા પુ-

ક્ષેમ થાય અને અન્ય પ્રસંગે ન થાય તે ઠેકાણે "सकृत्कन्या" એ વચનને ચારિતાર્થ છે.

૧૫. વિવાહમંત્રમાં નિયોગ નથી અને વિધવા વેદન એટલે નિયોગ પણ વિધવાને નથી. એ વચન પુનરવિવાહનિષેધક નથી પણ નિયોગનિષેધક છે. વળી આ વિચાર પંચ આપત્તિનો નથી. સાધારણ છે. વેદન એટલે નિયોગનિયોગમાં કોઈ પ્રકારનો સંસ્કાર નથી. નિયોગ કરતાં વિવાહની પેઠે મંત્રાદિકનું પઠન નથી. નિયોગ એટલે કેવળ અંગીકાર માત્ર છે. તેથી ક્ષેત્રજ પુત્ર થાય છે. નિયોગનો નિષેધ કર્યાથી પુનર્લગ્નનો નિષેધ થતો નથી અને મનુનું વચન કલિમાં ચાલતું નથી. પરાશરનું ચાલે છે. "कृतेतु मानवा धर्माः" માટે મનુનો નિષેધ હોય તોપણ કામનો નથી.

૧૬. પરાશરનું વચન વાચાદત્તાપર લઈ જવું એ વાજબી નથી. વાચાદત્તાનો ત્યાં સંબંધ નથી. ત્રણ શ્લોક વિધવાનેવાસ્તે છે. પુનર્વિવાહ, બ્રહ્મચર્ય અને સહગમન—એ ત્રણ વાચાદત્તાને લાગવાના નથી. માધવ પણ પરાશર માધવીમાં લખે છે "अयंयुगांतराय विषयः" એ ભૂલ થઈ પણ વાચાદત્તાનો અર્થ એણે કર્યો નથી. કારણ પ્રકરણ વિધવાનું છે. એ શ્લોક વૃદ્ધ મનુ અને નારદ ઇત્યાદિ બીજી સ્મૃતિયોમાં છે. વાચાદત્તાપર એ વચન લગાડવું એ કેવળ અન્યાય છે—ફક્ત વિધિને રદ્દ કરવાની એ યુક્તિ છે. એવીએક વાકયતા કરવાનું સાહસ કરીને લક્ષાવધિ સ્ત્રીઓનો શાપ લેવો એ અયોગ્ય છે. વાચાદત્તા અને વિધવા એ પૃથક છે. વાચાદત્તાનાં વચનો વાચાદત્તાને લાગશે અને વિધવાનાં વચનો વિધવાને લાગશે. બેને ચારિતાર્થ આપવો—યુગ બદલાવવાથી અર્થ ફરે છે એપણ ખરૂં છે, જેમઃ—"तत्संसर्गिच पंचम" સંસર્ગી પંચ મહાપાતકી પૂર્વ યુગમાં હતો પણ "कलौकर्ता चालिपयते" એ વચનથી સંસર્ગી છુટી ગયો છે. યુગપરત્વે શબ્દોનું અર્થાંતર ઘણે ઠેકાણે થાય છે. મધુપર્કને ઠેકાણે અર્ધ્ય, કુશને ઠેકાણે તુલસી, યજ્ઞશિષ્ટને ઠેકાણે પ્રસાદ, યાગને ઠેકાણે પુજા ઇત્યાદિ. ધર્મશાસ્ત્રના કર્તાએ દેશકાલાનુંસાર વર્તવાની સનદ આપી છે. જે વખત દ્વાદશપુત્રોની ચાલ હતી તે વખત દિધિષુ પુત્રને પૌનર્ભવ કેહેતા, પણ પરાશરવાકયથી વિધવા પંચ વિપત્તિમાં આવી પડે ત્યારે ફરી

સર્ગ કરે અને તેનો પુત્ર ઔરસ થશે પૌનર્ભવ એ શબ્દ વા, નિષેધ છે તથી એ ઔરસ છે. એ પ્રમાણે ધરાવાનને ઔરસ કહેવો વિધવાનો બીજો પતિ થાય તેના શરીરથી ઉત્પન થાય તે કેમ ઔરસ ન થાય ? વ્યાકરણ અને ધર્મશાસ્ત્રથી એ ઔરસ છે વિધવા ફરી પરણે તો એ ધર્મપત્નિ છે ક્ષેત્રજ એટલે પોતાનો નહિ પણ પોતાની સ્ત્રીનો, જેમકે નિયોગથી થયેલો. પણ પુનર્વિવાહના પતિની સ્ત્રી તે તેની ધર્મપત્નિ તે બે નો, પુત્ર તે ઔરસ ધર્મ અને અધર્મ એનો વિચાર ૠષિવચન અને વેદ-વચન ઉપર છે. "वचनात्प्रवृत्ति: वचना न्निवृत्ति" ભારતમા ઔરસ લખ્યો પણ એ ઔરસ નથી એમ કેહેવાને આપણે સમર્થ નથી યાજ્ઞવ-લ્કય પ્રમાણે ઔરસ પુત્ર થવાને માબાપ ધર્મપત્નિ અને ધર્મપિતા જોઇયે તે પ્રમાણે વિધવા બ્રહ્મચર્ય મુકીને લગ્ન કરશે તો તે ધર્મપત્નિ થશે શાસ્ત્રાજ્ઞાએ અધર્મપત્નિ થાય નહિ

---

## સુધારો અને તેનું રૂપાંતર

(૧૮૫૦ થી ૧૮૮૩.)

સને ૧૮૫૦ ની પેહેલા ગુજરાતી તેમજ આર્યાવર્તની બીજી ભાષા-ઓમાં સુધારો શબ્દ હતો નહી અગર સુધારો શબ્દ બાહ્ય સ્વરૂપમા અનાર્ય ભાષાનો નથી, તેમજ જે ટોળાએ એ શબ્દને પ્રથમ જન્મ આપ્યો કે તે ટોળાના આબેહૂબ વિચારદર્શક એ સુધારો ઘણે દરજ્જે છે, તોપણ જે વિચારઅનુક્રમણિકાની એ સુધારો શબ્દ શ્રવણે પડતા અંતર્મા પ્રે-રણા કરે છે તે વિચારઅનુક્રમણિકા આર્ય પ્રજાના આખા ઇતિહાસમા કેવળ નવિન છે, એટલે બીજા શબ્દોમા કહેતા અનાર્ય છે આર્ય પ્રજાનો પુરાતન ઇતિહાસ, તેના જ્ઞાન, વિદ્યા, રાજ્યરંગ, કળાકૌશલ્યતા અને સમૃદ્ધિ આ આખી પૃથ્વી ઉપર સૌથી પ્રાચીન કાળથી પ્રસિદ્ધી પામ્યા છે બ્રાહ્મણ અને ક્ષત્રી રાજ્યના મંડાણથી લેતા આજદિન સુધીમા આર્યાવર્તની ભૂમિ ઉપર તેના ધર્મ અને રાજ્યરંગમા યૂરોપની સાથે સરખાવતા થોડી કે ઘણી તોપણ ઘણી મહાભારત ઉથલપાથલ સમયે સમયે થઇછે. યૂરોપીઅન

તમે માન્ય કરેલી ઓછામાં ઓછી આજથી પાંચ હજાર વર્ષની ગાંતિમાં આર્યાવર્તની ધાર્મિક, રાજકીય, અને સંસારી સ્થિતિ, એમતો કોઇ નહી કહેશે કે, એકસરખી રીતે સતેજ અને બળવાન હતી. બ્રાહ્મણ ધર્મરાજ્ય ઉપર બૌધ અને જૈન ધર્માચાર્યોએ ઘણીએવાર હલ્લા કરેલા અને ક્ષત્રી રાજબળ સ્વપક્ષમાં કરી સમયે સમયે ફતેહ મેળવેલી; તેમજ ક્ષત્રી રાજ્ય ઉપર જીત મેળવી પરદેશી, મુખ્યત્વે કરીને મૂસલમાન રાજ્યે મહમદીઅન ધર્મ આર્ય પ્રજામાં સ્થાપવામાટે અનેક યુક્તિઓ રચી હતી. તોપણ એ સઘળા કાળક્રમણોમાં વિશેષત: એ જોવાનું છે કે બાહ્યના કે ભીતરના સઘળા હલ્લા છતાં આર્ય મંડળના બંધારણ ઉપર અન્ય વર્ગની કાંઈ અસર ન થતાં તે બંધારણ સનાતન કાળથી બ્રાહ્મણ બળથી ભરેલું રહ્યું હતું. બ્રિટિશ રાજ્યની પેહેલાં આર્યાવર્તની સઘળા પ્રકારની કેળવણી બ્રાહ્મણ અધ્યક્ષની દેખરેખ તળે હતી અને વિશેષતઃ બ્રાહ્મણ ધર્મ ઉપર શ્રદ્ધા દેનારી હતી. બ્રિટિશ રાજ્યમાં બ્રાહ્મણ કેળવણી દબાઇ બેઠી, અને વિલાયતી કેળવણીએ વિલાયતી વિચારોની પ્રેરણા કીધી. પણ હશે! સમયે સમયનું બળ અજમાવ્યું. સુધારાના વિચારમાં સાધારણ રીતે હાલ છેલ્લાં પાંચ વર્ષમાં જે રૂપાંતર જણાય છે તે ઉપરથી એમ આશા બાંધવામાં આવે છે કે જે દૂષણો ભરાયાં હતાં તે વૃત્તિ આર્યવૃત્તિમાં આજ સેંકડો વર્ષના પરદેશી રાજ્યોના અમલ તળે ઘટિત ફેરફાર થઇ સનાતન આર્ય માર્ગ તરફ હંમેશને માટે વળશે.

એનેમાટે ગયા ત્રીશ વર્ષના સુધારાના સ્વરૂપને સારરૂપે કાંઇક તીક્ષ્ણતાથી આપણી નજરને નિહાળવા દો. ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એમાંની કોઇ વસ્તુને પ્રાધાન્ય હેતુ માની, મનુષ્યકર્મનું સ્ફુરણ થાય છે; અને એ ચાર વસ્તુમાંથી અમુક વસ્તુને પ્રાધાન્ય હેતુ માનનારા ઘણા જનોમાં પણ તેજ હેતુ અમલમાં આણવા માટે સત્વરજતમરી પ્રકૃતિવશાત્ ભિન્ન ભિન્ન ઉપાયો યોજવામાં આવે છે. સુધારાનો એક શુભ હેતુ રાખવા છતાં પણ સુધારાના અગ્રેસરોમાં છિન્નભિન્નતા જોઇ અતિ આશ્ચર્યતા બતાવે છે તેનું મૂળ કારણ પણ મૂળ પ્રકૃતિની ભિન્નતા છે. યુરોપીઅન લોકો સંસારી, રાજકીય, અને ધાર્મિક એ પ્રમાણે સુધારાના

મુખ્ય વિભાગ પાડે છે, તેમા ધાર્મિક સુધારા ઉપરજ મુખ્યત્વે કરી ઓના ધર્મગુરૂની મુખ્ય સત્તા હોય છે, પણ સસારી અને રાજકીય ૬ ખમ અંગે પણ જાણે ધર્મથી કેવળ વિરૂદ્ધ હોય તેમ, તેઓને યુરોપની પ્રજામા ધર્મની સત્તાથી અળગા કરવામા આવ્યાછે એથી ઉલટુ, આર્ય પ્રજામા સસારી, રાજકીય, ધાર્મિક એ સઘલા સુધારાના—બલકે બીજા શબ્દોમા આર્ય પ્રજાના કોઇ પણ જાતના નિત્યતાને અનુસરતા કર્મમા હમેશ ધર્મની છાપ સાથે તે કર્મના બળ પણ તેવા સચોટ હોયછે. આર્ય પ્રજાએ આ પ્રમાણે નિત્ય સ્થાયી રહેનારા ધર્મને મનુષ્ય મંડળની સર્વે ઉપયોગી વસ્તુમા નાયક કીધો, તેની સાથે તે ધર્મને સ્વાનુકૂળ કરવામાટે સર્વથી ઉત્તમ જાતિની સત્ય પ્રકૃતિને પ્રજાએ વૈરાગ્ય વૃતિએ તે નિત્ય માન્યો, અને રાગી થઇ ભોગ કરવા પડે તેપણ વિરક્તતા સાથે એવો દ્રઢ બોધ આપ્યો. પ્રવૃત્તિ અને તેથી થતા આ સસારનાજ અલ્પ ભોગના વિલાસીઓ શકા કરે છે કે નિવૃત્તિની નીતિએ પ્રવૃત્તિના અતિ ઉત્તમ સુખો કયા મળે? પણ ભિતર નિવૃત્તિ સાથે રહેલી પ્રવૃતિ જેટલી બળવાન અને નિર્મળ રહે છે તેટલી બળવાન અને નિર્મળ કેવળ પ્રવૃત્તિ હંમેશમાટે હોતી નથી જેમ મનુષ્ય સ્વભાવની ભિતરની નિવૃતિ બળવાન તેમ અગરજો તે મનુષ્ય હમેશ પ્રવૃત્તિમા વિલાસી થઇ માહાલે તો પણ જરૂરના પ્રસગ આવે અતિ પ્રૌઢ પ્રવૃત્તિના પરાક્રમો દાખવેછે નિત્યવસ્તુને હમેશ લક્ષમા રાખી ભોગ કરનાર નિવૃત્તિમાર્ગ આર્ય ધર્મની આવા પ્રકારની સુસ્ત પ્રકૃતિએ પૃથ્વી ઉપર બીજા ભાગોમા તેવા તેજમા જોવામા આવતા મહા ગૂઢ તત્વજ્ઞાન અને સદાચરણની પ્રૌઢ નીતિને જન્મ આપ્યો હતો આર્યતત્વજ્ઞાનની ગૂઢતા વેદાન્ત ઉપનિષદ, અને તેના ષટ્દર્શનમા મહસૂર છે, તેના સદાચરણની પ્રૌઢ નીતિ એકજ શ્લોકમા સતેજ બતલાવી શકાય आत्मवत् सर्वभूतेपु, मातृवत् परदारासु, लोष्टवत् काञ्चनेपु, य पश्याति स पश्याति. "પ્રાણીમાત્રને સ્વાત્મા પ્રમાણે, પરસ્રીને માતા પ્રમાણે, અને કાંચનને સોખડ પ્રમાણે જે પુરૂષ જુએ છે તેજ ખરેખર દેખતા છે" મનુષ્ય અને પ્રાણીમાત્રના ઉદ્ધાર અન સુખમાટે સર્વ સદ્ગુણ દયાનું અતિ ઉચ્ચ સ્વરૂપ બતાવનાર, તેમજ મનુષ્ય સ્વભાવની અતિ નિર્બળતા દાખવનારા વિષયનષ્ટતા અને ધન લોભના દુર્ગુણોને સારી પેઠે અકુશમા

ર્યાવર્તનાર ઉપલા શ્લોકથી વિશેષ પ્રૌઢ અને સર્વ વ્યાપી નીતિવચન પશ્ચિમ મનુષ્ય સમાનતાવાળા અદ્ભુત (!) સુધારામાંથી મળી આવવું ઘણું દોહિલું છે. જે પ્રદેશમાં મનુષ્ય સ્વભાવની પ્રકૃતિ મૂળ પ્રથમથી મલિન અને અધમ હોય તે પશ્ચિમના પ્રદેશમાં હયાત વસ્તુનો ઉચ્છેદ કરી છેદક (radical) નીતિની વિચિત્ર લીલાઓ ઢંગે રમાય તેમાં કાંઇ નવાઇ નથી; પણ આજથી બે હજાર કરતાં વધારે વરસ ઉપર પશ્ચિમના યુનાની ઇતિહાસ કર્તાના પ્રમાણ ઉપર જે પ્રદેશ સદાચાર અને સત્યતાની ભૂમી ગણાઇ હતી, જે પ્રદેશના ધર્મના મૂળ સિદ્ધાંતો અને બોધવચન અતિ પ્રૌઢ અને સર્વવ્યાપી છે તે આર્ય પ્રદેશમાં રક્ષક (conservative) નીતિને ઘટિત ફેરફાર સાથે પ્રાધાન્યતા આપવાને બદલે પશ્ચિમની છેદક નીતિનો વા સુધારાએ મોહમાં ફેલાવ્યો, એનાથી વિશેષ નાશકારક પગલું આર્ય પ્રજાના સેંકડો વર્ષના આખા પૂરાતન ઇતિહાસમાં ઉથલપાથલના કોઇપણ પ્રસંગે કોઇ આર્યએ સ્વદેશહિતાર્થે લીધું હોય એવો દાખલો શોધકને મળી આવશે નહી. મૂસલમાન રાજ્યથી આર્યરાજ્યની ઘણી પડતી અને ખરાબી થઇ; ધર્મરાજ્યમાં મહમદીઅન કાંઇ સારા ફાવ્યાતો નહી, તોપણ રાજ્યની અવ્યવસ્થા સાથે આર્યધર્મની કેહેણી રેહેણીમાં સડો પેઠો, અને કેટલેક દરજ્જે આર્યધર્મ બાહારથી નિસ્તેજ દેખાયો, તોપણ યૂરોપીઅન વિદ્વાનો સમાનતાના અનુમતનું આટલુંબધું અભિમાન ધરાવે છે તે વિદ્વાનોની આગળ આર્યધર્મની પ્રૌઢતા અને સર્વવ્યાપકતા બતાવવાને આટલોજ હયાત દાખલો બસ છે કે, હાલની પતિત થયલી સ્થિતિમાં પણ ઉંચા વર્ગને પડતા મુકી, આર્ય પ્રજાના હલકા વર્ગની રેહેણી કરણી, નીતિ, સુખ સંતોષ, દયા, અને નિર્વ્યસનતા વિગેરે ગુણોનો એક ચિતાર મનમાં પાડો અને તેની સાથે યૂરોપની પ્રજાના હલકા (mob) વર્ગની વિષયવાચ્છા, ધનલોભ, અને અહંપદથી કલહી, અસંતોષી, અને સ્વાર્થી થયલી સ્થિતિનો બીજો ચિતાર મનમાં પાડો, તો આર્યધર્મની મોટાઇ આપોઆપ તમારી નજરમાં જણાઇ આવશે. યૂરોપમાં હાલ સમૃદ્ધિની ગમે તેટલી રેલછેલ છે, જોઇએ તેટલા સ્વરાજ્યના બળ છે, અમુક વર્ગને બદલે લોકો (mob) ને સુખી કરવામાટે સમાનતાના અનુમતની અનેક લીલાઓ રમાય છે, અને યૂરોપીઅન નીતિજ લોકોના મોટા સમુદાયને સુખ આપે

છે એવુ અભિમાન—માન્ય ગણવામા આવે છે તે છતા, પરરાજ્યના અ તળેની પડતી હાલતમા પણ આર્ય પ્રજાના હલકા વર્ગના લોકો પશ્ચિમના હલકા વર્ગના લોકો કરતા નીતિ, રેહેણી, અને સ્વભાવે વધારે સુખી અને પ્રેમ ઉત્પન્ન કરતા છે, આજ અદ્દભૂત બનાવ યુરોપના મોહને દૂર કરવાને બસ છે. આજથી ત્રીશ વર્ષ ઉપર પશ્ચિમનો છેક નીતિનોજ વા આર્યભૂમિ ઉપર ગુજારાએ ફેલાવો હતો, પણ હાલ થોડા વર્ષ થયા તેમા ઘણો ફેરફાર થયલો જોવામા આવે છે. હાલની આર્ય સ્થિતિમા કેટલીક રીતે સડો પેઠેલા છે એ તો સર્વ કોઈ માન્ય કરશે, પણ સડો દૂર કરવા માટે પશ્ચિમની છેક નીતિને ન સ્થાપન કરતા આર્યપ્રજાના મૂળ ધર્મ બધારણ ઉપર જઈ રક્ષક નીતિનો ગમન ઘટિત ફેરફાર સાથે કરવો એવુ વલણ સાપ્રત સુધારાનુ બહાર પડતુ છે વિચારોમાં ગમે તેવી ભિન્નતા હો તોપણ આટલુ માન સ્વામી પંડિત દયાનંદ સરસ્વતીને કોઈ વિરોધ પક્ષી પણ આપ્યા વિના રહેશે નહી કે યુરોપના વિલાસી પારામા મોહિત થયલા, ધર્મ વિષયમા સશયી રહેલા અને તટસ્થ થયલા યુવાનોનુ વલણ સુધારા પ્રકરણને બીજી રીતે ધર્મની છાપ આપી, સ્વામિજીએ મૂળ આર્યધર્મ તરફ ઘણે દરજજે કીધુ જ્યા સુધી કોઈ મહા સસ્કારી પુરૂષ આર્યધર્મ રાજ્યની વ્યવસ્થા કરવાને નિર્માણ થયલો અવતરશે નહી ત્યા સુધી વિચારમા ભિન્નતા તો રહેશેજ, તોપણ આ સમયમા અવશ્યનુ એ છે કે સ્વધર્મના સિદ્ધાતો તરફ વલણ રાખી સુધારાના અગ્રેસરો પ્રયત્ન કરતા રહેશે તો આગળ જતા આર્યનો ઉત્કર્ષ સહજ થશે।।

**ઈચ્છારામ ભગવાનદાસ દલાલ.**

---

## રજપુત સેનાનીનો રણરંગ

પદ

પિયુ—અમરપથ સમરપથ લક્ષવો હવે,
એજ છે નિર્માણપથ લક્ષવો હવે—ટેક.
મરણ કાતો જન્મના રંગ બીજુ નાલહુ,
બધનતુ દુખ પ્રિયા, કેટલુ સહૂ—અમર૦

પ્રિયા—જય જય જય થાઓ પિયુ પ્રેમદા ભણે
કીર્ત્તિ મેળવી રૂડી વળી મળો મને—સમર૦ ૨
પિયુ—વીર્ય નામને લગાડું ડાઘ નહિં પ્રિયા;
પંદદાસ નહિં મ્હું હું કો કરે ક્રિયા—સમર૦ ૩
પ્રિયા—દુઃખ તો વિજોગનું થશે ઘણું પિયૂ;
જીતપછી મળશું તેથી સુખ અવર ક્રિયૂં—સમર૦ ૪
પિયુ—રણ પડું તો નામ રૂડું, માર રહે પ્રિયે;
હીણું નામ કાયરૂં, નિંતે પિંખાયરે—સમર૦ ૫
પ્રિયા—દાસ ટલી કીર્તિ રલી, પ્રેમ મ્હાલવો;
એની આશમાં પિયુ હું જોઉં રંગ નવો—સમર૦ ૬
પિયુ—નામ કરી મરણ પામું, તેથી અંગના;
સાથી અને પુત્ર સહુ સૂઝશે ઘણા—સમર૦ ૭
પ્રિયા—પૂત્ર શિરે હાથ મુકી જઇ રણે ધુમો;
વારતા કેહેવાને પિયુ જીતીને વળો—સમર૦ ૮
પિયુ—પ્રેમપાન આ ફરીથી કેદિ રે પ્રિયે;
જો કદી આ છેલ્લું તો તું ધીર થૈ રહે—સમર૦ ૯
પ્રિયા—તન નહીં પણ મન તમારી સાથ કંચરે;
નિત્ય વીનવીશ પ્રભુ રહો નચિંતરે—સમર૦ ૧૦
પિયુ—સમય થયો-રો નહીં, તું મારી થઇ પ્રિયે;
જો જે હવે જાય છે તુજ નર્મદો રણે—સમર૦ ૧૧

---

## રમુજ અને વાકચાતુર્ય.

એક સાધુરામ કોઇ ગૃહસ્થને ત્યાં ગયો અને કેહેવા લાગ્યો કે "મેં રાતના તમારા પિતાને દીઠા તેમણે મને કહ્યું કે કાલ સહવારમાં તું મારા દિકરા પાસે જજે તે તને પાંચ રૂપિયા આપશે." ગૃહસ્થે ગુસ્સે થઇને કહ્યું કે "મને તે સ્વપ્નમાં એવું કહી ગયા છે કે સહવારમાં એક સાધુ આવશે તેને લાત મારી કાઢી મુકજે." સાધુએ કહ્યું—" તેરા બાપ પણ કેસા કમજાત કે મીજે કાંઇ બોલા ઔર તુજે કાંઇ ?"

એક માણસને બે દીકરા હતા તેમાનો એક રોજ વેહેલો ઉ. ને બીજો પથારીમા પડ્યો પડ્યો ઊંઘતો એક દિવસ વેહેલા ઉઠનાર છોકરાને રસ્તામાથી એક રૂપિયાની કોથળી જડી તેના બાપે તે કોથળી લઈ પેલો ઉંઘણસી જે પથારીમા આળોટતો હતો તેને દેખાડી અને કહ્યુ કે જો! તુ પણ તારા ભાઇની પેઠે વેહેલો ઉઠ્યો હોત તો આ કોથળી તને જડી હોત ઉંઘણસીએ કહ્યુ કે એમ બને ખરૂં, પણ જો એ કોથળીનો માલિક મારી પેઠેજ પથારીમા પડી રહ્યો હોત તો તેણે એ ખોઈ પણ ન હોત

ઉત્તર હીંદુસ્તાનમા એક ડોલઘાલુ બ્રાહ્મણ અગ્નિહોત્રી હતો તેને સહુ રાવલજી કરીને કેહેતા અને ઘણુ માન આપતા હતા રાવલજીની સ્ત્રીનુ નામ સુષુમ્ના હતુ• એક પ્રસંગે રાવલજીને કંઇ ગામ જવુ પડ્યુ, ત્યારે જતા જતા સુષુમ્નાને કેહેતા ગયા કે તેણે સવાર સાંજ અગ્નિદેવને ચોખા ને ઘીની આહુતી આપવાને ભૂલવુ નહીં એ પ્રમાણે જ્યારે આહુતી આપવાનો સમય થયો, ત્યારે સુષુમ્નાને યાદ આવ્યુ કે રાવલજીતો કાંઇ ભણીને આહુતી આપતા તે મારે હવે કેમ કરવું? એમ ચિંતા કરતા કેટલીક વારે તેને ઉપાય સુઝી આવ્યો અને નીચે પ્રમાણે બોલી તેણે અગ્નિને આહુતી આપી—“रावल गये जावल, अग्नितुम जमो घी और चावल, स्वाहा” પછી રાવલજી આવ્યા ત્યારે સુષુમ્નાએ દીનતાથી કહ્યુ કે, “સ્વામીનાથ! આહુતી દેનેકા મંત્ર તુમ તો કુછ કેહે ગયે નહીં, ઓર મેં તો બહુત ઘભરા ગઇ” રાવલજી આતુરતાથી પૂછવા લાગ્યા કે “ફિર સુષુમ્ના, તેને ક્યા કીયા?” સુષુમ્નાએ કહ્યુ કે મેંને તો એસા એસા બોલકર અગ્નિદેવકુ આહુતી દી” રાવલજીને પોતાનેજ આહુતી આપવાના મંત્રનુ ઠેકાણુ નોહોતુ, માત્ર મોહોડેથી કાંઇ બબડી મંત્ર ભણે છે એવુ જુઠ્ઠુ ડોળ ઘાલતા તેને હવે શું ભણવુ તે મળી આવવાથી બહુ પ્રસન્ન થયા ને સુષુમ્નાની શીઘ્ર કવિતા શક્તિ ને ચાતુર્યના ઘણા વખાણ કર્યા પછી પોતાને હોમ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે સુષુમ્નાએ કહ્યુ હતુ તેવુ બોલવાને સુઝ્યુ નહી તેથી આહુતી આપતા આ પ્રમાણે બોલ્યા—“जेहिमन्त्रेण सुखमना, तेहि मन्त्रेन जमहू-स्वाहा:”

---

“ફ્રાન્સના બાદશાહ ત્રીજા નેપોલીયનની કારકીરદીમા એવી વાત બની કે ત્યાંના પ્રખ્યાત સેનાપતિ માર્શલ મેકમોહનને ઘેર પુત્ર અવતર્યો હવે તે દેશના કાયદા પ્રમાણે તે છોકરાનો જન્મ ને નામ નોંધાવવા નાન્સી ગામના કોટવાલની કચેરીમા ગયો તેની સાથે તે છોકરાને ઉપાડ

… એક દાઇ અને બીજાં બે માણસ હતાં. કચેરીમાં જે કારકુન તે [illegible]પર હાજર હતો તે સેનાપતિને ઓલખતો નોહોતો, તેથી એ કોઇક સાધારણ માણસ હશે એવું સમજી તેણે તેને "બેસો જરા" એમ કહ્યું.

સેનાપતિ ખુરસીપર બેઠો અને વાટ જોતો રહ્યો. એક આખો પા કલાક નિકલી ગયો. અહીંએ કારકુન કાંઇ કામમાં હતો એમ પણ નો હોતું. તેણે ટેબલપર પડેલા કાગલ ને કલમ અહીંથી તહીં ને તહીંથી અહીં ગોઠવીને મુક્યાં. પછી તે છરી લઇ નખ કાપતો બેઠો, અને તે આવેલા ગ્રહસ્થ ઉપર કાંઇજ લક્ષ આપ્યું નહીં.

સેનાપતિ મનવ્યગ્ર થવા ન દેતાં શાંતપણે બેઠો હતો. તેની સાથે આવેલાં માણસને ગુસ્સો લાગ્યો, પણ એણે તેમને છાના રેહેવાની ઇશારત કીધી. પછી આખરે તે કારકુને પોતાની ચોપડી ઉઘાડી અને હાથમાં કલમ લઇ બોલ્યો, "કાં શું છે? તમારૂં નામ શું? આ છોકરાના તમે બાપ હો એમ લાગેછે? એનું નામ શું?"

"લખો, લખો" બોલ્યો તે સેનાપતિ, "લખો, એનું નામ ઇમાનુએલ, બાપનું નામ પાટ્રિક મૅરિસ ડિ માક્મૅહાન, ડયુક સંસ્થાન માજેંટા ફ્રાન્સના લશ્કરનો સેનાપતિ, આ તમારી આગલ ઉભો છે."

એટલા શબ્દ સેનાપતિનાં મુખમાંથી નીકલે એટલામાં અહીં કારકુન સાહેબને કંપારી છુટી, અને તેના હાથમાંની કલમ ક્યારનીએ નીચે પડી. પછી સેનાપતિએ તેને વિષે કાંઇ તેના ઉપરીને કે કોઇને જણાવ્યું નહીં. તેણે જે હબક ખાધી, તેટલીજ શિક્ષા તેને પુરતી છે એમ તેને લાગ્યું.

---

વેદધર્મનો પ્રસાર કરનાર, મૂર્તિપૂજા વેદપ્રતિપાદિત નથી એવું પ્રતિપાદન કરનાર તથા તે સંબંધી હિંદુસ્તાનના પંડિતો જોડે સભામાં વાદ કરનાર, આર્ય દેશમાં ધર્મ સબંધી ઐક્ય કરવાના રૂડા ઉદ્દેશથી આ દેશના મુખ્ય મુખ્ય જીલાઓમાં શેહેરે શેહેર ફરી ભાષણો કરી આર્યસમાજ સ્થાપન કરનાર, સત્યાર્થપ્રકાશ, સંસ્કાર પદ્ધતિ તથા ઋગ્વેદાદિ ભાષ્યના માસિક પુસ્તકો પ્રગટ કરી વેદ વિષે આપણા આર્ય બંધુઓમાં અભિમાન પ્રગટ કરનાર એવા પંડિત દયાનંદ સરસ્વતીના સ્વર્ગવાસથી અમે અતિ ઘણા દિલગિર છૈયે—ધર્મ સંબંધી સુધારાને આધારરૂપ એવો એક સ્તંભ ભાગી પડયો છે. સદાનંદગિરિ તથા ટોકરાનંદ સ્વામી જેવા ભારત વર્ષના થોડા વખત ઉપર થઇ ગયલા મહા પંડિતોની પંડિતાઇને માન આપવાને અમે આનાકાની કરતા નથી, પરંતુ દેશહિતને અર્થે પોતાનાં પાંડિત્ય, વિદ્વતા તથ વકતૃત્વ શક્તિનો યથાર્થ ઉપયોગ કરનાર આ ખરા બ્રહ્મચારિની ખોટ પૂરાવવી દુર્લભ છે એમ અમને જણાયછે. "अलमति विस्तरेण."

---

આ આર્યજ્ઞાનવર્ધક ચોપાનિયું તેના માલિકને માટે સેમ્યુઅલ હાઇમ પ્રીંટરે મુંબઇ મધ્યે "ફ્રેંડ્ પ્રીંટીંગ પ્રેસ"મા છાપ્યું છે.

# આર્યજ્ઞાનવર્ધક.

વર્તમાન ચર્ચા અને સાક્ષરત્વનો માસિક ગ્રંથ

ડીસેંબર, ૧૮૮૩.

## સ્વદેશાભિમાની કવિતા

સર્વથી વિશેષ જાણીતો અને કોઈપણ તાર્કિક વિચારવાળાના મનમા સર્વ રીતે સિદ્ધ થએલો આ સવાલ છે કે સ્વદેશાભિમાન એ કેટલે દરજ્જે સારૂં છે આ સવાલનો નિવેડો જોઈયે તેવી રીતે યથાર્થ આવ્યો નથી. આમા સિદ્ધ કરવાનુ છે તે એજ કે કોઈપણ રાજકરતી સરકારના સમયમા પ્રજાની મહત્તાના ગુણ અને લીટરેચરની મોટાઈ શા ધોરણપર છે એક રીતે ભાષા (લીટરેચર) ની મહત્તાતો ઘણુ કરીને, લીટરેચર જાતે કહી શકતી નથી, પણ પ્રજાની મોટાઈ તો તે પ્રજામા થયેલા મહાપુરૂષોના કર્તવ્યકર્મ, તેમને વેઠેલા હાલસા, સુખદુઃખ, માનઅપમાન અને યશસ્વિ કર્મ હોય છે તેપર રેહે છે પણ આ શુ સત્ય નથી કે લીટરેચરની ખૂબી, જ્યારે પ્રજામા કોઈ જાતની અતિ તિવ્ર ચંચળતા, અને લડાઈના પરમાનંદ યોગ્ય કર્મ હોયછે ત્યારેજ જણાયછે? બેશક, સ્વદેશાભિમાનના પૂરજોરમા આવેલી પ્રજા અને પછી તેના ઉત્સાહમા મેદાન પડેલા વિરોનાકર્મ સાથેજ સ્ફુરી નિકળે છે એવુ તો હમેશ હોતુ નથી કે દરેક લડાઈ, પ્રજાના દરેક તોફાન, અને પ્રજાપર આવતા સઘળાજ દુખો પ્રિયકર ને યશદાયક કેહેવાય છે, ને સઘળાજ મહાપુરૂષોના કામ ચિરંજીવ રેહેછે કોઈ કોઈ વખતે મહાપુરૂષોનાકર્મ ઘણા નિંદિત હોય છે તથાપી તેના વખાણ રૂડા થાય છે, કોઈ સમયે મહાપુરૂષ હારે છે, પણ તે હાર જીતની જગ્યાએ મનાય છે આ મારેના દ્રષ્ટાંતો બતાવવા માટે બહુ દૂર જવાની જરૂર નથી, પણ ઉસમાન

પાસા, તુર્કીનોશૂરો પ્રેહેલવાન પ્લેવનાના મેદાનમાં પડયો છતાં રૂશિયનો તારીફ કરેછે ને તર્કીસ ભાષામાં ત્રણસોથી વધારે લાવણી ને ખ્યાલ એની તારીફમાં જોડાયા છે. નેપોલીયન ને ડયુક ઓફ વિલિંગટનના કલહના સંબંધમાં ઘણાક ટપા અંગ્રેજીમાં જોડાયા હતા, તેમજ ફ્રેન્ચોનો મારસેલીસનો સ્વદેશાભિમાની રાગ રહી રહીને ૧૮૩૨ માં બહાર પડયો હતો, જેના સૂરથી ખેંચાઈને ફ્રેન્ચો આજે લશકરી હરોલમાં દોડયા જાય છે.

અંગ્રેજી, ફ્રેન્ચ, જર્મન અને અમેરિકન કવિઓએ પોતાના દેશની સેવા બજાવવા, યુદ્ધમાં યોદ્ધાઓને ઉછળતા જીવે દોડ કરવા ઉશકેરનારી કડકડ કવિતાઓ બનાવી છે, અને આજે તે કવિતા નાનાથી તે મોટાઓ એકેસાદે ગાય છે. મુસલમાની પ્રજામાંપણ સ્વદેશ-સ્વધર્માભિમાનની કવિતાઓ છે. આ બધામાં અતિમોટી શક્તિવાળી ખૂબી એ છે કે તેમાં વર્ણવેલો પ્રસંગ પ્રજાના મોટા ભાગસાથે સૌથી અતલગનો સંબંધ રાખતો હતો, ને પ્રજાના મોટા-કલ્યાણ-રક્ષણ માટે જે સૈન્ય જવાનું હોય તે સૈન્યે પ્રજાના મોટા ભાગનું કલ્યાણ કરતા મહાપુરૂષોએ કેવા પરાક્રમ કીધાથી યશ પ્રાપ્ત થયો છે તે દર્શાવેલા હોય છે. આમતો નજ કેહેવાશે કે પ્રજાના સઘળા કાર્યપરત્વે બજાવેલા કામો મહાપુરૂષોથી થયેલા છે, તોપણ જે પ્રૌઢ ભવ્ય શક્તિ મહાપુરૂષમાં જોઈયે તે શક્તિથી એકવાર દેશમાં ડંકો બજાવી ધડબડાટ કરી મુકેલો, ને તે કાળના જન મોહીન થઈ રેહેલા તેના ગુણોનું વર્ણન અદ્‌ભુત શક્તિએ હંમેશને માટે બહાર પાડેલું હોય છે. તે ચરિત્ર દર્પણ એટલુંતો મનવેધક હોયછે કે ઉદારબુદ્ધિથી યુદ્ધદાન આપી યોદ્ધાઓ પ્રેમધર્મના આવેશમાં "યાહોમ" ઘૂમીને પ્રજામાં યશરંગ પ્રાપ્તકરી અમર નામના કરે છે. અંગ્રેજી અને ફ્રેન્ચ ભાષામાં આવા પ્રસંગો માટે જે સ્વદેશાભિમાની કવિતાના રાગડા કાઢવાના હોય છે તે સાથે નાટક પ્રસંગમાં પણ ખરી ખૂબીઓ સમાવી તેને કાવ્ય બનાવ્યું હોય છે, ને તે કાવ્યો વિરરસથી ભરપૂર હોય છે, તેમાં જ્યારે રંગભૂમિપર ચિત્તાકર્ષવાળા એક્ટરો તે ભજવી બતાવે છે ત્યારે તેના દુઃખથી પોતે પીડાઇ એકદમ ખળભળી ઉઠે છે, ને શત્રુને મારવા જતી વેલા તેની સામા દાંત કચકચાવે છે ને પછી પોતે સ્વદેશનું નૂર મોંપર ધરી એકદમ કુદી પડેછે. ૧૮૭૦ ની

ફ્રેન્ચ-જર્મન લડાઈ વખતે સ્ટ્રાસબર્ગના મેદાનમાં જર્મન લશ્કરને ઉશ્કેરવા એક નાટક રચવામાં આવ્યો હતો તેનો પ્રયોગ ભજવી બતાવામાં આવ્યો તેમાં નેપોલિયન બોનાપાર્ટે જર્મનોને કેવું અપમાન આપ્યું હતું, દેશની અવ્યવસ્થા કેમ કીધી હતી, દયારહીત કર્મ કરતાં સ્ત્રી પુરુષ ને બાળક સર્વને ખેતરમાં ઘાસકાપે તેમ કાપી નાખ્યા હતા તેનું આબેહૂબ ચિત્ર આપ્યું હતું. લોકોના કલ્પાંત, તેમનાપર થતો જુલમાટ, તેમની અવદશા અને પોતાની પૂત્રીઓની લૂટાતી લજ્યા જોઈ ખુનપર ચઢેલા યોદ્ધા ગાંડા માણસ પેઠે તુટી પડી બીજે દિને શેહેરનું સત્યાનાસ વાળ્યું, એટલુંજ નહીં, પરંતુ આંખ મીચીને ભુખ્યા વરૂ પેઠે તુટી પડી ખરેખર વેર લીધું. ઐતિહાસિક નાટકો યુક્તિ અનુભવ ને ડાહાપણ શિખવે છે, તેમજ વેર, ખુન અને ક્રોધ ઉશ્કેરે છે

વિરત્વ દર્શાવનારી કવિતા પણ આવીજ મઝા ઉત્પન્ન કરે છે આપણા દેશમાં રામાયણ ભારતના મહાયોગ યુદ્ધ પ્રસંગ છે, એ જેમ ગ્રીકમાં ઈલિયડ છે તેવાજ—બલકે વિશેષ ચાતુર્યવાળા છે આપણા યોદ્ધાઓને ઉશ્કેરવા રણસંગ્રામમાં ભાટચારણો એજ પ્રસંગો વાચી લોકોને ઉશ્કેરતા હતા પણ આ પ્રસંગો પ્રજાના સામાન્ય હિતના કંઈ પણ કહીએ તેમ નથી, ને રામાયણ કે ભારતને પ્રજાની સાથે ઝાઝો સબંધ નથી એના વિર નાયકોના પરાક્રમની તારીફ કરતા આપણે કદી પણ અટકવાના નથી પરંતુ એમાં જે પરાક્રમ કરવામાં આવ્યા હતા તે સામાન્ય રીતે પ્રજાને દુઃખદ હતા એમ જણાતું નથી રામાયણમાં તો આટલું પણ છે કે રાવણનો અતિસય ત્રાસ હતો, તેથી એક દુષ્ટ રાક્ષસને મારી રામે પ્રૌઢ પરાક્રમ દાખવ્યું છે, પણ ભારતમાં તો માત્ર કુટુંબ કલહ હતો તેમાં કોઈ પણ પ્રકારે પ્રજાને પિડા હતી ને તેથીજ દેશ રક્ષણ માટે કૃષ્ણાર્જુનભિમે આક્રમ કીધા છે તેવું કંઈ ન હોતું આવા કારણેથી આ અતિ ઉત્તમ કાવ્યો કેટલાક પ્રકારે પશ્ચિમના સ્વદેશાભિમાનિ જેવો આનંદ આપતા નથી નિરરસ સ્વદેશાભિમાનના કાવ્યો અમા કાળમાં થયાજ નથી, અને મુસલમાની રાજ્યના દુઃખો છતાં આપણા કવિઓએ તે કાળનો દુઃખદ ચિતાર આપી પ્રજાને પૂર પ્રેમાવેગમાં યુદ્ધદાન આપ્યાં અમર નામના કેમ થાય છે તેનો એક પ્રજા પ્રિય રાગ બનાવવાને બદલે ધર્મ, જ્ઞાન ને દયાની કવિતાઓ ગાવી વિશેષ ઉત્તમ ગણી છે, ને જે પગલો સંસ્કૃતમાં વ્યાસ વાલ્મિકિ

ગાયા છે તેજ પોતે વખાણ્યા છે. રજપૂત રાજ્યમાં થોડીક કડખેડ ગવાઈ હતી, પણ સ્વિઝ યોદ્ધાઓએ સ્વતંત્રતા માટે ગાયું કે

"Make way for Liberty!" he cried,
"Make way for Liberty!" and died.

તેવો એક પણ પરાક્રમ શૂરત્વ દર્શાવનારો રાગડો કોઈ પણ કવિએ ગાયો નથી. એવી સ્વદેશાભિમાની કવિતાની આપણી પ્રજામાં બહુ ખોટ છે. મરાઠાઓનો. વિરનાયક શિવાજી અને સિખનો ધર્મવિર ગુરૂગોવીંદ એન, પરાક્રમના કડકાઓ તે ભાષામાં છે, ને એ બંનો ભાષામાં ગવાય છે, પણ તે આખા ભર્તખંડમાં સામાન્ય સ્વદેશાભિમાનના ગીતો નથી. ચંદનો રાસ વિરરસથી ભરેલો છે, પણ તેમાંની વિરરસની કવિતા આજે ઘણાજ થોડા જાણે છે. વિરરસની સ્વદેશાભિમાનથી ભરેલી કવિતાની અસર પ્રજામાં, યુદ્ધ પ્રસંગમાં એટલી તો કરી શકે છે કે "મારસેલીસનું ગીત" જે વિરલાએ બનાવ્યું તે ગિત સાંભળવાને ફ્રેન્ચ પ્રજા ગાંડી થઈ ગઈ હતી, ને તેઓનું વિરત્વપણું ઘણું ઉભરાઈ આવ્યું હતું. દેશને માટે લડવા જતા યોદ્ધાઓના મનમાં જે જે ઉર્મિઓ સ્ફુરી આવે છે, દેશપર આવી પડેલાં દુઃખથી પેટમાં જે અગ્નિ પ્રજ્વલિત થાય છે, રણસંગ્રામ-નજીક જોતા શત્રુને સતાવતા કાલજામાં જે ઉથળ પાથળ થાય છે, સંહારવાને મન દોડા દોડ કરી મુકે છે અને દુઃખની બેડી તોડી સ્વતંત્રતાની સ્વચ્છ હવામાં આનંદથી મહાળવાનો જે ઉમંગ, સુખ, અમર નામના; સ્વદેશનું રક્ષણ, શત્રુના નાશથી હર્ષ, ને પોતાના આતુર કુંટુંબને મળવાનો જે ઉમળકો તેના ગીતો લશકરી યોદ્ધાના મનપર અસર કરે છે તેવી અસર બીજા શાથી થઈ શકે ? જર્મનીપર ફ્રેન્ચો રાહિન નદીની સરહદ માટે મારામારી કરતા હતા તે સમયે લશકરી શિખાઉઓ નિશ્ચયરીતે બુમ પાડી ઉઠ્યા કે

They shall not-shall not have it,
Our free-born German Rhine,
Till, buried' neath its surges,
Our last man's bones recline.

એવો સમય આખી પ્રજામા સામાન્ય રીતે આવી શકે અને પ્રજા હમેશાં—આજે ને કાળાતરે પણ ગાય એવા પ્રસગો મળવા મુશ્કેળ છે એવા રણરંગ ગજાવવાને માટે આપણામા મોટા પ્રસંગો ઘણો થોડા આવ્યાછે, ને આવ્યાછે તોપણ જેમ બીજા દેશોમા રાજ્ય માટે કાલજી રાખીને કવિરાજો ઘણાક ઉત્તમ શબ્દોમા ખળભળાટ કરી મુકે છે તેમ બન્યુ નથી ને બનવુ દુર્લભ છે સ્વતત્રતા ને સ્વદેશાભિમાન એ શબ્દોતો તદન નવા છે ને તે પશ્ચિમાત્ત્ય મનુજોના સમાગમથી આપણામા દાખલ થયા છે, તોપણ એ બાબતનો ભાવતો સર્વ કોઇ યથાર્થ સમજતાંજ હતા ભરતખડની મોટી વસ્તિમા ઘણાક રાજ્યો મડાયા ને ઘણાક પાયમાલ થઇ ગયા છે, તે પ્રસગમા કોઇ પણ એવો પ્રસગ આવ્યો નથી કે જેમા સમસ્ત પ્રજાએ ભાગ લઇ પોતપોતાનો બદોબસ્ત રાખ્યો હોય અહિં એક નાના રાજાને સપડાવવામા મોટો રાજા મોટાઇ માને એટલે પ્રજામાજ મત્તભેદ પડી જતો ને માહોમાહિના કલહને લીધે ખરૂ વિરત્વપણુ નષ્ટ થયુ છે આવા કારણોને લીધે પ્રજાવર્ગ ઐકયતા કયમ પામે ? કોનુ કલ્યાણ ઇચ્છે ? કેમ રૂડુ ચાહે ? બંનો એકજ દેશનારાજા, ને બંનો આર્ય, બનેના રાજ્યચિન્હ એક તેમા કલ્યાણ વાછવાપર લક્ષ નજ રૈહે પણ મુસલમાની રાજ્ય આવ્યા પછી લોકોને ધર્મનિમિતે અભિમાન આવ્યુછે ને આર્યત્વપણુ સાચવવાનીજ, ઉશ્કેરણી થઇ હતી, પણ એમા સ્વતત્રતાનો રાજકીય હેતુ જરાએ નહી.

અગ્રેજી આવ્યાપછી લોકો ભિનભિન્ન વિચારના થઇ, કોઇ જુદાનેજ શત્રૂ ધારી તેના પરાભવ માટે યાચવા લાગ્યા ને કર્મમા અતિસય પ્રવૃત થતા પોતાનુ અનહિત ઇચ્છયુ પ્રાચિનકાળથી આપણા રજપુત સેનાનીને માનેતૃષ્ણા નહિ, પણ પરલોકમા ઇચ્છયુ સુખ પ્રાપ્ત થાય તે માટેની અભિલાષા ખરી, પણ આજે તો તેપણ રહી નથી કેસરિયા કરીને રજપુતયોધ્ધા લડતા અને શત્રુનો પરાજય પમાડતા એવો પણ આજે નથી, ને તેજ સબળ કારણથી સ્વતત્રતા ને સ્વદેશાભિમાની રગીન કવિતાના ઉભરો બહાર પડતો નથી—એક સ્વદેશાભિમાનની ધૂનમા સ્વતત્રતા આમ બોલાવે છે કે

ધિક ધિક દાસપણું, દાસપણુ,
ખરચ્યુ તમારૂ સાનપણુ, ધિક ધિક દાસપણુ, દાસપણું.

આટલોપણ પ્રસંગ આવ્યો છે ને આટલી વાત મનમાં કસે-સકળ આર્યાવર્તમાં તો પછી પ્રજાપ્રિય સ્વદેશાભિમાની ગીતનોઘોષ, સર્વત્રગાજી રેહે. મુસલમાનોમાં ધર્માભિમાનીગીત છે; Britons never will be slaves ! એ ગીત અંગ્રેજી આરમારના યોદ્ધા જયોમંગમાં ગાવા ને સ્વતંત્રતાને તાયે રેહેવાને બોલેછે; સ્કોટનો ભાટ સર વોલ્ટર સ્કોટ This is my own, my native land. !" એ પ્રૌઢગર્વથી ગાય છે; ફ્રેન્ચ, જર્મન, ગ્રીસ અને રોમની પ્રજા પોતાની સ્વતંત્રતાની ધૂન ઉડાવે છે, પણ હાય ! ભર્તખંડ માટે તેનો પોતાનું એકપણ ગીત નથી ! માનતૃષ્ણપુરૂષો દેશહિત કરતા સ્વહિત અને આત્મપ્રસંશા ચાહી વિવેક બતાવી જાણે "નેશનાલીટી" નો પ્રતિબંધ તોડી નાંખી પોતે પોતાને હાથે ઘાત કરી, હવે પછીની પ્રજામાં નિંદાવુયોગ્ય માને છે. ઉદ્યોગી સાવધ ને સાહાસિક પુરૂષો, જે મોટા રાજનિતિજ્ઞનું ડોળ ઘાળેછે તેઓ પોતે પોતાને ભુળી જાય છે. ભર્તખંડમાં અનેક પ્રકારની ભાષા છે, પણ હિંદીભાષા આજે સર્વત્ર ફેલાયલી છે તેમાં સ્વદેશાભિમાની, વિરરસની ફડફેડ ગજાવવામાં આવે તો તેનો લાભ અલભ્ય છે. દેશીબંધિવો જોતા નથી કે સહજમાં પણ વિલાયતિઓ મોટી લાવણી ને ખ્યાલો, સ્વદેશનાઅભિમાનથી ફુલાઇને નવા નવા રાગોમાં ગાય છે. કોઇ વિરલોકવિ આપ્તા ભર્તખંડને યોગ્ય પોતાનું ગીત જોડી કીર્તિ અમર નહિં કરે ? રે રક્તોત્સવકરતીમાતભવાની ! કોઇના દિલમાં દેશપ્રેમપ્રેર અને અને તારી પ્રભાવશ્રીના ગૌરવથી દેવીવાણીને અમર કરાવ. સ્વદેશાભિમાની એકગીત આર્યપ્રજામાં નથી માટે શું કંઇ આ ભૂમિ શાપિત છે ?

શોમસર્મા.

# પુત્રવિરહ

રાગ વેરાડી

પુત્ર પ્રતાપી પરમ સુખદાતા, ધૈર્યસાગર મુજ પ્રાણ,
હાસ્યવદન દરસાવ તું તારૂં, આવીને ચતુરસુજાણ,
ચાલ્યો કયાંહાં મુજને છોડીરે,
સહજમાંહિ માયા તોડીરે—૧

ઘરડી માડી તારી વનમાં રડેછે, તેનો સાંભળતા પુકાર,
ધાઇ તું ધસમસ્યો આવને વેગે, દુખડાતણા હરનાર,
વાર કેમ લાગે છે તુજનેરે,
ચેન નથી પડતું મુજનેરે—૨

આધાર તું નિરાધારનો સાચો, અંધતણાં લોચન,
કર્મદોષે કોણ ઠામે તું ઠરિયો, બોલને વદન વચન,
કયાંહાં તને શોધવા આવુંરે,
સંગે મારી કોણુને લાવુંરે—૩

આ તે શું રચ્યું દૈવ કે મારૂં, પૂર્વ જનમકેરૂં પાપ,
કે ઘડપણમાં વાંઝિયાપણાની, ચોંટી કપાળે છાપ,
બાપ કયમ મુજને વિસારીરે,
ગતી મારી કરવી શી ધારીરે—૪

દૈવને ઘેર શો ડાટ વળ્યો જે, તુજને ઉપાડી લીધ,
દયાળુઆ દયા છાડી આ ઠામે, કેમ દગો તે દીધ,
વાત એ કેમ હું જાણુંરે,
શાતા કેમ અંતર આણુંરે—૫

તારા જેવો ત્રિભુવનમાંહી ખીજો, પુત્ર મળે નવ એક,
મરતા લગી સેવા માત પિતાની, કીધી એ ધન્ય વિવેક,
ટેક તુજ કેમ વખાણુંરે,
સફલ તુજ જિવતર જાણુંરે—૬

પિંડ પડયા પછી પિંડતણો તું, એક હતો દેનાર ;
તે તો અચાનક અવનીમાં મુકી, વસિયો વૈકુંઠમોઝાર;
દુઃખ કહું મુખથી શું ઝાઝું રે,
અધિક હું અંતર દાઝું રે.—૭

કાળરૂપી ભીલ ભમતો તે આવ્યો, વેગેથી વનમોઝાર ;
રત્ન ઝુંટાવી નાસે કોણ વાટે, રંકનું દુષ્ટ ગમાર ;
લોચનવણ અંધ શું નરખું રે,
પાપી તેને કયમ કરી પરખું રે.—૮

જીવીને જગમાં હવે તે શું કરવું, મરવું એ વાત પ્રમાણ;
કાળું મોઢું લઇ કાશીપુરીમાં, જાવું શું જીવનપ્રાણ ;
પ્રાણથકી પુત્ર જે પ્યારો રે,
તે તો તજી સ્વર્ગ સિધાર્યો રે—૯

એમ રૂદન બહુ બહુ વિધ કરતાં, ખૂટયું આંસુનું નીર ;
પુત્રનું મરણ સુણી માતકેરે, લાગ્યું કાલજડે તીર ;
ઢળી ભાન ભૂલીને ધરણે રે,
તેનો શોચ સવિતો શું વરણે રે—૧૦

## ગરબી.

રે ! રે ! પ્રાણથકી પ્યારા પુત્ર, ગયો ક્યાંહાં આ સમે ;
અહીં વનમાં મુકી નીરાધાર, કહે હવે કયમ ગમે—૧
તારાં વચન મીઠાં સુધાતુલ્ય, તે કેમ વિસારિયે ;
કોને કહિયે અંતરકેરી વાત, ધીરજ કેમ ધારિયે—૨
શીદ દુખડું દેવાનેકાજ, અહીં સુધી લાવિયો ;
તારા મનમાંહી કપટવિચાર, કયાંહાંથકી આવિયો—૩
દીસે દૈવગતી વિપરીત, જેથીરે લાજ છોડીને ;
ચાલ્યો મરજાદા અમતણી આમ, સહજમાંહી તોડિને—૪
કહ્યાં કડવાં વચન તને જેહ, તે શું યાદ આવિયાં ;
કે કો કપટીનાં કપટ વચંન, તે તો તને ભાવિયાં—૫

કે શુ શ્રમથી કટાળીને દૂર, ગયો તુ પરલોકમા,
તરસ્યા માત પિતા તારા અંધ, તેને નાખી શોકમા—૬
તારા સરખો સપુત કોણ હામ, જઈ કરી ખોળિયે,
તારા સદ્ગુણકેરા વખાણ, શા શા મુખ બોલિયે—૭
દુખ દરિયામા નાખવા અમને, તારે હતા જાહરે,
શાને શ્રમ તે વેઠી કરી અંગ, આપ્યા સુખ તાહરે—૮
માયા માતપિતાતણી કેમ, ગયો ભાઈ વીસરી,
મેલ અંતરનો મુકી દૂર, કહેની વાત તે ખરી—૯
પાણી સરખુ પુછયા વણ કો દી, પીતો નહિ જેહતો;
મૂકી વનમા રઝળતા આજ, ગયો દૂર તેહતો—૧૦

તંત્રી.

---

## વિધવાવિવાહ અશાસ્ત્ર કે સશાસ્ત્ર?

[સાધણ—પાને ૨૫ થી]

કલિમા નિષેધવચનો છે તેની વ્યવસ્થા નીચે પ્રમાણે-

"શ્રુતિ સ્મૃતિ પુરાણાના વિરોધો યત્ર દ્દશ્યતે, તત્ર શ્રૌતम-माणंतुद्वयोर्द्वैध्ये स्मृतिर्वरा ॥૧॥ શ્રુતિનો આધાર જ્યારે મળે ત્યારે સ્મૃતિ, પુરાણનો વિરોદ્ધ આવે તો લેવાનો નથી જૂદા જૂદા યુગના જૂદા જૂદા ધર્મ છે, પણ કલિયુગના ૩૬૦૦૦ વર્ષ સુધી પૂર્વયુગનો સધ્યાશ ગણાય છે તેમાં ૪૯૮૦ વર્ષ ગયા છે માટે બાકીના વીત્યા સુધી પૂર્વયુગના ધર્મ ચાલવાના તેનુ પ્રમાણ ભાગવત ૩ જા સ્કંધમા છે તે નીચે પ્રમાણે —

कृत त्रेता द्वापरच कलिश्चेति चतुर्युग
दिव्यै र्द्वादश भिर्वर्षे सावधान निरुपित
चत्वारित्रीणि द्वैचैक कृतादिषु यथाक्रम
सख्या तानि सहस्त्राणि द्विगुणानिशतानिच
सन्ध्याशयोरतरेणय काल शतामख्ययो

तमेवाहुर्युगंतज्ञ यत्र धर्मो विधीयते ॥

श्रीधरी व्याख्या:---युगस्यादौसंध्या अंतेसंध्यांश : उक्ता निशतांति संख्यागवालंभादि धर्मविशेषो यत्रविधीयतइत्यर्थः ॥

विजयध्वजी व्याख्या.

शतसंख्ययोः संध्या संध्यांशयोरंतरस्थोय:
काल: तत्रतत्त युगधर्मो विधीयते॥

भारते वनपर्वणि:—सहस्रमेकं वर्षाणांततः कालियुगं स्मृतं॥
तस्य वर्ष शतंसंधिः संध्यांशश्चततः परम् ॥ १ ॥

અન્ય પુરાણમાં એજ વાત લખી છે માટે કલિયુગના ધર્મ હાલ ચાલવાના નથી. मनु:—वेदोदितं स्वकं कर्म नित्यं कुर्यादतंत्रितः॥ तद्धिकुर्वन्यथाशक्ति प्राप्नोति परमांगतिं ॥ १ ॥

બાભ્રવ્યની સ્મૃતિ અષ્ટાદશ સ્મૃતિઓમાં જણાતી નથી; તથાપિ તેનાં વચન જો સત્ય હોય તોપણ વાગ્દાનવિષયક તેનું વચન છે. વાગ્દાન થયું હોય અને વર દેશાંતર ગયો તો બીજા વરને આપવી. એ પ્રમાણે પ્રથમ શ્લોકનો અર્થ. એમાં મરણ વિષે કશું નથી. એજ પ્રમાણે બીજા શ્લોકનો અર્થ છે. એટલે વાગ્દાન થયું અને વર મરી ગયો તો બીજા વરનો પરણે. ત્રીજો શ્લોક છે તેમાં વિયોગ શબ્દ છે, તેનો અર્થ દૂર ગયો તે કન્યા મનીષિએ એટલે વિચારવાન લોકોએ બીજા વરને ન આપવી. કારણકે અન્ય સ્મૃતિમાં "अष्टौ वर्षाण्युदीक्षेत ॥" આઠ વરસ સુધી પ્રતીક્ષા કરવી એવી મર્યાદા છે.

વાચનીય સંહિતાનું વચન નિષેધપક્ષી છે. પણ પુરાણનું પ્રમાણુજ માન્ય છે. પરાશર ઉપર એનું વજન નથી. ક્રતુસંહિતા તદૈવ. બ્રહ્મપુરાણ, આદિત્યપુરાણ તદૈવ. આશ્વલાયન સ્મૃતિ કલિવિષયક નથી. ભારત વચન સ્તાવક છે. એક વખત એક પતિ પણ મરણાદિક આપત્તિનો વિચાર તેમાં નથી. વળી ઈરાવાનની કન્યાનો વિવાહ, દમયંતિનો વિવાહ ભારતમાં છે. મનુના વચનમાં પણ દ્વિતીય વર સાક્ષીને નથી એટલે એક સમયે બે પતિ ન થાય પણ વિપત્તિનો વિચાર તેમાં નથી.

બ્રહ્મપુરાણનુ વચન ક્ષેપક છે, એમ જણાય છે કારણ કે કુતિ પરણ્યા હતી તેનો પહેલો પુત્ર કર્ણ પછી વિવાહોત્તર અર્જુનાદિક પુત્ર થયા. તેજ પ્રમાણે મચ્છગધાને કૃષ્ણદ્વૈપાયન થયા પછી શાતનુને પરણી શાતનુ ને પકુને અગૌચ માન્યુ નથી તેથી એ આગ્રહી વચન હાલના કાલમા કોઈએ બનાવ્યુ હશે એવા ઘણા વચનો ઉમેરાય છે અને કાઢી નખાય છે વૃદ્ધપરાશરમા ખોટાં વચનો ચિત્તપાવન બ્રાહ્મણ વિષે ઘાલ્યા છે તે છાપની વખતે કૃષ્ણશાસ્ત્રી સાઠે તરફથી ઉમેર્યા એમ કહેવાય છે ઝવેરીલાલે મનુના કેટલાએક વચનો કાઢી નાખ્યા કાશીમા અમણા પરાશરસ્મૃતિ છાપી તેમા પાઠ ફેરવ્યો છે એ બાબત કાશીના પડિતોને કાગળ લખ્યો છે (ઇદુપ્રકાશ જુવો) "पतिरन्यो विधीयते" એ કાઢીને "न विद्यते" કર્યો છે એવી એવી તજવીજો લોક કરતા આવ્યા છે તેમા પુરાણમા અધ્યાયના અધ્યાય નવા ઘાલે છે અને મરજી પ્રમાણે કાઢેછે. તેથી પુરાણનુ પ્રમાણજ ધન્ય ગણાય છે

આશ્વલાયનનો શ્લોક પણ એજ રીતનો છે ગોલકન્યાતિ કોકણમા મોટી છે તેને ગોવર્ધન કહે છે નાસિક પ્રાતમા તથા પુનામા એ ન્યાત છે તે વિષે એમ કહેવાય છે કે આધુનિક કાળમા પુનર્વિવાહનો નિષેધ જેમ તેમ વચનો ઉમેરાઈને થયો તે વખત કેટલાએક બ્રાહ્મણોએ એ વાત માની નહિ ને વિધવાનુ પુનર્લગ્ન કરતા હતા તેમની પ્રજા હાલ ગોલક અથવા ગોવર્ધન ગણાયછે પણ એમને કોઈ સર્વકર્મબહિષ્કૃત કહેતો નથી તેમનામા વેદિયા તથા જોતિષી ઘણા છે અને સર્વ કર્મ કરેછે.

બૃહત્પરાશર સ્મૃતિ એ મુખ્ય સ્મૃતિ નથી પરાશર (લઘુ) એજ પ્રમાણ છે માધવે એના ઉપર ટીકા કરી છે બૃહત્પરાશર કોઈએ નવી રચી એમ એની ભાષા અને વિષય વાચ્યાથી લાગે છે

પરાશરની પુનર્વિવાહની આજ્ઞા અન્ય સ્મૃતિમા પણ છે માધવ લખે છે કે એ વચન મનુનુ છે (જુવો પરાશરમાધવી) સર્વ સ્મૃતિયોમાં મનુ શ્રેષ્ઠ પણ મનુ કોઈ ઠેકાણે મારી સ્મૃતિ સત્યયુગની એમ લખતો નથી કારણ સત્યયુગમા એમ કહેવાની જરૂર ન હતી જ્યારે યુગ વિન્યા અને ક-

કલિયુગ પ્રગટ થયો ત્યારે એ વિચાર સૂઝયો અને પાછળનો ઇતિહાસ કહ્યો. વ્યાસે ૧૮ પુરાણ કર્યાં નથી. પ્રત્યેક પુરાણ અનેક દેવોના ભક્તે રચ્યાં. કોઇ વૈષ્ણવી, કોઇ શૈવી, કોઇ ગાણપત્ય એવાં એવાં પોતાની રૂચી પ્રમાણે. કોઇ પુરાણની નીચે "वैयासिक्या" એવું લખાતું નથી. માત્ર ભારત વ્યાસનું છે. એક વ્યાસે અનેક દેવની ઉપાસના અને પરસ્પરોની નિંદા લખી એમ સંભવતું નથી. માત્ર લખનારાઓની લોકોમાં પ્રતીત ન હતી, તેથી મોટાનાં નામથી ચલાવ્યાં છે. માટે વ્યાસે પોતાના બાપનો અભિપ્રાય જાણ્યો નથી એમ કહેવાય નહિ. જે વ્યાસે નિયોગ પોતે કર્યો, અર્જુનનો પુત્ર ઔરસ લખ્યો તે વ્યાસ નિષેધ પણ લખે નહિ. ઘણાં વચનો પ્રક્ષિપ્ત થયાં છે, બદલાયાં છે, અને ગયાં છે માટે વિચાર કરવો તે ન્યાયને અનુસરીને કરવો. આધુનિક ઘણાં વચનો વિચારહીન લખાયાં છે "कच्छहीनस्तुयो विप्रो ब्रह्महत्या पदे पदे" એવાં સ્વાર્થક નિષેધક અવિચારી વચનો લઇને બેસિયે તો કશા ઉપયોગનાં નથી. "युक्तिहीने विचारेतु धर्महानि : प्रजायते" એ બૃહસ્પતિ વચન ઉપર ધ્યાન રાખીને અર્થ કરવો જોઇયે. મધુ પિવાનાં પણ વચનો મળશે તે પ્રમાણ ન કરવાં. સર્વ શાસ્ત્ર તપાસીને તેનું સાર ન્યાય રીતે ગ્રહવૂં. પુરૂષે વિવાહ કરવો અને સ્ત્રીયે ન કરવો એ પક્ષપાત કેવળ મૂર્ખાઇ છે. એ ધર્મ થાય નહિ. ધર્મ કહિયે તો તેમાં ન્યાય અને નિષ્પક્ષપાત જોઇયે. "यतोभ्युदयानिश्रेयस्स धर्मा:"॥ એમ કણાદ લખે છે. પુનર્વિવાહની બંધી કરતાં સ્ત્રી જાતીનું સત્યાનાશ, અધર્મ, એક જાતિને છુટ અને બીજી જાતીને હરકત એમ થાય છે ત્યારે તે ધર્મ નહીંજ હોય. એ ધર્મનું મૂલતત્વ તેને અનુસરીને વચનો તપાસવાં અને તેનો અર્થ પણ કરવો. સ્ત્રીઓ અબલા તેની તરફનો કોઇ નથી, માટે તેમના બધા હકો છીનવી લેવા, તેમની નિંદા કરવી, તે પુનર્વિવાહ કરે ત્યારે ભ્રષ્ટ કેહેવી, અને પુરૂષ સૌવાર લગ્ન કરે તો ચિંતા નહીં એ સર્વ જુલમ જબરદસ્તી છે. ન્યાય, ધરમ કે યુક્તિ એમાં બિલકુલ નથી. માટે બધાં વચનોનું તારતમ્ય આગમ જોઇને જેને જેટલું વજન આપવાનું તેટલુંજ તેને આપવું. અન્યાય ન કરવો. પક્ષપાત એ મુદ્દલ ધર્મ નથી. નંદ પંડિત, માધવ ઇત્યાદિક થઇ ગયા તેમના

વખતમા પુનર્વિવાહ બંધ પડી ગયો હતો તેનો વિચાર તેમનાથી ન થયો અને વિધિવાક્ય એમના આગળ આવ્યું ત્યારે તેમણે ઉલટપાલટ અર્થ કરીને આચારને મેળ ઘાલ્યો પણ એવા કારણથી આપણો તર્ક આંધળો કરીને નંદપંડિતે એમ કહ્યુ તેથી પરાશરનુ વચન વાચાદત્તાપર, કલાણાનુ વચન યુગાંતરીય એવો ખોટો જમા ખરચ ન કરવો જોઇયે સત્ય, નિષ્પક્ષપાત અને ન્યાયને પુરસ્સર રાખીને પોતાની સત્સદ્વિચારબુદ્ધિ અને ઉદાર મનથી અર્થ કાઢવો જે વચનથી મહા અનર્થ અને અન્યાય થાય એવું વચન ધર્મશ કોઈ બોલેજ નહિ સર્વને સુખ, સર્વને ન્યાય અને યથાસ્થિત વ્યવસ્થા થાય તે રીતે અર્થ કરવો યોગ્ય છે માટે એ સરવે વાત ઉપર નજર રાખીને મને એમ લાગે છે કે પરાશરનુ વચન વિધવા પુનર્વિવાહવિધાયક છે તે પ્રમાણે ચાલિયે તો કોઈ પ્રકારનુ પાપ નથી અન્યાય, પક્ષપાત, જુલમ, જબરજસ્તી સ્થાપન થાય એવો ધર્મશાસ્ત્રનો અર્થ જે કરશે તે તેનુ કર્મ ભોગવશે

લોકો અન્યાયમા ફસ્યા હશે તો તેમની આંખો ઉઘાડવાનો બને તેટલો પ્રયત્ન કરવો સરવેના ધ્યાનમા જયારે વાત ઉતરશે ત્યારે તે વાત સિદ્ધ થશે ત્યા સુધી જે અન્યાયથી મરી જશે તે જશે, પણ હુ એ તો કેહેવાનો નથી કે એ ન્યાય છે અને તમે સ્ત્રીઓને, વિધવાઓને અને તેની સતતીને મારો, નિંદા કરો ઈશ્વરની બીક રાખીને બોલવુ અને તે સત્યનો જય થશે એવી આશા છે

**ગોપાળરાવ હરિ દેશમુખ.**

---

એક કણબી માંદો પડયો તે હવે ઝાઝો વખત જીવશે નહી એમ લાગવાથી તેની બાયડીને તેણીની બેહેનપણીએ કહ્યું કે અલી ! હવે તો ગૌદાન કરાવ ત્યા પછી વૈતરણી ઉતરવી પડે છે તેની ખબર છે કે નહી ? એ તો હાથે તે સાથે તેની સલાહ માની એક આઠ દશ શેર દૂધ આપનારી ગાય પેલી કણબણે પોતાના ગોરને બોલાવી દાનમા આપી હવે થોડા દહાડામા દૈવયોગે પેલો કણબી તો સારો થયો બેહેનપણીએ વગર વિચારે સલાહ આપી આપણને નુકસાન કરાવ્યું એમ સમજી તે કણબણ મનમા ગુસ્સે થઈ અને બોલી "એ તો મુવાએ નહીં, ઘરમાથી ગાયની ગાય ગઈ ને છોકરા બિચારા દૂધ વગર રખડયા" વાહ વાહરે ! પતિવ્રતા ! ! ધણી કરતા ધન વાહાલું ને પતિ કરતા પૈસો વાહાલો, તેનુ આ પણ એક ઉદાહરણ છે

## કાવેતાવિચાર.

આધુનિક કાળમાં કવિતાનો શોખ વધેલો જોઇ ખરી કવિતા કોને કહેવી, પ્રાચીન કાવ્યશાસ્ત્રજ્ઞોએ તેમાં ગુણ કયા કયા માનેલા છે અને દોષ કયા કયા કહેલા છે, કવિતાનો રસ એટલે શું ? અલંકાર એટલે શું ઇત્યાદિ સંબંધી જ્ઞાન મેલવવું અવશ્યનું થઇ પડશે એમાં સંશય નથી. પ્રેમાનંદ, સામળ અને દયારામ જેવા આપણી ભાષાના મોટા કવિઓએ સંસ્કૃત તથા વ્રજભાષાના કાવ્યશાસ્ત્રના ગ્રંથોનો અભ્યાસ કર્યો હશે એવું અનુમાન થઇ શકે છે. પ્રેમાનંદની કવિતામાં સંસ્કૃત કવિઓ જેવી અમત્કૃતી જોવામાં આવે છે તે ઉપરથી તેણે સંસ્કૃત કાવ્યગ્રંથો જોયલા એમાં સંશય નથી. સામળકવિએ સુડાબહોતેરી લખી છે તેમાં એક ઠેકાણે કહે છે કે "ઇંદ્રજીત ઠાકોર આગળે, કવિશ્રી કેશવદાસ; રસિકપ્રિયા તેણે રચી, વાણી વિવિધ વિલાસ." એ ઉપરથી તેમજ તેણે અંગદવિષ્ટિ તથા મદનમોહના વગેરેની વાતમાં કેટલીએક વ્રજભાષામાં કવિતા પણ રચીછે તે ઉપરથી સંસ્કૃત કાવ્યશાસ્ત્રના ગ્રંથોની પેઠે રસિકપ્રિયાદિકનો પણ અભ્યાસ કરેલો જણાય છે. દયારામભાઇએ તો દયાસતસઇ (સપ્રશતી) તથા વસ્તુવૃંદદીપિકા એ ગ્રંથ આખા વ્રજભાષામાં રચેલા છપાઇ પ્રસિદ્ધ થયા છે. તેમણે પણ કેશવદાસના કાવ્યશાસ્ત્રના ગ્રંથ નહિ વાંચેલા તેમજ સંસ્કૃત કાવ્યશાસ્ત્રના ગ્રંથો ન જોયલા એવી તેમની કવિતા સાક્ષી પુરતી નથી. આ લખવાનું તાત્પર્ય એજ છે કે પ્રાચીન કવિઓમાં જોકે પ્રાસાદિક શક્તિ હતી તોપણ તેઓ રીતીસર કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરી કવિતા રચતા અને પછીથીજ તેમની કવિતા લોકપ્રીય થઇ પડવાથી તેમને કવિપદ પ્રાપ્ત થયું છે. હાલમાં કવિ દલપતરામનું પિંગળજ માત્ર સરકારી ગુજરાતી શાળાના મેહેતાજીઓ પાસથી શીખી કવિતા કરવા બાહાર પડેલા એવા ઘણા છે. તેઓ વર્ણસગાઇ, ઝડઝમક ને અનુપ્રાસ આણ્યા એટલે કવિતા થઇ એવું સમજી બેઠા હોય એમ જણાય છે. સામાન્ય લોક જેઓને હાલની રીત પ્રમાણેની કેળવણી નથી મળી તેઓ તો જેમાં પોતાને રસ પડે તેવી કવિતા વાંચી મન રમાડે કરે છે. તેઓમાં ઉતમ કવિતાસંબંધી નિરનિરાળા વિચાર છે. વળી કોઇને પ્રેમાનંદનીજ કવિતા સર્વોપરી લાગેછે, કોઇ-

ને સામલનીજ સર્વોત્કૃષ્ટ જણાય છે કેટલાએક તરણ રસિકજનોનો એવો વિચાર છે કે દયારામભાઈની કવિતા આગળ બધી કવિતા પોચ્ય એમ હોવાથી ખરેખરી ઉત્તમ કવિતા કોને કહેવી એનુ કાંઈક ધોરણ લોકોના જાણવામા હોય તો સારૂ એમ સહુ કોઈ માન્ય કરશે જેનો જેમ મરજીમાં આવે તેમ તેણે સારૂ કહેવુ અથવા આજ એકને એકની સારી કવિતા લાગી, કાલે વળી બીજાનીજ એમા શુ શાણપણ છે તે સુજ્ઞ અને સભ્યજનો સહજ સમજી શકે તેમ છે.

ઉપર જણાવેલુ ગોધળ થતુ અટકે અને આપણા ગૂજરાતીભાઈઓ ખરી કવિતા કોને કહેવી તે યથાર્થ સમજવા શક્તિમાન થાય તેનેમાટે કેટલાએક ' કાવ્યશાસ્ત્રસબધી ગ્રથોને આધારે કવિતા વિષયમા થોડુ લખિયે છિયે.

પ્રથમ કવિતાનુ લક્ષણ કેટલાએક પડિતોએ એવુ આપેલુ છે કે " માધુર્યાદિ ગુણયુક્ત એવા શબ્દ અને અર્થ જેમા હોય એવી અને અન્વય તથા કર્ણકટુત્વાદિક દોષરહિત (એવી પછી તેમા અલકાર હો કે ન હો તોપણ) તે કવિતા છે એ લક્ષણ પૂર્ણ અથવા દોષ રહિતછે એવુ અમારૂ મત નથી કારણ કે કવિતા વસ્તુ એથી વેગળીજ છે અન્વયત્વ અને કર્ણકટુત્વાદિ જેવા કોઈ દોષથી અમુક કવિતામા રહેલા કવિત્વને હાનિ પોહોંચતી નથી કવિપ્રિયામા કેશવદ્રમ કવિ કહે છે કે,

દોહરા.

बिप्र न नेगी कीजिये । मुढ न कीजे मित्त,
प्रभु न कृतघ्नी सेइये । दूषन सहित कवित्त

અર્થ—બ્રાહ્મણને કારભારી ન કરવો, મૂઢને મિત્ર ન કરવો, કૃતઘ્ની રાજાની સેવા ન કરવી અને દૂષણસહિત કવિતા ન કરવી

સૂચના તરીકે એ કવિનુ કહેવુ વાજબી છે, પણ એકાદ રત્નમા છિદ્ર પડવાથી જેમ તેનુ રત્નત્વ જતુ નથી તેમજ એકલા માધુર્યાદિક ગુણ વડે કવિત્વ આવતુ નથી દોષ હોવાથી કોઈ એમ કહે કે તે રત્નની કિંમતમા ઘટાડો થાય છે તો જે કવિતામા જયા દોષ હોય તેટલી કવિતા નહિ અને બાકીની કવિતા એમ કહેવાઈ શકાવાનુ નથી કવિતાનો આત્મા

એવો જે રસ તેમાં કાંઈ ખામી ન હોય તો પછી એવા દોષના ઉપર પં-
ડિતજનો ક્વચિતજ લક્ષ આપે છે.

કેટલાએક પંડિત કહે છે કે "रीतिरात्मा काव्यस्येति" એટલે
રીતિ તે કવિતાનો આત્મા છે. પણ તેમ નથી. શબ્દ અને અર્થ એ
કાવ્યના શરીરાવયવ જેવાં જાણવાં. રસ એજ આત્મા. માધુર્યાદિ ગુણ
તે પુરૂષમાં શૌર્યાદિક ગુણ હોય છે તેવા. કર્ણકટુત્વાદિક દોષ તે અંધ-
ત્વાદિકવત્, રીતિ એ તે શરીરાવયવની વ્યવસ્થા વિશેષ પ્રમાણે જાણવો
અલંકાર તે સુવર્ણાદિકનાં ભૂષણ પ્રમાણે.

ઉપર કહ્યું કે રસ એજ આત્મા તે પ્રમાણે "वाक्यं रसात्मकं
काव्यं" એટલે રસાત્મક જે વાક્ય તે કવિતા એવું કહેલું છે. એ રસ
નાટ્યશાસ્ત્રમાં કેટલા કહેલા છે તે વિષે ભરતમુનિ કહે છે કે,

श्लोक:॥

श्रृंगार हास्य करुणा॥ रौद्र वीर भयानकाः
बीभत्साद्भुत संज्ञौच॥ नाट्येचाष्टौ रसाः स्मृताः॥१॥

અર્થ—શૃંગાર, હાસ્ય, કરૂણા, રૌદ્ર, વીર, ભયાનક, બિભત્સ અને
અદ્ભુત એ આઠ નાટકો અને નાટ્યોમાં લઈને તેમની રચના કીધી છે.
કાવ્યશાસ્ત્રના બીજા સંસ્કૃત ગ્રંથોમાં શાંતરસને ઉમેરી નવ ને કોઈમાં વ-
ત્સલરસ ઉમેરી દશ રસ ગણેલા છે.

કાર્યની પેહેલાં કારણ વર્તે છે એવો નિયમ છે તે પ્રમાણે રસનાં કા-
રણ જે સ્થાયી ભાવાદિક તેનું પ્રથમ નિરૂપણ કરવું જોઇયે. એ ઉપરથી
સ્થાઇભાવ એ રસનું મુળ કારણ છે એમ જાણવું. આરંભથી તે અંત
સુધી સ્થિત હોય છે તેથી તેઓ રસના સ્થાયીભાવ થાય છે. જેમ માટી-
માંથી ઘટ અને તંતુમાંથી પટ નિરમાણ થાય છે અને તે કારયમાં કારય-
રૂપે કરી સરવજ કારણ હોય છે તેમજ સ્થાયીભાવ એ કારણ અને રસ
એ તેનું કારય જાણવું. ઘટમાં મત્તિકા વગર બીજું શું છે તે મત્તિકાજ
ઘટરૂપે કરી થાય છે ત્યારે તે ઘટથી કેમ છુટે? તેમજ સ્થાયીભાવ એ કા-
રણ અને રસ એ તેનું કાર્ય જાણવું. એમાં કારણ કાર્યથી છુટું પડતું

નથી સ્થાયીભાવ છુટયો એટલે રસનો વિઘાત થાય છે જેમ પતંગ આકાશમાં ઉડાવે છે, તેનો દોરો હાથમાંથી છુટી એટલે ગમે ત્યાં પડી તેનો નાશ થાયછે તેમ એ સ્થાયીભાવરૂપ સૂત્ર છુટયુ એટલે રસનો નાશ થાયછે નવ રસના* સ્થાયીભાવ અને રસ એમાં શો ભેદ છે ? પરિમિત હોય ત્યાં સ્થાયીભાવ જાણવો અને વિભાવાનુભાવાદિવડે પરિપૂર્ણ થયો તેને રસ કેહેવો જેમ કૃષ્ણા, ગોદાવરી ઇત્યાદિક નદિયો પ્રથમ નાની પરિમિત હોય છે, તેને ઇતર જલપ્રવાહ આવીને મળ્યા એટલે તે અપરિમિત મહાનદિયો થાય છે, તેમ વિભાવાનુભાવાદિક તેને પ્રાપ્ત થયા એટલે તેનો પરિપોષકતાવડે પુષ્ટ થઇ તે પૂર્ણત્વે કરીને રસ થાય છે વળી જેમ બાલક નાનું હોય છે તે શાદન મધૂર મિષ્ટાન્નાદિકે કરીને પુષ્ટ થઇ તરુણપુરુષ ભાગ્યવાન્ અને કીર્તિમાન્ થઇ માન પામે છે તેમ સ્થાયીભાવ પરિપૂર્ણતાને પામ્યા એટલે તે રસ થાય છે

હવે રસનું લક્ષણ એવું કહેલું છે કે વિભાવ અને સંચારી ભાવ એમના સંયોજન વડે કવિતામાં જે સ્થાયીભાવ† પ્રગટ થાય તેને રસ કહેછે તે નીચે પ્રમાણે—૧ રતિ, ૨ હાસ્ય, ૩ શોક, ૪ ક્રોધ, ૫ ઉત્સાહ,, ૬ ભય, ૭ જુગુપ્સા, ૮ વિસ્મય અને ૯ શમ,

કામક્રોધાદિ મનોવૃત્તિને જાગૃત કરનારા જે વિષય તે વિષયને

---

* शृंगार हास्य करुण रौद्र वीर भयानका
बीभत्सोद्भुत इत्यष्टौ रसा शांतस्तथामत ॥

रतिर्हासश्च शोकश्च क्रोधोत्साहौ भयतथा॥
जुगुप्सा विस्मय श्चेत्थमष्टौ प्रोक्ता शमोपिच॥१॥

† દોહરો

रसअनुकूल विकार जो। उर उपजतहै आई॥
थाईभाव बखानहीं। तिनहीकों कविराई॥१॥

न० वि०

વિભાવ[1] કહેવા. બીજા જે ધર્મ, રોમાંચ ઇત્યાદિક તેમને અનુભાવ[2] અને ત્રીજા એટલે આનંદ, ત્રાસ ઇત્યાદિકને સંચારી[3] કહે છે. સંચારીભાવને સાત્વિકભાવ પણ કહે છે એ ઉપરથી કેશવદાસે કવિ પ્રિયામાં "मिलि विभाव अनुभावपुनि। संचारी सुअनूप॥ व्यंग करे थिरभाव जो। सोई रस सुखरूप॥ એવી રસની વ્યાખ્યા આપેલી છે.

આલંબનવિભાવના પ્રકાર સંસ્કૃત સાહિત્યશાસ્ત્રકર્તાઓએ પુષ્કળ કહ્યા છે. તેમાંના કેટલાએકનું વિવેચન અમારા વાંચનારાઓમાંના ઘણાએકને ઉપયોગી થઇ પડશે એમ ધારિયે છિયે.

**તંત્રી.**

---

૧ જેને અવલંબીને રસ રહેછે તેને આલંબન વિભાવ કહેછે, જેમકે શૃંગાર રસમાં નાયકાનાયક ઇત્યાદિ. હાસ્યરસમાં વિદૂષક ઇત્યાદિ. જેના યોગે રસનું ઉદ્દીપન થાય તે ઉદ્દીપન વિભાવ. જેમ શૃંગાર રસમાં ચંદ્રોદય, ઉદ્યાન, કોકિલ શબ્દ ઇત્યાદિ. હાસ્યરસમાં વિદૂષકની ચેષ્ટા ઇત્યાદિ સ્થાઇભાવના કારણને વિભાવ એ નામ આપવામાં આવેલું છે.

૨ મનોગતભાવના સૂચક એવા કટાક્ષ, ભ્રુક્ષેપ ઇત્યાદિક કાર્યરૂપ, જે શરીર ચેષ્ટા તે અનુભાવ કહેવાય છે.

૩ રસની ઉત્પત્તિને સહાયકારી એવા જે નિર્વેદ ગ્લાનિ, શંકા આદિ તે વ્યભિચારી ભાવ. તે એકંદર ૩૩ છે. જે નવે રસમાં સંચરે તે સંચારી ભાવ. એ સંચારી ભાવ સ્થાયીભાવમાં રહે છે. જેમ દરિયામાં તરંગ ઉઠીઉઠીને ત્યાંના ત્યાં સમાઇ જાયછે તેમ તે પ્રગટેછે ને પાછા નહિ સરખા થાય છે. જ્યારે સ્થાઇભાવ સ્થીર થાય ત્યારે પરિપૂર્ણ રસ થાયછે; પણ સંચારીઓ રસનું રૂપ થાય ત્યાંસુધી શોભતા નથી એટલેજ ને સ્થાયીસંચારીમાં ભેદ છે એવું એક કવિનું મત છે.

# ચૈતન્ય અને જગત્

पथ्यमौषधसेवा च क्रियते येन रोगिणा।
आरोग्यसिद्धि र्दृष्टाऽस्य नान्यानुष्ठितकर्मणा॥६५॥

श्रीशंकराचार्य वि. चू.

જડવાદ (Materialism) અથવા નાસ્તિકવાદ તપાસતાં એમ લાગે છે કે એ વાદપ્રવર્તકના પ્રમાણનો ફલિતાર્થ તે વાદીઓ સ્વીકારતા નથી અથવા તો તેમની કલ્પનાઓ પુરતા શોધ ઉપરથી કરેલી નથી. ચૈતન્યવાદી એમ કહીનેજ અટકતો નથી. પોતાના અનુભવના પુરાવાથી સિદ્ધ કરી બતાવે છે, અને માને છે કે જડ પદાર્થથી વ્યતિરિક્ત એવો કોઈ એક અપૂર્વ અંશ છે જેને તે "આત્મા" એવા, ભિન્ન ભિન્ન આર્ય સંપ્રદાયને અવિરૂદ્ધ નામથી ઓળખાવે છે. આ આત્મા લૌકિકધર્મથી મુક્ત છે એ વાત ખુલીજ છે. જેને જડથી જુદુ માન્યું તે તેના ધર્મથી વિલક્ષણ ધર્મવાળું હોવું જોઈએ એ સ્પષ્ટ છે. આ પ્રમાણે આત્મા મુખ્ય જડધર્મ મૃત્યુ (નાશ નહિ)થી વિમુક્ત અર્થાત્ અમર્ત્ય છે, એનામાં વિકાર કે અવસ્થાન્તર થતો નથી. જે આવો અવિકૃત છે તે નિત્ય છે એમ સિદ્ધ થયું. આત્માનો બીજો કીયો ધર્મ છે તે તપાસવો જોઈએ. વિદ્યારણ્યસ્વામી પ્રસિદ્ધ પંચદશીમાં લખે છે કે अयमात्मा परानन्दः परप्रेमास्पदं यतः। આ આત્મા ઘણામાં ઘણા પ્રેમનું સ્થાન છે માટે મહા આનંદરૂપ છે. વળી જગતના સર્વ પદાર્થ—ભાવનું જ્ઞાન આત્મા વિના સંભવતું નથી માટે જ્ઞાનરૂપ છે. એમ આત્મામાં નિત્યત્વ જ્ઞાનમયત્વ, આનંદમયત્વ એવા જડમાત્રથી વિલક્ષણ ત્રણ ધર્મ સિદ્ધ થાય છે.

જગત્‌ના પદાર્થ માત્ર અનિત્ય છે, અજ્ઞાનવાળા છે, ને દુઃખકર્તા છે એ પ્રસિદ્ધ છે. ધનધાન્યાદિકની પ્રકૃતિ એવી છે કે અધિક પ્રાપ્તિની સાથે તેમને માટે અધિક ઉત્કંઠા થાય છે. એમાં સંતોષની અવધિ નથી. ભૌતિક પદાર્થથી જે સુખ થાય તે અનિત્ય અને આખરે નિર્વેદ પેદા કરે એવું છે. ભૌતિક પદાર્થ તેમને પ્રાપ્ત કરવાનો મુખ્ય હેતુ—સુખ—તે પુરો પાડી શકતા નથી. આવાજ કોઈક વિચારથી પુરાતન કાળના વિદ્વાનોએ સુખ

એટલે શું ? અને નિત્ય સુખ તે કીયું ? તેનો વિચાર કર્યા છે. સામાન્ય રીતે બોલતાં સુખનું સ્થૂલ સ્વરૂપ આનંદ એવું બધી શકાય. કોઈ પણ જાતનો આનંદ—સત્કર્મથી કે કુકર્મથી—તે અમુક કાલે કોઈને સુખરૂપ થાય છે; પણ તે નિત્ય કે અનિત્ય છે, અથવા તેથી માણસ પોતાના ભવિષ્યના પરિણામને કાંઈ હાનિં કરે છે કે નહિ, એ જુદી વાત છે. આનંદ એ સુખ, તો નિત્યઆનંદ એ નિત્યસુખ. અંતરમાં નિરંતરજ આનંદ રહે અર્થાત્ જેમાં કોઈ આચારને માટે પરિતાપ કે કોઈ ઇચ્છાથી ક્લેશ ન થાય એવો આનંદ. આ પરમસુખની શોધ સર્વેએ કરી છે. એ પરમસુખ તેજ મોક્ષ અર્થાત ભૌતિકધર્મથી વિમુક્તપણું અથવા જેને યુરોપના તત્વજ્ઞાનીઓ Summum Bonum કહેછે તે. ગ્રીસ દેશમાં એપેક્યુરસ અને એરિસ્ટિપસ્ જેવાએ તથા આપણા દેશમાં ચાર્વાકાદિએ તથા હાલના પાશ્ચિમાત્ય પ્રજાના ઘણા ખરા વિદ્વાનોએ એમજ માન્યું છે કે ભૌતિક સંપત્તિની સીમા આવે એજ આનંદ ને પરમાનંદ. यावज्जीवं सुखं जीवेत्‌ऋणं कृत्वाघृतं पिबेत्‌ । भस्मीभूतस्यदेहस्य पुनरागमनं कुतः । चा० । એથી ઉલટું ઘણાક વિદ્વાનોએ—ગ્રીસમાં સ્ટોઇક વગેરેએ—અને અમેના લગભગ સર્વ ઋષિયોએ સંસાર દુઃખરૂપ ગણી ભૌતિકધર્મથી વિમુક્ત આનંદનેજ પરમસુખ કહયું છે. માટેજ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એવા ચાર પુરૂષાર્થ, એટલે મનુષ્યનેકર્તવ્યધર્મ, શાસ્ત્રમાં બતાવ્યા છે. અને મોક્ષ એજ પરમપુરૂષાર્થ છે એમ કહયું છે.

આવા પ્રકારનો આનંદ કેઈ વસ્તુ પ્રાપ્ત કરવાથી મળે એ પણ ઘણા વિદ્વાનોએ તપાસ કર્યો છે. આ જગત્‌ના કોઈપણ અનિત્ય પદાર્થ તે, નિત્યઆનંદ પ્રાપ્ત થવો અશક્ય છે. ત્યારે કોઈ નિત્યપણાને પામવાથીજ એ નિત્યઆનંદ મળે એ સિદ્ધ છે. આ નિત્ય પદાર્થ કીયો હશે ? કોઈ ઇશ્વરને પામવાથી, કોઈ સ્વર્ગ પામવાથી, આ આનંદ સિદ્ધ થાય છે એમ માને છે. યોગી અને બ્રહ્મવાદી એમ કહેછે કે આ આનંદ આત્માને ઓળખવાથીજ મળે છે.

ઇશ્વર જો હોય તો તેના ધર્મ પણ જડથી ભિન્નજ હોવા જોઈએ. તે નિત્ય હોવો જોઈએ, સૃષ્ટિકાર્યકર્તા મનાવાથી જ્ઞાનમય હોવો જોઈએ. ને

મોક્ષનુ સ્થાન કલ્પવાથી આનંદરૂપ હોવો જોઇએ આ ત્રણ ધર્મતો આત્મામા પણ છે માટે એટલે અંશેતો આત્મા અને ઈશ્વરની એકતા છે પણ કેટલાકે એમ કાઢ્યુ છે કે આત્મા એજ ઈશ્વર છે એમ બોલના વેદાન્તીઓ આત્માને ઈશ્વરનુ સાધર્મ્યમાત્ર તપાસી વૈધર્મ્ય તપાસતા નથી વિધર્મમા એમ કેહેછે કે ઈશ્વર સૃષ્ટિ કર્તા છે, આત્મા તો પામર, ભોક્તા માત્ર છે ઈશ્વર નિરાલસ્ત છે, ને આત્મા તો પરિમિતજ્ઞાનવાન છે માટે આત્મપરમાત્મનુ ઐક્ય મિથ્યા છે આ ઉપર એમ ખડન છે કે ચિદાનંદરૂપ ઈશ્વરને કર્તૃત્વાદિ ધર્મ ઘટતા નથી તેમ થવાથી તેને કર્મદોષનો બાધ થઇને ઈશ્વરત્વને હાનિ પોહોચે છે આત્મા પણ નિરાલસ્ત થાય છે, વા નહિ એ અનુમાન કરતા અનુભવનો વિષય છે યોગશાસ્ત્રના સિદ્ધાંતે એ વાત હસ્તામલકવત્ સિદ્ધ છે હાલના પ્રસંગે અમેરિકાથી આવેલા "મેસ્મેરિઝમ" નામથી પ્રસિદ્ધ પ્રયોગથી પણ આત્માની આ સત્તા સિદ્ધ કરી શકાય છે હઠયોગ અને રાજયોગના અભ્યાસે કરીને સિદ્ધપદવિએ પોહોચેલા જીવન્મુક્ત મહાત્માઓ વિના તો એ વાત કોણ સિદ્ધ કરી બતાવે? એ મહાત્માઓના तत्त्वमसि આદિ વચનોથી પણ આત્મા તેજ પરમાત્મા છે એમ નીકળે છે ઈશ્વરને સર્વવ્યાપી—વિભુ—માને છે, આ ધર્મ વેદાન્તીઓ આત્મામા પણ સ્વીકારે છે માટે તેનો વિચાર આગળ થશે કદાપિ એમ માનીએ કે ઈશ્વર અને આત્મા જુદા છે, ને આત્મામા સત્, ચિત્, આનંદ એટલાજ ઈશ્વરીય ધર્મ છે તોપણ એમનો ફલનુજ જોઇએ કે વૃદ્ધિના ન્યાયવડે કરીને આત્મા પોતાના ધર્મની ઉત્કૃષ્ટતાએ પામી ઈશ્વરમાજ લય પામી શકે આ બાબતના વિરોધ તર્ક કરતા કરતા ભગવાન્ શંકરાચાર્યના ઉપદેશ પ્રમાણેજ કેહેવુ ઠીક છે કે જે રોગી ઓસડ ખાશે ને કરી પાળશે તેનેજ આરોગ્યતા થશે પણ બીજો ઔષધ ખાય ને કરીપાળે તેનાથી રોગીને સુખ થશે નહિ વળી શ્રીભગવાન્ કૃષ્ણે પણ કહ્યુ છે કે युजन्नेवं सदात्मान योगीनियतमानस । शाति निर्वाणपरमा मत्सस्थामाधि गच्छाति ॥ વિશેષમા એમ પણ ધારણા કરવી જોઇએ કે આત્મપરમાત્મનુ વૈધર્મ્ય છેજ નહિ, જે વૈધર્મ્ય ભાસે છે તે માત્ર માયા—અજ્ઞાન—પ્રકૃતિ—જડના યોગથી ભાસે છે પણ વસ્તુત: તો નથીજ વળી હા-

લમાં કેટલાક પાશ્ચિમાત્ય તત્વજ્ઞાનીઓએ એમ શોધ કર્યો છે કે બાહ્યવિષ-યમાં એવું કાંઇ નથી કે જેનો આકાર અંતરમાં નહોય. આ વિચારથી પણ જીવથી જુદો ઇશ્વર એવો કોઇ સન્ન સિદ્ધ થતી નથી, આવાજ કોઇક વિ-ચાર ઉપરથી વેદમંત્રોને વિષે, ઋષિયો, પર્વત, નદી, વીજલી, વરસાદ વગે-રેને ઇશ્વર ધાર્યા પછી, તેમને ઇશ્વરધર્મ રહિતમાની, વેદના અંતભાગમાં— ઉપનિષદ્માં— આત્માનેજ સચ્ચિદાનંદરૂપ માની તેમાંજ વિરામ્યા હશે.

જે સ્વર્ગને મોક્ષ માને છે તે તો કોઇક નાશવત્ વસ્તુ ઉપરજ પો-તાની દૃષ્ટિ રાખે છે. ને આખરે પણ જન્મ મરણમાં પડે છે. આ ઉપર-થી સિદ્ધ થાય છે કે જન્મ જરાદિકથી અવિકૃત એવા સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માનું જ્ઞાન ને તેમાંજ વિરામ એ મોક્ષ છે, બીજો નથી.

આ પ્રમાણે ચૈતન્ય વિભુ અને નિત્ય તથા જ્ઞાનમય અને આનંદ-મય છે. એજ સત્ય છે, અનંત છે, અનાદિ છે, નિર્ગુણ છે. ભગવદ્ગી-તામાં કહ્યું છે તેમ એનેજ વિષે આ સર્વ જગત્ દોરામાં મણકાની પેઠે પરોવાયલું છેઃ मयिसर्वमिदं प्रोतं सूत्रे मणिगणाइव॥.

આ પ્રમાણે આત્માની સત્તા અને મહત્તા ઉપર વેદાન્તની ચોટ સા-નુભવ અને સતર્ક છે. એ શિવાય બીજો કોઇ તર્ક વેદાન્તમાં પ્રમાણ નથી. આ આત્માને વિષે આ દેખીતો જગદ્વ્યવહાર કેમ ઘટે, એ વિચાર મોટો છે. એ વિષે વેદાન્તમાં કોઇ અમુક આગ્રહ નથી, પરંતુ ખુલાસો તો ફુ-રેલોજ છે. મૂળ પ્રકૃતિ અનાદિ માનેલી છે; અને એ અનાદિ પ્રકૃતિના સત્વ, રજસ્ અને તમસ એવા ત્રણ ગુણ માનેલા છે. ॥दैवी ह्येषागुण-मयीमममाया दुरत्यया॥ આ પ્રકૃતિ તે અજ્ઞાનમાયા છે. વેદાન્તમાં અ-જ્ઞાનથી જગત્ એમ વર્ણવ્યું છે ને અજ્ઞાન અનાદિ પણ સાન્ત કહ્યું છે. પરમાત્મા વિભુ સર્વ વ્યાપિ છે; અને પદાર્થ માત્રને વિષે રહેલાછે ॥नित्यः सर्वगतः स्थाणुः॥ જગતમાં પરમાત્મા એમ નહિ પણ જગત માત્ર પ-રમાત્માંજ છે એમ જાણવું ॥नचाहंतेषुतेमयि॥. જેમ સર્વવ્યાપી આ-કાશ અથવા વાયુને વિષે એક ઘડો ઉંધો પાડએ તો તેટલું આકાશ તે ઘટાકાશ ને બાકીનું આકાશ તે મહાકાશ, પણ જો ઘડાનો અંતરાય ન હોય તો આકાશ તો એકજ છે માટે એ ઘડાનો સંગ છુટે તો પછી આ-

કાશમા આકાશ અવિચ્છિન્ન રહે એ પ્રમાણે પરમાત્મા અને પ્રકૃતિ ઉભયનો સબધ છે कारण गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥ આ પ્રમાણે વિચારતા પણ દ્વૈતવાદી ઈશ્વર એનો જે ભિન્ન નિયતા બતાવે છે તેની સત્તા સિદ્ધ થતી નથી ઈશ્વર વિભુ છે તો આત્મા તેથી ભિન્ન ક્યા હશે એ સમજાતુ નથી પણ આ બેની કલ્પના માત્ર પ્રકૃતિથી થતા અજ્ઞાનેજ કરેલી છે, વાસ્તવિક નથી જ્યારે શમદમાદિ ષટ્ સંપત્તિથી શુદ્ધ થઈ, સદ્ગુરુના પ્રસાદથી અજ્ઞાનનો નાશ થાય છે ત્યારે પરમાત્મભાવમાજ જ્ઞાની અભેદ લય પામી, જન્મ મરણથી મુક્ત થઈ, શાશ્વત્ સુખ અનુભવે છે

જગત્‌ની વ્યવસ્થા માટે કર્મનો વિચાર કરેલો છે કર્મના સસ્કાર દેહને લાગે છે ને તે સસ્કારનુ રૂપ આકારમા તે દેહનો પુનર્ભવ થાય છે એ પ્રમાણે ભૌતિક પદાર્થ માત્રનુ જ પરિવર્તન થાય છે આત્માનુ નહિ "કેમિસ્ટ્રી" અથવા રસાયનશાસ્ત્ર જાણનારને ખબર હશે કે જે પ્રમાણે પદાર્થોની મેલવણી થાય તે પ્રમાણે પરિણામ વસ્તુનો આકાર બંધાય છે કર્મ એ પણ કાંઈક એવાજ પ્રકારનો નિયમ છે પણ તે બહુ સૂક્ષ્મ અને જ્ઞાનપર છે કર્મના સસ્કાર માત્ર સ્થૂલ દેહનેજ નહિ પણ સૂક્ષ્મ દેહનેએ લાગે છે અને એ સસ્કારાનુરૂપ ફલ ઉભયને થાય છે કર્મમા કોઈ ભાવ, કાર્ય, વિચાર સર્વનો સમાવેશ થાય છે કર્મ એ કારણના સમૂહ બરાબર છે અને પ્રારબ્ધ એ તે કર્મનુ ફલ અથવા કાર્ય છે એમ બોલીએ તો પણ ચાલે પ્રત્યેક કારણ (cause) નુ કાર્ય (effect) કોઈને કોઈ કાલે થવુજ જોઈએ કોઈ આજ, કોઈ દશવર્ષે, કોઈ પચાસવર્ષે તો કોઈ તેથી પણ અધિક એમ વિચારતા કર્મનો ક્ષય તેનો ભોગ દીધાથીજ થવાનો એ સિદ્ધ છે જ્યા સુધી જ્ઞાનરૂપી અગ્નિથી કર્મનો દાહ થયો નથી ત્યા સુધી તો જન્મમરણ એ પુનઃપુન છે ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेऽर्जुन ॥ कुर्वन्नपि न लिप्यते ॥ इत्यादि ॥ કર્મના ત્રણ વિભાગ કર્યા છે, સચિત, પ્રારબ્ધ, ક્રિયમાણ જે કર્મનુ ફલ હજુ ભોગવવાની વાર છે તે સચિત, જે કર્મ ફલ આપે છે તે પ્રારબ્ધ અને જે હાલ કર્મ થાય છે એ ક્રિયમાણ કર્મ પ્રારબ્ધનો નિયમ એ કેવ-

મ કારણ કાર્યના નિયમનુંજ વિવેચન છે. જગતમાં અફલ ફલની પ્રાપ્તિ ઘણીવાર જણાય છે. અફલ એટલે એમ કે તે ફલમાટે કોઇ પ્રયાસ–કર્મ હાલતો કર્યો નથી. વળી એથી વિપરીત એમ પણ છે કે પ્રયાસ કર્યા છતાં પણ ફલ નથી થતું તો જગતનાં ફલાફલનું નિયામક કોણ ? કોઇ કેહેશે પ્રસંગ (circumstances), તો તે પ્રસંગનું નિયામક શું ? કર્મ પ્રારબ્ધના વિચારથીજ પુરો કાર્ય કારણભાવ સમજાય છે. માટેજ પુનર્જન્મ અને પ્રારબ્ધ સ્વીકારવાં પડે છે.

શાસ્ત્રમાં કેહે છે કે જ્યારે જ્ઞાન થાય છે ત્યારેજ ત્રણે દેહનો ભંગ થઇ પ્રારબ્ધનો ક્ષય થઇ જ્ઞાની મુક્તિ પામે છે.

**મણિલાલ નભુભાઈ દ્વિવેદી.**

---

બે મિત્રો જેઓ એક બીજાને કેટલોકએક વખત થયાં મળ્યા ન હતા, તેઓ ગ્રીનચોકમાં એકાએક ભેગા થયા. એકે પુછયું, કેમ છો, બહુ દહાડે મળ્યા. 'હા' બીજાએ કહ્યું, તને તો સુખી છિયે મને નથી. એ તો વધારે ખરાબ ! હું તમને છેલ્લો મળ્યો ત્યારથી તમે શું વેપલામાં પડયા હતા ભાઈ? હું મારાં લગનની ધામધુમમાં પડયો હતો. એટલું વધારે સારૂં. કપાલ તારૂં બૈરી કલાંઠ મલી છે કલાંઠ! ત્યારે પુરા ભોગ ! ધારોજ તેટલા તો નહીં. કારણ કે તે રૂ ૨૦૦૦ નું પલ્લું લાવી’તી. ત્યારે તો યાર તારા તો નસીબ ઉઘડયા. વગર સાંભળ્યે જ તો, પણ ખબર કે ! બંદાએ તેના ઘેટાં ખરીદ કરી ગગે તોંક ભેરવ્યાં; તે સઘલા સડી સડીને મરી ગયા ને આપણે પાછા તેવાને તેવા. એ તો બહુ ખોટું થયું ! એમાં ખોટું શું ? ઘેટાંના ચામડાં વેચવાથી તેની ખેહેલી કીમત કરતાં જયાદા પૈસા મળ્યા, હવે કેમ ? ત્યારે તો તારો બેડો પાર ! મોંકાણ તારા બાપની, શું બેડો પાર? જે ઘરમાં પૈસા મુકયા હતા તે ઘરમાં આગ લાગી ને સઘલું ભસમ થઇ ગયું. હાય ! હાય ! ભાઇ તું તો બહુ દુઃખી થયોની ? અરે આપણે દુઃખીયા ને સુખીયા કેવા ? તેમાં પેલી કલાંઠ બૈરી મરી ગઇ છે ને પાપ પત્યું છે !

---

# ગંગા

## એક ગુર્જર વાર્તા.

### પ્રકરણ ૧૪ મું.

#### પ્યારની વૃદ્ધિ.

"આફરીન, આફરીન ! હું તમને બંનેને જાણું છું. ચલો, આપણે સર્વે સાથે મળીને કંઇ નવું જુનું કરીશું" સુરલાલે કહ્યું

"ધસીને, એકદમ દોડ કરો હમણાં અમે ત્યાં જઇ આવ્યા છિયે, ને તેઓ નિરાંતે પડેલા છે, ત્યાં ભય પણ નથી, ને કાર્યસિદ્ધ કરવાને ભુજબળ આપણી પાસે મજબૂત છે"

"અમને સબકુ પીલાના ! ખોદા અપના નિગેહબાન હો ! નવાબ બડા ચબરાક ઔર ચાલાક હૈ ઓર ઉસકી બેગમ મહાતાબમેં બી કુચ દો અદા સરસ પાવરંથી હૈ ' નવરોઝ મનમાં બડબડયો

આ ગડબડમાં અડધો કલાક નિકળી ગયો બારપર બે વાગ્યા હતા, ને જો હવે મોડું થાય તો સઘળી હાથ આવેલી બાજી ધુળ મળી જાય એમ વિચાર કરી, કંઇ પણ ગુપ્તાગુપ્ત ખુલાસો કીધા વગર આ બે સ્વારોને સાથે લઇને નવરોઝ અને તેના સાથી સૂરલાલે એકદમ સૌને ચાલવાનો હુકમ કીધો.

હવે મજાલીય સૈન્યમાં બે અધીકારી ને એક સરદાર હતો મણી આ કામને બીલકુલ નાલાયક હતી, પણ મોતીએ તેને સાથે રાખી હતી નવરોઝની પગડી સઘળું લશકર ચાલતું હતું જે જે મરાઠા સીપાઇઓ એકલવાયા રસ્તે મળતા તેને ઠારી નાખવામાં જરાપણ વિચાર કરતા નહોતા. થોડીક પળ સઘળું શાંત ચાલ્યું નવરોઝ બેગમની ચતુરાઇ ને હિમતને આફરીન કરતો વિચારતો વિચારતો ચાલતો હતો, ને એવા વિચારમાં વધારે વખત ન રેહેવા દેતાં, કંઇક ખુનસો કરી, શિવાજીના કલ્યાણ બાગપર પેહેલો છાપો મારવો તે સૂચવવા માટે મોતી નવરોઝ પાસે આવી

"એ, શુરા પેહેલવાન !"—આ રૂપા સ્વારે કહ્યું—"મારા અકસ્માત મોઢાપરથી કંઇ એવું ધ્યાન બાંધીશ નહી કે એમાં કંઇ ભેદ છે ! હું કેમ કિલ્લો છોડીને નિકળી અને શું શું થયું છે તે નિરાંતે કેહેવા-

નો સમય નથી. ટુંકામાં એટલુંજ તારે જાણવાનું છે કે અમે મરાઠાની છાવણીમાં જઇ આવી તેઓના મનસૂબા સારીપેઠે જાણી શકયા છિયે. પણ નવરોઝ તું જણાવશે કે તારી સ્વારી શી રીતે અકસ્માત આવી પહોંચી છે? તું કિલ્લામાં કેદ પડેલો હતો ત્યાંથી શી રીતે છૂટો થયો?"

"મહાતાબ નૂરની બેગમ મોતી," નવરોઝે નમન કરી, મોતીને માન આપતા ખુલાસો કીધો:—"કિલ્લામાંથી તમે બે જણ બહાર પડયા પછી મારા મનમાં, તેમજ નવાબના મનમાં મોટી ચટપટ થવા માંડી. ને અમે અવશ્યે ધાર્યું કે અકસ્માતથી તમે કોઇ પણ સ્થળે ઘેરાઇ જશો. આથી હું ને નવાબ બંનો બીજી ગમના નદીપરના દરવાજામાંથી બહાર નિકલી પડયા, અને સામે પાર થઇને ખાડીમાં આવી ઉતરયા. અહિંથી એક છૂપા જાસૂસે ઉચ્ચ લોકોની કોઠીમાં મળેલી સભામાં મને જવાની સૂચના આપી અને હું ત્યાં ગયો, પણ કર્મ સંજોગે નવાબને મારો સંબંધ તુટી ગયો. તે કોઇ બીજી બાજુએ ગયા છે તે આપણે આવી મળવા જોઇયે."

"શું નવાબ, મારો દિલોજાન બહાર મેદાન પડયો છે નવરોઝ? એતો બહુ આશ્ચર્યની વાર્તા છે. જો એ મળીને આ સંહારમાં સામેલ થાય તો કેવું સારું? તેનું નામ ને અમર કિર્તિ હંમેશ માટે પ્રદિપ્ત રહેશે."

"મને સંપૂર્ણ આશાતો છે કે તે મોટો ભાગ લેવા માટે ઘણો જલદી આવી પહોંચશે." આમ બોલતા દમ બાંધીને કૂચ કરતા બેગમપુરો વટાવીને સ્વતંત્ર રાજ્યના યુદ્ધ માટે, ને શત્રુનો નાસ કરવા માટે શૂરા યોદ્ધાઓ નવાબના મેહેલની લગભગ આવી પોહોચ્યા હતા.

અહિંયા આવીને નવરોઝ અને સૂરજાલે સૈન્યના બે વિભાગ પાડી દરેકને પોતાની સરદારી નિચે લીધા. સત્રજાને જોઇયે તેવા પ્રકારે ઉત્તેજનના શબ્દોથી ઉશ્કેરયા ને છેલ્લે નવરોઝે કહ્યું કે "આજનો દિવસ મરવાનો છે, જેઓને ઘરબારના સુખની અભિલાષા હોય, જેઓને પોતાનો પાપી પ્રાણ પ્યારો હોય તે આ પ્રતાપી કર્મથી દૂર જાઓ! અમે પાંચ હસ્શું તો બસ છે. દેશ રક્ષણ માટે મરવુ એમાં શું છે? પોતાના બાળકને પિડામાંથી બચાવવા એમા મોટાઇ નથી? પણ જે જવા તૈયાર થાય તેને યાદ રાખવું કે તે આજે સમરાંગણમાં કિર્તિ મેળવી મરશે, ને

પગને પ્રુણે કાને સ્હવારના શિવાજી રીબાવી રીબાવીને મારશે જો આ-પણે જીત મળીતો—અને તમારે યાદ રાખવુ કે આપણા બાજૂએ હિંદુ-ઓનો કાર્તિક સ્વામિ ને મુસલમાનોનો મહમદ એ વિરયોદ્ધાઓછે, તે જય અપાવશેજ—લૂટાવલો, ખજાણો પણ હાથ આવશે પ્રુણે રિબાઇને મરવુ છે કે કિર્તિ મેળવી નામના કરી મરવુ છે ?"

"કિર્તિ મેળવી નામના કરીને મરવુ છે," એકસ્વરે છસો યોદ્ધાએ ગર્જના કીધી અને આ ગર્જનાનો અવાજ મરાઠાની છાવણીમા સભળાયો, તેમજ નવાબના મેડેનમાનો ઓજો પણ ઝબકી ઉઠયો

મરાઠી સરદારના બહિરજીએ મોતી જાઇને ડકો કીનો અને નગાર-ખાનાને ઘણા જોરથી ઠોકયુ, નવાબના મેડેનમાથી ત્રણસે સ્વાર એકદમ મેદાન દોડી આવ્યા, તેઓને મોતાની કહેલી ભવિષ્યવાણી સત્ય લાગવાને ભાસ થયો !

ઓજો મશરૂર અગાડી આવી ઉભો

" નગારખાનાનો અવાજ મરાઠાનો છે ! " મશરૂરે કહ્યુ, પણ સા-વધતા પકડી આપણે આપણુ તપાસવુ છે" બીજા સાથીને બોલાવવા નગાર ઠોકો," અને મુસલમાની ડકો પીટાયો

. નવરોઝ આથી ઘણો ગભરાયો પણ મેદાન આવી બોલ્યો —

" આ નગારાનો અવાજતો મોગલાઇ છે, પણ મોતી તુ આ સૌને સાચવે છે હુ તપાસ કરી આવુ ? "

"બેલાશક, મારી શકિત પ્રમાણે તપાસ રાખીશ " મોતીએ ઉત્તર દિધો નવરોઝે ઘોડાની રેણ પકડી દોડાવ્યો ને મેડેન લગણ ગયો મોતી ને સૂ-રજાને એ રીતે ચાલાકી બતાવી સઘળા શેહેરી લશકરને હરોળમા સુધી બે વખત આસપાસ ફરી વળ્યા

એક બે ક્ષણમા નવરોઝ પાછો ફર્યો ને ઉભે ટાળને જીવ લટકયા હતા તેઓને ધીરજ આવી

'તે આપણા મદદગાર છે !' સ્વાસ ખેચ્યા વગર નવરોઝે કહ્યુ,— "ભય નરાનો ! તે નવાબના સ્વાર આપણે મદદ કરવા તૈયાર છે, તો ચાલો આપણામા સારી ભરતી થઇ છે "

હવે જેમ લશકર ચાલે તેમ મોતીનુ હૈયુ તો ધપધપ ધબકારા લેવા લાગ્યુ તેનો પગ ઘોડાના પાવડામાથી ખસી જવા માડયો તેણ પણ

એવી શકાય નહીં ને આગળ વધવાની હિંમત પણ રહી નહીં. મણી વલી તેનાથી વિશેષ ભયથી ધ્રુજવા માંડી. તે તો બે વખત ઘોડાપરથી પડતા પડતા બચી ગઈ, ને એકવાર તો હાથમાંથી લગામ છુટી ગઈ.

મરાઠાની સામા થવાને બસેં આરબ, સુનંદ સ્વાર નવાબના મેહેલમાંથી ખોજા મશરફની સરદારી નિચે નિકલી આવ્યા; અને એક ક્ષણમાં દરવાજાની બહાર આવીને લશકરે મરાઠાઓને ચેતવણી આપવા "હરા હરા!" ને "અલ્લા અકબર"ની બુમ મારી.

દક્ષિણ પૂર્વ બાજુએ મરાઠાનું લશકર પડયું હતું, ને રાત્રીના તાઢ પડી હતી તેમાં અડધા માણસો અકડાઇ ગયાં હતાં. મરાઠા સરદારે ભય નજીક જાણીને ડંકો પિટયો પણ કોઇ મરાઠો સિપાઇ ઉઠયો નહિં. બે દિવસ લૂટ કીધી હતી તેમાં તે સઘળાં થાકી ગયાં હતાં. તેઓના મનમાં નિરાંત હતી કે નવાબ પાસે લશકર નથી, ને, તેનામાં કંઇ દમ બળયો નથી તો તે કયાંથી આગાડી પડી લડવા આવવાનો હતો, તેથી જ્યારે મરાઠાનો ડંકો પિટાયો ત્યારે સૌ મરાઠા સિપાઇઓએ જાણ્યું કે લૂટપર જવા માટે ઉઠવાની ચેતવણી હશે, પણ ધાડનો તો ખ્યાલજ આવ્યો નહિં.

સામાન્ય રીતે આ પ્રમાણે ઘણે ઠેકાણે ભુલ થતી આવી છે. હિંદુ સિપાઇઓ લડવામાં જેવા બહાદુર હોયછે તેવી બીજી પ્રજા હજી સુધી થઇ નથી. ભય આવે તેને ધુતકારી કાઢવામાં ને શત્રુ સામા ઉમંગથી જવામાં તેઓ મોટાઇ માનેછે. યુદ્ધમાં કદી પણ રજપૂત યોદ્ધા પિઠ બતાવે નહીં. મોતનો ખ્યાલ તેઓના મનમાં રેહેતો નથી ને રણક્ષેત્રમાં મરવું એમાજ ખરી મોટાઇ માને છે, રણમાં મરે તેને માટે ઇંદ્રની અપ્સરા વરમાળ પેહેરાવવા તત્પર થઇ રહી છે એવો ધર્મનો બોધ હોય છે.

ભરતખંડમાં જેટલા યુદ્ધો થયા છે તે સર્વમાં કોઇ કાળે પિઠ બતાવી હોય તેવો દાખલો નથી. કેસરિયાં કરયાં જવાં ને કિર્તિ મેળવવી એમાંજ પોતાનો ધર્મ છે, એમાજ સર્વનું કલ્યાણ છે, એમાંજ પ્રિયા પ્રિયનું પ્રેમદર્શન અચળિત રહે છે—એ આર્ય યોદ્ધાના સમરાંગણના વચનો છે. રણક્ષેત્રમાંથી પાછો ફરનારનું મોઢું તેની પ્રિયા પણ જોનાર નહીં, તો બીજાની શી વાત?

પણ સૌથી મોટી ખોડ એ છે કે દરેક કામમાં આલસાઈ, તુચ્છ મોટાઇ ને વેહેમીનાપણું ડગળે ડગળે હોય છે ચન્દ્ર મહીને શુક્રના કોટ લગી આણ્યો હોય તોપણ આળસાઇ ને વેહેમીનાપણામાંથી બહાર નિકળે નહિ અસાવધતા ગણસેનમાં ઘણીવાર વાપરવામાં આવે ને "મિત્ર"ની યુકિત રમવામાં પછાત પડે તેથી ઘણું કરીને સઘળીવેળાએ રજપૂત કે મરાઠા કે શીખ સૌને માર ખાઇને પાછા હઠવું પડેલું કે મરવું પડેલું છે

શિવાજીના યોદ્ધા ઘણા તિવ્ર શક્તિના હતા, પણ નિગત ગપનારા આજે થઇ પડયા હતા તેઓના હથિયારનું ઠેકાણું ન હોતું, તેઓ લોથપોથ થઇને પડયા હતા, કોઇ કયાં ને કોઇ કયાં એમ સઘળું અસ્તવ્યસ્ત હતું તે આલસુઓને ઉઠાડવાને માટે પાછો જોરમાં ડંકો ઠોકવામાં આવ્યો ને ત્યારે થોડાક આંખ ચોળતા બહાર નિકળ્યા, ને કેટલાક ઉઠેના પાછા લેટી ગયા

બહિરજી, મોરોપંત, તાનાજી મુલેસરે, હરિપ્રસાદ, વિશ્વાસરાવ વિગેરે સરદારો ઘણા ગભરાયા ને જેટલા યોદ્ધા તૈયાર હતા તેઓને હથિયાર સજવાનો તાકીદે હુકમ કીધો.

હવે વખત હતો નહિ નાગરિકસેન સાંમું આવી પહોંચ્યું હતું તેઓએ એકદમ જોરમાં કિકિયારી પાડી મરાઠી સેનમાં ખળભળાટ કરી મુકયો.

આ પ્રમાણે અમારી વારતાના મુખ્ય સંગામના મથકનો દેખાવ છે પણ એક ક્ષણમાં શું થનાર છે તેને માટે કંઇ પણ કહિ શકાતું નથી આપણી નાયકાના મનમાં નકી હતું કે થોડાક ક્ષણમાં બંનો સૈન્યનો સામ સામો ભેટો થઇ જવાનો છે આ કંઇ નિયમીત સંગ્રામ ન હોતો નહોતા મોર ચા મારેલા—નહી વ્યુહ રચના—નહી સરદાર—નથી સાગ શસ્ત્ર—પણ કેળવાયલ લશકરને વિશેષભયનું કારણ હતું તે એજ કે બીનકેળવાએલું લશકર ઉમંગી મરવાનારસપર હતું —તે હવાયરી લુટારા લશકર સાથે એક બીનકેળવાયલા લશકરનો ભેટો હતો —ને અકસ્માતથી આવેલા શિવાજીના લશકરને ભય હતો, ને સામા સૈન્યનું જોર માત્ર ઘણું જણાતું હતું—તેમ હવે હુમલાને પાછો હઠાવવાનો મજબૂત સમય હાથમાં નહોતો—અને સામા લશકરની સંખ્યા માપમ નહોતી વળી ભૂમો પડતી તેમાં "જયમાત ભવાની" ને "અલ્લા અક-

બર" બંને સાથે હતી, તેથી બે જાતનું લશ્કર છે એમ મરાઠાને સમજાયું, પણ તે વહારનું છે કે નવાબનું છે તેનો નિકાળ થયો નહિં. તેમ કમનસીબથી થોડીક લૂટ મોકલાવી દઇને થોડાક માણસો પણ શિવાજીએ રવાના કીધા હતા ને કેટલાક માણસો શેહેરમાં વિખરાતા પડયાં હતાં. તાર કહે કે મારૂં કામ, થાક પણ પુષ્કળ લાગેલી, આગલા દિવસની માંહોમાંહીની મારામારીમાં કેટલાક માણસ ઘવાયલા હયાં ત્યાં પડેલા હતા,—તેવામાં શિવાજીની "કેવલરી" તૈયાર થઇ, ને નિયમ વગરની આસથી એકેક સાથે અઠડાઇ પડી, પોતપોતાના ભાલા નિચે કચડાઇ મુંવા, અને એવામાં ભુલમાં શેહેરમાં પડેલું લશકર કેંદ્રમાં ભેગું થવા માટે શિવાજીએ બે હવાઇ આકાશમાં ફેંકી, તે તેથી ઘોડાઓ ચમકયા તે પાસેની ખાઇમાં કેટલાક એકેકના ઉપર પડી ગયા. અંધારામાં કોઇ કોઇનો અવાજ ઓલખાય નહીં, એક બીજા બુમો પાડયા કરે, ને ખાઇના કાદવમાં કેટલાક તો ઠરી ગયા. આવી અવસ્થામાં મરાઠાઓ મુડદાળ જેવા મોતના મોંમાં જવા તૈયાર થતા હોય તેમ થોડા ઘણા નિકલી આવ્યા, ને તે પણ ઘણા ઘભરાટમાં હતાં.

આવી અવસ્થા જોઇ, તેનો ખ્યાલ કરતા મોતીને ઘણી હિંમત આવી, ને તે એકદમ નવરોઝને ચેતાવી આગળ કુદી પડવા તત્પર થઇ! તેની પછાડી બસેં આરબ સ્વાર તૈયાર હતા. પણ નવરોઝે અટકવી સખ્ખૂરી પકડાવી. આકાશ કાળું ઘોર હતું, મગઠા સ્વારોમાના એકબાજુએ બેઠેલા કેટલાક તો હજી વાતોના તડાકા મારતા હતા, હુંકા ગગડાવતા હતા ને મજાક ઠઠાથી ગમત કરતા હતા—તેઓ તો જાણે કંઇ મેદાનમાં થતુજ નથી એમ નચિંત જીવે પોતાનો ધંધો ચલાવ્યા જતા અને પતરાંજો મારતા હતા. આવાઓ પણ હવે તો તૈયાર થવા લાગ્યા. એક જાસૂસ સઘળાં લશકરમાં ફરી વળ્યો, હયાંથી ત્યાં ને ત્યાંથી બીજીગમ દોડ કીધી; સૌને ઉશકેરયા, ભાળાની અણી ઘોંચી સુતેલાને ઉઠાડયા, ઉઠેલાને ચાલતા કીધા, ચાલતા હતા તેઓને અગાડી કાઢયા, તથાપી મરાઠાઓ ઘણા અવ્યવસ્ત હતા. કોઇ કેમ ચાલે તો કોઇ કેમ ચાલતું હતું; ને આમાં ભયંકર વાદળાં તમતમી રહેલા જોયાં છતાં પણ એક નિયમ નકકી કીધા વગર જયાં ત્યાં ચાલ્યા. આ દેખાવ યુરોપિયન લશકરી સરદારની આંખમાં ઘણો ભય ભરેલો દેખાયા વગર રેહે નહીં, ને યુરોપિયન સોલજરોએ જે મોટો જય મેળવ્યો છે તેના કારણોમાં એક આ પણ મોટું કારણ છે કે કવાયદી કે અનકવાયદી લશકર ગમે ત્યારે પણ 'રેગ્યુલર' ચાલ્યા વગર રેહેતું નહીં.

પણ આ નિવેડો કેટલેક પ્રકારે હિંદિ લશ્કર માટે ઓગ છે જેને અમે "કવાયતી સૈન્ય" કહીએ છિયે, તેવા સરદારોનુ લશ્કર ઘણીક રીતે, જેઓએ પોતાની જીદગી આખો વખત યુદ્ધ કૌશલ્યમા કહાડી હોય તેવા પ્રકારના સરદારવાળુ સૈન્ય—અનુભવ મેળવેલા સરદારના હાથ નિચેનુ લશ્કર સઘળી "વળણ" (drill) સારી રીતે જાણેછે, અને શક્તિમત ને સાગ 'કમાડરો', અર્જુન કે દ્રોણની વ્યુહરચના જાણી તે પ્રમાણે અથવા નેપોલિયન અને વેલીંગટનની યુદ્ધકળા પ્રમાણે વર્તે છે, પણ માત્ર તેમાનો અશ શોવી રીતિએ કેમ વર્તવુ તે વખીક વેળા જાણતા નથી, અને કેવા પ્રકારે અવ્યવસ્થા સમયે વર્તવુ તેનો નિયમ નકી નકરવાથી ઘણી સકડાસમા આવી પડે છે ખરી રીતે દરેક સિપાઇએ વાવટાના ધોરણ પર પોતાને ચાલવાનુ છે, ને તેની નજર તેના સામાન્ય એફીસરથી રહેવી જોઇયે—તે તરફથી મટકુપણ ખસેડવાનુ નથી જ્યારે નગારાવાળા કે રણસિંગાવાળાએ બહુ સાવચેત રહીને "વધવુ" (advance) "હઠવુ," (rally), "આશ્રય લેવો" (retreat), "ભગડુ," કે "હરોળ બદલવી" (charge) એ કમાન્ડરના હુકમ મુજબ બજાવી વાવટાવાળાને એક સરખો ગપ્પવો વળી "પરા"ની રચના સ્થાપવી અથવા પાચ પાચ કે છછ માણસની હાર બાધવી—જેથી ડાબી કે જમણી, પુઠ કે સામી બાજુએ ફરવાને સહેળ પડે અથવા ખરી રીતે શત્રુસામા કેવા પ્રકારે વર્તવુ તેમા સર્વ રીતે તુરત ઉપયોગી થઇ પડે તેવા નિયમ સ્થાપના

આ નિયમો ઘણીક રીતે જાણવામા હોય છે લશ્કરને કેમ તૈયાર કરવુ, હતે કેમ જાગૃત કરવા, કેવા પ્રકારનો ડકો કરવો અને કયા કેમ અપનાવવુ એ જાણવામા છે તથાપી તેની વ્યવસ્થા બરોબર હોતી નથી આર્ટિલરી એક બાજુએ ગમે તેમ મારો ચલાવે, કેવલરી ગમે ત્યા તુટી પડે, "કમાન્ડર" હુકમ આપવામા સાવધતા ન વાપરતા ગમે તેવો હુકમ આપે ને છાવણીમાંથી ગમે તેમ બહાર પાડે તેથી ઘણો ગોટાળો વળી જાય છે ડકો ગમે તેવો એક રાગી સ્વરકાઢયો જાય છે, ને તે કયા જવાને બદલે કયાં લઇ જાય છે લશ્કરી "કોલમ"ની રચના પણ ઓર પ્રકારની હોય છે, ને તેથી હમેશા નિયમિત યુદ્ધ વખતે ખરો ગભરાટ થઇ પડે છે તો આ થોડી કવાયદવાળા (જોકે શિવાજી જાતે મોટો સૈન્યાધિપ હતો, પણ તેનુ લશ્કર "રીતસર" (રેગ્યુલર ટ્રુપ" નહોતુ) ગભરાયલા, રણસ્થભની યોજના નહી, સરદારો પણ પાકા નહી, ને ધડાયના નહી, 'કોલમ" ગોઠવાયના નહી ત્યારે ગભરાટ, ભય, મુશ્કેલી કેમ નજણાય ? તોપણ શત્રુને બળવાન ધારી ઉશ્કેરાણીથી મરાઠાઓ અગાડી વધ્યા, ને 'રામદાસ સ્વામીચા જય' એમ બુમ મારતા બહાર નિકળ્યા

---

## શૃંગાર.

### ગરબી.

રૂપેરી શી શોભી રહી ચંદા—સુનિર્મળ વ્યોમ સુખ—કંદા ! રૂપેરી૦
મિષે મિષે મુખ એ શિ મલકાવે ! તું—માં પ્રિય ! માધુરિ શી લાવે ! રૂપેરી૦
ધરી પટ વાદળિનો આડે, ક્ષણે ક્ષણ ઘેલો મહે લાડે ! રૂપેરી૦
મિઠડલો ! કિરણને અનુસારે, મિચવિ એ કમળ-પોયણિ ઠારે ! રૂપેરી૦
ચકોરી સર્વાંગ શી રે' ફૂલો, પ્રકાશ પ્રવાહ વિષે ગુલી ! રૂપેરી૦
નિરખિ તું-છબી તુજ મુજ મુખડે, રિસાવે હો—કાં સખી દુખ દિલ લે ! રૂપેરી૦
વિષમ સ્મરશર થકિ વીંધીને, હસી હસી તું અમિ શી ચૂમિલે ! રૂપેરી૦
મિઠું હરિ મુખડું રૂપાળું, કૃપા કર તૃષિત દૃગે ન્યાળું ! રૂપેરી૦

---

ઝાંખી દઈ દે સખી—રસિકડી હો ઝાંખી દઈ દે સખી !

હઈડું તલપિ રે' ! આંખડલિ તલસિ રે' !
વેનળ રૈ' શો ધિકી ! રસિકડી૦—૧

કળ ના વળે પ્રાણ ! જીવ હા ! ટળવળે !
અમથું જવાયે બકી ! રસિકડી૦—૨

નિદ્રા ન આવે ! ન શમણું સુહાવે !
શાતા વળે શે થકી ! રસિકડી૦—૩

પળે પળે શા નિસાસા ઉંડા આ !
આંસું પાંપણ રે' ટકી ! રસિકડી૦—૪

કાંઠા પડે કંઠ ! વાણી લડ થડે !
જીવ્હા લોચાયે સુકી ! રસિકડી૦—૫

રાત્રી દુખદ ! દિન સુખથી વિહિન છે !
ઘડિ જુગ જેવી ઘડી ! રસિકડી૦—૬

કેમ રિઝવું ! મિઠડલો ! મનાવું શે !
પ્રાણ પે વ્હાલી વધી ! રસિકડી૦—૭

પ્રેમ અમી ભરી ચંદ્રકળા ન શું !
હરિ હરિ ! રૈ' ઝળકી ! રસિકડી૦—૮

**હરિલાલ હર્ષદરાય ધ્રુવ.**

---

☞ આ ચોપાન્યું તેના માલેકને માટે સેમ્યુઅલ હાઈસ મીટરે મુંબઈ મધે "ફોર્ટ પ્રીંટીંગ પરેસમાં" છાપ્યું છે.

# આર્યજ્ઞાનવર્ધક.

વર્તમાન ચર્ચા અને સાક્ષરત્વનો માસિક ગ્રંથ

જાનેવારી, ૧૮૮૪.

## અમારૂં ક્રિસ્ટમસનું રમકડુ.

હુ ને મારો ભાણેજ કાલેજમા અભ્યાસ કરતા હતા, ને ૧૮૭૭ ના વર્ષમા ક્રિસ્ટમસની રજા પડવાથી, એક લાબો વખત કુટુબમા ભેળાવાને તૈયાર થઇ રહ્યા હતા પણ વર્ષ થયા ઘેર જવાનો વિચાર કીધો નહોતો, ને અમે આ વખત પણ ભાગ્યેજ જઇશુ એવો સમય હતો અભ્યાસમા તો કઇ ખામી આવે તેમ નહોતુ, પણ પિતાજીની ઇચ્છાએ અમારી ઇચ્છા, તેઓ કેહેતા કે કાલેજનો અભ્યાસ સપુર્ણ કરયા અવળ આવતા નહીં તાહતો સજડપડી હતી ને કુટુબમા જઇ રેહેવાની ઇચ્છા સર્વેથી બળવત્તર હતી। શામાટે તે અગાડી જણાશે પણ અમારા પિતાજીનો વિચાર એવો હતો કે સ-સારનીઝખ્પટપટમા પડવામા આવશે તો પછી અભ્યાસ પોતાની કારણે મુ-કામ કરી નિરાતે બેસશે પણ અમે તો તરૂણ—તે જીવડા ઉછળી ઉછળી જાય, ને ક્યારે ઘેર જઇએ એવી આતુરતા બતાવી હતી જેમ જેમ વિલ-બ લાગતો તેમ તેમ અમારી આતૂરતા વધી ને તેમા મારો ભાણેજ તો માદો પણ પડયો, અથવા કદાચિત તેણે તેમ કરવાનો ઢોગ પણ કીધો હોય—પણ બેનાણુ ડાકટરોની દવા ખાવાની જરૂર પડી ફરીથી પત્ર લખ્યો જવાબ કઇ નહી કારણ શુ ને કરવુ કેમ ? જે સ્નેહી અમારી મુબઇમા સભાળ માટે નિમાયા હતા તેઓને પણ પુછાય નહી—તેઓ નવી પ્રજાના દેખીતા શત્રુ હતા—તેઓ તો એમજ કેહેકે આજકાલના છોકરાઓ વહી ગયા છે—જોકે તે અમારી સભ્યતા ભરેલી રીતે આગતા સ્વાગતા કરતા હતા, પણ કદી કઇ પુછિયે તો હવાપર જતા હતા,' તેમા લગાર સાઝના શિવજીની બુટ્ટી

ચહડાવે એટલે તો પુછાયજ નહીં—પુછયું કે પાંચ પચીસ ચોપડે—ને વૃદ્ધ સામા અમારો ગુસ્સો વ્યર્થ છે. આટલું છતાં અમે હિંમત ભિડીને ગયા ને કંઇ પુછયું—અમે ત્યાંથી કંઇ વિશેષ મેળવી શક્યા નહીં, પણ જીવને ખુલાસો થયો કે ઘરપર મોટી આફત છે, કોઇ દગાખોરે ફરિયાદ માંડી છે માટે હમણા નકામા ખરચમાં જવાની કશી જરૂર નથી.

અફસોસ ! કેવી દૈવગતિ થઇ !—જ્યારે સઘળા સોબતીઓ અમન ચમન ઉડાવવાને ઘેર જતા હતા ને કુટુંબમાં ભેટીને આનંદ માનતા હતા ત્યારે અમારા નસીબમાં સંતાપ કરવાનોજ હતો—અમારે નસીબે રડવાનો દહાડો આવ્યો ! અમે કંઇ હિચકારા કે પરતંત્ર નહોતા, પણ બાળપણની કેળવણી એવી હતી કે વડિલનું માન મેળવવું—ને દુંનિયામાં જેને માન પાન મેળવવું હોય તેને માટે આજ સર્વથી શ્રેષ્ટ રસ્તો છે કે વડિલોના કહ્યાસર રેહેવું. પણ અમારૂં ઘર ! અમારૂં કુટુંબ ! અમારી પત્નિ ને અમારા વડિલોથી અમે ઘણા દૂર પડયા હતા ! પ્રિય કુટુંબી ભેટો થતો ન હતો, ને થવાની આશા ઘણા દિવસથી રાખી હતી તે ભ્રષ્ટ થઇ. મધૂર ઘર, પ્રિય માબાપ, બાળપણના સંબંધી, પત્નિનો પ્રેમ જોડાવાની જેમઝા તે ગઇ ! હાય ! તે અમારો ક્રિસ્ટમસ કેવા દુઃખમાં ગયો હશે તેનો સહજ ખ્યાલ જેને વિતે તે. હવે તો હમે સઘલી આશા છોડી ને કંઇ નવોજ રસ્તો શોધવા વિચાર કર્યો. અમારા કેટલાક સાથીઓ અમારી દયામણી સ્થિતિ જોતાં હતાં તેઓએ કંઇ નવો તરંગ દોડાવ્યો. પણ તેટલામાં અમારે ઘેરથી આવવાનો પત્ર આવ્યો ! હર્ષથી કૂદાકૂદ કરવા મંડી પડયા ! એકદમ ઝળકાટવાળો ને ઇચ્છયો હતો તેવો સમય પ્રાપ્ત થયો તેનો હર્ષ થોડો હોતો નથી. પણ આ સ્થળ તે હર્ષનું વર્ણન કરવાને નથી. અમે અમારી મુસાફરીની તૈયારી કીધી.

થોડાક સોબતિ સાથે રેલવેની મુસાફરી કરવા માંડી. ત્રણ વર્ષે રેલવેમાં બેસવાથી ઘણીક પ્રકારની જૂદી રચના જોવામાં આવતી હતી. રેલવેમાં જે સમય જાય તે ભારીભારી લાગે, કંટાલો આવે, પણ ક્ષિતિજમાં સૂર્યાસ્ત થાય તે પેહેલા ઘેર પોહોંચ્યા. આજે ક્રિસ્ટમસની સાંઝ હતી.—ને સૃષ્ટિનો ચંદ્ર પુરતા જોરથી પ્રકાશમાન થયો હતો. ઘરમા પેસતા અમારા આવતા સાથે ઘણીક મોટી નવાઇ ઉપજી, કેમકે પિતાજીએ જે પત્ર

ઓરડ્યો હતો તેથી ઘરના સૌ તત્ન અણુજાણ્યા હતા મા, બેહેન, ભાઇ પિતા સર્વ તબિયત માટે પુછવા લાગ્યા' શરિરે આરોગ્ય છિયે તે જણાવીને કઈ ડુગણપાણી લાવીને મુક્યુ તે અમે ખનો જણે ખાધુ રાનીના થોડી ઘણી અમારા ઘરમા ગમત હતી. પાચ સાતેક મિત્રોને માટે ચાહ પાણી બનાવ્યા હતા ને એક વિરલા કવિરાજ, જે વળી તાઉસ પણ બજાવી જાણતા હતા તેઓને નિમત્રણ કીધુ હતુ, તેથી બે ઘડી ગમત થઇ રહી ઘરના છોકરાઓ તો સૌ અમારી પાછળ વિટાઇ વળ્યા હતા, ને "એ અમારો ભા" એમ કહી કૂદાકૂદ કરતા હતા રમતગમત ને ગાયણ ચાલુ હતુ, પણ તેટલામા ચાકરડીએ જણાવ્યુ કે કાકી મા તેડે છે ત્યા ગયા, તેઓનો દાથરો ચઢયો હતો, કેમકે ભુળમા અમે તેઓનો સત્કાર કરવાનુ વિસરી ગયા "કેમ રે મગન, તુ તો હવે પડિત થઇ ગયો, તે કાકીને શાનુ બોલાવે," કાકીએ કહ્યુ "ના, કાકી તમારી પાસે આવવાનો વિચાર હતો તેટલા પિતાજીએ બેસાડયો, તેથી આવતા અસુર થયુ," મે પ્રતિઉત્તર દિધો "કાકી મા હેતનો તેટલુ છે ની ?" "નારે ભાઇ, તમે તો મને નાખી દેવાનો છો, જો ગોતી ઘાલ્યો, પુછે છેકે હેતનો તેટલુ છેની ?" કાકીએ હસ્તા કહ્યુ, ને અમે પગે પડયા એટલે કાકી પુરા થયાં

પણ હવે વધારે અમારાથી થોભાયુ નહીં હુ સયનગૃહમા ગયો, પણ ત્યાં સઘળુ સૂનકાર હતુ, પણ તુર્ત જે પ્રિય પ્રાણીને માટે અમારી આતૂરતા હતી તેનો મીલાપ થયો પણ આ પેહેલ વેહેલી પ્રિતિ ભરેલી મુલાકાત, સસારી સરમાલ વાતચીત, ઘર સસારની કુથળી ને હોસ ભરેલી ભેટ મારા અતરને તાહાડક આપવાને બસ હતી ભેટ થતા સ્તબ્ધ થઇ ગયા, જીભ તો ઉપડેજ નહીં, પણ અતકર્ણનો ઉભરો ઓરજ હતો. જે ઓને આવી પ્રિયકર મુલાકાતો થઇ હોય તેઓ એ સારી રીતે જાણે છે આ સમય—સર્વથી દુકમા, જરાપણ દિલગિરિ કે વિચારવત ન હોતો—સઘળાં પુણા ખોચરામા આનદ આનદ વ્યાપિ રહ્યો હતો.

અમારા પ્રિય કાકાજી, જે અમારા હિતમાં કદી ઉણુ પણ પડવા દેતા નહીં તેઓ આટલામા અમારી બેહેનના પતિને લઇને આવ્યા, જે મણે પોતાની પરિક્ષાઓ પસાર કીધી હતી અમારા રગમાં ભગ પડયો, પણ તેની અમે દરકાર રાખી નહી, કારણ કે આ રાજશ્રી વધારે કેળવાય-

હા ને મરયાદા જાણતા હતા એટલું સારૂં હતું. વિશાળ ઓરડામાં સં-ગિત ચાલતું હતું ત્યાં ગયાં. મિત્રોની અવરજવર જારી હતી. કોઈ કોઈ મિત્રો અમારી તરફ જોઈને હસતા હતા, કોઈ ઠાવકી મજાક કરતાં હતાં. અમારો આજનો દેખાવ ઘણો ખુશનુમા હતો તેથી તેઓને અમારા ચેહેરામાં અસાધારણ ફેરફાર થતો જણાયો. અમે તે તુર્ત તો સમજી શકયા નહી.-થોડિકવાર ગભરાયા, ને શું કરવું તે સુજયું નહી. તેટલામાં સામા ઓરડામાં એક ચાકરડી એ એ વેળા અમને બોલાવાને ડોકિયા કરતી ઈસારત જણાઈ, જે મેં ધારયું કે એ પોતની શેઠાણી તરફથી કંઈ સંદેશો લાવી હશે. આ લાગ મળવાથી મિત્રમીલાવડામાંથી હું ઉઠી ગયો. તે મને ઝરખામાં લઈ ગઈ. ત્યાં સુંદર કાલી આંખવાળી મૃગલી, હાસ્યવદન દર્શાવતી સુંદરીના મેહેલમાં જવાને સાન કરી, દ્વારગ્રહ બંધ કરી દાસી નાસી ગઈ. પણ અતિઆશ્ચર્ય સાથે સયનગ્રહમાં જોઉં તો માત્ર મારો ભાણેજ હતો. મારા જતાં સાથે તે ઉઠયો ને રામ રામ કરી ચાલ્યો. પણ એક મિનિટ ન ગઈ તેટલામાં મારી પ્રિયા—મારી પ્રિયમણી—ના નેણમાં મોહ પામી ગયો !

મિત્ર મંડળતો વિખરાઈ ગયું હતું, પણ અમે અમારી બી. એ. ની પરિક્ષા પસાર કરિયે તેટલામાં બિજા ક્રિસ્ટમસ પેહેલા માસટર મગનલાલ, એક રમકડું, પોતાના દાદાના હાથમાં રમતું જોવામાં આવ્યું, ને તે વખત પિતાજીને બોલતા સાંભળ્યા કે "આટલાજ માટે રજામાં ઘેર આવવાની બંધી હતી. હવે અભ્યાસ કેમ ચાલે છે તે જોઇશું" ને ખરેખર હવે અભ્યાસ અભ્યાસને ઠામે..........'

M. I. S.

---

# વિધવા વિવાહ અશાસ્ત્ર કે સશાસ્ત્ર?

[ પ૧ ન૦ ૪ થો ]

૧ ધર્મને હાની ન પોહોચે એમ યુકિતથી અર્થ કરવો એ સત્ય છે

૨. "श्रुतिर्विभिन्ना स्मृतयश्चभिन्ना । नैकोमुनिर्यस्यवच : प्रमाण ॥ धर्मस्यतत्त्व निहितगृहाया । महाजनोयेनगत सपथाः ''॥ १ ॥ એ યુધિષ્ટિરનુ વચન છે. એમા કહયુ છે કે શ્રુતિઓ ભિન્નભિન્ન છે, સ્મૃતિઓ પણ ભિન ભિન છે. કોઇ મુનિ એવો નથી કે જેનુ વચન પ્રમાણ ત્યારે કરવુ કેમ ? તો એ સઘળાનો વિચાર કોરે રાખી મોટા જનો જે માર્ગે ગયા તેજ માર્ગે આપણે પણ જવુ લોકોનો મોટો ભાગ શાસ્ત્રથી અનભિજ્ઞ તેમને બે વિરૂદ્ધ વચનોની મિમાસા કેમ કરવી તે ખબર નથી તેથી એ સઘળુ કોરે રાખી "येनास्य पितरोयाता "ઇત્યાદિ મનુવચન પ્રમાણે ચાલે છે અને તેમા તેઓ એટલા તો દૃઢ છે કે "यद्यपि शुद्ध लोकविरुद्ध नाचरणीय नाकरणीय" એ તેમનો સિદ્ધાંત છે. એવાઓ ઘણા કાલથી જડમૂળ ઘાલી બેઠેલી રૂઢીને તોડી એકદમ વિધવાવિવાહ કરવામા એકમત થાય એમ તમને જણાતું હોય તો તમે તેમને એવો ઉપદેશ કરો તેમા મને કાઇ અડચણ જણાતી નથી પરતુ તેથી ઉલટોજ બોધ આપી તેમના વિચાર ફેરવનારા ત્યારે પણ મળી આવશેજ માટે અર્થસિદ્ધિની જો આશા હોય તોજ તમારે શ્રમ કરવો એ મારો હેતુ છે જો પતિવ્રતધર્મ શાસ્ત્રાનુકૂલ છે તો વિધવાવિવાહ તેવો નજ હોવો જોઇયે એવુ ધર્મજ્ઞજનો સમજે છે એટલે તેમને એ બાબવી ધર્મોપદેશની આવશ્યકતા નથી વિવાહવિષય કેવો છે તે વિષે "सूक्ष्मो धर्मो महाराज नास्तिविज्ञो वय गातिम्" એમ યુધિષ્ઠિરે દ્રુપદને કહ્યુ છે. પડિતો પોતાના વિષયમા અને તો જેવા જોઇયે તેવા જણાય છે હાલના બી એ. કદી મહાવરાવિના મામલતદારનુ કામ ન કરી શકે માટે હાલના સઘળા મામલતદારો સઘળા બિ એ કરતા મોટા વિદ્વાન છે એમ નથી તેજ દૃષ્ટાંતે પડિતો સ્વામી દયાનદ સરસ્વતી, ગટ્ટૂલાલજી, વિષ્ણુ પડિત, નારાયણાચાર્ય ગજેંદ્ર ગડકર અને શાસ્ત્રી યશેશ્વર વગેરે જેઓ ખરા પડિત છે તેઓ કાઇજ કૂપમડુક જેવા નથી.

અને સાધારણ માણસો ભલે કોઇ રાજમાં દિવાન થાય તેથી આ પંડિતોની પંડિતાઇને કાંઇ હાની પોહોંચવાની નથી. પુનામાં ઐહુ પૃક્ષના પંડિતો જે પંચ તરીકે નીમાયા હતા તેઓ શું કૂપમંડુક જેવા હતા ? જે જે કામમાં પડે અને મહાવરો હોય તેમાં તે દીપી નીકળે માટે ન્યાય, મીમાંસા અને વેદાંતઆદિ શીખવામાં દિવાનગિરિ કરવા કરતાં કાંઇ ઓછી સૂક્ષ્મ બુદ્ધિ જોઇયે છે એવો મારો વિચાર નથી. દરેક પોતાના વિષયમાં કેવો છે તે ઉપરથીજ તેની યોગ્યતાનું તોલન કરવું જોઇયે.

૩. કન્યાનાં લક્ષણ વિષે યાજ્ઞવલ્કય સ્મૃતિનું પ્રમાણઃ—"अनन्यपूर्विकां कांतामसपिंडांयवीयसीम्" अनन्यपूर्विकां दानेनोपभोगेन वा पूरुषांतरापरिग्रहीताम् कान्ताम् कमनीयाम् वोढुर्मनोनयनानंद कारिणीम् असपिण्डाम् समान एको पिंडोदेहो यस्याः सा ताद्दशी न भवतीत्यसपिण्डा ताम् यवीयसीम् न्यूनवयस्काम्" એમાં બે પ્રકારના ગુણ છે. ૧ આવશ્યક અને ૨ કામનિક. જે ગુણ ન હોવાથી પરલોકમાં વગેરે અડચણ પડે તે આવશ્યક. જે માત્ર આ લોકમાંજ ઉપયોગી તે કામનિક તે પ્રમાણે ઉપલાં વચનમાં "अनन्यपूर्विकात्व" અને "असपिण्डात्व" એ આવશ્યક ગુણ છે. તે વગર કદી પણ ચલાવી લેવાય નહિ. બ્રહ્મચર્ય વિપ્લુત છે કે કેમ એ કળ્યામાં ન આવે એમ હોવાથી નિભાવી લેવામાં આવતું હોય માટે જે શાસ્ત્રવિરૂદ્ધ દોષ પ્રત્યક્ષ દષ્ટિએ પડે તે પણ નીભાવી લેવા એ કાંઇ ન્યાય નહિં. હું કબૂલ કરૂં છું કે વિપ્લુત બ્રહ્મચર્યવાળાને જે કન્યા આપે છે તે શાસ્ત્રની આજ્ઞા તોડે છે; પણ તે ઉપરથી શું એમ સિદ્ધ થઇ શકે કે એકે શાસ્ત્રાજ્ઞા તોડી માટે બીજે પણ તોડવી. જો પુનર્લગ્ન કરનાર પુરૂષને "अविप्लूत ब्रह्मचर्य"ના સંબંધમાં લેતા હો તો હું એટલુંજ કહુંછું કે "यान्यपूर्वान्यमुद्वहतेसापुनर्भूः" "स्त्रीणामुद्वाहएकोवै वेदोक्तः पावनो विधिः" "भर्तृगोत्रंपरित्यज्य" એ વગેરે વચનમાં જેમ સ્ત્રીને પ્રતિબંધ કરવામાં આવેલો છે તેમ પુરૂષને શાસ્ત્રકારોએ કરેલો જોવામાં આવતો નથી. અર્થાત્ શાસ્ત્રકારોએ સ્ત્રી પુરૂષને જ્યારે સરખી છૂટ આપી નથી ત્યારે "अनन्यपूर्विकात्व" અને

"अविप्लुत ब्रह्मचर्य" એ એને સરખાવાય નહિ આપ લખો છો કે "એ કન્યાનુ લક્ષણ સ્તાવક વચન સમજવુ " એને આધાર શો છે? મનુએ પણ કહ્યુ છે કે "पाणिग्रहणिका मत्राकन्यास्वेव प्रतिष्ठिता. नाकन्यासु क्वचिन्नृणालुप्तधर्मक्रियाहिता "॥१॥ અર્થ —"अर्यमणनुदेव कन्या अग्निमयक्षत" ઇત્યાદિક વૈદિક એવા પાણિગ્રહણ સબધી મત્ર (તેમા કન્યા શબ્દ સાભળવામા આવેછે તેથી) કન્યાનેવિષેજ વ્યવસ્થિત થાયછે અકન્યાને વિષે વ્યવસ્થિત એવુ કોઇ પણ શાસ્ત્રમા નથી. કારણ કે "अकन्या" (पुरूपससर्गदूपिता) તેનો વિવાહ વૈવાહિક મત્રોવડે કરી કીધો તથાપિ તે ધર્મ્યવિવાહ નથી માટે તેના ધર્મકૃત્ય સરવે લુપ્ત થાય છે લઘુપરાશરીમા "अष्ट वर्षा भवेद्गौरी। नव वर्षा तुरोहिणि॥ दशवर्षा भवेत्कन्या। अतऊर्ध्वं रजस्वला॥१॥ એવુ અવસ્થાપરત્વે કન્યાનુ લક્ષણ આથી પછી વળી કહે છે કે "यस्ता समुद्वहेत्कन्या ब्राह्मणो मदमोहित ॥ असभाष्यो ह्यपाक्तेय सविप्रो वृपली पति.॥ એ રીતે રજસ્વલાને પરણનાર બ્રાહ્મણને વૃષલીપતિ કહ્યોછે.

૪ સ્મૃત્યર્થસારનુ વચન તે સામાન્ય અને પરાશરનુ દશવર્ષનીનેજ કન્યા કહેવી એપણ વિશેષ છે. તેથી પરાશરનુજ પ્રમાણ છે. કારણ "कलौ पाराशरा स्मृता ." એમ તમેજ કહો છો

૬ अनुक्त अन्यतो ग्राह्य " એવી શાસ્ત્રકારોની આજ્ઞા છે તે પ્રમાણે ઔરસાદિક પુત્રના લક્ષણ જ્યારે પરાશરે જણાવ્યાજ નથી ત્યારે તે ઇતર સ્મૃતિયોમાથી લેવા જોઇયે કારણ કે ધારો કે જાણે વિવાહિત સ્વક્ષેત્રથી ઉત્પન્ન થયલો અને પુનર્વિવાહિત સ્વક્ષેત્રથી ઉત્પન્ન થયલો એવા એક પુરૂષને બે પુત્રો હોય તો તેમને નિરનિરાળી સજ્ઞા આપી વિશેષ દરસાવવાનો શાસ્ત્રકારનો હેતુ સ્પષ્ટ અને સ્તુત્ય છે વળી તે બન્ને પ્રકારના પુત્રોનુ ધર્મશાસ્ત્રમા ભિન્નાધિકારત્વ ઉક્ત છે તેનો પરાશરે કોઇ સ્થલે ના પાડી નથી માટે ભિન્ન સજ્ઞાની આવશ્યકતા છે પણ તે પ્રમાણે પરાશરસ્મૃતિમા નથી તેમજ તેણે વિધવાવિવાહનુ ગણુ વિધાન નથી કર્યુ

એમ અનુમાન કરવાને વળી એટલા ઉપરથી પણ કારણ મળે છે કે તદ્ધત્પર સ્त्रिया: पुत्रौ द्वौसुतौकुंडगोलकौ ॥ पत्यौ जीवति कुंडस्तु । मृतेभर्तरिगोलक : ” ॥ એ ઉપરથી ધણી મરણ પામ્યા પછી તેની સ્ત્રીને બીજાથી પુત્ર થાય તે ગોલક એમ પરાશરેજ કહ્યું છે.

૬. “सोम : प्रथमो ” એમાં દેવતા કોઇ મનુષ્યકન્યાને પરણતા નથી એમ આપ લખો છો, ત્યારે દમયંતી મનુષ્યકન્યા હતી તેને વરવાને ઇંદ્રાદિક દેવ શું કામ આવ્યા હતા ? વળી ઇંદ્રાદિક દેવોએ કુન્તિ જે મનુષ્યકન્યા તેવીને દીકરા સુદ્ધાં આપ્યા છે એ પણ લક્ષમાં રાખવા યોગ્ય છે. વિશેષણ એકવચન ને વિશેષ્ય બહુવચનમાં તેનું એમ છે કે “यल्लिंगं यद्वचनंयाच विभक्तिर्विशेष्यस्य ॥ तल्लिंगं तद्वचनंसाच विभक्तिर्विशेषणस्यापि ” “ हरिकारिका ” એ ઉપરથી વિશેષણમાં ભેદ થાય તો વિશેષ્યમાં પણ થવો જોઇયે એ ન્યાય છે. તેથી “मनुष्यजा:” એવો છાંદસ પ્રયોગ છતે અર્થ તો એક વચનમાંજ લેવાનો અને તે પ્રમાણે પ્રાચીન વિદ્વાનોએ લીધેલો પણ છે. એટલે એ મંત્ર વિધવાવિવાહને અનુકૂલ નથી અને મંત્રોક્ત પતિસંખ્યાબાધ થાય છે. “मनुष्यजा:” એમ બહુવચનનો પાઠ હશે તો તે શાખાન્તરત્વ છે.

૭ જ્યારે “सोम” એટલે “જનક” એમ તમે લાક્ષણિક અર્થ લો છો ત્યારે “तुरीयस्ते मनुष्यज : એટલે “તારો ચોથો પતિ માણસ” એમ શું કરવા કહ્યું ? ત્યારે તો પેહેલો પણ માણસજ થયો. વળી મંત્રમાં પેહેલો પતિ, બીજો પતિ એમ ચાર સુધી છે ત્યારે કોઇ પુત્રીનો બાપ (જનક) તે તેનો પતિ કેમ થઇ શકે ? વળી ગંધર્વ એટલે જુવાની લખો છો, તે જુવાની કોઇનો પતિ હોય કે ? એ રીતે લક્ષ્યાર્થમાં બાધ આવે છે અને અર્થનો કાંઇપણ ખુલાસો થતો નથી. જેઓને પોતાના ધર્મ ઉપર આસ્થા છે તેઓ ઇંદ્રને જેમ એક દેવ ગણે છે તેમજ અગ્નિને પણ ગણે છે. એ દેવ મનુષ્યનાં કામમાં ભાગ લેનારા તેમજ સાહ્ય કરનારા છે અને તેઓ ચાહય તે રૂપ ધારણ કરી શકે છે, એવો જેમને દૃઢ વિશ્વાસ છે તેમને એવાં વચનોનો અલંકાર કે તર્કથી અર્થ કરવો

પડ્યો નથી માટે અગ્નિ આપે છે એમા કશો સંશય નથી પરાશર કહે છે કે "स्नातुयात द्विज सर्वे। देवा • पितृगणै• सह॥ वायुभूतानुगच्छति। हपात्तांस्सलिलार्थिन ॥१॥ निराशास्ते निवर्त्ततेनस्त्रनिष्पीडने कृते। तस्मान्नपीडयेद्वस्त्रमकृत्वापितृतर्पणं" ॥ २ ॥ એ પ્રમાણે જયા હોય ત્યા લાક્ષણિક અર્થ કેવી રીતે કરાય ? અને જરૂર પણ શી ? જ્યા ખરૂ આસ્તિકપણું ત્યાં એવા અર્થ રૂચેજ કેમ ? "दा" ધાતુનો અર્થ મહાભાષ્યમાથી આપ્યો છે તે તમારા વિચારનો અનુસરતો ન હોય તોપણ શાસ્ત્રને અનુસરીને છે ગંધર્વે અગ્નિને કન્યા કેમ આપી તે પૂછવાનો મનુષ્યને અધિકાર નથી અને એવા પ્રશ્નો પૂછવામા આવે ત્યારે તો શાસ્ત્રરીતે કાંઈ પણ નિર્ણય ન થઇ શકે। સમર્થ ચાહે તે કરે દેવ સમર્થ છે મનુષ્યની કલ્પનામા પણ ન આવે એવી અનેક વાતો શાસ્ત્રમા છે તેપર વિશ્વાસ રાખવામા આવે છે તેમ એમા પણ સમજવું. "देवदत्तां पतिर्भार्यां" એમા શાસ્ત્રને વિષે "दा" ધાતુનો પ્રયોગ જયા ખરેખરૂં દાન હોય ત્યાજ વપરાય છે જેમકે "विष्णुदत्त" એ શબ્દ પરીક્ષિતમાટે વપરાયો છે કારણ કે વિષ્ણુએ ઉત્તરાના ગર્ભમા તેની રક્ષા કરી પાંડવોને આપ્યો પણ પાંડવોની તેણે ઘણે ઠેકાણે રક્ષા કરી તે ઠેકાણે એવો શબ્દ વપરાયો નથી વ્યવહારમા "પરમેશ્વરે મને પાંચ પુત્ર આપ્યા" એમ કોઇ કહે છે તે માત્ર માન્ય વચન છે, પરંતુ જ્યા ખરેખરૂ દાન હોય ત્યાજ શાસ્ત્રમા "दा" ધાતુનો પ્રયોગ હોય છે

૮. માધવનો "नष्टेमृते" આદિનો પુનર્વિવાહપર કરેલા અર્થ તમે કબુલ રાખો છો તો એજ વચન યુગાન્તપરત્વે છે એમ તેણે કહ્યુ છે તે પણ અમારે માન્ય છે એમ તમારી રીત અમને લાભકારી છે માધવ તમારો સાક્ષી તેની એક વાત તમે કબુલ રાખો છો અને તેની તેજ સબંધી બીજી વાત નાકબુલ રાખો છો ત્યારે અમે એ તેની બન્ને વાત કબુલ રાખિયે છૈયે

૯ કશ્યપે જે આપત્તિ લખી છે તે તેના મત પ્રમાણે એમ આપ

લખો છો તે તો સહુ પોતપોતાનાં મત પ્રમાણેજ લખે છે. પરાશર પાછ-ળની જે ઉતર સ્મૃતિયો તે યુગાંતરવિષયક છે એમ આપનું કહેવું છે માટે તે બીજા ગ્રંથના પ્રમાણથી કલિયુગના વિધવાવિવાહને કશું પણ ઉત્તે-જન જ્યારે મળે નહિ ત્યારે તેમને વચમાં લાવવાનું કાંઇ કારણ જણાતુ નથી. માત્ર પરાશરમાં આજ્ઞા છે કે નહિ તે જોવાનુ રહ્યું. શ્રુતિ પ્ર-માણે સ્મૃતિ બોલે છે તો મનુએ નિયોગ અને વિધવાવિવાહ બેનો નિષે-ધક કર્યો છે તેમાં મને કાંઇ સંશય જેવું જણાતું નથી. "आगर्भधारणात्" એ સ્મૃત્યર્થસારનું વચન તે સામાન્ય ને પરાશરનું દશ વર્ષ નીનેજ કન્યા જાણવી" એ કલિયુગને લગતું વચન તે વિશેષ એથી કલિયુગમાં રજા આપવામાં આવી છે કે નહિ તે સવાલ છે. પ્રાચીન કા-ળમાં પણ પુનર્વિવાહ કરનારાને આશ્વલાયન સ્મૃતિમાં પ્રાયશ્ચિત્ત કહ્યું છે અર્થ ફેરવવાની કાંઇ જરૂર નથી. મનુસ્મૃતિનો કુલ્લુકભટ્ટે કરેલો અર્થ. તે આખા હિંદુસ્તાનના પંડિતોને માન્ય છે તેજ પ્રમાણે પરાશરીનો અર્થ માધવ, નંદ પંડિત વગેરેએ કરેલો તે સર્વમાન્ય છે.

૧૦. વેદમાં વિધવાવિવાહની વિધિ નથી. પણ એક યૂપનાં દૃષ્ટાંતથી નિષેધતા સ્પષ્ટ છે. એ વિષે એમ છે કે યૂપની ક્રિયા થઇ હોય તો યૂપ નષ્ટ થવાથી નવિન યૂપને પણ તે રશના કામ આવે; પણ ક્રિયાપૂર્વક રશનાવેષ્ટન થયા પછી યૂપભંગ થાય તો પ્રાયશ્ચિત્તપૂર્વક નવિન યૂપ કરવામાં આવે તેમાં રશના પણ બીજી કરવામાં આવે તે રશના બીજા યૂપમાં કામ આવે નહિ. એ [illegible]ા વિધિ મૂકિને તે રશના બીજા યૂપને વેષ્ટન કર્યાથી અવૈધ કર્મ થશે ને શા અવિધ ક્રમ ભંગ થશે. કર્મકાંડમાં કુશળ એવા બ્રાહ્મણો એ સારી રીતે જાણે છે. એ વિષયમાં શોધ કરતાં કાંઇ વિશેષ આપના જાણવામાં આવે તો કૃપા કરી જણાવશો. "पुनर्भुवापरः पतिः" એ શ્રુતિ જો બાભ્રવ્યનાં આપેલાં વચનને અનુસરતી ન હોય તો હે, તેમજ 'अन्यदत्तातुयाकन्या' "यः स्वैरिणीनांचपुनर्भु" "उपपतेः सुतोयस्तु" "यापत्यावापरित्यक्ता विधवावा" ઇત્યાદિ નિષેધવચનો લખનારા ઋષિમુનિઓ શું વેદ વિરૂદ્ધ મતના હતા? અથવા વેદમાં શું કહેલું છે તથી અજાણ હતા! શ્રુતિ પ્રમાણે સ્મૃતિ બોલે છે એમ તો આપનુંજ કહેવું છે.

૧૧ "आप्तवाक्यप्रमाण" એનો વિચાર કરતા નંદપંડિત અને માધવ. વગેરે પર ગમે તે પ્રકારનો આરોપ મુકવામા આવે તથાપિ તેઓ આખા હીંદુસ્તાનમા માન્ય છે, તેથી આપણા માનવા ન માનવાથી તેમની યોગ્યતા કોઇ પણ પ્રકારે ઓછી થવાની નથી. એમ છતા તેમણે ફલાણી મતલબથી અથવા ફલાણા કારણથી અમુક શાસ્ત્રવચનનો અર્થ ફેરવ્યો છે એમ કેહેવામા આવે તો તેજ પ્રમાણે આ જગતમા વિપરીત વ્યવહારથી પ્રસિદ્ધી શીઘ્ર થાય છે અને પોતે મોટા દેશસુધારક અથવા કોઇક મોટા આચાર્ય સરખા મનાય એટલાજ હેતુથી ઇશ્વરચંદ્રાદિકે શ્રુતિસ્મૃતિના અર્થ ફેરવ્યા, છે માટે તેપણ ખરા અર્થ નથી. એ રીતે કોઇનુ પણ વચન માનવામા ન આવ્યુ એટલે હુ કહુ છુ તેમ શાસ્ત્રવચનને કોરે મૂકી જેને જેમ અનુકૂલ આવે અથવા જેને જેમા લાભ જણાય તેમ ચાલવુ એજ સિદ્ધ થવાનું જ્યારે સશાસ્ત્ર વાદ કરવો હોય ત્યારે તો અમુક શાસ્ત્રવચનનો અર્થ ખરો કે ખોટો એ બાબતમા જેમની સાક્ષી આખા હિદુસ્તાનના પંડિતો માન્ય કરે છે તેમની સાક્ષીની અપેક્ષા છે ટુકમા નદપડિત વગેરેનો અમુક હેતુ હતો માટે તેમનો અર્થ બરાબર નથી એમ ગણવામાં આવે તો વિધવાવિવાહઉત્તેજક પડિતો પ્રસિદ્ધી પામવાની લાલચથી એવો અર્થ કરે છે માટે તેમનો અર્થ પણ બરાબર ન કહેવાય તેઓ પણ મનુષ્યજ છે એટલે મનુષ્ય તરીકેના મનોવિકાર તો તેમનામા પણ હોય

૧૨ પ્રાપ્તીપૂર્વક નિષેધ છે કાંઇ નિષેધ પૂર્વક વિધિ નથી નિષેધવાક્ય તે વિશેષ છે ને વિધિવાક્ય તે સામાન્ય છે માટે વિશેષવાક્યે કરી સર્વ સ્થલે સામાન્યનો બાધ થાય પણ સામાન્ય વાક્યે કરી વિશેષનો બાધ ન થાય જેમ, "सर्वेभ्यो ब्राह्मणेभ्योदधिदीयताम् तक्र कौंडिन्याय" એટલે સર્વ બ્રાહ્મણને દહીં આપો ને કૌડિન્યને છાસ આપો એમા પ્રથમ વાક્ય સામાન્ય અને બીજુ વિશેષ છે કારણ કે સર્વ બ્રાહ્મણાતર્ગત કૌંડિન્યને પણ દધિદાન પ્રાપ્ત થયુ. તેના નિષેધવાસ્તે કરી વિશેષ વચન "तक्र कौंडिन्याय" એ છે. એમ શાસ્ત્રમા સર્વ સ્થળે વિશેષવડે સામાન્યનો બાધ થાય છે સામાન્ય વડે વિશેષનો નથી થતો માટે નિષેધ બલવત્તર છે. એ રીતે એક યૂપના દ્રષ્ટાતવાળી શ્રુતિ વિશેષ હોવાથી તમારા માનેલા ચાર પાચ વિધિવચનોને રદ કરે છે

# દુર્જન વિષે.

પદ.

" વસ્તીના લોકો, વિમસાથે પાડચો વાંધો." એ રાગ.

દુર્જનને દાઝે, સજ્જન છાનો ન રહેશે ;
ભલે ઉઠે ભડકા દુર્જનને, સજ્જનનું શું લેશેરે ? દુર્જનને—ટેક
મિત્ર મિત્રછે અખિલ જગતનો, ઉગ્યે સહુ હરખાશે;
ઘૂડ ગણે શત્રૂસમ તેથી, સૂરજનું શું જાશે રે. દુર્જનને— ૧
રાજી રાજી થાય સહુ પણ, બળે જવાસા જેવા;
માટે શું વરસાદ ન વરસે, સરવેને સુખ દેવારે. દુર્જનને— ૨
કોયલને રાગે કોમલતા, અવર નહીં તે તોલે;
કાગ કરે ઈર્ષા એનાપર, તેથી કેમ ન બોલે રે. દુર્જનને— ૩
ભારે જનને હલકો કરવા, નિંદા નીચ ભણે છે,
શ્વાન સામટા ભસે ભલે પણ, કયાં ગજરાજ ગણેછે રે. દુર્જનને— ૪
બાવળિયાનાં ઝાડ બધાં જો, ઉગે ચારે પાસે;
ચંદન છૂપું રહે ન છેકજ, નીજતણી સુવાસેરે. દુર્જનને— ૫
શ્વેત શરીરે શોભે તેવા, બગલા બહુ દેખાયે;
હંસ નથી નજરે પડતો પણ, ગુણ સહુ તેના ગાયેરે દુર્જનને— ૬
સભ્ય સભામાં બેઠેલા જન, બોલે બુદ્ધિ વિચારી;
દ્વેષ ધરીને દુર્જન બકતો, શાંતિ સજ્જનને સારીરે. દુર્જનને— ૭
પંડિત પ્રૌઢા કરી પરીક્ષા, કબૂલ જેને કરતા;
મૂરખડા મનમાં દાઝીને, ખાંપણ તેમાં ધરતારે. દુર્જનને— ૮
વણસળગાવ્યા સળગે દુર્જન, ઈર્ષાની અગનીએ;
સજ્જનને શીતલતા સારી, શાંતિતણી અવનીએરે. દુર્જનને— ૯
બોલ્યું અબોલ્યું જાણે સજ્જન, કરિ દુર્જનનું કાણું;
દીવાળી સજ્જન દુર્જનને, મૂખે કયાં દે તાલૂંરે. દુર્જનને—૧૦

**દીવાળીબાઈ.**

સરકારી કન્યાશાળાની સ્ત્રિ શિક્ષક.

# સ્ત્રીઓની પરાધીનતા.

"The sufferings, immoralities, evils of all sorts, produced in innumerable cases by the subjection of individual women to individual men, are far too terrible to be overlooked" J S Mill

આપણામા કેહેવત ચાલે છે કે "બળિયાના બે ભાગ" તેમ પ્રત્યક્ષ જોવામા આવે છે પુરૂષ જાતી સબળ અને સ્ત્રી જાતી નિર્બળ હોવાથી કેવા કેવા ને કેટલા કેટલા પ્રકારના અન્યાય, જુલમ ને બળાત્કાર રાક અબલા વર્ગ ઉપર ગુજરે છે તેનો અનુભવ જેમને થયો હશે તેમના જાણવામા હશેજ આવો અન્યાય ઘણા કાલથી ચાલતો આવે છે અને "આપણે તો પરાધીનતા ને દુખ સંકટ ભોગવવાનેજ સરજાયા છેયે" એમ નારી જાતિ સમજે છે, તે ઉપરથી જે કાંઇ થાયછે તે વાજબીજ છે એમ કોઇ પણ નિષ્પક્ષપાત ન્યાયાધીશ કહી નહિ શકે આપણા શાસ્ત્રમાં "સ્ત્રી પુરૂષનુ અડધું અંગ છે" એમ કહેલુ છે એ ઉપરથી સ્ત્રી પુરૂષની બરાબરીની છે એવું સિદ્ધ થાય છે એમ છતા પુરૂષવર્ગે તેમના હક છીનવી લીધેના છે, તેમા તેઓએ કોઇપણ પ્રકારનો પોતાને અથવા પોતાના દેશને સંગીન લાભ કરી લીધો હોય એવુ જણાતુ નથી જેઓ બીજાની સ્વતન્ત્રતા છીનવી લેવાને યત્ન કરે છે તેઓને જતે દહાડે પોતાનીજ સ્વતન્ત્રતાપર પાણી ફેરવવાનો વખત આવી પડે છે બીજાની સ્વતન્ત્રતા ઝુટની લેનારામા દુષ્બુદ્ધિ, ધૂર્તતા, કપટ, છળ વગેરે ગુણ ઓછા વધતા રહે છે તેવા ગુણ બીજાને પરતન્તતામા આણી મુકનારમાં થોડે અથવા ઘણે દરજ્જે હોવા જોઇએ એમ। કાંઇ શકા જેવુ નથી જણાતુ

"आत्मवत् सर्व भूतेपु य पश्यति स पडित" એના સરખા જગત્માન્ય નીતિવચનો થોડાજ મળી આવશે જેથી આપણુ હિત થાય તેથી સામાનુ થાય, જેથી આપણુ અનહિત થાય તેથી બીજાનુ પણ થાય એમ સમજી કોઇનુ પણ અનહિત ન થાય પણ સર્વનુ હિત થાય તેમ કરવુ એ આપણો ધર્મ છે મહાકવિ તુલસીદાસ કહે છે કે

"पराधीन सुपने सुख नांही" એટલે પરાધિનને સ્વપ્નમાં પણ સુખ નહિ એ વાસ્તવિક છે. મનુ ભગવાન પણ કહે છે કે "सर्वं परवश दुःखं सर्व मात्मवशं सुखं" એટલે "જેટલું પરવશપણું તેટલું દુઃખ અને જેટલું સ્વતંત્રપણું એટલું સુખ" એ ઉપર વિચાર કરતાં જેઓ, સ્ત્રીઓને સ્વાતંત્ર્ય આપવામાં હાની છે એવો બોધ આપવા ઉભા થાય છે તેઓ સ્ત્રીવર્ગને પરવશપણું એટલે દુઃખ આપવામાં લાભ છે એવું સમજાવવા યત્ન કરે છે એમ ન્યાયથી સિદ્ધ થાય છે.

દુષ્ટ બુદ્ધિના અને સ્વાર્થી પુરૂષોએ સ્ત્રીઓની નિંદા કરવામાં કોઇ પણ પ્રકારની કસર મુકી હોય એવું જણાતું નથી. "સ્ત્રીઓ પુરૂષો કરતાં અમણું ખાય છે." વગેરે જેવી જોવામાં આવતી અસાધારણ અને નીચ વાત કેહેવાને અથવા બોલવાને તો શું, પણ ગ્રંથમાં લખવાને તેઓએ જરાપણ આચકો ખાધો નથી. કેટલાએક સાધુઓએ સ્ત્રીને નર્કની ખાણ કહી. પરંતુ જેમાંથી રામ, યુધિષ્ઠિર, હરિશ્ચંદ્ર, વ્યાસ, અને શંકરાચાર્ય જેવાં રત્નો ઉત્પન્ન થયાં અને થાય છે તે ખરેખરી રત્નની ખાણ છે એમ કોણ નહિ કહે ! ભર્તૃહરિ જેવા સંસ્કૃત અને સામલભટ જેવા પ્રાકૃત કવિઓની સ્ત્રીઓની બાબતમાં હાલના વકીલ બારિસ્ટરો જેવી વર્તણુક સાફ જોવામાં આવે છે.

એવા કવિઓ અને સાધુઓનાં વચનરૂપ નબળાં હથિયારોની મદદથી ટુંકી સમજના હાલના કેટલાએક લખનારાઓ એકાદ તેવો પ્રસંગ હાથ આવેથી અબલા જાતીની નિંદા કરવાને મેદાન પડે છે અથવા તેમને પરતંત્ર રાખવાના લાભ સમજાવવા યત્ન કરે છે; એ વાત આ સમયને છાજતી નથી એવું અમારૂં મત છે.

સઘળી આર્યસ્ત્રીઓ લલિતા જેવી છે એમ સમજી અમે કાંઇ તેમનો પક્ષ ખેંચવા તત્પર થયા છૈએ એમ નથી; પણ દેશમાં વધી પડેલી નંદનકુમાર જેવાઓની સંખ્યા ઘટે અને સપૂત સલક્ષણા પુત્રોની વૃદ્ધિ થાય તેનઅર્થે સ્ત્રી વર્ગની સ્થિતિ અવશ્ય સુધરે એમ થવું જોઇયે. દાસપણામાં જીંદગી ગુમાવનારીઓના પુત્ર પ્રતાપી થાય અને દેશલાભને

પરોપકારના મહત્કાર્યો કરવા પ્રવૃત્ત થાય એ અસંભવિત જેવું જણાયછે-
સિંહણનાજ બચ્ચાં સિંહ અવતરે છે અને મદોન્મત્ત કરીનુ કુમ્ભસ્થળ
ફોડવા સમર્થ હોય છે એટલું અમે ખાતરીથી સમજીએ છૈયે

પ્રાચીન કાળમા સ્ત્રી વર્ગની સ્વતંત્રતા હતી તે જેમ બને તેમ ગુ-
રવી લેવામા આવ્યાથી સંસારસ્થિતિ બગડી ગઇ છે એમ કેહેવામા બાધ-
જેવું કાંઇ જણાતું નથી સૂત્રસ્મૃત્યાદિક ગ્રંથોનુ જેમણે અવલોકન કર્યું
હશે તેમના જાણવામા હશેજ કે પુરાતન કાલમા દ્વિજવર્ણમા બ્રહ્મવાદિની
તથા સદ્યોવધૂ એવી બે પ્રકારની સ્ત્રીઓનુ વર્ણન કરેલુ જોવામા આવે
છે. પેહેલા પ્રકારની જન્મ પર્યંત બ્રહ્મચર્ય પાલવામા અને વેદાધ્યયન વગે-
રે કરવામા તત્પર રેહેતી બીજા પ્રકારની તે ગૃહસ્થાશ્રમના ધર્મ પાળ
નારી હતી મૌંજીબંધન સ્ત્રીઓને પણ હતુ એવી શાસ્ત્રગ્રંથોમાથી સા-
ક્ષી મલી આવે છે "दश वर्षाभवेत्कन्या" જેવા વચનને અનુસરી
વર્તણુક કરવામા આવતી હોય તેનો તે કાળનો ઐતિહાસિક પુરાવો એક
પણ મળી આવતો નથી, પણ યોગ્ય કાલે સ્ત્રીપુરૂષ બન્નેની પ્રસન્નતા હોય
તો લગ્ન થતા.

એવા એવા પ્રાચીન ઉત્તમ નિયમોનુ ઉલ્લંઘન કરી ન્યાય કે અન્યા-
યનો વિચાર ન કરતા સ્ત્રી વર્ગ પ્રત્યે કેવી વર્તણુક થતી ઠામઠામ જોવામા
આવે છે ? "સ્ત્રી અને શૂદ્રના ધર્મ સરખા" એવો પ્રથમ તો શેરો માર-
વામા આવ્યો છે. સ્ત્રીનો અવતારજ તિરસ્કારને પાત્ર ગણાય છે. ગાય કે
બકરી આપી દેતા હોય તેમ "લગ્ન એટલે શુ" એટલુ પણ ન સમ-
જનારી નિર્દોષ કન્યાને ગમે તેવા વરને આપી જ્યા ત્યા લાકડે માકડું
વલગાડી દેછે કલિકાલના ગરબામા કૃષ્ણારામ કવિ કહે છે તેમ કેટલા,-
એકને દીકરીઓના દામ હૃદયમા રસિયા લાગેછે, તેથી બુઢાને બાલકી આપી
કવિ-દલપતરામ કહેછે તેમ 'મડે મીંઢળ' બાધેછે પતિ ગત થાય તો તરુ-
ણીઓનો આખો અવતાર એલે જાય છે પણ પત્નિ ગત થાય તો પ્રસંગે
સ્મશાનભૂમિમાજ સારુ કરી દેવામા કાંઇ શરમ જેવુ જણાતુ નથી. જ-
ગ ઘરવાલીજેડિ પાલવ્યું નહી કે ધનમદના આવેશમા આવી જઇ સો-
કલડીનુ સાલ કરવામા આગુ પાછું જોતા નથી સ્ત્રી પરણવી એટલે
ઘરમા ગુલામડી આણવી એવી સમજ ઘણા મોટા ભાગની જોવામા
આવે છે

પ્રાચીન કાલના ઇતિહાસ ઉપરથી જોતાં માલમ પડે છે કે સ્ત્રીસત્વ પેતી વયના પુરૂષે જેને ઋતુ માત્ર ન થયો હોય એવી સોળ વર્ષની સ્ત્રી પરણુ થી. ભારતાદિ પ્રાચીન ગ્રંથોમાં એનાં અનેક ઉદાહરણો મલી આવશે. સીતા સાવિત્રી, દેવયાની, દમયંતી અને રૂકમણી વગેરેની લગ્નસમયે વય કેટલા વર્ષની હતી તેનો વિચાર કરો. દેશની શારીરસંપત્તિને માટે આવશ્યક એવા એ અત્યુત્તમ નિયમોનું ઉલ્લંઘન કરવામાં પણ સ્ત્રીઓની સ્વતંત્રતા લુંટી લઇ તેમનાપર એકેછત્રે અમલ કરવાનો અને તેને દાસીની હાલતમાં આણી મુકવાનો નીચ હેતુ રાખવામાં નથી આવ્યો એવું છાતી ઠોકીને કોણ કહી શકશે ?

પ્રથમ તો સ્ત્રીઓને બ્રહ્મવાદિનીજ ન થવા દેવી એટલે પછી તેમને બ્રહ્મચર્ય અને વેદાધ્યયન વગેરેની કાંઇ આવશ્યકતા નહિ એમ ઠર્યું. હવે જ્યારે વેદાધ્યયન ન કરવાનું ત્યારે સ્ત્રીઓને મૌંજીબંધન પણ શાને જોઇએ ? હાય ! હાય ! સ્ત્રીઓ બ્રહ્મવાદિની થાય તો પછી તેમની સ્વાર્થબુદ્ધિ કળી જાય અને સધ્ધોવધૂઓની આંખો ઉઘાડી પુરૂષોની છ ચુકત બાબથી સાવચેત રહેવાનો બોધ આપી સ્ત્રીઓપરનાં તેમનાં એકેછત્રે અમલ ચલાવવાના કામમાં અડચણરૂપ થઇ પડે, પછી તેઓ ગમે તેવા દુરબુદ્ધિ, દુરાચરણી કે દુર્વ્યસની હોય તો પણ દેવ જેવા ગણી અહો સ્વામી નાથ ! અહો પ્રાણનાથ ! ઇત્યાદિ મધુર વચનોનો કોમલ સ્વરે ઉચ્ચાર કરતી, થરથર કાંપતી દાસીની પેઠે જ્યારે જોઇયે ત્યારે સેવામાં હાજર–એમ કેમ ઉભી રહે ? ગુણીને ગુણ ઉપર મોહ ઉપજવો એ સ્વાભાવિક છે તે પ્રમાણે તેનામાં હોય તો તેના ઉપર મોહિત થઇ આધિન રહે; પણ આમ તો તેનાં સાંસાં હોય એટલે પછી સ્વાભાવિક રીતેજ તે કિંમત કલી જઇ બેદરકાર રહે એમાં શો શક છે ?

એ પ્રમાણે બીજાં સઘલાં દ્વાર બંધ કરી માત્ર પરણવું અને પ્રજા ઉત્પન્ન કરવી એજ સ્ત્રીઓનું સ્વાભાવિક કામ એવું સામાન્ય મત બંધાયું છે. હવે પરણવું તેપણ પોતાને મનપસંદ એવા પતિસાથે નહિ, પણ તેનાં માબાપ અથવા વાલીની નજરમાં આવે તેની સાથે; તેથી સ્ત્રીઓને સંગીન કેળવણી આપી તેમની પાકી ઉમર થયા પછી જો તેનાં લગ્નની બાબતમાં

માબાપ વચમા પડવા જાય તો વખતે સામી થાય અને બરાબરીના દા-
વાથી. જો કોઇ પોતાના મુખદુખનો ભાગીઓ મળી આવે તેમ હોય તો-
જ તે તેની સાથે પરણવા પ્રવૃત્ત થાય એવી ભીતિથી તેને બાળક ને અ-
ણસમજુ હોય ત્યારથીજ પરણાવી દેવામા આવે છે એથી સ્ત્રીવર્ગ
અનેક પ્રકારના દુખ, સંકટ અને બળાત્કારનો ભોગ થઇ પડે છે અ-
યોગ્ય પુરૂષોને અણઘટતી છૂટ પ્રાપ્ત થવાથી તેઓ તેનો ગેરઉપયોગ કરે
છે, તેવે પ્રસંગે તેમના ઉપર કોઇ પણ પ્રકારનો અંકુશ ન હોવાથી “જેમ
જેમ પડે વિપત્તડી ત્યમ ત્યમ સહે શરીર” એ મંત્રનુ નિશ્વાસ મુકી ઉ-
ચ્ચારણ કરી રાંક અબળા જાતિને મૌન ધારણ કરી બેસી રહેવુ પડે છે

પ્રજાના સદાચરણની અને સમૃદ્ધિની વૃદ્ધિનો આધાર સ્ત્રી જાતી
ઉપર રહેલો છે. તેથી તેમની સ્થિતિ સુધરે એવા ઉપાય કરવા એ દરેક
દેશહિતેચ્છુ પુરૂષને માત્ર યોગ્યજ નહિ પણ આવશ્યક છે સ્ત્રીઓને
પુરૂષના જેટલીજ સંગીન કેળવણી આપવી જોઇએ, તેઓમા ઇશ્વરદત્ત જે
જે શક્તિઓ છે તેનો યોગ્ય ઉપયોગ કરવા દેવામા આવે તો તેઓ
“કોઇપણ કામમા પુરૂષથી ચઢતી નહિ તો તેની બરાબર તો ઉતરી શકેજ”
એવો એક વિદ્વાનનો વિચાર છે સ્ત્રીઓ પણ જો માણસજ છે અને તે
જો પુરૂષનુ અડધુ અંગ છે એમ હિંદુશાસ્ત્રે અંગીકાર કર્યુ છે તો અ-
ડધુ અંગ સ્વતંત્ર એટલે શુ ? અને અડધુ પરતંત્ર એટલે શુ ? અ-
ડધુ અંગ સેવ્ય અને અડધુ અંગ સેવક એનો અર્થ શુ ? કોઇ પુરૂ
ષ ભણેલો હોય અને તેની સ્ત્રી મુર્ખ હોય તો તે અડધો ભણેલો છે
એમજ ગણવુ માટે સ્ત્રીઓને જ્ઞાની કરવી તોજ પ્રજા પણ જ્ઞાની થઇ દે-
શનો ઉત્કર્ષ થશે એવી રીતે પાકી કેળવણી વિના તેમને પોતાના હક બા-
બતનુ યથાર્થ જ્ઞાન થવાનુ નથી અને ત્યા સુધી તેમની દાસપણાની હા-
લત મટવાની નથી સુધરેલા દેશમા સ્ત્રીઓને દિનપર દિન પુરૂષના જેટ-
લા હક અપાતા જાય છે તેમ તેમ તેમની રાજકીય, નીતિસબંધી
અને સમાજસબંધી સ્થિતિ સુધરતી જાય છે તે ઉપરથી આ-
દેશની સ્ત્રીઓને પણ વિદ્યા વગેરેથી પાત્ર કરી તેમને યોગ્ય
૮૬ આપવામા આવે તો આ દેશનો પણ તેવોજ ઉત્કર્ષ થયા
વગર ન રહે એમ અનુમાન કરવાને કારણ મળે છે અમારો એવો

વિચાર છે અને દરેક ન્યાય અને સત્ય ચાહાનારનો પણ તેવોજ હોવો જોઇએ કે પત્નિ વ્રત યથા કેડે એક સારામાં સારો પુરૂષ જેટલું કરે તેથી અધિક પતિ વ્રત યથા કેડે એક સારી સ્ત્રી ભલા શ્રમે કરે છે. લગ્ન એ પ્રીતિનું કાર્ય હોવાથી તેનાં બન્નેનું દરેક વાતે સમાનપણું અવશ્ય જોઇએ. જ્યાં એવું સમાનપણું નથી પણ સેવ્યસેવકભાવે વર્તવામાં આવે છે ત્યાં સાચી પ્રીતિરૂપી દેવી પોતે નિવાસ પણ કરતી નથી તેથી તેના પ્રસાદથી પ્રાપ્ત થતાં ફલનો પણ જોઇયે તેવો લાભ ન થતાં ઘર તે જાણે ભયંકર વનના જેવું થઇ પડેછે.

પશ્ચિમ તરફના લોકના સહવાસથી અને માયાળુ અંગ્રેજ સરકારના અમલના યોગે આ દેશની સ્ત્રીઓની સ્થિતિ સુધરી તેમની પરાધીનતા ઘટવાના માર્ગ ખુલ્લા થતા જાય છે એ સંતોષકારક છે. યુરોપ અને અમેરીકામાં સ્ત્રીઓ ડાક્ટર અને વકીલ બારિસ્ટર જેવા પુરૂષયોગ્ય ગણાતા ધંધા કરવાની સનદ મેળવી તેમની સાથે સ્પર્દ્ધા કરવાને મેદાન પડી છે. તેજ પ્રમાણે બંગાલ ઇલાકામાં કેટલીએક દેશી સ્ત્રીઓએ યુનિવરસીટીની બી. એ. ની ડિગ્રી મેળવી છે. આનંદીબાઇ નામની દક્ષણી બાઇ વૈદક શાસ્ત્રનો અભ્યાસ કરવાને અમેરીકા ગયાં છે. સ્ત્રીઓને માટે દેશમાં ઠામ-ઠામ કન્યાશાળાઓ સ્થાપવામાં આવી છે; તેમને વૈદકશાસ્ત્રનો સ્ત્રીઓને અભ્યાસ કરાવવાનો તથા તેમજ પુરૂષોની પેઠે ડિગ્રીઓ આપવાનો ઠરાવ થયાથી એક મકાન અને બંધાવવાનો પાયો હાલમાંજ આપણા નામદાર ડયુક આફ કાનાટને હાથે નખાયો છે.

એમ સ્ત્રી વર્ગની સ્થિતિ સુધરી દિનપર દિન તેઓ કેળવણી પામેલી થઇ દાસપણાનાં બંધનથી મુક્ત થઇ પોતાની પ્રજાનું યોગ્ય માર્ગે કલ્યાણ કરવા સમર્થ થાય અને તેના યોગે આપણા દેશની સ્થિતિ સુધરે એટલુંજ અમે પરમેશ્વર પાસે માગીએ છીએ.

**ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ.**

---

## જ્વર.

તમારા પત્રીમા માટે ડાકટર શુ લખે ? જો સિંકોના ને કિવનાઇનના ડોઝ કેમ આપવા અથવા જૂલાબ આમ લેવા તે બતાવવામા આવે તો તેનો પ્રયોગ કવચિત્ આજ કાળના ઘરકૂકડિયા વૈદ્યરાજો અને નિમહકીમો કરે તેથી 'નવનુ સાડીતેર' એવુ તો વેતરે કે કોઇ બિચારો વગર લેવે દેવે હંમેશની નિદ્રાને આધિન થાય.

ઇંગ્લંડમા તો વૈદક શાસ્ત્રને યોગ્ય ઘણા ચોપાનિયા છે, અને તે "એક્સ્ક્લુસનલ" હોવા છતા તેની વૃધ્ધિ થાય છે, પણ આ દેશમા તેના ચોપાનિયા પણ નથી ને હોય તો તેના ગ્રાહક પણ થાય નહિ

તેથી ડાકટરનું કામ બીજા કરતા આવા ચોપાનિયામા લખવુ એ અઘરૂ છે તેનું લખાણ નિરસ ને લુખ્ખુ છે, ને તે તેવું છે છતા તે તત્વમય ખરૂં. પણ લોકોની રૂચી તત્વમયપર હોય તેના કરતા રસમયપર વિશેષ છે, તેથી તમારા અત્રિસામા તત્વમય ને રસમય બંને લખવાનુ છે—ને તેથી અમારૂ કામ અઘરૂ એમ કહિયે છિયે કવિરાજ ગોલ્ડસ્મિથના ચિનકાર પેઠે બે જણને ખુશ કરવા છે ને "એક પથ દો કાજ" અથવા "એક કાકરે બે પક્ષીનો શિકાર" તેમ કરવાનુ છે—જેથી કદાચિત્ આમાથી બે જણનું તો રંજન થશે નહિં, તેમ કરવા જતા ચિનકાર પેઠે સાયકાળના ચિત્રપર છેકા, ડાઘા, લીટા, મિંડા અને નિરાશા શિવાય બીજુ શુ જોવામા આવે ? તથાપિ આ બને હેતુ સાચવી રસમય ને તત્વમય લખવાની પધ્ધતિ રાખવા યત્ન કરીશું તો તે વ્યર્થ જશે નહિ.

જગતના બીજા ભાગો કરતાં આર્યાવર્તમાં શરદ્ઋતુમાં જ્વરનો ફેલાવો ઘણો થાય છે, તેથી ઘણા લોકો તેના ભોગ થઇ પડે છે તો એમાટે અમે કંઇ લખીશું તો અગત્યનું થઇ પડશે.

જ્વર બે પ્રકારના જોવામાં આવે છે.

૧ લો—કોઇ અવયવમા રોગ થયા પછી જે જ્વર આવે છે, જેમકે કાસ (Pneumonia), આ એક ફેફસાનો રોગ છે, તેમા પેહેલા તેના

છિદ્રમાં (Cells) લોહીનો જમાવ થાયછે ને પાછળથી તેને લીધે જ્વર આવવા લાગેછે. આ જ્વરને લાક્ષણિક જ્વર (Symptomatic Fever) કરીને કેહે છે.

૨ જા વર્ગમાં આરોગ્યાવસ્થામાં જ્વર એ મુખ્ય ફેરફાર કરનાર ચિન્હ છે, અને જે કોઇ સ્નાયું (Tissue) અથવા તો અવયવમાં ફેરફાર જણાય છે તેતો માત્ર જ્વરને લીધેજ. આ જ્વરને સ્વયંભુ જ્વર (Idiopattic Fever) ચોકસ જ્વર (Spcific Fever) અથવા તો જ્વર એવાં નામ આપવામાં આવેલાં છે.

જ્વરનાં ચિન્હો તથા લક્ષણો—દરેક અથવા પ્રત્યેક જ્વર તેની ઉતપત્તિનાં કારણોસહિત નિરંતર હોય છે. તેનાં ચિન્હો વાંચનારનાં ધ્યાનમાં રેહેવાસારૂ આ પ્રમાણે ગોઠવ્યાં છે.

૧ અંગની ઉષ્ણુતા—જેથી શરીર ઉષ્ણ થાય છે તેને જ્વરનાં નામથી ઓળખે છે. રોગિની વર્તણુકથી, મુખમુદ્રા અથવા શરીર ઉષ્ણુતાથી જ્વર કહિને બેસી રેહેવું નહિ, પણ ઉષ્ણુતામાપક (Thermometer) યંત્ર કાખમાં મુકીને ઉષ્ણુતા માપી જોવી જોઇએ. ઉષ્ણુતા આરોગ્ય મનુષ્યમાં ૯૮°. ૪ ડિગરી 'ફેરન હીટ' હોયછે. સાંજનાં ૯૯ ડિગરી શુધિ પણ થાય છે. તે ઉપરાંત જેટલી ઉષ્ણુતા થાય છે તેટલી ડિગરી જ્વર કેહેવાય છે. ઉષ્ણુતા ૯૮°. ૪ થી ૧૦૮, ૧૧૦, ૧૧૨ ઉપર પણ થાય છે, પણ કવચિત—સાધારણ રીતે ઘણામાં ઘણી ૧૦૫, ૧૦૬ થાય છે. કોઇ વખત સ્વભાવિક ઉષ્ણુતા કરતાં પણ મરણ પછી ઉષ્ણુતા વધે છે તેને જ્વર કેહેવાતો નથી.

૨. શરીરના રસો—જ્વરમાં શરીરની રસક્રિયા ઘણી ઓછી થઇ જાય છે અને સ્નાયુનો (Tissues) નાશ ઘણો થાય છે. જેથી રસોત્પત્તિ અને નિર્ગમન ઓછા થાય છે અને વળી તેના ગુણધર્મમાં પણ ફેરફાર થાય છેઃ કે જે ફેરફારથી ચિન્હોમાં તફાવત પડે છે જેમકેઃ (અ) ત્વચાની શુષ્કતા તથા રૂક્ષતા થઇ જાય છે પણ તે નિરંતર જોવામાં આવતી નથી, કેટલિક વખતતો પ્રસ્વેદ ઘણો થાય છે. (બ) જઠરરસમાં ફેરફાર, મુખના અન્નાશયના અને આંતરડાના રસો ન્યુન થઇ જાય છે—જેથી જીભ શુષ્ક અને કાંટાવાળી થાય છે, મુખ સ્વાદ રહિત ને તૃષા ઘણી લાગે છે. ભોજન રૂચિ થતિ નથી ને મળાવરોધ થઇ જાય છે. ઉબકા ને ઉલટિ ઘણી વખતે જોવામાં આવે છે. (ગ) મૂત્ર પીસાબ ઘણો થોડો ને ઘણા લાલ રંગનો થાય છે. તે વજનમાં ભારે ને દુરગંધ ખાટો વાંસ મારે છે. પીસાબમાં ક્ષારનો ભાગ ઘણો વધિ પડે છે ને જે ક્ષાર આરોગ્ય સ્થિતિમાં કવચિતજ જોવામાંઆવે છે તેનો પણ વધારો જણાયછે; જેમકેઃ યુરીક આસિડ, હીપ્યુરીક આસિડ, આલબ્યુમેન વિગેરે.

૩. રક્ત—રક્તાભિસરણ વિશેષ થવાથી નાડીની વેગ વધે છે નાડી ઘણું કરીને ઉષ્ણતાના પ્રમાણ મુજબ વધે છે ૧° એક ડિગ્રી ઉષ્ણતા વધવાથી નાડીના ગતીના સંખ્યામા આ૦ ધબકારાનો વધારો થાય છે આ નિયમમા કોઇ વખતે ફેરફાર થાય છે નાડીના પોષણમા જૂના જૂના રોગિઓમા ઘણો ફેર જોવામા આવે છે ઘણા દિવસના જ્વરમા નાડી ઘણી નબળી નિયમ રહિત તેમજ અંતરે અંતરે ધબકતી જોવામા આવે છે રૂધિર ક્ષાર રક્ત રજકણ અને આલબ્યુમેન ઓછા થાય છે શ્વેત રજકણ વધે છે ફાઇબ્રિન કેટલાક જ્વરમા વધે ઘટે છે

૪ શ્વાસ નિરંતર જ્વરમા વધેછે તેનો વધારો ઘણો ખરો નાડીના વધારાના પ્રમાણમા હોયછે—કેટલાકમા તે પ્રમાણમા ફેર પડેછે નેશ્વાસવધિ જાયછે—કારબોનડાઇ આક્સાઇડ નામનિ હવાનો હમેશા આરોગ્ય સ્થિતિ કરતા વધારો થાયછે તેથી શ્વાસ નિરંતર કરતા જ્વરમા વધારે જણાયછે

૫ મજ્જાતંતુ—જ્વરમા મસ્તકના તથા મગજના ચિન્હો જણાય છે પ્રારંભમા શીતતા, મંદપણું ને શરીરમા કળતર અથવા પાકા ગુમડા જેવિ વ્યથા થાય છે શરીર જાણે થાકિ ગયુ હોય તેમ લાગે છે કામ કરવાનુ મન થતુ નથી કેટલાક જ્વરમા મસ્તકનો એકજ ભાગ, દુખે છે અવયવ સ્થિતપણું, નિદ્રા નાશ અને રાત્રીએ ચિત્તભ્રમ એ સાધારણ ચિન્હો છે કેટલિક વખત રોગિ કેપ થઇ જાય છે, સન્નિપાતમા પ્રજલ્પ કે વિકળતા જોવામા આવે છે. જેમ જેમ રોગ વધે છે તેમ તેમ બીજા ખરાબ ચિન્હો દેખાય છે જેમકે હાથના સ્નાયુ વક્રકુંચન, સ્નાયુકંપ, અને આકડી અથવા અઘોર નિદ્રા.

૬. સામાન્ય ચિન્હો—શરીરના અવયવને પુરતુ પોષણ જ્વરમા ન મળ્યાથી, તેમજ શરીરની ધાતુઓ અને માંસની પેસીઓનો જ્વરથી નાશ થવાથી રોગિ ઘણો સુકાઇ ગયેલો તેમજ ઘણો કૃષ ને દુર્બળ માલમ પડે છે, કેટલિક વખત તો માત્ર હાડપિંજર જેવો દેખાય છે.

જ્વરોતાર પ્રકારના ચાર છે. પેહેલો—જ્વર એકદમ ઉતરિ જાય છે, શરીર શિતળ થઇ જ્વરમા બંધ થયેલ શરીર રસનુ નિર્ગમન થાયછે—જેમકે સ્વેદ અને મુત્ર ઘણા થાય છે. ક્વચિત જળમયમળ અને ક્વચિત નસકોરી ફુટે છે બીજો—જ્વર ધિમે ધિમે નિયમસર ઓછો થતો થતો જતો રહેછે ત્રીજો—પેહેલો ને બીજો પ્રકાર મિશ્ર જણાય છે જ્વર અમુક ડિગ્રી સુધિ એકદમ ઉતરે છે ને પછી ધિમે ધિમે ઉતરે છે અથવા જ્વર અનુક્રમે ચડઉતર થાય છે ચોથો—કેટલીક વખત અનિયમિત રીતે જ્વર ઉતરે છે પ્રકૃતિ આરોગ્ય થતી વખતે ઉષ્ણતા અને શરીરના રસોનો શ્રાવ આરોગ્ય સ્થિતિ કરતા ન્યુન હોય છે

**ચુનીલાલ ગોરધનદાસ ગુંદરિયા.**

# ગુજરાતી ભાષાના ઇતિહાસમાં નવીન શોધ.

## ૧

### છઠ્ઠીના પ્રત્યય "ના" અથવા "નો" અને "હ."

સાંપ્રતકાળની ભરતખંડની બીજી આર્યભાષાઓ કરતાં આ વિભક્તિના પ્રત્યય ગુજરાતીમાં વધારેમાં વધારે માલુમ પડે છે. અત્યાર સુધીમાં, તેમાં મુખ્યત્વેકરીને "કેરો" "તણો" અને "નો" તો જાણીતાજ હતા. તેમાં આપણે "ના" અને "હા" વધારવાના છિયે એમ મારી હાલની શોધ ઉપરથી જણાય છે. "કેરો" અને "તણો" પ્રત્યય તે જુનામાં જુના લાગે છે—કારણ કે તેનાં રૂપ, મુખ્યત્વે કરીને "કેરો" નાં તો નાટક આદિની પ્રાકૃતમાં પણ જોઇયે છે. મારા મિત્ર અને શિક્ષાગુરૂ રા. રા. રામકૃષ્ણ ગોપાળ ભંડારકર કહે છે કે આ બે પ્રત્યયોની નોંધ તો પ્રતાપી જયસિંહ અને કુમારપાલના સમકાલીન મહા વિદ્વાન ઇતિહાસાદિ ગ્રંથકાર અને ભાષાશાસ્ત્રી હેમચંદ્રસૂરિ પણ "संबंधिन: केरतणा :" છઠ્ઠીના "કેર" અને "તણ" એ સૂત્રથી લે છે. "નો" પ્રત્યય કદાચ "તણો" નો સંક્ષિપ્ત વિભાગ ભાષામાં વપરાશથી અને ઘસારાથી અવશિષ્ટ રહ્યો હોય. પણ એ વિષયમાં વિશેષ પ્રકાશની હજુ જરૂર છે. અને તે વિષે કોઇ બીજે પ્રસંગે બોલવા માગું છઉં.

પણ વર્ષાનુક્રમ પ્રમાણે આપણી ભાષાનાં પુસ્તકોનું સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરતાં જેમ જેમ વિક્રમ શકના આગળના શતકમાં જતા જઇયે છિયે તેમ તેમ આ "નો" પ્રત્યયનો પ્રયોગ વિરલ થતો જાય છે. "નો" પેહેલાં એનો પૂર્વજ નહિ તો જ્યેષ્ઠ બંધુ પ્રત્યય "તણો" આવે છે અને તે બંનેની એ પૂર્વે "કેરો" મારા જાણ્યા પ્રમાણે બહુ પ્રાચીન કાળમાં, અને અર્વાચીન અથવા પ્રશસ્ત ગુજરાતીના પેહેલાંની પ્રાકૃત ભાષાઓમાં "તણો" દેખાતોજ નથી.

આ બધાથી જુના પ્રત્યયો "સ્સ" અથવા "સ"—સંસ્કૃત પ્રત્યય "स्य" ના અપભ્રંશ અને વિકાર અને આનો એ વિશેષ વિકારી "હ" છે. પ્રશસ્ત ગુજરાતીમાં "સ" અથવા "સ્સ" તો મારા જોવામાં નથી આવ્યા: પણ "હા" તો એક વખત હશે એમ અનુમાન કરવાને મને સબળ કારણ છે. તે આગલ દૃષ્ટાંતથી વિદિત થશે.

* કદાચ જૈન કવિયો આદિના કાવ્યોમા અને તેમના ગીત ગ્રંથોમા "જેનુ" અને "તેનુ" ને બદલે "જસ" અને "તસ"—સંસ્કૃત "यस्य" અને "तस्य" ના વિકૃત રૂપ વપરાય છે તેમાના "સ" તે એક વખતે ભાષામા બહુ સાધારણ "સ" ના અવશેષ હોય

• પ્રત્યયના આ વંશાનુક્રમ પગલે પગલે શોધતા આપણે છેક સંસ્કૃતની લગભગ આવી ગયા. આના ફલિત દાખલ એમ કહિયે તો આટુ ન કહેવાય કે પ્રત્યયના પ્રથમ યુગમા स्स અને सं તથા ह પ્રત્યયો છે. દ્વિતીયમા ક્વચિત 'હ' અને વિશેષ केरो અને तणो અને આની સાથે "चा" અથવા "चो" અને ગડયો ખડયો "नो" તૃતીયમા तणो, केरो અને नो અને વર્તમાનમા વિશેષ કરીને "ના"

આ "ના" પ્રત્યય છેકજ સાંપ્રતકાળનો નથી. જો એ બુદ્ધિપ્રકાશમા પ્રગટ કરેલો વનરાજનો પાટણનો વિ સં. ૮૦૨ નો ગુજરાતી લેખ ખરો હોય તો આ પ્રત્યય વનરાજના સમય જેટલો પ્રાચીન છે

પણ હાલતો આપણા ચાલુ વિષય ઉપર આવિયે ઉપર પ્રત્યયોના યુગ આપ્યા છે તેમા બીજા યુગના "હા" અને "ચો" અથવા "ચા" પ્રત્યયોની આપણી ભાષામા અસ્તિ વિષે મને પહેલવહેલુ ભાન હેવણાજ વિક્રમશકના સોળમા શતકના ગ્રંથ વાચતા થયુ.

• ઘણા ખરા ગુજરાતી સાક્ષરોને કદાચ ખબર હશે કે નરસિંહ મેહેતાનાં કેટલા પદોના વળણ જોતા છેલ્લી લીટીમા "નરસિંહા ચો" કે "ચા સ્વામી" એ શબ્દો હોય છે ઉપર ટપકે જોનાર કે સાભળનારનુ પેહેલા તો તે પ્રત્યય ધ્યાન નાજ ખેચે પણ લક્ષ આપી વિચારતા તે આપણને વિસ્મય પમાડયા વિના રહેજ નહિ, કારણ કે આપણે આજ સુધી જાણિયે છઇયે કે "ચો" અથવા "ચા" પ્રત્યય તે મરાઠી ભાષાનોજ છે તેથી પ્રથમ કલ્પના તો આ સાભળતા એમજ થાય કે કોઇ દક્ષિણ વિભાગમા તેના પ્રચારથી તે પ્રત્યય તેમા દાખલ થઇ ગયો હશે. સુરતમા અને તેની આસપાસના વિભાગમા અને ત્યાના વતનીઓને—દક્ષિણનો બહુજ નિકટ પડોશ હોવાથી તેજ ભાસ થાય એમા કઇ નવાઇ નથી. અને આવીજ કલ્પના મારા વિદ્વાન મિત્ર રા રા નરનરામ લક્ષ્મીરામને

થઈ. અને મારા સમજવામાં હાલસુધી તેમ રહ્યું; પણ જ્યારે ગુજરાતના દરેક વિભાગમાં તેજ કડી સંભલાઈ—પછી કાંતો અમદાવાદ, ખેડામાં કે ભરૂચ કાઠિયાવાડમાં કે ક્યાંએ—ત્યારે તે કલ્પના ફરીથી તપાસવી જરૂરની છે. કોઈ કહેશે કે "કાવ્યદોહન" માં કવિ દલપતરામને હાથે આ આપણા આદિ કવિનાં પદ પ્રગટ થયાં છે તેમાં તો "ચો" કે "ચા" કંઈ જણાતું નથી! પણ આ ઠેકાણે મારે કહેવું જોઈયે કે હવે કંઈ એ વાત છાની નથી રહી કે એ પુસ્તક આપણા તે કવિને હાથે પશ્ચિમ વિદ્યાની શાસ્ત્રિય પધ્ધતિથી, કવિની ખરી ભાષા પ્રતિબિંબનાં છપાયાં નથી, તો તેમાં તેની ક્યાંથી આશા રખાય.?

આ બાબતની ફરી તપાસ કરવાની મને મારા મિત્ર નવલરામ ભાઈયે ભલામણ કરવાથી મેં આ ગયા કાર્તિકમાં તે બાબત ઉપર લક્ષ દોડાવ્યું. અને તેમને ત્યાંનાં કેટલાંક પ્રાચીન લિખિત પુસ્તકો લઇને ખાસ ધ્યાન દેઇ વાંચવા માંડયાં અને મને પ્રસિદ્ધ કરતાં બહુજ આનંદ થાય છે કે અમારી કલ્પના અને મારી શોધ સફલ થઇ કે નરસિંહ મેહતાની છેલ્લી છાપની કડીમાં "ચો" અથવા "ચા" પ્રત્યય તે વખતે ભાષામાં હતાજ. જે પુસ્તક અમે જોયાં તેની લિખિત પ્રતજ વિ. સ. ૧૬૮૨ ની લખેલી છે તો કંઇ નહિ તો તે પ્રત્યય તેટલાતો જુના હોવા જોઇયે! પણ ના, આ શતકમાં તો તે પ્રત્યય લોપાઇ ગયા હતા. કારણ કે વિ. સં. ૧૬૭૨ માં લખેલી પાટણના ભાલણ કવિની "કાદંબરી" જે ઘણું કરી વિ. સં. ૧૬૧૬ માં કે તેવામાંજ—તે શતકના પ્રારંભમાં લખાઈ હશે તેમાં તે, હું ભુલતો ના હઉં તો નથી માલુમ પડતા.

નરસિંહ મેહતા એકલાના પદમાં અને તેએ એક છેડે પદની છેલ્લી કડીમાંજ તે પ્રત્યય માલુમ પડતા હોત તો તે વાત જુદી હતી. પણ તેજ કવિના પદના અંતર ભાગમાં તેમજ બીજા એક તેને સમકાલીન ભીમ કવિના "હરિલીલા" નામે વિ. સં. ૧૫૪૧ માં લખેલા ગ્રંથમાં એ પ્રત્યય મારા જોવામાં આવ્યા છે. આ ઠેકાણે મારે કહેવું જોઈયે કે એ ઉપર સુચવેલા "હ" પ્રત્યય પણ આ બીજા પુસ્તકમાં બે સ્થળે મારી દષ્ટિયે પડયો છે.

પણ આ બંને પ્રત્યયો તે વખતે બહુ સાધારણ હોય એમ લાગતુ નથી. તેમા "હ" તો છેક જતોજ રહી ગયો છે આ કદાચ તેમની છેલ્લી વિશી જતી હશે તેથીજ આપણને ભાલણ આદિ કવિયોમા તે પ્રત્યય મળતા નહિ હોય. નરસિહ મેહેતાથીએ પેહેલાની કવિતા અથવા લખાણ મળી આવે તો આ "ચો" અને "ચ" તથા "હ" પ્રત્યયના ઇતિહાસ ઉપર વિશેષ અજવાળુ પડે ખરું હાલતો આ વિષય આટલેથીજ સપવુ છઉ પણ બીજે પ્રસગે આ કવિયોના જે જે પદોમા કે કાવ્યોમા જયા જયા તે પ્રત્યય વપરાયા છે તે ટાકીશ

બીજા કોઇ વિદ્વાનો આ વિષય ઉપર પોતાના અભિપ્રાય આ પત્ર કે બુદ્ધિપ્રકાશમા પ્રદર્શિત કરશે તો મારા ઉપર તથા આ શાસ્ત્રના આવા કિમતી શોધો ઉપર પ્રકાશ પડતા તે વિદ્યા ઉપર ભારે ઉપકાર થશે

હરિલાલ હર્ષદરાય ધ્રુવ.

ગંગા.

# એક ગુર્જર વાર્તા

## પ્રકરણ ૧૫ મું.

### રૂમાળનું મેદાન.

પ્રજારક્ષક સૈન્યની ઝડપ, હિંમત અને સાહસનો વિચાર કરતા મરાઠા સિપાઇઓ મેદાન પડયા કે " હરહર મહાદેવ. ! " નો એક મોટો ધ્વનિ થયો, અને તેનો પ્રત્યાઘાત પાછો તેટલાજ જોરમાં પડયો.

"પેલા ! પેલા !"—મરાઠાઓએ, પોતાની આંગળી બતાવી, જે લશકરને આપણે વર્ણવી ગયા તેને બતાવ્યું—"પેલા કાફરો, નવાબના કુતરા અને તેના સરદાર આવે છે. આપણે હવે તેઓપર એકદમ તુટી પડિયે ?,'

"હા, શૂરા જુવાનો," સરદાર તાનાજી માલુસરે, કંઇ પણ વિચાર વગર હુકમ આપ્યો, પણ તેના મનમાં જે ધચુપચુપણું હતું તે તેની આસપાસના યોદ્ધાઓ બરાબર જોઇ શક્યા, ને તેથી તેઓની હિમ્મત પાછી હઠી ગઇ. તેઓના મનમાં તુર્ત આવી ગયું કે સરદારના મનમાંજ આજની ઝપાઝપીનું પરિણામ શકમંદ છે, તો પછી જયની આશા ક્યાંથી હોય ? મરાઠાઓ આ સમયે ઘણા શૂરાવેશમાં આવ્યા હતા, પણ તાનાજીના બોલતાની સાથે તેઓ અટકી ઉભા રહ્યા.

મરાઠા લશકરની જગા અને પ્રજારક્ષક સૈન્યની જગા વચે આ વખતે લગભગ પા મેલનો અંતર હતો; અને શિવાજી એક ઘણા વર્ષના પુરાણા વડના ઝાડ તળે ઉભો રહી ક્ષણભર વિચાર કરતો હતો, જ્યારે રાત્રીના ચારનો અમલ થયો હતો. બન્ને લશકર વચે માત્ર એક ખાહી કે જે નદીના પાણી રેલને વખતે આવે તેને રેહેવામાટે, હમણા છે તે કરતાં ત્રણઘણી મોટી હતી. તેમાં આ વખતે પુષ્કળ કીચડ ભરાયો હતો, ને મરાઠાઓએ પોતાને જવા આવવામાટે નાનો લાકડાનો પૂલ બાંધીને દરવાજા આગળ મુકયો હતો, જેનાપર હમણા સત્તા પ્રજારક્ષક સૈન્યની હતી.

નિયમિત લડાઈ લડવાની ટેવ મરાઠાઓને હતી નહીં, પણ આ સમયે તેઓ આવા યુદ્ધનેમાટે તૈયાર થયા, ને તેમ થાય તોજ આપણને જય મળે, ને વધેલી લૂટ લઈ જઈ શકિયે એવો ઠરાવ, મન સાથે શિવાજી કરતો હતો પણ "રણસ્થભ" રોપવાની આ જગ્યા ન હોતી, ને તે માટે કશી તૈયારી પણ નહોતી સંજોગથી આ સમયે શિવાજીને આ વિચાર થનો હતો ત્યારે નવરોઝ, મરાઠાના વિલબનુ કારણ શુ છે તે શોધવાને વિચારતો હતો, ને તેના મનમા વિશેષ ભય પ્રાપ્ત થયો કે જો નિયમિત યુદ્ધ ચાલે તો ખચિત ઘણી ખરાબી થાય એક તો સૈન્ય નાનુ ને બીજુ કે બીનકવાયદિ પણ નવાબના મેહેલમાથી આવેલી "કેવલરી"-(હેવલ) કીથી સરસ હતી, તેમા હિરાટી ને તુરકોમાની ઘોડાઓ એવા તો સરસ હતા કે તેવા સરસ તેના મુકાબલામા ભાગ્યેજ મરાઠામાથી ચોથો ભાગ પણ નિકળી શકે, ને તેથી નવરોઝ સરદારના જીવને લગાર વધારે ધડક હતી, કે જો કદાચિત શિવાજી લડાઈ "રણસ્થભ" રોપીને ચલાવવા માડશે તો તેમા આપણા કરતા વિશેષ હાનો થશે આ વિચાર ખરો હતો ને તે ધારવામા નવરોઝની ગણત્રી આ વખતે બહુ અનુભવી ને આબાદ ઉતરે તેવી હતી દુમાળનુ મેદાન, જોકે ઘણુ મોટુ હતુ, તથાપી તેમા ઉચીનીચી જમીન, બાજુએ ટેકરા ટેકરી અને ઝાડોથી ભરેલુ હતુ, અને ત્યા નિયમિત યુદ્ધ થવામાટે કોઈપણ મોટી જગ્યા હતી નહીં જેઓ પેહેલે સપાટે ફતેહ મેળવે તેજ બાજુને સઘળો વેળા ફાવતુ આવે, પછી બીજી બાજુ ગમે તેવી સબળ હોય તોપણ તેનુ કશુએ ચાલે નહી ખરી રીતે, આ જગ્યા માત્ર છુટીછવાઈ મારામારી માટેજ યોગ્ય હતી, જે લુટારાઓ માટે,—કે જે એકવાર ચઢી આવી પછી પાછા નાસી જાય તો કેટલીકવાર કઈ ખબર પણ પડે નહી આવી રચનાવાળી જગ્યા, કે જે અવર્ણનીય પચરંગી હતી, જ્યા કોઈપણ પ્રકારે ખરૂ યુદ્ધ થશે નહી એવો વિચાર બન્ને પક્ષના સરદારોને આવ્યો—ને તે એકજ સમયે, તેથી એક સરદાર વધારે સબળ ને એક નિર્બળ થયો, ને તેથી ભવિષ્ય શુ નિવડે છે તેજપર આધાર રાખ્યો બન્નો સરદારોના મનમા આ વખતનો રગ નવોજ હતો, ને બન્નો જણ એમ સારી રીતે જાણતા, સમજતા ને માનતા હતા કે કોઈપણ રીતે આ હાલની લડાઈ બધ પડે તો વધારે

સારું. નવરોઝના મનમાં વિચાર થતો કે શિવાજી કંઈ બેગણ હજાર માણસનગર આવ્યો ન હશે, ને તેનું કવાયદિ લશ્કર છે તેના મોં આગળ આ મુઠ્ઠીભર માણસોનો હિસાબ નથી, તેથી જો એ ભાગી જાય તો શેહેર હવેની પિડામાંથી મુક્ત થાય. જે ગયું તે પાછું આવવાનું નથી, ને તેનો બદલો લેવાના મૂર્ખાઈભરેલા વિચારે નકામો નાશ કરી સંહાર કરાવવો એ ખોટું છે. વળી ઔરંગઝેબ જાલમ છે, ને તે આ તકનો કદાપી અર્થ લાભ લે તો 'બકરું કાઢતાં ઉંટ પેસે' ને લાભ કરતાં હાનિ વધારે થાય. વળી નવાબી હુકમ મળ્યો નથી, ને લડાઈ વધારે વખત ચાલી તો તેનેમાટેનાં સાહિત્ય, લશ્કરી સરંજામ પાસે નથી—હાર્યા તો શિવાજી પ્રજાને કચડી નાંખશે, માટે બને ત્યાં સુધી રક્ષકનીતિ પકડીને એને ભગાડવો. શિવાજીના મનમાં આવોજ વિચાર હતો. તે મનમાં બોલ્યો કે "કદાપિ નવાબનું લશ્કર પૂરેપૂરું ચઢી આવ્યું હશે તો તે આ મરાઠા, જે માત્ર પંદરસોથી વધારે નથી તેનો નાશ કરશે. હાથ આવેલી લૂટ તેઓ લઈ લેશે, ને માણસો કપાઈ મરશે તે જૂદાં. આટલામાટે નાસવાનો લાગ મલેતો લડાઈ અટકાવી ને ચાલ્યા જવું એ વધારે સારું છે. પણ નસાય કેમ ? કદાચિત્ નવાબી સેના પૂઠે પડે તો રહેલાં સઘળાં માણસોને ક્ષણભરમાં કાપી નાંખે. મેળવેલી કીર્ત્તિ ને મેળવેલી લૂટ ઘડીના છઠ્ઠા ભાગમાં જતી રેહે. મને માણસ કરતાં આ હાથ આવેલી કિંમતી દોલત વધારે ખપની છે." આટલું મનસાથ બડબડયા પછી તે ક્ષણભર હોઠપર આંગળી લગાડી બોલ્યો કે "નવાબ સાથે સલાહ કરું, ને તે માટે દૂતસંદેશ કહાવું ? પણ તે તકનો લાભ લઇ કદી એકદમ તુટી પડે તો પછી ઇલાજ શો ? તેઓ દગાખોર છે, સત્ય ને ન્યાયને જોતા નથી, ને હાથ આવેલી તક મુકશે નહી. મારી નબલાઈ જોઈ વધારે જોરમાં આવશે. મારી નબલાઈ જોઈ મરાઠાઓ પછી મારા હુકમને પત્ત કરશે નહી, તેઓ પોતાનો જોસ્સો અજમાવતા અટકી પડશે, ને અત્યાર સુધીમાં મેળવેલી કીર્ત્તિ ને નામના જતાં રેહેશે. મરાઠાઓ ભરતખંડના ઇતિહાસમાં નામના કરવાના નહીજકે ? ના, ના, મને મારા જોરનો તો અવિશ્વાસ છે, પણ રામદાસ સ્વામી પોતાના શિષ્યને મદદ કરશેજ. ચાહે તે થાય !

મુસલ્લાને તેનુ જોર અજમાવવા દો । તેઓ શુ નુકસાન કરી શકવાના છે ? નુકસાન તો આમે ને તેમે છેજ  સુલેહ કરીશુ તો અપમાન ભરી ગણાશે, નાસીશુ તો અપજશ મળશે, માણસો કપાઇ મરશે, ને મેળવેલી લૂટ ગુમાવીશુ તો શામાટે બહાર નિકળની મરાઠી પ્રજાના તરૂણોને તેઓનુ નશીબ અજમાવવા ન દેવુ ? એ કાફરોને તો બકવાની ટેવ છે તે બડબક કરશેજ 'મારે લૂટ તો લેવીજ" એવા વિચારથી શિવાજી વડના ઝાડથી પાછો ફરી લશકરમા સામેલ થયો

ભગવો ઝુડો લઇને અગાડી લડવાને મેદાન પડવામાટે મરાઠા સિપાઇઓ હવે તત્પર થયા શિવાજી બહાર આવ્યો પોતાના માણસોને ઉત્તેજન આપવા મહાદેવ ને ભવાની માતને પ્રસન્ન કરવા એક બકરાનુ બળીદાન આપ્યુ, ને તેનાપર ઘાસની પુલીઓ મુકી એક મોટુ ભડકુ કીધુ, જે જોઇને મુજારશક સેન્યના સરદારો જરાક ગભરાયા, પણ તુર્ત નવરોઝે એક યુક્તિ શોધી કાઢી, લશકરને વ્યૂહમા ગોઠવ્યુ, જેની ગોઠવણથી દરવાજાના મો લગણ ને હદ અદર સુધી—નજર કરે તોપણ લશકર જણાય, ને મરાઠાઓ પોતાની ગણત્રીમા નિષ્ફળતા પામે, કેમકે હવે પ્રાતકાળ થયો હતો  નવરોઝ, સૂરલાલ, મોતી બેગમ, ખોજો મશરૂર ને હમણા પાચમો સરદાર એક તદન તરૂણ પણ અણજાણ્યો સિપાઇ તરીકે દાખલ થયો હતો, ને જેનો વેશ તદ્દન વિચિત્ર હતો તેને નિમ્યો  નવરોઝે એક ફેરો બધી બાજૂએ મારી લીધો  તે હદ પછાડી ગયો, ને ત્યા લગણ મરાઠાની નજર પોહોચતી નથી તે તપાસી લીધુ

પણ એટલામા એક અકસ્માત્ થયો  નવરોઝની રચનાનો ભેદ એક મરાઠ સિપાઇ ને બીજાએ જાણ્યો  એક મરાઠો પોતાસાથે શિવાજીની ગુલામડી તાનીને લઇને આવી પોહોચ્યો ને તે લશકરના પાછલા ભાગપરથી બહાર નિકળવાની ગોઠવણ કરતો હતો

નવરોઝની તેઓપર નજર પડતા તેણે એકદમ તરવાર ખેંચી પેલા મરાઠાને કાપી નાખ્યો, ને તે જોતાજ આકસ્મિક બનાવથી ભયભીત થઇને તાની મુર્છા ખાઇને પડી ગઇ

" એ કૌન હૈ કૌન—તપાસો જુવાન, જાસૂસ તો નહી હૈ " નવરોઝે ઘોડાપરથી હુકમ કીધો

"એ મરાઠેણ છે, ને ભયથી વિભ્રાંત થઇ ગઇ છે. કાલે તે 'શેહેરમાં ફરતી હતી, ને ઘેલા જેવી જણાતી હતી," એક સિપાઇએ જણાવ્યું.

"માબાપ બચાવો, મે ગરીબ હું. મેને કુછભી બિગાડા નહી હે, હમકું, ઔરત જાતકું મારના તુમકું લાજિમ નહીં,"—ભયથી મુક્ત થતા, થરથર ધ્રુજતા, બેસતા અવાજે તાની ભાંગીતુટી હિંદુસ્થાનીમાં બોલી.

"તુમ જાસુસ ન હોયગા તો હમ તુમકું બચાયગા." નવરોઝે કહ્યું. "સચ્ચા બોલના, લબાડ બાત મત કરના. તુ કહાંસે આઇ, કીદર જાતિથી, ઔર કામ કોનસા થા"

"મહારાજ મેં ગરીબ ઔરત અહમદનગરકી રેહેનેવાલી હું, શિવાજી હમકું પકડકર ઇદર લે આયાહે, ઔર મેં કલ શેહેરમેં દેખનેકું ગઇથી, વહાંસે ઓ બદબખ્ત હમકું પકડકર શિવાજીકી પાસ લેજાતાથા. મેનેં બ્બબ જાનેકા ના ના કહેયા, લેકીન હમારે કુછભી સુના નહીં, ઔર એ નતીજા પાયા. યે હુંકી અમેરી જીંદગાનીકી. કથા હે." તાનીએ કહ્યું.

"તેરી મરજી શિવાજી પાસ જાનેકી હૈ?"

"મહારાજ, આપકી કુછ કરમ બખસેશ હોવે તો વહાં સલામત પહોંચાદેના, મે જાકર બોત તારીફસે શિવાજીકું બોલુંગી કે જેસા મરાઠા બેરેહેમહે, વેસા મુસલમીન નહીં હે. મરાઠાને અમકું ગુલામડી બનાઇ, લેકીન મુસલમાનને અમકુ છુટાપન દિયા."

"અમેરો નવાબકી આબરૂકી ખાતર તેરેપર એહેસાન કરના કુછ બિસાદકા નહીહે." મોતી જે આ ગડબડ થતી જોઇને પાસે આવી પહોંચી હતી તે બોલી. "જાકર, શિવાજી રાક્ષસકું બોલદે લડકી, કે જૈસા હેવાનપના તુને અમેરી રૈયતપર બિન દેહેસતસે કીયા હૈ ઐસા અમ કભી કરનેવાલે નહીં. કૌન ઉસકું પહોચાને જાનેવાલા પેહેલવાન હે?"

"મેં તૈયાર હું, જો નવરોઝકા હુકમ હોવે તો દો દુસરે સ્વારકે સાથ શિવાજીકી હજુર જાઉંગા, ઔર ઉસકું પહુંચાકર આઉંગા." નવા સરદારે એકદમ અગાડી આવીને કહ્યું. "મેરી કુછભી દરકાર કરના નહીં, મે મેરા રક્ષણ કરનેકું બોત જોરેમંદ હુ!"

અને ચાર માણસની ઘોડેસ્વાર તુકડી મરાઠાની છાવણી તરફ આવવાને નિકળી. સઘળા પ્રજારક્ષક સૈન્યના યોદ્ધાઓ આ તમાસો જોઇ રહ્યા ને શું બનાવ બન્યો છે તે જાણવામાટે ગણગણાટ કરવા લાગ્યા.

શિવાજી મહાદેવ ને ભવાનીને ભાવથી ભોગ આપી, ભાવીનો ખ્યાલ કરતો બહાર આવ્યો તેજ ક્ષણે આ તુકડી આવી પોહોચી મરાઠો સીપાઈ બંદુક લઈને પેહેરા ભરતો હતો તેની નજીકમા જતાજ તે બુમ મારી ઉઠયો "કોણ આવ્યુ છે"

"મુસાફર—પ આદમીકે બચ્ચે!" સરદારે કહયુ એટલામા એક પેરી લેના હોય તેના "ઘોળ"મા સૌ મરાઠા ભેગા થઇ ગયા તે આ નવા મુસલમાન જુવાન સરદાર તથા એક ઘોડેસ્વાર સ્ત્રી—જેનુ મો અધારામા બરાબર બુરખો નાખ્યો હતો, જે જાણી જોઇને હતો—તેને લીધે જોઇ શકયા નહીં તેનુ સામૈયુ જોઇને એમજ માન્યુ કે કઇ સલાહ માટે આવતા હશે, તેથી આસપાસ ફરી વળ્યા

"વાહ! કેવો સરસ ઘોડેસ્વાર છે?" કથાજી ભોસલેએ કહયુ—"એનો ભપકો તો ભારી છે"

તાની આ વખત કઇપણ બોલવા જતી હતી, પણ તે શુ થાય છે તે જોવાને ઇંતેજાર હતી તેથી અબોલી રહી, ને તેથી નવા મુસલમીન સરદારને ઘણુ જાણવાનુ બન્યુ

"તમે કઇ સદેશો લાવ્યા છો? જાસુસનુ કામ કરનાર તમે છો? કે કોઇ સરદાર છો? તમારો નવાબ આજે અમારી સાથે લડાઇ ચલાવવા માગે છે કે તે સલાહ કરવામા ખુશી છે? જો આવા કોઇ સદેશા માટે આવ્યા હો તો તમને શિવાજી ઘણી સારીરીતે માન આપશે" અગાડી આવેલા હરિપ્રસાદ—નાગર સરદારે મુસલમાન સરદારને પોતાના નજીક આવેલો જોઇને પુછયુ—

"અમ કુછ અમેરા નવાબકા હુકમસે આપકે લૂટારે સરદારકુ મીલનેકુ આયા નહીં ખુદાકે ખાતર અમ કેહેતે કે આપકી કુછ બડી કિમતી મત્તા અમેરે શેહેરમે કલકી ગુમ હો ગઇથી, ઔર આપકે સબ મરાઠે કુત્તે અમેરા નવાબકે શેહેરમે ઢુંડ ફીરે, લેકીન હાથ ન આઇ, ઓ કિમતિ ચિઝ આપકા સરદારકુ દેને ખાતર અમ આયા તુમેરે સરદાર પાસ લે જાઓ અમકુ, ઉસકા હાથોહાથ દેનેકી ખાસ નવાબકી હે"

"કયા હમકુ કુત્તે કેહેતે, ઓ બાડિયા, સૈતાન, સુવર, કાફર,!" એકદમ ગભરાવી નાખે તેવો આસપાસ ઉભેલા મરાઠાઓએ દાત કચકચા-

વોને પોકાર કીધો—"એકદમ આ સોમનાથનો નાશ કરનાર સેતાન સુવરને કાપી નાંખો—" તુરત એકદમ પાંચપચાસ તરવાર મ્યાનમાંથી બહાર ઝગઝગી રહી.

"એ લુટારેકે ફરજંદ તુમ કયા જાનતા તેરા દિલમે ! કયાં કુછ તેરા મગઝમેં એસા ધુવાહે કે મેં ખાંડી જાયા હું ? ખ્યાલ મત કર, "મેં ખીલીજાયા હું, ખાંડી જાયા નહી," એક એક સામને આવ ઓર અમેરી શમશેરકા સ્વાદ ચખો—" એમ બોલતા સાથે મરાઠાઓ સામા ત્રણ તરવાર તુરત જોસમાં મ્યાનમાંથી નિકળી ને તે જોઇ સઘળાઓ તત્પર થઇ રહયા. આ સ્થળે મોટું યુદ્ધ થતાં પેહેલાં નાહની ઝપાઝપી થાત, પણ હરિપ્રસાદે વાહીને સૈને અટકાવ્યા.

"કયાહે ?" હરિપ્રસાદે પુછયું.

"કુછનહી !" સરદારે જવાબ દીધો. "તુમેરે સરદારપાસ અમકું લે જાવ, દુસરી ટકટક અમ સુનનેવાલા નહી." આ નવો મુસલમાન સરદાર હંમેશા જેટલો બહાદુર ને શુરાતન ને પુરૂષાતનવાળો હતો તેના કરતાં વિશેષ આજે બન્યો હતો ને તે ધારે તે કરતાંપણ આજે તેનામાં જોસ્સો વધારે આવ્યો હતો. મરાઠાઓની રીતભાત, ધર્માંધપણું ને બહાદુરી, તેણે માત્ર રસ્તાની-પાંચ મીનીટની તાનીની વાતપરથી જાણ્યું હતું, ને તેનોજ લાભ લીધો હતો. તેણે શત્રુવટ બતાવી નહીં, પણ બહાદુરી બતાવી, તે લડવા તૈયાર હતો તેના કરતાં મરવાને વધારે હતો. પોતાના બે સાથીઓને સાનમાં જણાવ્યું કે મારના કરતાં મરવાને તત્પર રેહેજો, ને લડવાના વખતની તૈયારી કરતાં તે બતાવવાને વધારે તૈયાર રેહેજો. તેઓ આ બરાબર સમજયા હતા.

જે અપમાનવાચક શબ્દો મુસલમાન સરદારે કહ્યા હતા તે મરાઠાના કાળજામાં કોતરાઇ ગયા હતા, ને તેઓ તેનું વેર લેવાને તત્પર હતા, પણ હરિપ્રસાદે વાર્યા તેથી લગાર થંભ્યા, પણ મન મરાયું નહી. બે ઘોડેસ્વાર સરદાર, જેઓનામાં મરાઠી લોહી પુરતા જોસમાં દોડતું હતું તે પોતાના ઘોડા દોડાવી, છલંગ મારતા અગાડી આ ચાર સામાપક્ષના યોદ્ધાની મુકાબલ આવીને ગર્જનાકરતાં બોલ્યા.—

"કોન પેહેલવાન અગાડી છે કે આ સુવરને મારવામાં સામેલ થાય ? જય મહાદેવજીકી ! હર ! હર. ! મહાદેવ ! માત ભવાનીનો જય !" કહી તરવાર ઉંચકી.

---

☞ આ ચોપાન્યું તેના માલેકને માટે સેમ્યુઅલ હાઇમ પ્રીંટરે મુંબઇમધે "કોર્ટ પ્રીંટીંગ પ્રેસ" માં છાપ્યું છે.

# આર્યજ્ઞાનવર્ધક.

વર્તમાન ચર્ચા અને સાક્ષરત્વનો માસિક ગ્રંથ

ફેબ્રુવારી, ૧૮૮૪.

## ધર્મ અને નીતિ.

ધર્મ એટલે શું ? સામાન્ય રીતે ધર્મ શબ્દનો અર્થ અવશ્ય કર્તવ્યતા એમ મનાય છે, પણ આપણી ભાષાની જરૂર તરફ જોતાં એ શબ્દને અર્થાન્તરનો આરોપ કરવાની જરૂર છે. ધર્મ એ શબ્દનો અર્થ એ પ્રથમ લખેલા બે વિષયોથી સ્પષ્ટ થાય છે. જગતની સર્વ વસ્તુ નાશવત્ છે, શરીરનું સર્વ જ્ઞાન—સત્યાસત્ય—એ સાંસર્ગિક છે—પરિમિત—છે. એ સર્વેથી જુદી અને કેવલ સત્ય, કેવલ નિત્ય એવી અવસ્થા તે ધર્મની છે. આ અવસ્થાએ પહોંચવાનો શોધ તે ધર્મ એમ કહેવાય. બીજી રીતે બોલીએ તો મોક્ષ પામવાનો આદેશ તે ધર્મ અને તે સિદ્ધ કરવાનો માર્ગ તે નીતિ. નીતિ એ માર્ગ છે, ધર્મ એ સાધ્ય છે, વાસ્તે જેવો ધર્મ તેવી નીતિ એમ સમજવું. જેણે જે વાત પોતાના સર્વ પ્રયત્નના અન્ત્ય સાધ્ય તરીકે માની તે તેને મંતવ્ય થઈ પડવાની અને તેજ પ્રાપ્ત કરવાના તે માર્ગ લેવાનો. જેણે ચૈતન્યની સત્તા અનુભવી નથી, અથવા જેણે પુનર્જન્મ કે કર્મ પ્રારબ્ધનો ન્યાય સ્વીકાર્યો નથી એવા માણસો ચાર્વાકાદિકની પેઠે ઐહિક સુખની સીમામાંજ પરમાનંદ માને એ સ્વાભાવિક છે. ચાર્વાકનો અભિપ્રાય શ્રીમન્માધવાચાર્યે દર્શાવ્યો છે તે જોવા જેવો છે. ચાર્વાક કહે છે કે સ્ત્રીવિલાસાદિ સુખ એજ પરમ પુરૂષાર્થ છે, દુઃખ એજ નરક છે; પરમેશ્વર કોઈ છેજ નહિ પણ લોકપ્રસિદ્ધ રાજા એજ પરમેશ્વર, મોક્ષ તે બીજો કોઈ નહિ પણ શરીરનો પાત એજ મોક્ષ. આ ફકરો વિચારવા યોગ્ય છે, અને ધર્મનીતિના સંબંધનો નિર્ણય કરવામાં બહુ ઉપયોગનો છે.

ચાર્વાકનો ધર્મ–સાધ્ય–અહીંનું સુખ. આત્મા નથી, પરમાત્મા નથી, કેવલ ઐ. હિક આનંદ એજ બસ. આ એમનો ધર્મ તો એવીજ એમની નીતિ, એ ધર્મ પામવાનો રસ્તો. આવા વિચારવાળાનું આચરણ અને એથી જુદો વિચાર રાખનારનું આચરણ એ બે બહુ રીતે જુદાં પડશે.

આ વિષયમાં વળી આપણા આર્યાવર્તની અને યુરોપ ખંડની નીતિની સરખાવટ બહુ બોધકારક અને વિચારવા લાયક છે. બકલ નામના પ્રખ્યાત ગ્રંથકર્તાએ પોતાના "સુધારાના ઇતિહાસ" માં લખ્યું છે કે પ્રત્યેક દેશના લોકનો સુધારો ધરતી હવા અને વિશ્વાકાર ઉપર આધાર રાખેછે. આ ત્રણ વાત આપણે આર્યાવર્તને ને પછી યુરોપને લગાડી જોઇશું તો એ ઉભયના સુધારામાંનો જાણીતો ફરક આપણાથી સહજ ગ્રહણ થઇ શકશે. પ્રથમ ધરતી, તો આર્યાવર્તની ભૂમિ એવી ફલદ્રપ કે અલ્પ શ્રમથી મહાફલની ઉત્પત્તિ કરી આપે; વળી ઘણી વખત તો કેવલ શ્રમવિના પણ ફલ આપે. આ ભૂમિ ઉપર વસનાર તે દેવીના પ્રતાપે જગત્માં જીવવાનો જે મહાશ્રમ તેથી તો ઘણે દરજ્જે મુક્ત રેહેતા. સર્વ સમૃદ્ધિનો ભંડાર ભૂમિ તે જ્યારે આવી રીતે સહજસાધ્ય ત્યારે વધારે સમૃદ્ધિસાટે પ્રયત્ન કરવાનો અવકાશજ કયાં ? આમ થવાથી માણસના મનમાંની મોટી ચિંતા દૂર થઇને તેને બદલે વિશ્રાન્તિના કાલને અનુકૂલ વિચાર તેમાં ઉત્પન્ન થવા લાગે. એની સાથે આ દેશની હવા અને ગ્રીષ્મ સમયનો પ્રચંડતાપ એ વિચારતાં પણ એમ નીકલે છે કે ઘણા ગરમ દેશમાં અંગનું બલ નરમ રેહે છે ને ઝાઝો શારીરિક વ્યાપાર બની શકતો નથી. શ્રમ વિના પ્રાપ્ત કરેલી સમૃદ્ધિવાળા દેશમાં હવામાને કરી શારીરિક બલ ક્ષીણ થતાં એશ આરામ અને મનોરાજ્ય વધે એ સ્વાભાવિક છે. હવે ત્રીજી બાબત જોઇએ તો તે ખરેખરી ચમત્કૃતિમય છે. ઉત્તર દિશામાં કોટની પેઠે પડેલો હિમાલય ને તેના હૃદમાંથી દક્ષિણ તરફ ધસી આવતી અગણિત નદીઓ—તેથી લીલાછમ થઇ રહેલા પ્રદેશ—એજ ગિરિરાજનાં સતત હિમથી છવાયલાં, ધવલ–કોઇ કોઇવાર સૂર્યના કિરણથી વિચિત્ર રંગીન શિખરો—સાયાન્હ પ્રાતઃકાલની નવી નવી રોશની—ઋતુઓના ચમત્કૃતિમય ફેરફાર એ મનના વિચારને અને કલ્પનાને મહા પુષ્ટિકર્તા ઉદ્દીપન થઇ પડયાં. આર્યાવર્તના ઋષિઓ સરસ્વતિ અને ગંગા વચ્ચેના પ્રદેશમાં વાસ

કરી રહ્યા, અને આ વિશ્વચમત્કૃતિનું ગાન ગાતા, સર્વ ચિંતાથી મુક્ત થઇ, તે ગાનમાંજ લીન થઈ ગયા કાવ્યશાસ્ત્ર તથા તત્વજ્ઞાનને, ચિંતાથી નિવૃતતા અને બાહ્ય ચમત્કારથી ઉત્તેજન એ સમાન વધારે અનુકૂલ બીજી કોઇ વસ્તુ નથી આ સમયમા રાજ્ય પણ સ્થિર તેથી વળી આ સામગ્રિમા અનપેક્ષિત ઉમેરો થયો વિશ્વચમત્કારમા લીન થઇ ગયેલા ઋષિઓ ડુંગરા એટલા દેવ કરતા કરતા સર્વથી વિરક્ત થઇ પોતાના આત્મામાંજ વિરામ્યા, સર્વ જગત્ પણ તે આત્મમયજ જોવા લાગ્યા એ આત્મજ્ઞાનના નિસીમ આનંદમા તેમણે જે શુદ્ધ માર્મિક અર્થવાલા વચન ગાયા છે તેનો તત્વાર્થ આજ કોઇ વિરલાજ ગ્રહણ કરે છે આત્મધ્યાનના યોગ અને સમાધિના બલવડે તેમણે તાર, વીજળી, આગગાડી, ટેલીફોન વગેરે સર્વ તંત્રની ગરજ સારી લીધી જન્મમરણના વિકટ ફેરામાથી મુક્ત થઇ તેઓ સિદ્ધદશાને પામી ગયા આ સ્થિતિએ પોહોચતા તેમણે આ જગતની તુચ્છતા, પ્રારબ્ધનું બલ અને તત્વજ્ઞાનનું માહાત્મ્ય વારવાર વર્ણવ્યું છે, ને તે વિચાર આજ પર્યંતપણ સર્વ આર્યજનોના કાનમા હૃદયગત વીણાની પેઠે સુસ્વર નાદ કરી રહ્યા છે આ વિચારને આધીન થઈ આર્ય લોકો આ સંસારની દરકાર કરતા નથી, સંસારી સુખનેમાટે ઝટપટ કરતા નથી તેમનું લક્ષ કેવળ હવે પછી જે થનાર છે તે ઉપર દૃઢ છે અને તે ફલથી વિરુદ્ધ એવું કોઇ પણ આચરણ તે ગમે તેટલા અવશ્ય લાભનું આપનાર હોય તો પણ જેની નસમા અસલના ઋષિઓનું લોહી વેહેતું હોય એવો આર્યતો આચરતો નથી આ પ્રમાણે પારમાર્થિક સુખ–મોક્ષ–એજ આપણો ધર્મ અને તે જેથી સધાય એવું આચરણ તેજ આપણી નીતિ

હવે યુરોપની પ્રજાનું પણ થોડું વર્ણન સુકાબલા માટે કરવું જોઇએ સુધારાનું સ્વરૂપ બાંધનાર જે ત્રણ વાત તે આર્યાવર્ત કરતા યુરોપમા ઉલટીજ જણાશે જમીન એવી કઠિન કે તેમા મહાશ્રમથી અલ્પ ફલનીજ આશા, હવા એવી ચડી કે જેથી કરી શરીરની સભાળ લેવામાજ કેટલોક તો કાલ જતો રેહે તેમજ જે કઠિન જમીન તેને ભેદવાના શ્રમમા ઉત્સાહ વધે, ને ત્રીજો વિશ્વાકાર તે એવો એકજ જાતનો કે તેથી મનને વિચારવાને બહુ થોડાજ પદાર્થ મળે આ સર્વ ઉપરાત તે દેશની

શુરૂઆતની સ્થિતિમાં રાજ્યની અવ્યવસ્થા અને નિરંતર મારામાર એ પણ કોઈ રીતે તત્વજ્ઞાનીને અનુકૂલ વાત નથી. જ્યારે ખાવા પિવામાં, શરીર સાચવવામાં, ને ધન ધાન્યનું રક્ષણ કરવામાં કાલ ગુજરે ને વળી જ્યારે બાહ્ય ઉદ્દીપનનો અભાવ હોય ત્યારે તેવા દેશમાં કેવા વિચાર ને યોજનાઓ પેદા થાય એ વિચારવું સહજ છે. પ્રથમ તો પોષણને માટે જેમ તેમ યુક્તિ થાય તેવા શોધ કરવા જોઇએ; પછી યુધ્ધસામગ્રિ તૈયાર રાખવી જોઇએ; ને શારીરિક બલ સાચવવું જોઇએ. કુદરત સાથેના આ ક્લેશમાં પડેલા લોકનાં મત ભૌતિક સમૃદ્ધિ ઉપરજ એટલે સુધી લાગી ગયાં કે તે સમૃદ્ધિ નાશવાન છતાં પણ, તેમાંજ પરમાર્થ માનવા લાગ્યા. એટલી ભૌતિક સમૃદ્ધિ તેમણે આજપર્યંત પ્રાપ્ત કરી છે કે તેઓ આજકાલ બાહ્ય વિશ્વના રાજા છે. એમના આવા સમૃદ્ધ દેશમાં ધર્મવિચારનો એક કણ પણ ઉત્પન્ન થયો નથી. એ વાતજ ઘણી માર્મિક હેતુવાળી છે કે યુરોપ ખંડમાં જેટલા રાજકીય ફેરફાર થયા છે તેને દશમે હિસ્સે પણ ધાર્મિક ફેરફાર થયા નથી, આર્યાવર્તમાં જેટલા ધાર્મિક ફેરફાર થયા છે તેને દશમે હિસ્સે પણ રાજકીય ફેરફાર થયા નથી. યુરોપનું રાજતંત્ર જેવી અપ્રતિમ ચતુરાઇથી ગોઠવેલું છે તેવુંજ આ દેશનું આત્મજ્ઞાન અપ્રતિમ અનુભવથી નિર્ણિત થયેલું છે. આત્મવિચારનો યુરોપ દેશમાં કોઇ દિવસ ઉપજયોજ નથી. એ દેશનો મોટો ધર્મ ક્રીશ્ચીયાનીટી તે પણ ક્યાંનો ? જો કે ધર્મ આર્યધર્મનીજ નકલ છે એમ કબુલ કરવાને હજુ કેટલાક આનાકાની કરતા હશે તોપણ એટલું તો સર્વને માન્ય છે કે એ ધર્મ એશિયામાં–યાહુદી લોકોમાં–ઉત્પન્ન થયેલો છે, ને આર્યદેશના સંસર્ગથી સંસ્કાર પામેલા–ગ્રીસ દેશમાં થઇને યુરોપમાં ગયેલો છે. આ ધર્મમાં હજુ કોઇ જાણવા લાયક ફેરફાર પણ થયો નથી. એક રીતે બોલીએ તો એમ કેહેવાને સબલ અને પુરતાં કારણો છે કે ભરતખંડ–અથવા એશિયાખંડ–એ સર્વ સુધારાનું ને વિશેષે કરી આખા જગતના ધર્મસ્વરૂપનું વતન છે.

યુરોપખંડમાં ભૌતિક સુખનું એટલું બલ ચાલ્યું કે તેમાંજ મોક્ષ માની ત્યાંના લોકોની નીતિ જુદી તરેહની થઇ. તેમણે ઐહિક સુખ સાધ્ય થાય એવા ઉપાય યોજવામાં ને શોધ કરવામાં કેટલાક એવા પણ

માર્ગ પકડવા માડ્યા છે કે જેથી પારલૌકિક લાભને હાનિ પોહોચી શકે તે દેશનો હુન્નર, કલા એ બહુ ઊત્કૃષ્ટ છે, પણ તેમના જે તત્વજ્ઞાનના પુસ્તક છે ને સર્વ તો ગ્રીસ દેશના પંડિતોને આધારેજ રચાયના છે એમ માનવાને પણ કારણ છે કે કેટલાક ભૌતિક સુખ સાધનાર શાસ્ત્રોનો પણ તેજ દેશમા ઊદય થયેલ યુરોપના તત્વજ્ઞાનમા હજુ નીતિથી ધર્મ ઊપરનો પગલુ ભરવામા આવ્યુ નથી અને જીવ-ઇશ્વર ને જગતની મહા કડિયુ ગ્રથી હજુ તેમણે છોડી નથી એટલુજ નહિ પણ કેટલાએકે તો તે ગ્રથિનુ અસ્તિત્વપણ હજુ પ્રમાણ્યુ નથી, એ દેનાની નીતિના ઊપદેશ તેમનો ધર્મ જે ઐહિક સુખ, તે સાધવાપર હોય છે ને તે એક કરતા વધારે વાર આપણી નીતિના ઊપદેશથી વિરૂદ્ધ નીવડે છે

આપણે કેઇ નીતિએ ચાલવુ એ આ ઠેમણે પ્રશ્ન ઊઠેછે જે આ ભનિટ જ્ઞાનીઓએ પારમાર્થિક ઊપદેશ કરેલ છે એ ધોરણપરજ આપણે જવુ જોઇએ, કેમકે તેમ કરવામાજ આપણું કલ્યાણ, આપણુ સુખ, આપણો ઉદય અને આપણો મોક્ષ સમાયલા છે જે નીતિ હજુ ઘડાઇ રહી નથી અને જે નીતિ માત્ર નાનાવત્, સુખને ધોરણ માની રચાયલી છે તે અસ્વીકાર્ય, અનાદરણીય અને અશ્રેયસ્કર છે એમ નિ સદેહ છે

ધર્મ ને નીતિનો આ પ્રમાણે સાધ્યસાધકભાવ સિદ્ધ થાય છે યુરોપ ખડના નીતિશાસ્ત્રમા સત્ય અને અસત્ય, આચાર અને અનાચારનુ ધોરણ શુ એનો વિચાર મુખ્યત્વે કરેલો છે ને તે ઉપર ઘણા પ્રકારના વાદ ઉત્પન્ન થયેલા છે કોઇ કહે છે કે વિદ્વાન્ માણસના શુદ્ધ અત કરણ (conscience) ને જે ખરૂ લાગે તે સદાચાર, કોઇ કહે છે કે જેથી ઘણા માણસોને ઘણામા ઘણુ સુખ થાય એવુ આચરણ તે સદાચાર, ને વળી ત્રીજા મતવાળા કહે છે કે જે સત્ય તેજ સદાચાર પછી તેથી ઘણાને સુખ થાય કે ન થાય આ છેલો વિચાર તે કાઇક આપણા વિચારને મળતો આવે છે પણ તે વિચાર હજુ એટલો અપૂર્ણ અવસ્થામાં છે કે આચારનુ નિયામક જે સત્ય તેનુ સ્વરૂપ યથાર્થ રીતે નિર્ણય થઇ શક્યુ નથી એ સત્યનુ સ્વરૂપ તેમણે ઐહિક સુખમાજ માન્યુ છે, તેથી તે શાશ્વત્ અથવા નિત્ય છે એમ સિદ્ધ થતુ નથી આ વિચાર વૃદ્ધિક્રમવાદ (evolution) વાળાનો છે, ને તે જો તેમના વાદના યથાર્થ પરિણામ સ્વીકારે તો આપણુ ને તેમના વિચારમા થોડોજ વાધો રહે

લાઇ જવો), વેપથુ (શરીરનું ધ્રૂજવું), વૈવર્ણ્ય (મોનો રંગ બદલાઇ જવો) અશ્રુ (આંશુ) અને પ્રલય (મૂર્છા) આ આઠને બીજા હાવભાવાદિક અનુભાવથી જુદા પાડવાનું કારણ એટલુંજ છે કે એ ચેષ્ટાઓ માણસ ઢોંગથી પણ કરી શકે, પરંતુ આ આઠ ચિન્હતો અંતરમાં ખરેખરૂં લાગ્યું હોય તેનામાંજ માલમ પડે. સત્વ ગુણમાંથીજ જે ભાવ ઉત્પન્ન થએલા તે સાત્વિક.

એમાંથી રોમાંચભાવ તો તંત્રીએ પણ એ વિષયમાંજ અનુભાવનાં ઉદાહરણમાં ગણાવ્યોછે. એ ઉપરથી સાફ જણાયછે કે તંત્રીનો વિચાર સાત્વિકને સંચારી કહેવાનો નહોતોજ, પણ નજરચૂકથી તેમ લખાઈ ગયુંછે.

**નવલરામ લક્ષ્મિરામ.**

---

# ત્યાગી સુંદર કવિ.

આપણામાં પશ્ચિમ તરફના લોકની પેઠે કવિઓનાં જન્મચરિત્રો લખી રાખવાનો ધારો ન હોવાથી તેમના સંબંધી યથાસ્થિત માહિતી મળી શકતી નથી એ ખેદકારક છે. જગદ્ગુરૂ શંકરાચાર્ય જેમણે બૌદ્ધમતનું ખંડન કરી વૈદિક માર્ગ ફરી સ્થાપન કીધો તેમના ચરિત્રનો શંકરદિગ્વિજય નામનો ગ્રંથ પ્રાચીન છે, તોપણ તેમાં કલ્પિત બહું ભળેલું હોવાથી આચાર્ય સંબંધી વાસ્તવિક માહિતી આપણને થોડી મલી આવેછે. ભક્તમાલ ગ્રંથમાં હિંદુસ્તાનમાં થઇ ગયલા ભક્ત તથા ભક્તકવિઓનાં ચરિત્રો વર્ણવવામાં આવેલાં છે તેમાં અસંભવિત અદભુત વાતો ઘણી જોવામાં આવે છે.

હાલમાં જે મહાપુરૂષો, ભક્તો તથા કવિઓ સંબંધી તેમના રચેલા ગ્રંથ ઉપરથી કે તેમને વિષે ચાલતી જનવાર્તા ઉપરથી માહિતી મળી આવે તેટલા ઉપરથીજ જે જાણવા લાયક અને બોધદાયક અથવા આનંદદાયક જણાય તે પ્રજાની સમક્ષ મુકવામાં આવે છે. ખરેખરાં જીવન ચરિત્રને અનુભવિ તેમના સંબંધી એટલું જાણવું પણ ઉપયોગી થઇ પડે એમાં સંશય નથી

જેમ આપણી ગૂજરાતી ભાષામા જ્ઞાની, ભક્ત અને કવિઓ થઇ ગયાછે તેમ હિંદી ભાષામા પણ થયાછે એ ભાષા આખા હિંદુસ્તાનમા વ્યાપ્ત હોવાથી તેમા લખાયલા ગ્રંથોથી જેટલા આપણા ગુજરાતી ભાઇઓ જાણીતા છે તેટલા મરાઠી કે તેવીજ કોઇ બીજી આ દેશની પ્રાકૃત ભાષાથી હોય એવુ જોવામા આવતુ નથી આપણામાં સુરદાસ, તુલસીદાસ, કેશવદાસ, ગંગ અને સુંદરદાસ વગેરે કવિઓના નામથી તથા તેમની કવિતાથી જાણીતા એવા કેટલા છે તેનો વિચાર કરેથી એ વાત સહજ લક્ષમા આવશે

આ વિષયને મથાલે જે સુંદર કવિનુ નામ લખવામા આવ્યુ છે તેને વિષે અત્રે લખવાનુ મુખ્ય કારણ એજ કે એ કવિ હિંદુસ્તાનમા પ્રસિદ્ધ છે તેનો રચેલો 'સુંદર વિલાસ' નામનો ગ્રંથ ગુજરાતમા ઠેકાણે ઠેકાણે વચાય છે એ સિવાય બીજા કેટલાએક ગ્રંથ તથા છુટક કવિતાઓ તેણે રચેલી છે તે પણ આપણા દેશમા પ્રસિદ્ધ છે વળી ગુજરાતી ભક્તકવિ બ્રહ્માનંદ—જે સ્વામીનારાયણના મતનો હતો તેણે એજ સુંદરવિલાસ ઉપરથી સેજસાજ ફેરફાર કરી "બ્રહ્મવિલાસ" નામનો ગ્રંથ રચ્યો છે એટલા કારણથી સુંદર કવિની કવિતા તથા તેમા દરસાવેલા વિચાર સબંધી થોડુ અત્રે જણાવવુ ઉચિત વિચારિયે છૈયે

સુંદરને "ત્યાગી" એ વિશેષણ જોડવાનુ કારણ એ કે એ નામનો બીજો એક કવિ આપણા દેશમા પ્રસિદ્ધ છે એ બીજો સુંદર કવિ ગ્વાલિયરનો રહેનારો બ્રાહ્મણ હતો અને તેણે 'સુંદર શૃંગાર' નામે ગ્રંથ રચી શાહજહાં બાદશાહને અર્પણ કર્યો હતો એ ગ્રંથમા સ્વકીયા, પરકીયા ને સામાન્યાદિ નાયકાના લક્ષણ તથા ઉદાહરણ કવિતામા આપ્યાં છે એ ગ્રંથમા સુંદર કવિએ શાહજહાને ત્રિભંગી છંદમા નીચે પ્રમાણે આશીશ આપીછે —

## ત્રિભંગી છંદ.

जब्बलगि भवानी, शिवसेनानी, रवि असमानी, पथनमे;
जब्बलगि सुरगन, गगन उडगन, बरन अठगन, ग्रथनमे;
जब्बलगि पुरदर, हिमगिरि मदर, बानी सुदर, भनि सुखदा,
तब्बलगि रहो चिर, भुव ध्रुव ज्यो थिर शाहिजहा शिरछत्र सदा ॥१॥

ભાવાર્થઃ—જ્યાં લગી ભવાની એટલે પાર્વતી રહે, શિવજી અને સ્વામીકાર્તિક રહે, અને આકાશના માર્ગમાં સૂર્ય રહે, જ્યાં સુધી દેવતાનો સમુદાય રહે, ગગનમાં ઉડગણ એટલે તારાઓ રહે, વાણીમાં આઠ ગણ રહે; જ્યાં સુધી ઇંદ્ર, હિમગિરિ અને મંદરાચલ રહે ત્યાં સુધી આ પૃથ્વી અને ધ્રુવની પેઠે સુંદર કવિ કહે છે કે ચિરકાળ સુધી શાહજહાં બાદશાહને માથે અચલ છત્ર રહો.

એ કવિની કવિતાથી શાહજહાં બાદશાહ એટલો તો પ્રસન્ન થયો કે તેણે તેને મોટું ઇનામ તથા હાથી ઘોડા આપ્યા. પહેલે તેને કવિરાયનું પદ આપ્યું. આ ઉપરથી મુગલ પાદશાહો પણ આપણા હિંદુ કવિઓની કદર પિછાનતા હતા એમ જણાય છે. એ શાહજહાનના બાપનો બાપ જે અકબર તેણે પણ ગંગ અને નરહર જેવા આપણા હિંદુ કવિઓને આશ્રય આપ્યો હતો એવું તે કવિઓની કવિતા ઉપરથી તથા જનવાર્તા ઉપરથી માલમ પડે છે.

વળી સુંદરસૃંગાર વાંચવાથી ઇતિહાસ સંબંધી પણ કાંઇક માહિતી મળી આવે છે. રાણોસંગ એ જેમ હમીરસિંહ થકી છઠો પુરૂષ હતો તેમજ તેને પાછળથી યુદ્ધમાં હરાવનાર બાબર એ તૈમૂરલંગ થકી છઠો પુરૂષ હતો. આટલીજ વાત જેઓ ઇતિહાસ ઉપરથી જાણતા હોય તેઓને ગ્રંથારંભમાંજ શાહજહાન બાદશાહની પ્રંશસા કરી એક છપ્પામાં તેનાં પૂર્વજોનાં તૈમૂરલંગથી શરૂ કરી જે નામો આપ્યાં છે, તે ઉપરથી તૈમૂરલંગને એશિયાખંડમાં અમીર તૈમૂર કેહતા તે, તેમજ બાબરના બાપનું નામ ઊમરશેખ અને તેના દાદાનું નામ અબુસૈદ વગેરે જેવું કાંઇક વિશેષ જાણવામાં આવે તેમ છે. આ ગ્રંથ આખા હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ છે અને કવિ હીરાચંદના શબ્દમાં બોલીએ તો અમીર પસંદ છે; તેમજ તે શાહજહાન જેવા મોટા પાદશાહને અર્પણ કરવામાં આવેલો છે એ બાબતમાં કાંઇ પણ શંકા જેવું ન છતાં આ દેશના ઇતિહાસમાં એ સંબંધી કાંઈ પણ ઇસારો કરવામાં નથી આવ્યો એ વિચાર કરવા જેવું છે.

જેમ સંસ્કૃતમાં શૃંગારશતક અને વૈરાગ્યશતક એ બન્ને ગ્રંથ એકજ ભર્તૃહરિ નામના કવિએ રચ્યાં છે તેમજ સુંદરશૃંગાર અને સુંદરવિલાસ એ બન્ને એકજ સુંદર કવિના બનાવેલા છે એવું કેટલાએક ધા

રે છે પણ ખરેખર તેમ નથી એ બે ગ્રંથના કર્ત્તા બે જુદાજ પુરૂષો છે તેમને મેહેલથી ઓળખાવવાને માટે આપણે સુંદરશૃંગારના કર્ત્તાને "રાગી સુંદર" અને સુંદર વિલાસના કર્ત્તાને "ત્યાગી સુંદર" એમ કેહેવું સયુક્તિક જણાય છે

રાગી અને ત્યાગી બન્ને સુંદર કવિઓ એક કરતા વધારે રૂપે એક બીજાના સબંધમા આવી ગયલા હોવાથી બન્નેને એક લેખી બેસાડવામા ન આવે એવા હેતુથી, તેમજ રાગી સુંદર કવિ વિષેની માહિતી ઇતિહાસ તરીકે કાંઇક ઉપયોગી જેવી જણાયાથી અત્રે આપવામા આવી છે તે નિરર્થક ધારવામા નહિ આવે એમ અમે ધારિયે છૈયે

ત્યાગી સુંદર કવિ મેવાડ દેશના વાસી અને દાદૂપંથી હતા ગુરૂદાદૂના પંથમા વિચારસાગરના કર્ત્તા નિશ્ચળદાસ તથા સુંદરવિલાસ તથા જ્ઞાનસમુદ્ર વગેરેના કર્ત્તા સુંદરદાસ એ મોટા પ્રખ્યાત ગ્રંથ કર્ત્તા સાધુ થઇ ગયા જેમ સ્વામીનારાયણના પંથની વૃદ્ધિના મુક્તાનંદ, પ્રેમાનંદ, અને બ્રહ્માનંદ વગેરે સાધુઓ સાધન રૂપ હતા તેમજ ઉપના બે સાધુઓ દાદૂપંથની વૃદ્ધિના સાધન રૂપ હતા અષ્ટ સખાઓથી શ્રી વલ્લભાચાર્યના મતને પણ કાંઇ ઓછું ઊત્તેજન નથી મળ્યું (અપૂર્ણ)

**તંત્રી.**

---

## હરિહરાષ્ટક.

૪ દોહરો.

કરે રમાધવ ભાસકવિ, કને વસી કરિ પ્યાર ॥
તથા સદાશિવ મુજકરો, નેક નવીન વિચાર ॥ ૧ ॥

મોતીદામ છંદ ગતાગત.*

રમાધવ લાભ કરે કવિભાસ, રચાવિ નવીન કને વશિદાસ,
સદાશિવ નેક નવીન વિચાર, સભાવિક રેક ભલા વધ માર ૧

*એટલે સવળા વચાય, અને અવળા પણ વચાય તેના અર્થ આપેલાછે

અર્થ—જે લક્ષ્મીનો ધણી છે તે મને કવિના પ્રકાશનો અથવા કવિની ભાષાનો લાભ કરો, દાસની કને વશીને નવીન રચાવીને તે લાભ કરો, 'અને સદાશિવજી કામદેવનો વધ કરનાર તે અકલ નવા વિચાર સ્વાભાવિક પ્રત્યક્ષમાં અથવા રોકડા ભલા કરો.

કરે હરિ માલ ખરેજ નવીન, કને તર કીમત ઉરધ કીન;
નદીધર ઉતમ કીરત નેક, નવી નજરે ખલ મારિ હરેક. ૨.

અર્થ—"કરે" "એ ક્રિયાપદ પહેલા ચરણમાંથી લેવાય છે" તે હરી ખરેખર મારી કવિતામાં નવો માલ કરે, જેની કને કીમત તર છે, તેજ ઉંચો અથવા ચડતો દહાડો કરે, અને ગંગા નદીના ધરનાર મહાદેવ નેક કીરતીવાળા જેણે નવીન દ્રષ્ટિથી એટલે ત્રીજી દ્રષ્ટિથી હરેક દુષ્ટને મારીને નેક કીરતી કરી છે.

વડા જદુવંશજમાં ખરિવાત, વરાકર શંખ સુણું ગતિદાત;
તદાતિ ગણું સુખ શંકરરાવ, તવારિખમાં જશ વંહુ જડાવ. ૩

અર્થ—જાદવ વંશજોમાં પ્રભુ મોટા છે, તે ખરી વાત છે, જેના વડા અથવા મોટા હાથમાં શંખ છે, તેને સદગતિનો દાતા સાંભળું છું, (શાસ્ત્રોથી) અને ઇતિહાસમાં શિવની કીર્તી જડાવ વંહુ છું, ત્યારે અતિશે શંકર રાજાની તરફનું સુખ ગણું છું.

ન વીખ દુવારમતી પુરિરાજ, નવીન શશી સુર દાખિ છટાજ;
જટા છબિદાર સુશીશ નવીન, જરારિપુ તીમરવા દુખવીન. ૪

અર્થ—ઝેર એટલે અદેખાઇ વગરની દ્વારિકા પુરીના રાજા કે જેની છટાજ એવી છે કે તેણે કરીને નવા•તાજા સૂરજ અને ચંદ્રની છટાને દાબી દીધી. મહાદેવજીને માથે નવી છબીદાર સારી જટા છે, અને તે બુઢ્ઢાઇના શત્રુ છે, મતલબ કે જરાપણું તેનામાં આવતું નથી. અને અંધકાર અથવા અજ્ઞાનના પવનના દુઃખ (વિના) રહીત છે.

સહાય પ્રિયા થઇ સાગર પુત્રિ, સવારિ કરી સુ સહાજશી સૂત્રી;
ત્રિસુળ જ હામ સુરી કરી વાસ, ત્રિપૂર ગસાઇ થયા પ્રિય હોસ ૫

## તપ્તાસંવરણ નાટક.*

### સ્થાન-રંગભૂમિ.

### દોહરો.

બ્રાહ્મણ-સહુ વિધિ સહુની કામના, પૂરણ કરે દયાળ;
જેમ સુદામા વિપ્રને, ક્ષણમાં કીધો ન્યાલ—૧.

[નટ ને સૂત્રધાર આવે છે ને બ્રાહ્મણ જાય છે.]

સૂત્રધાર—(નટને) કહો આજ કયું નાટક કરિયે ?

નટ—આજ તો શ્રી નિવાસદાસકૃત તપ્તાસંવરણ નામનું નાટક દેખાડો અને નાટક કરવાથી શા શા લાભ થાય છે તે પણ કહો.

સૂત્રધાર—શું તમે નથી જાણતા-પ્રથમ મનરંજન કરવાનું એ એક ઉત્તમ સાધન છે. બીજું નાટકકાર વખતે વખત પોતાનાં રૂપ, વાણી અને સ્વભાવ બદલી શકે છે, તેથી કરીને રાજાલોકોને એનો અભ્યાસ કરવો અતિ આવશ્યક છે.

નટ—એ ઠીક; પણ અમણાં તો આ દેશમાં કોઈ ભલો માણસ નાટક કરે તો તેની લોકોમાં બહુ ચર્ચા થાય છે.

સૂત્રધાર—હાલ તો ખરેખર એમજ છે. પણ પેહેલાં એમ નો હોતું; કેમકે તેમ હોત તો કાલિદાસાદિ મહાકવિ નાટકો ન રચત અને નાટકની ઉત્તમ કાવ્યોમાં ગણના ન થાત-દેશાંતરમાં તો એનો હાલમાં પણ પ્રચાર ઘણો છે. પરમેશ્વર કરે ને અત્રેના લોકો પણ એના આનંદના ભોગી થાય.

નટ—ઠીક; ત્યારે હવે પ્રારંભ કરો, વિલંબ શાને જોઇએ ?

---

*આ નાટકના ત્રણ અંક સન ૧૮૭૪ ના આગસ્ટથી ડીસેમ્બર સુધીમાં બુદ્ધિવર્ધક ગ્રંથમાં અમારી તરફથી પ્રકટ થયા હતા, ને તે ગ્રંથ બંધ પડવાથી એપણ અધુરું રહ્યું હતું. કેટલાક મિત્રોએ તે પૂર્ણ છપાવવાની ઇચ્છા બતાવી, તેથી આ માસિકદ્વારે પ્રકટ કરવું ઉચિત ધાર્યું છે. એ ભાષાંતર છે.

તંત્રી.

## અંક ૧લો

### સ્થળ—લતામંડપ.

[તમા સખીઓ સમેત બેઠી છે]

તમા—સખી! આજ મારા રોમાંચ કેમ ઉભા થાય છે?

ચંદ્રકળા—રાજકુમારી! એ આ ઋતુનો મહિમા છે

ચંપા—જુઓ! વૃક્ષોને લપટાયલી લતાઓ કેવી શોભે છે?

છબિલી—૫પૈયાનું પીયુ પીયુ તો જાણે મારા મનને હરણ કરે છે

મોહની—ને આમાની લીલી લીલી લતાપર કોયલ કેવી કલરવ કરે છે

તમા—(છબીલીને) સુંદરી પુષ્પ વીણીને હજી આવી નહિ જા ફુલ વીણી રહી હોય તો બોલાવી લાવ [છબીલી જાય છે]

તમા—(ચંદ્રકળાને) થોડા દિવસ થયા કોણ જાણે શું થયું છે! જે

દોહરો.

ગઈ ચપળતા ચરણની, ખેલ ઉપર નવ ભાવ,

કોણ હરે નિત મુજ કહો, એનો ભેદ બતાવ-૨.

ચંદ્રકળા—પ્યારી સંદેહ ન કર, તારી કટિ, છાતીએ, ચપળતા નેનોએ અને રમત તરૂણાઈએ ચોરી લીધી છે [છબીલી આવે છે]

છીબલી—(તમાને) સુંદરી અમણા આવે છે

તમા—તું ગઈ ત્યારે શું કરતી હતી?

છબિલી—શું કહું!! એક હાથમા ફુલછાબ અને બીજે હાથ છાતી પર ધરી એક વૃક્ષને આધારે ચિત્રપૂતળીની પેઠે ઉભી હતી દેહની શુદ્ધિ નહિ ને અલકલટ વિખરાયલી એવી એકી નજરે ટકટક જોઈ રહેલી હતી [એટલામા સુંદરી આવે છે]

તમા—(સુંદરીને) આજ શી વીતી તે કહે

સુંદરી—બીજું તો કાંઇ નહીં, પણ ફુલ વીણતી વખત એક કાંટે તો લાગ્યો હતો

ચંદ્રકળા—(હસીને સુંદરીને) મેં એક ઉડતી મરખી વાત સાભળી હતી કે અહીં એક એવો રાજકુમાર આવ્યો છે કે જેના દર્શનથી પથ્થરનું

**ચદ્રકળા**–( તપ્તાનો હાથ જોઇને ) વાહવા ! શી મેદી શોભી રહી છે, જે પોતાની શોભાથી ઇંદ્રવધૂને પણ લજાવે છે

**સુદરી**–અલી જો તો ખરી ચપાના રગપર પચરગી લેહેરે એવી ખુલી છે કે જાણે શોભાના સમુદ્રમા લેહેરો ઉઠી રહિ હોય હાય ! આ જોબનનો બ્હાર જોવાવાળો હમણા કોઇ નથી

**સવરણ**–( સ્વગત ) આ મુગ્ધાના મદહાસ્યમા કેવી અલૌકિક શોભા જણાય છે ?

**ચંદ્રકળા**–સુદરી, તારો કટક હજી નિકળ્યો કે નહિ, ?

**સુદરી**–નહિ, ઊલટો ખટકે છે

**સવરણ**–( સ્વગત ) આહા ! એના ઝુલવામા તો ઘણો આનદ રહેલો છે શી કુમારીની કટિની લચક, હીચોળાની મચક, ચુડલાનો ખળકાર અને કકણનો ઝનકાર એ મરવે મારા મનને હરણ કરી લેછે,

**મોહની**–( તપ્તાને ) બસ, હવે હીચી ચુકી અહિ આવ. એવુ ન થાય કે કઇ કમરમા ચસક આવી જાય [તપ્તા હીચકાપરથી ઊતરે છે]

**તપ્તા**–અલી, જુઓ તો ખરી ! આ હરણના બચ્ચા કેવા કલ્લોલ કરે છે ? કદી આમતેમ ફાળ ભરેછે, કદી ઘાસ ચરેછે ને હમણા પાણી પીવાને ડોક નીચી કરી છે કોઇ પ્રકારે એને પકડવા જોઇએ

[તપ્તા સખીઓ સમેત જાય છે અને આગળ સવરણને જોઇ ખચાય છે]

**છબીલી**–( હોઠપર આગલી ધરી ) આ કોણ છે ? હાય ! ઘણી શરમની વાત છે એણે હમારી સઘલી વાતો સાભળી હશે

**મોહની**–હા, બેન, લાજ તો મોટી છે, પણ એવો સુદર રાજકુમાર પણ ભાગ્યબળથી દેખવામા આવ્યો છે

**ચદ્રકળા**–સખી, એની શોભા તો આખા જગતમા વ્યાપી રહીછે

**સુદરી**–( તપ્તાને ) મારાપર આમ ઝઝુમી શુ પડે છે ? એવો ઉમગ હોય તો આગળ વધી ગયા

**તપ્તા**–મને શાનો ઉમગ જે આઘી ઊભી રહે, હવા કેમ રોકે છે ?

**સુદરી**–કા, તમને પણ હવા લાગી ગઇ કે શુ ?

[ તપ્તા ચકિત થઇ રાજાભણી જોઇ મિઠી મમારે છે]

ગજા હસીને જમણે હાથે પાઘડી માથાપર ગોઠવેછે

**તસ્મા**–સખી, આજ કોણ જાણે મારાં કેવાં પુણ્યનો ઊદય થયોછે જે–

**સુંદરી**–જે આ મોહની રૂપના દર્શન કીધાં.

**ચંદ્રકળાં**–( તસ્માનો હાથ ઝાલી ) ચાલો, હવે કાલ પાછાં આવશું.

**તસ્મા**–શું ! હવે ચાલું ? ઠીક ચાલો. [તસ્મા સખીઓ સમેત જાયછે.]

**સંવરણ**–અરે ! મન હવે કાં વિકળ થાય છે ! પ્રીયા આવી ત્યારે તો તેં બોલવા પણ ન દીધો. હવે એક એક પળ વરસ વરસ જેવડી વીતે છે. કાલસુધી કળ કેમ પડશે ? [નેપથ્યમાં જાય છે. પડદો પડેછે.

---

## અંક ૨જો.

### સ્થળ—લત્તામંડપ.

[સંવરણ આવે છે.]

**સંવરણ**–ઓ પ્રાણપ્યારી ! હજી સુધી ન આવી. હાય ! હવે હું શું કરૂં ! અરે ! પ્રાણપ્રિયાના રૂપરસથી આ નેત્રોની તૃષા મટાડું તે ઘડી ક્યારે આવશે ? હવે તો ક્ષણમાત્રનો વિયોગ પણ અસહ્ય થઇ પડ્યો છે. પ્રીયા આવે એટલામાં પુષ્પોનો હાર બનાવી લઊં કે પ્યારીનાં અંગ પર્યંત મારા હાથનો પરંપરા સંબંધ તો થઇ જાય.

[ વૃક્ષને ઓથે બેઠો માળા ગુંથવા માંડેછે. તસ્મા સખીઓ સમેત આવે છે.]

**તસ્મા**–આવો, દહીડાવ બેલીએ એટલામાં (અટકી પડી)

**સુંદરી**–એટલામાં ચંદ્રમાનાં દર્શન થઇ જાય.

**તસ્મા**–(આળસ મોડી) સખી, અમણાં ચંદ્રમાંની શી શોભા છે ?

**સંવરણ**–(સ્વગત) એ વાતોથી એ પદ્મિનીનાં મનમાં કંઇ લેહે લાહોય એમ જણાય છે.

**સુંદરી**–રાજકુમારી, જો પેલો કોણ આવ્યો ?

**તસ્મા**–(ચારે તરફ જોઇને) ચલ, જુઠી.

**સુંદરી**–(તાલી વજાડી) એ એજ.

**તસ્મા**–(વાત ઊડાવી) સખી, હું તો કાલે હરિણનાં બચ્ચાંની પાછળ જઇ બહુ પસ્તાઇ.

**સુંદરી**–એ વાત કંઇ નવી નથી. પેહેલાં રામચંદ્રે પણ હરિણની પછવાડે જઇ વિરહવેદના સહન કરી છે.

તમા-(મોહનીને) જાની, દડી લઇ આનની

[મોહની જાય છે ને દડી લઇને આવે છે

સુવરણ-(પામે જઇને) અમને પણ દડી આપો

તમા-(ધીમેથી) આ મમય તો ખામો છે, પણ બોલવાનો ઉમળકો કયાથી આવે ?

ચદ્રકળા-(સાભળીને) એમા વળી ઉમળકાનુ શું કામ છે ? આવ્યાનો આદર મહુ કરતા આવ્યાછે હવે તો સુવર્ણને સુગધ આવી મળી ચમકે છે શું કરવા ? તમારા બન્નેના મળવાથી બ્રહ્માનુ કલક મટી જશે.

તમા-(લજવાઇને મવરણને) મહારાજ, તમારૂ કલ્યાણ થાઓ

સવરણ-પ્રિયા, મારા, કલ્યાણમા હવે શો મશય છે? એક ખજન કમલસ્થ જોવાથી અમિત લાભ થાયછે, તો મે તો એક કમળપર બે ખ-જન નિહાળ્યા હવે મારૂ કલ્યાણ થવામા શો સંશયછે ?

તમા-(ચદ્રકળાને ધીરેથી) સખી, એ તો મોટા ચતુર છે (સંવરણને) મહારાજ, મારૂ મોટુ ભાગ્ય કે આપના દર્શન થયા તમારા પધારવાથી દીપક વડે જેમ સદન પ્રકાશિત થાય છે તેવી શોભા અહિ થઈ રહી છે

સવરણ-પ્રીયા, જેમ પૂર્ણ ચદ્રમાને જોઇને મમુદ્રને આનદ થાયછે, તેમ તમારા મુખારવિંદને જોઇ મારૂ મન હર્ષિત થાયછે મે મારૂ મન તમારી મુખદેખડામણીપર ઓવારી નાખ્યુ છે હવે ઉચિત જાણો તે કરો

તપ્તા-મહારાજ, હુ પણ મારા મનસુમનની માળા આપનાં ગળામા નાખી ચુકી છુ

ચંદ્રકળા-(હસીને બેઉની ભણી જોઈને)

પ્રીત પરસ્પર કીજિયે, જ્યમ નિશશશિનુ હેત,
ચદ્રવિના નિશશ્યામ છે, નિશવણુ હિમકર શ્વેત-૩

તપ્તા-(ચદ્રકળાને) અલી ગાડી છે કે શુ ! કઈ ભ્રમરને એક કમળથીજ સતોપ થાય છે ? એનો જીવ કોણ જાણે કયાએ ભટકતો હશે

"અમ જેવા એને બહુ, એ સમ અમને એક,
કમળોને રવિ એક છે, રવિને કમળ અનેક"

સંવરણ-વાહવા ? એમજ કહેશો કે

તપ્તા-નહિ તો આ પુષ્પબાગ કોનેમાટે બનાવી છે !

સંવરણ—તમારેવાસ્તે.

તપ્તા—મારેમાટે બનાવી છે તો મને આપી દો.

સંવરણ—લઇને શું કરશો ? દૂરથીજ એની શોભા જુઓ.

તપ્તા—આપવી હોય તો આપી દો. વૃથા મજાક શું કરો છો?

સંવરણ—વાહવા ! એટલી નાનકડીશી વાત પર રીસાયાં, તો માળા પણ તમારી ને હું પણ તમારો.

તપ્તા—મહારાજ, એટલી બધી ચતુરાઇ કયાં શીખ્યા ?

સંવરણ—સંગતનો પ્રભાવ. (અટકીને) મારૂં મન જેમ જળવિના માછલી તલપે છે, તેમ આ સમયે વ્યાકુલ થયું છે. જોઇએ ચકોરને કયારે અમૃત પ્રાપ્ત થાય છે ?

તપ્તા—ધીરજ ધરો. રૂતવણુ ફલ નથી થતાં. કોઈ ગમે એટલો ક્ષુધાતુર હોય પણ બે હાથે નથી ખાતો. (લજવાઇને નીચું જોય છે)

ચંદ્રકળા—(હાથથી ડોક ઊંચી કરી) મનમાં ભાવે ને માથું હલાવે. આજ તીજ છે પછી એથી સારો-તે બીજો કયો સમય આવશે ?

તપ્તા—ચલ, ચુપ રહે. વાતો કેવી કરેછે ?

ચંદ્રકળા—હવે શાની ચુપ રહું જે. બેંદી સમારતી વેળા કંચુકીના બંધ તુટી ગયા અને શરીરને રોમાંચ થયો, ત્યારે હું તે કંઇ વેગળી હતી કે શું ? શી વાતો કરેછે ? પ્રીતિ ને સુગંધ તે કાંઈ છુપાવ્યાં છુપે ?

તપ્તા—તું સમય નથી સમજતી. ઘણી મજાક તે કંઇ સારૂં, કે ? જો મજાકમાં ને મજાકમાં મહારાજ રિસાઈ ગયા. હવે એને મનાવ તો ખરી.

ચંદ્રકળા—મારે મનાવવાની એવડી શી પડીછે? તું કહે તો તારી તરફથી કહિ દઊં ?

તપ્તા—(સંવરણને) મહારાજ, મારો અપરાધ ક્ષમા કરો.

સંવરણ—એક રીતે.

તપ્તા—કેવી રીતે ?

સંવરણ—મારૂં મન મને પાછું આપો.

તપ્તા—એ તો બદલાનો બદલો.

સંવરણ—(હસીને) પ્રિયા, તમારા ઉધ્ધાનમાં આમ્રફળ સુંદર છે.

ચંદ્રકળા—તમે જાણ્યા કંઈ નજર કરી તો.

તપ્તા—નહિં નહિં એ માલ એમનોજ છે.

સંવરણ—(ચોટલા ભણી જોઇને) આ નાગના જોડાને એવુ કેમ માથે ચઢાવ્યું છે કે અમૃતના કલશપર લહેકે છે?

ચંદ્રકળા—(હસીને) શું તમારા મનમાં એને પકડવાનું છે?

તપતી—(મંદ હસીને) હવે રહેવા દો

[માળાનું ફુલના ગજરા લાવે છે

તપતી—(સંવરણના ગળામાં ગજરા પેહેરાવીને) મહારાજ, ફુલની જગાએ પાંખડી છે

સંવરણ—એમ કામદેવના બાણોથી મારૂં હૃદય કાં ઘાયલ કરો છો? (તપતીના ગળામાં પોતાની બનાવેલી માળા પેહેરાવીને) આ ફુલોનું મોટું ભાગ્ય કે તમારા હૈયાના હાર થયા

સહુ સખી—(સાથે ગાય છે)

પદ—રાગકાફી.

મનગમતૂ સુખ મળિયૂ, સજની, મનગમતૂ સુખ મળિયૂ,
આશા ફળિત થઈ બહુ દિનની, ચિત ચિંતા દુખ ટળિયૂ—સજની-૧
મદન રતિની જોડ નિરખતા, સુકૃત સરવે ફળિયૂં—સજની-૨
ધન્ય માસ દિન ધન્ય આજનો, ધન્ય મુહુર્ત આવળિયૂ—સજની-૩
ધન્ય અમે વાંછિત સહુ પામ્યા, ભાગ્ય અમારૂં બળિયૂ—સજની-૪
બલીહારી મારી બ્રહ્માની, એ નિશ્ચય કરિ કળિયૂ—સજની-૫

[અચાનક ગૌતમ ૠષી આવે છે

ગૌતમ—(સ્વગત) હું ગંગાસ્નાન કરવા જાઉં છું ગંગાનો મહિમા કેવો છે કે—

શ્લોક.

यदंभः स्नातानां नरपतिवराणातनुगत
महत्व समाप्तपयसि मिलितचंदनमपि
स्वधूक्षेप्वासक्तान्नयतिच शिवाभूषणविधी
भूजगान् साश्रीमत्पदजानितगंगातिनपति

(આગળ જોઇને પ્રકાશી) આ અહિં રાજા સંવરણ બેઠો છે જુઓ એ કેવો મદોન્મત્ત થઇ ગયો છે? ૠષીઓનો આદરસત્કાર પણ નથી કરતો એના કુળમાં આજપર્યંત એવો કોઈ નથી થયો, એ કારણમાટે હું એને

બ્રાહ્મણોનો પ્રતાપ દેખાડવાને શાપ દર્ણીછું કે જેનાં ધ્યાનમાં એ પોતાનાં તનમનની સુધ વિસરી ગયો છે, તે એને ઓળખશે નહીં.

**સંવરણ**–(દંડવત કરીને) મહારાજ, મારો અપરાધ ક્ષમા કરો. હું બ્રાહ્મણોના પ્રતાપને સારી રીતે જાણું છું. વળી મારી અંતરદશા પણ તમારાથી ગુપ્ત નથી. મેં જાણી જોઇને એ અપચાર કર્યો નથી. અજ્ઞાન પુત્રના અપરાધને માતપિતા ગણતાં નથી. આપ ન્યાયના મુખ્ય આચાર્ય છો તેથી હું પણ પોતાના વિષયમાં આપની પાસે ન્યાયની કાંક્ષા કરૂંછું. હે રૂષીશ્વર! હે મહાત્મા! કૃપા કરો. મને નિરાધારને આપનાવિના અન્ય કશો આધાર નથી. હે તપોધન! તમે એ અપરાધને બદલે પ્રાણત્યાગ કરવાને શાપ દેત તો હું મોટો ઉપકાર માનત; પરંતુ આ દુખ તો ક્ષણભર પણ મારાથી સહન કરી શકાય એવું નથી. હે દયાલ, દયા કરો. (ગદગદ કંઠે પગે પડેછે)

**ગૌતમ**–(પ્રસન્ન થઇ) હે રાજન, મારૂં વચન કોઇપિણ પ્રકારે ફરનાર નથી; પરંતુ તારી દીનતા જોઈ મારૂં મન દ્રવીભૂત થયું તેથી એ વર આપું છું કે તારી પ્રિયા તારાં શરીરને સ્પર્શ કરશે તેજ વખત મારો શાપ મટી જશે અને પરમેશ્વરની કૃપાથી તારી સઘળી મનકામના સિદ્ધ થશે.

[ગૌતમ એક મગથી અને સંવરણ બીજી ગમથી જાયછે.]

---

**એક જન્માંધ,** અત્યંત દરિદ્રી, કુંવારો, વૃદ્ધ બ્રાહ્મણ હતો. તેણે અનેક પ્રકારનાં દુઃખથી કંટાળી પરમેશ્વરને પ્રસન્ન કરવા તીવ્ર તપ આદર્યો. તેથી ઇશ્વિર તેનાપર તુષ્ટમાન થયા અને તેણે કહ્યું કે "તારે ગમે તે એક વર માગ." હવે બ્રાહ્મણ જો "દેખતો થાઊં" એવું માગે તો દરિદ્રતાદિક પીડા એમની એમજ રહે. જો સ્ત્રી માગે તો દારિદ્ર, અંધત્વ અને સંતતીનો અભાવ એ તો જે ગલે વળગેલાં તે છૂટેજ નહિ. તેમજ જો ધન માગે તો અંધત્વાદિ કેડો ન મુકે. ત્યારે હવે કરવું કેમ? એવી ચિંતામાં થોડીવાર વિચાર કરી તે બ્રાહ્મણ હાથ જોડીને બોલ્યો કે "મહારાજ! મારા પૌત્રને રાજસિંહાસનપર બેઠેલો જોવાને ઇચ્છું છું" તેનાં બુદ્ધિચાતુર્યથી પરમેશ્વર પ્રસન્ન થઇ "તથાસ્તુ" કહી અંતરધાન થયા.

"હું, ઘણી ખુશી સાથે તને મહારાજની મુલાકાત કરાવીશ, ને તમારા અપમાનના 'શબ્દો વિસરી જઇશ"–આટલું બોલતાં તાનોજી મનમાં સમજ્યો કે આ કોઇ જેવો તેવો સરદાર નથી.

બંનો જુવાન શિવાજી જે તંબુમાં બેઠો હતો ત્યા આવવા ચાલ્યાં. રસ્તામાં મુસલમાન સરદારની પદવી જાણવાની જીજ્ઞાસા થઇ, તેનો જવાબ મુસલમાન સરદારે એટલોજ દિધો કે "બખત આવેગા જદ અમેરી પ્રુદવી આપકું માલુમ હોગી. અબ કેહેના કુછ રવા નહી હે."

પ્રથમ તાનોજી તંબુમાં દાખલ થયો.

---

## પ્રકરણ ૧૯ મું.

### મહારાજ શિવાજીની મોટી "કચેરી"

શિવાજીની કચેરીમાં જવાનો સમય આવતામાં પ્રાતઃકાળ થયો. પૂર્ણ ઝલઝલાટ મારતો દિનકર પોતાના પેહેરાપર હાજર રહયો ને સર્વને જાગૃત કીધા. મરાઠાઓ થોડા ઘણા જોરમાં આવ્યા કે હવે વખત ઘણો સારો છે. પ્રજારક્ષક સૈન્યના સરદાર ને લશકર સર્વે જરા કચવાયા કે સારો વખત વહી ગયો, ને "અણી ચુકયો સો વર્ષ જીવે" તેમ હવે મરાઠાની માઠી ગ્રહદશાનો વખત ગયો. તથાપિ નવરોજ ને મોતીબેગમ, બંનો ઘણા જોસ્સામાં હતાં, ને તેઓ નરમ પડેલા સૈન્યના માણસને ઉશકેરવાને પૂરતા ઉમંગથી કામ કરતાં હતાં.

મરાઠા સરદારો અવ્યવસ્થિત હતા તે વ્યવસ્થિત થયા. તેઓએ પોતાના લશકરને પાકી હરોલમાં મુકયું; પણ હરીપ્રસાદને પોતાના વેરની ખુમારીની ધુન હતી, ને તાનોજી માલુસરેને મોટી પદવી મેળવવાની આતુરતા હતી તેથી બંનો એક વિચારના થયા નહિ. પણ મરાઠા ગીધ પેઠે તમીતમી રહ્યા હતા કે ક્યારે શબ પડે કે તેને ખાઇ જઇએ. તેઓનો ઉમંગ, તેઓની વંશપરંપરાની વૃત્તિ, તેઓના કામકાજ સર્વ રીતે આશ્ચર્ય પમાડે તેવાં હતાં ને તેમાં તેઓ ચુકતા તો ઘણી મોટી ભુલ કરતા હતા. આ વખત તેઓનો ભુલોનો ભરેલો હતો. જે મુસલમાન સરદાર તેઓની કેંપમાં આવ્યો તેતે ત્રાસ વર્તાવવા એકદમ પેહેલે સપાટે કાપી નાંખ્યો હોત તો ખરેખર અડધી ફતેહ ઘણી જલદીથી મેળવત. પણ ગણીકાના નગરથી મોહિત થઇ તે દાવ ચુકયા ને પાયમાલીમાં જતું આ નગર બચ્યું.

આપણા પેહેલવાન સાથે પાચ જણ તબુમા પેઠા કે પેહેલવાને આ-સપાસ જોઈ પોતાની સલામતી ને શત્રુની રીતભાત તપાસી લીધી મરાઠા લુટારાનો તબુ સોના, હીરા ને રૂપાથી ઝગઝગી રહયો હતો વચોવચ જે સ્થભ હતો તેનાપર ભગવો ઝુડો, જે મરાઠાનુ રાજ્યચિન્હ છે તે ફરફર હવામા ઉડતુ હતુ વચલા સ્થભની બે બાજુએ બીજા ઓરડામા જવાના માર્ગ હતા આવવાનો રસ્તો પશ્ચિમથી હતો દક્ષિણ મુખથી સિવાજીની કચેરી ભ-રાઈ હતી પાચ દશ નાહાના નાહાના સરદારો બેઠેલા હતા, ને બે પેહેલવાન મહારાજના રક્ષણમાટે ભાલા ખુલ્લા મુકીને પેહેરો ભરતા હતા ગામોજી નાયક, શીવાજીની માનો કાકો, જાદોરાવ, ચદરરાવ મોરેનો ખુની રાઘો બલ્લાલ અને કેટલાક માવળા બેઠા હતા તેઓ ત્રણ મુસલમાન સરદાર, એક સ્ત્રી ને એક મરાઠાને સાથે આવતા જોઈ ચકિત થયા આ સરદારો, હવે મુસલમાન સાથે શુ કરવુ તેનો વિચાર કરતા હતા

મુકામ માટેનો તબુ, જે આવી લુટફાટને વખતે પણ ઘણો અચ્છો સણગારેલો હતો તે જોઇને મુસલમાન પેહેલવાનને આશ્ચર્ય લાગ્યુ, ને બા-જુએ થોડીક લૂટનો ઢગલો હતો તે જોઇને તેના મગજમા વેરનો ધુવો ભ-રાયો સુનેરી કસબનો ગલીચો બીછાવ્યો હતો, ને તેપર સુનેરી કસબના ઊંચા કમખીકામથી ભરેલા ફુમટા ઝુલતા હતા મરાઠાની અહ્મદનગરની કેટલીક લુટમાથી જે સારો માલ હતો તે વાપરવામાટે આ, સરદારે પોતાની સાથે રાખ્યો હતો વિછવાની જોડ, તથા સરદારોને માટે ઉત્તમ પાણીદાર ત-રવારોનો ઢગલો બાજુએ પડેલો હતો એક બાજુએ નગારખાનુ હતુ, ને ત્યા બે પેહેરગીરો ચોકી કરતા ખડાજ હતા, ને તેઓની પાસે રૂપાના હાથાવાળા ખજર ને ઘોડેસ્વાર માટેના હથિયાર પડેલા હતા ગામોજી નાયક, પોતાના ડાચામા દોઢમણ પાનસોપારીનો ડુચો ભરીને હલાવ હલાવ કરતા—ને મોમાથી "પચપચ" પીચકારી મારતા—તે વખતનો તેમનો દેખાવ જોઈને બીજા ઉ ભેલા ને ફરતા પેહેરગીરો હમી, બાજુએ મો ફેરવી નાખતા હતા એ ડોસો ગમે તેવો વૃદ્ધ છતા પણ કાળા કર્મ કેમ કરવા તે બતાવી વારવાર શિવાજીને યુક્તિ પ્રયુક્તિથી પ્રસન્ન કરતો તેથી સિવાજી "દાદાજી દાદાજી" શિવાય બોલાવતો નહી, ને ત્યારે વધારે ફુલાઇને ડોસા બીજા હસનારાને કેહેતા કે 'બેટયાનો' આહી જો કોને ત્યાયા અશ માત્ર દેખીન

તુમસ્યાને હોણાર નાંહીં;' ત્યારે એમનો દેખાવ કંઈ વિચિત્રજ થતો હતો. જેની નકલ માત્ર ઉત્તમ શકિતનો વિદૂષકજ કરી શકે. પ્રાચીન રીવાજે પ્રમાણે ડોસો જામો ઊંચી મલમલનો, બારીક બખિયાથી સિવેલો પેહેરતા, માથે સફેત પાઘડી, જે વારંવાર માથાપર બરાબર બેઠીછે કે નહીં તે તપાસતા! તેના હાથપર બંને બાજુએ બાજુબંધતો ખરાજ–જે ભાગ્યેજ દુઃખી અવસ્થામાં આવેલો વૃદ્ધપુરૂષ પેહેરવાને ઇચ્છાવાન થાય. એ ડોસાના મનમાં એવું ગુમાન હતું કે તેના જેવો ઘોડેસ્વાર, ને પેદલ લશકરની સરદારી કરવામાં બીજો કોઈ નથી, તે ખરેખર તેના જેવો "નાઝાબાજી", "બીછવા"નો ઉપયોગ ને "શમશેર"ની લડત કરવામાં તે કાળમાં મરાઠા કે મોગલમાં કોઈજ નહોતો. શિવાજીની બીજી બાજુએ રાઘો બલાલ બિરાજતો હતો. જુવાનીનો જોસ્સો ને કર્મ કરવે અવિચારી એવો આ સરદાર હતો. કાવત્રાંબાજ, વિષયી અને ગોત્રદ્રોહીપણાંથી એ સરદારના મોંપર દેખીતીજ કાળપ આવી ગઇ હતી, તેથી જો કે પોતામાં શકિત છે, પોતે એક મોટો સરદાર છે, પોતાપર શિવાજીનો ચાહ છે તથાપિ તેના પાપી અંતઃકરણને કશાથી કળ ન હોતી. વિષયી એવો કે જ્યાં જાય, પછી તે ગમે એટલી વિકટ સ્વારી હોય કે શાંતિની હોય તો પણ પોતા સાથે બે નાયકાઓ તો ખરીજ. સહવારના નાહાતી વેળા તેલમર્દન આ નાયકાઓ કરે ત્યારે પોતાને જંપ વળે, એવા નિર્લજમાટે વિશેષ શી ઓલખ આપવી? મૂછપર હાથનો હાથ રેહે ને શિવાજીનો વહાલો થવામાટે મિથ્યાપ્રશંસા કરયાં કરે, તોપણ ભોલો, ને દયાળું એટલો હતો કે કોઇએ આર્જવ કીધો તો પાસે હોય તે સઘલું આપી દેવામાં લગાર પણ વિલંબ ન કરે. ધાકાની મલમલ કરતાં સુરતી કીનખાબનો ડગલો પેહેરવાનો એનો શોખ એટલો તો હતો કે બબે હજારનો ડગલો થતો હતો, પણ જો દરજીએ કંઈ ડગલામાં ખામી રાખી તો તેનો જીવ લેવો બાકી રાખતો. ડગલાના સઘલા પૈસા તેની પાસે ભરી લે, ને તે ડગલો કોઈ અંધપંગુને દાનમાં આપી દેતો. ગુલબાર રંગનો ચંદેરી ફેંટો, ને ડોકમાં ઉત્તમ પ્રતિનાં મોતીની માળા પેહેરીને એ આજે બેઠેલો હતો ત્યારે એના મનમાં એટલી ફિકર પણ નહી કે આ બારિક વખતમાં સરદારી કેમ થશે. આમાટે આ તરૂણને "છેલ છબીલો," કહીને વખતે બીજાઓ બનાવતા હતા. દક્ષણમાં ઉગતો પ્રતાપી

સૂર્ય, આ વખતે એક સુદર ખુરશીપર બેઠેલો, ને ઘણા વિચારમા ગુચવાયો હતો જેનો અતિમોટો લોભ, જેની અતિમોટી તૃષ્ણા ભૃષ્ટ થવાની માથે તે ગુચવાય એમા આશ્ચર્ય શુ છે? સિરાજ લોભી, વેહેમી, ઘાતકી, દગાખોર હતો, ને તેના વિચાર તેમાજ ઘુમ્યા કરતા હતા, તેથી આ આવી પડેલા વિઘ્નમાથી કેમ બચાવ કરવો એના વિચારમા તે ગુચવાયા કરતો હતો તે સાડત્રીસ વર્ષનો જુવાન, બાંધી દડીનો, ઉચો, ઝળકતા કપાળ ને નાકવાળો, ઉપસેલી છાતીથી સીનાજોર આજાનુબાહુવાળો હતો કપાળ તસતસતુ ને તેજ મારતુ હતુ રગે શામળો, પણ મજબૂત હતો દ્રઢ હાડવાળો ને જોરસાદાર હતો, છતા આ વેળા તે ગુચવાય તેવી હતી થોડાક મારા સરદારો ચાલ્યા ગયા હતા ને પોતે ઉપડવાની તૈયારીમા હતો તેવામા આ અચાનક સામટો બગડી ગયો પોતાની ભરાયલી કચેરીમા પ્રથમ વાતચીત થઇ હતી કે કેમ કરવુ, ને દાદાજીએ પાછા જવાનો વિચાર બતાવ્યો તે ન રુચવાથી આ વખતે મહારાજ નવો ઘાટ ઘડવા મડેલા હતા દિલપર ઉચી કાશમીરી સાલનો ડગલો પેહેરેલો હતો, ને ટાઢને લીધે તેપર બુટ્ટાદાર સાલ ઓઢી હતી માથે મદીલ બાધ્યુ હતુ, ને તેની જમણી બાજુએ મોતીની સાન સેર કાનને અડીને લટકતી હતી પાઘ બાકો હતો પાયજામો પણ કમખી કોરનો ભરેલો હતો જમણા હાથપર ઘણી લાંબી તરવાર, સોનાના પાણીની મ્યાનમા પડેલી હતી, જે ભાગ્યેજ વાપરવામા આવતી હોય તેવી જણાતી હતી, કેમકે મ્યાનના દોરના બધ મજબુત બેઠેલા જણાતા હતા સિરાજ આ વખતે એટલા તો વિચારમા બેઠેલો હતો કે તેને આસપાસ શુ થાયછે ને કોણ કોણ છે તે જરા પણ સુઝતુ કે જણાતુ ન હોતુ તે માત્ર એક બાજુએ મોહોર અને એક ઘણો ઉચો, પણ પુરતા જવાહીરથી મઢેલો હીરાનો કગલો લુટમા આવ્યો હતો તેજપર એની નજર જયાં કરતી હતી કોઈ કવિ એવી પણ તેથી કલ્પના કરી શકે કે તેના મનમા એવો વિચાર આવતો હોય કે આનુ શુ થશે! ને હજી પણ તેમજ મોટી લૂટની આશા ભગ થવાનો આ વખત નજીક હતો આ વખતે તે નિશ્વાસ મુકતો તેથી તેની મોટી ભરાઉ મુછો સ્વાસના જોરે ઉડતી હતી એ ઉપરથી તેની વૃત્તિ કળી શકાશે

પ્રથમના દરબારમા પેસતાજ એક નાઝરે આપણા પેટેસાનને અટકાવ્યો, કેમકે માલુમ અગાડી નથી હતો

" યોબ, કોણછે, કોની પાસે જાયછે." નાઝાદારે પુછયું.

" કોણરે ? એ કોણ આવ્યું છે ? " જમાદાર જંકોજી જેની ફુંડ ઘણી વધેલી હતી તે ધીમે ધીમે પેટ પંપાળતો અગાડી આવ્યો ને પુછયું "વિંકોજી એ કોણછે ?"

"જમાદાર સાહેબ, એ કોઈ સરદારછે તે આ બાઇ સાથે મહારાજને મળવાને શેહેરમાંથી આવેલોછે." વિંકોજી સીપાઇએ બડા મોટા દબદબાથી જમાદારને સલામ કરીને જવાબ દિધો.

" હું ! એ મ્લેચ્છ માહરાજની હજૂર જવા માંગેછે ? કાયરે તુલા અ-કલ હાય કે નાહી "—જમાદારે પોતાનો ઘાડો ખોખરો અવાજ કાઢી સીપાઇને દમ ભરાવ્યો—"એ કાફર ત્યાં જઇને કંઇ નવું જુનું કરે તો શું થાય તે જાણતો નથી. એ તુરકડો જઇને શું કરશે ?"

નવા પેહેલવાનનું લોહી ઉકલી આવ્યું, તે દરવાજામાં પેસતાંજ આ થતી તકરારથી તેણે તરવાર ખેંચવાનો વિચાર કીધો, પણ પોતે જે કાર્યસર આવ્યો હતો તે કરવાનો પુરતો વિચાર હોવાથી જોસ્સાને દબાવી આ બીજા વિઘ્નને પાછા વાલવાના ઠરાવથી અબોલ રહયો.

પણ આપણા ઇકડે તીકડે મીરચીખાઉની લુલી હાથમાં ઝાલી ન રહી. તેણે આ પેહેલવાનને કોઇ હલકો સમજી પાછી લુલી ચલાવી.

" એ કાફર કોણ લોંડી સાથે લાવ્યો છે ! મહારાજને પોતાની બા-યકા ભેટ આપવા આવ્યોછે કે ? વાહ ! વાહ ! અચ્છી ભેટ લાવ્યા મીયા' સાહેબ ? મીયાં તમે કોણ છો ?"

" તુમેરા બાવા !"—ઘણો ગુસ્સો ચઢવાથી તપી જઇને પેહેલવાને રોષમાં જવાબ દીધો—" અમકું નહી પીછાના સસુર, કયા ટક ટક કરતે ?"

" સેતાન ચપ રહો !" જમાદારે દમામમાં જવાબ દીધો—" બહુ ક-રશે તો હમણા કાપી નાંખી, સુવરને ખાવાને નાંખીશ "

" ખોત લંબા મત કર હરામજ્યાદા ! તેરી મકદુર કયા કે લંબા જાનેકા બિચાર કરે "—આમ કહી પોતાની સમશેર ઘા કરવાને ઉગામી.

" ખામોશ ! ખામોશ !" કચેરીમાંથી અવાજ આવ્યો ને તુરત જાદવરાવની નજર આ તંટાપર પડી હતી તે ઉઠીને દરવાજાપર આવ્યો. તાનોજી એ વખતે કંઈ કારણસર તંબુ બહાર ગયો હતો. શિવાજી, દાદાજી, રાઘો બલાલ તથા બીજાઓ તે શું છે તે જાણવાને આતુર થયા.

"એ શુ તકરારછે દફેદાર ?"—જાદોજીએ પુછયુ

આ વખતે શુ થાયછે તે પેહેલવાન, તેના મે માથી ને તાની બાજુએ ફરીને જોવા લાગ્યા

તાનીની મરજી આ વેળા એમ થઇ આવી કે શિવાજીને જઇને ચકિત કરી તરત મટાડવો, પણ મન મારી ને પાછી ફરી કે "ફરતા ફરતી છાયડી"ના રંગ જોવા

"એ શુ છે તકરાર દફેદાર ?" જાદવજીએ પુછયુ—એ પેણુ મગદાર સાથે તુ વાતચીત કરી હમણા નમાની ખટપટ ઉભી કરેછે? નથી ખબર કે કેટના રોકાણમા પડીને કામ કરવાનુ છે તે ? "વખત વિચારવો" અને કામ કરવુ તે તમે જાણતા નથી મહારાજ કેટલા વિચારમા પડયાછે, ને હવે કેમ રક્ષણ કરવુ તેના ઘોળાળામા પડ્યાછે ત્યારે તમે મારોમાહે લડવાને તૈયાર થાઓછો પરમેશ્વર પાસથી રસ્તો માગ કે આમાથી બચાવે" આ પ્રમાણે પ્રથમ દફેદારને દમ ભીડાવયા પછી પુછયુ — "શી તકરાર છે ?"

"મહારાજ, કઇ નથી આ કાફર મહારાજ હજુર કઇ ભેટ આપવા આવેછે, તે ધણીક રીતે મહારાજને અપમાનવાચક શબ્દથી સીબુનો બોલે છે, તે આ સીનામા કેમ ખમાય ?" પોતાનો જય થયો હોય ને જાદોરાવ પર કઇ અમર થઇ હોય તેમ પાછો ગર્વથી ફુલાઇને બોલ્યો— "મહારાજનો જય થાઓ, પણ આ કાફરને અમવડી કાપી નાખ્યા વગર મને જંપ વળવાનો નથી" પાછુ મો પેહેલવાન તરફ ફેરવી કહ્યુ કે—"કમબખ્ત ! તારા ખુદાને યાદ કર, હવે આ ઘાથી તુ તારા બચ્ચા કચ્ચાને મળવા પામવાનો નથી"—એમ બોલતા તરવાર ઊંચકાય નહી તોપણ ઊંચકી

"સબાવ ! હરામજાદીના ! આજે બચ્યો તો તારૂ નસીબ, પણ એક ઘા ખાલી જનાર નથી" આમ કહી જેવી તરવાર મારવાને પટો કીધો કે વચ્ચે જાદોજીએ હાથ ધરીને તેપર ઘા ઝીલ્યો, નહીં તો દફેદાર પોતાના પૂર્વજ સમીપ પહોચ્યો હોત

"તુમ બચે ! અબ બચનેવાલા નહી. ઓર બચાનેવાલાભી નહી રેહેગા !" આખમા ખુન જમાવી પાછી તરવાર ઊંચકી—

"અમીર બીન ઉમરાવ! તુમ કેહેતે ઉસકા જવાબ દેના બડા મુસ-કીલ નહી, લેકીન તુમ મહારાજ"—

"અરે! જાદોજી, એ શું છે? કોની સાથે ખટપટ કરેછે? અહિંયા લાવ જે હોય તેને"—તુટક તુટક શબ્દમાં દાદાજીએ જાદોજીને બુમ મારી પોતા પાસે બોલાવ્યો.

શિવાજીની નજીક સઘલા જઇને ઉભા. મહારાજને, પેહેલવાન જરા પણ નમ્યો નહી; પણ તે તેના સરદારે સત્કાર કીધો, તે પેહેલવાન કોણ છે તેની સામા ટગર ટગર જોતા મહારાજે વિચાર કીધો કે આ કોઇ ઘણો હિંમતવાન નર છે. તે શામાટે આવ્યોછે, તેનો સર્વથી પેહેલો વિચાર તેને આવ્યો અને મૂળ જાણવાને ઘણો આતૂર થયો.

---

## રમુજ અને વાકચાતુર્ય.

છંદ.

પૃથ્વી એ શૂં છે? ઘોરખોદુ! વદ, ઘોરખોદવાનું છે સ્થાન;
પૃથ્વી એ શૂં છે? ઊંઘણસી! વદ, સુવાતણું સુંદર સ્થળ માન—૧
પૃથ્વી એ શૂં છે? કૃપણ? બોલ તું, કનક ખોદવાની છે ખાણ;
પૃથ્વી એ શૂં છે? નિશાલિયા! કહે, મારે રમવા જગા પ્રમાણ—૨
પૃથ્વી એ શૂં છે? શેઠાણી! કહો, મોજમઝાકેરૂં એ ધામ;
પૃથ્વી એ શૂં છે? કહે સિપાઇ, રણક્ષેત્ર રચવાનૂં ઠામ—૩
પૃથ્વી એ શૂં છે? વિધવા! વદ તૂં, કેવળ મુજ મન એજ મસાણ;
પૃથ્વી એ શૂં છે? વદો રાયજી, મુજ રાજ્યાર્થે અર્પિત જાણ—૪
પૃથવી એ શૂં છે? ગ્રંથકાર: કહે, લખીશ ત્યાં હું તો મુજ નામ;
પૃથ્વી એ શૂં છે? વદ દરબારી! કીર્ત્તિ કમાવાનું છે ઠામ—૫
પૃથ્વી એ શૂં છે? કહે ખારવા! છે મુજ ઘર દરિયામોઝાર;
પૃથ્વી એ શૂં છે? વદ વ્યાપારી, થઇશ કાલ કહેવા તૈયાર—૬
પૃથ્વી એ શૂં છે? આજારી! કહે, મારે મન એ તો નથિ કાંઇ;
પૃથ્વી એ શૂં છે? વદ ધર્મીજન: સ્વર્ગદ્વારમારગ છે ભાઈ—૭

---

☞ આ ચોપાન્યું તેના માલેકને માટે રતનજી નશરવાનજી આંટીઆએ "ગુજરાતી" પીંટીંગ પ્રેસમાં છાપ્યું છે.

# આર્યજ્ઞાનવર્ધક.

વર્તમાન ચર્ચા અને સાક્ષરત્વનો માસિક ગ્રંથ

માર્ચ ૧૮૮૪.

## આર્ય સુધારકોનું કર્તવ્ય.

થોડા અઠવાડિયાની વાત ઉપર બાબુ પ્રસન્નકુમાર ટાગોરનું પૂતળું ખુલ્લું મૂકવાની ક્રિયા વખતે પ્રોફેસર મોનિયર વિલિયમ્સ પશ્ચિમ તરફના તથા પૂર્વ તરફના લોકોના સ્વભાવનું વિવેચન કરતા બોલ્યો હતો કે પશ્ચિમના લોકોમા ઉમંગ, હિમ્મત, દૃઢતા, ખંતીપણું, આત્મમાન વગેરે ગુણો પ્રસિદ્ધ છે, અને પૂર્વ તરફના લોકોમા નમ્રતા, રાજ્યભક્તિ, ઉપરીની તાબેદારી ઉઠાવવાનો ગુણ, સભ્યતા, વગેરે વિશેષ જોવામા આવે છે મને લાગે છે કે આ વિચાર દર્શાવતી વખત એ વિદ્વાને પોતાના મનમા એવું સાધારણીકરણ પણ કર્યું હશે કે ઐશ્વર્ય અથવા સ્વામિત્વ ભોગવવાને અવશ્યના ગુણો પાશ્ચિમાત્ય લોકોમા વિશેષ છે, અને નમત્વ અથવા તાબેદારી કરવાને યોગ્ય ગુણો પૂર્વના લોકોમા ભરવાર છે. આ વિદ્વાન ગૃહસ્થ હાલના હિંગામમા આપણા દેશના જે શત્રુઓએ પોતાનું ખરૂં રૂપ પ્રકાશ્યું છે તેઓની પંક્તિનો ન હોતા, તે હિંદુસ્તાનનો એક ખરેખરો હિતેચ્છુ અને ખેરખાહ છે માટે તેના આ વચનથી આપણા લોકોએ અપમાન લેવાને બદલે એમાથી જે ખરો સાર લેવાનો છે તે ગ્રહણ કરવો ઉચિત છે એકંદરે અને નિષ્પક્ષપાતપણે જોતા એ ગૃહસ્થનો અભિપ્રાય ઘણે દરજ્જે વાજબી છે ઉપરનોજ વિચાર બીજા શબ્દોમા કહી દર્શાવિયે તો પ્રવૃત્તિને પોષણ આપનાર ગુણોનું પાશ્ચિમાત્યોમા પ્રાબલ્ય છે અને નિવૃત્તિને સહાય કરનાર ગુણોની પૂર્વના લોકોમા વિશેષતા છે આ વાત સર્વ દેશ અથવા સર્વ કાળને લાગુ પડે છે એમ કહેવાની મતલબ નથી એક સમય એવો પણ હતો કે જ્યારે આપણા આર્ય લોકો સ્વામિત્વ અને સ્વતંત્રતાના પૂર રંગમા ઘૂમતા

હતા. તેમજ યુરોપિયનો માત્ર થોડાજ સૈકા પેહેલાં દાસત્વનાં બંધનમાં સડયા કરતા હતા, તેમ હાલના સમયમાં પણ આપણા દેશમાં સ્વામિત્વ ભોગવવાને યોગ્ય (કદાચિત રાજ્યપ્રકરણી બાબતમાં નહિ તો ધર્મ વગેરે સંબંધી બાબતોમાં) પુરૂષો હયાત છે અને યુરોપિયનોમાં દાસત્વ ભોગવવાને લાયક પુરૂષો પણ ઘણા પડયા હશે. તાત્પર્ય એજ છે કે **વર્તમાન કાળમાં** આપણા લોકોના **વિશેષ ભાગનું** વલણ નિવૃત્તિ તરફ માલુમ પડશે, અને પાશ્ચિમાત્યોનું પ્રવૃત્તિ તરફ જણાશે. આ વાત જેમ સદગુણોને તેમજ દુર્ગુણોને પણ લાગૂ પડે છે. હરેક સદગુણ મર્યાદાથી બહાર જાય છે ત્યારે દુર્ગુણમાં ખપે છે, અને યૂરોપિયનોમાં તથા આપણા લોકોમાં જે દુર્ગુણ છે તેમાંના ઘણાખરા તેઓના તથા આપણા પ્રવર્તક તથા નિવર્તક ગુણો અનુક્રમે મર્યાદા બહાર જવાથી જન્મ પામેલા છે. યુરોપિયનોમાં જેમ હિમ્મત રૂપી સદગુણ છે તેમ ઔદ્ધત્ય રૂપી દુર્ગુણ છે; જેમ સ્વતંત્રતા રૂપી સદગુણ છે તેમ સ્વચ્છંદપણાંરૂપી દુર્ગુણ છે; તેમનો ઊદ્યોગ રૂપી સદગુણ પોતાની હદ છોડી નિર્મર્યાદ સાહસનૂં રૂપ પકડે એવો ભય રહે છે; તેમની પોતાના પરંપરાના હકનું રક્ષણ કરવાની પ્રશંસનીય પ્રીતિ કોઇ કોઈ વાર એટલે દરજ્જે મર્યાદા મૂકી જાય છે કે જ્યારે તેમને પોતાના હકમાં ખલેલ પહોંચવાનો મિથ્યા શક જાય છે ત્યારે પણ જે પુરૂષને તેવા ખલેલ થવાનું કારણભૂત સમજે છે તેના ઉપર અત્યંત વૈરભાવ રાખે છે; તેઓનું ખંતીપણું ઘણીવાર દુરાગ્રહનું રૂપ પકડે છે; ઔદાર્ય રૂપી સદગુણને લગતા ઉડાઉપણાં રૂપી દુર્ગુણ તેઓમાં પ્રસિદ્ધ છે; બીજી તરફ જોતાં આપણામાં ક્ષમા અથવા વૈર ન લેવું એ સદગુણ કોઇક વાર એટલે દરજજે પહોંચે છે કે આપણા વાજબી હકો ખૂંચાઇ જતા દેખતાં છતાં પણ આપણે પૂરતો પુરૂષાર્થ કરતા નથી,–તેમજ સંતોષ અથવા પોતાની હલકી સ્થિતિનો ખેદ **ન** કરવો એ એક સદગુણ છે પરંતુ આપણામાં તે હદ બહાર જવાથી નિરૂદ્યમ અથવા આલસ્ય એજ નામને પાત્ર થાય છે. મિતવ્યય જેમ આપણો સદગુણ છે તેમ કૃપણતા આપણો દુર્ગુણ છે. અને આ અભાવવાચક (negative) દુર્ગુણો આપણામાં એટલી વૃદ્ધિ પામેલા છે કે આપણા જનસમૂહને જાણે ક્ષયરોગ થયો હોય તેમ જીવનનાં ચિન્હ (યુરોપિયન લોકો સાથે સરખાવતાં) બહુ થોડાં જોવામાં આવે છે. આનાં કારણો શોધવાં બહુ મુસ્કેલ નથી. સેંકડો વર્ષ સુધી પરદેશી લોકો સામે ટક્કર લીધા છતાં પણ

જ્યારે (આપણા કુસંપથી અથવા બીજા કારણોને લીધે) તેઓ વિશેષ બલવાન માલુમ પડયા ત્યારે આર્ય લોકોને તેમને તાબે થવાની ફરજ પડી, અને જ્યારે તાબેદાગી ભોગવવાની ટેવ પડી ત્યારે તેની સ્થિતિના સ્વાભાવિકરીતે ઉત્પન્ન થતા અભાવવાચક ગુણો તથા તેનાજ રૂપાંતરથી ઉત્પન્ન થતા દોષો જન્મ પામ્યા, અને તે ગુણો તથા દોષોને વેદાંત તથા બૌદ્ધ માર્ગોના સિદ્ધાંતોનો ગેરઉપયોગ થવાથી પોષણ મળ્યું નિવૃત્તિ પોતે એક ઉત્તમ વસ્તુ છે પરંતુ તેનો ખરો ઉપયોગ પ્રવૃત્તિને નિયમમાં રાખવાનો છે, કાંઈ સર્વ કર્મથી વિરક્ત રહેવામાં નથી નીચેનો શ્લોક નિવૃત્તિનો ખરો ઉપયોગ સૂચવે છે

प्रिये नातिभृश हृष्येदप्रिये न च सज्वरेत्
न मुह्येदर्थकृच्छ्रेषु न च धर्मं परित्यजेत्

[ પ્રિય વસ્તુ પામવાથી અતિશય (મર્યાદા બહાર) હર્ષિત થવું નહિ તેમ-અપ્રિય વસ્તુથી અત્યંત ખેદ કરવો નહિ (ઇલ્બર્ટ બિલના સંબંધમાં બંગાલાના અંગ્રેજોએ હાલના સમયમાં જેમ કર્યું છે તેમ), ધન સંબંધિ વિપત્તિ આવી પડતાં મૂર્છીત થવું નહિ અને ધર્મનો ત્યાગ કરવો નહીં. ]

તાત્પર્ય કે આ જગતના વ્યાપારથી થતા સ્થિત્યંતરથી મર્યાદા બહાર છકયા અથવા ગભરાયા વગર પોતાની આત્મસંબંધી, પરસંબંધી, તથા ઇશ્વર સંબંધી ફરજોમાં દૃઢ અને નિશ્ચલ મનથી તત્પર રહેવું

હવે જ્યારે પ્રવૃત્તિ તથા નિવૃત્તિ બેઉ મર્યાદા બહાર જવામાં ખરાબી છે ત્યારે સ્પષ્ટ છે કે બેઉનો ખરો ઉપયોગ એક બીજાને નિયમમાં રાખવાનો છે ઉપર કહ્યા પ્રમાણે નિવૃત્તિમર્યાદા બહાર જવાથી આપણા જનસમૂહનો એક પ્રકારનો ક્ષયરોગ લાગૂ થયો હતો, પરંતુ આપણા દેશના ભાગ્યની વાત છે કે એ રોગ અસાધ્ય થાય તે પહેલાં ઇશ્વરે કૃપા કરીને અંગ્રેજના જેવા સ્વતંત્રતાને ચહાનારના હાથમાં આ દેશનું રાજ્ય સોંપ્યું એમના સંબંધથી આપણે આપણી ધર્મ સંબંધી, નીતિ સંબંધી, રાજ્ય સંબંધી અને સંસારી સ્થિતિ સંબંધી આપણી ખામીઓ નિષ્પક્ષપાતપણે જોતાં અથવા બીજી રીતે કહેતાં આપણા ક્ષયરોગની ચિકિત્સા કરતાં શીખવા માંડયું છે અને યદ્યપિ અદ્યાપિ પર્યંત એ રોગને દૂર કરવાવાસ્તે જે મસ્ત ઉપચાર અવશ્યના છે તે લાગુ કરવા પહેલાં તે રોગનાં શાં કારણો છે અને તે કેવા ઔષધોથી દૂર થઇ શકે છે એ વાત સમજવાની અગત્ય છે,

અને આટલું સંતોષકારક છે કે આ બાબત આપણા લોકો ધીમે ધીમે પણ મજબુત રીતે સમજવા મંડયા છે. આપણા રોગનું સ્વરૂપ એ જણાય છે કે જેમ રાજ્ય સંબંધી તેમજ ધર્મ સંબંધી, નીતિ સંબંધી, રૂઢી સંબંધી, સંસાર વ્યવહાર સંબંધી, દરેક બાબત આપણે પરવશતામાં પડેલા છિયે. અને તેમાં પણ ધર્મ સંબંધી, અથવા ખરૂં બોલતાં ધર્મને નામે ચાલતા વ્હેમ સંબંધી પરવશતા બીજા સર્વ સુધારાને આડી આવનારી છે, માટે સર્વેથી પ્હેલો તેમાં સુધારો થવાની જરૂર છે; અને આપણા લોકોનું મુખ્ય ધ્યાન હાલમાં એ વિષયપર લાગેલું છે તે સ્વાભાવિક અને ઉચિતજ છે. આર્ય ધર્મનું તેનાં બાહ્યસ્વરૂપમાં અથવા પેટાંના વિષયોમાં ઐક્ય થવું અશક્ય છે, પરંતુ આટલી વાત તો નક્કી છે કે ખરા ધર્મનું સંશોધન કરતાં જે જે નવા માર્ગ હયાતીમાં આવશે તે સઘળા, જ્ઞાતિભેદ, જે આપણા દેશની ઘણીખરી ખરાબીઓનું મૂળ છે, જે પ્રત્યેક મનુષ્યની જુદી જુદી સ્વાભાવિક શક્તિયોને ખીલવામાં અત્યંત અવરોધકારક છે, અને જે સાંસારિક, ભૌતિક, માનસિક વગેરે બધી બાબતોમાં આપણા દેશને પછાત રાખનાર છે, તેને સ્વીકારશે નહિ. હાલના ધર્મ સુધારાના બે મુખ્ય માર્ગ, જે બ્રહ્મસમાજ તથા આર્યસમાજ તેમણે હાલમાં ચાલતા જ્ઞાતિભેદનો સ્પષ્ટ રીતિયે ત્યાગ કર્યો છે, પરંતુ બ્રહ્મસમાજના થોડાએક જણ સિવાય બાકીનાઓએ માત્ર મન અને વાણીથી તથા ગુપ્ત રીતિએજ ત્યાગ કર્યો છે. કર્મથી અને પ્રસિદ્ધ રીતિયે તજ્યો નહી. પરંતુ જ્યાં સુધી આપણા સર્વ રોગનાં આ મૂળ કારણનો ઉચ્છેદ થયો નથી ત્યાં સુધી પુનર્વિવાહનો પ્રચાર, બાલલગ્નનો અટકાવ, વગેરે સાંસારિક સુધારાઓ કાંઇ પણ જીવ જેવું પગલું આગળ ભરનાર નથી. માટે હાલના સુધારકોની પ્રથમ અને મુખ્ય ફરજ તો એ છે કે આ શુભ કામમાં આસપાસના વ્હેમી લોકોનું ભય રાખ્યા વગર હિમ્મતથી આગળ પડવું. તેમાં પણ જેઓને જુના વિચારનાં માબાપ અથવા પતિન તરફથી દબાણ નથી તેઓએ આ વાતમાં પેહેલ કરવી ઘટે છે. અમારાં છોકરાંઓની શી અવસ્થા થશે એ વાતની ચિંતા રાખવી પણ વ્યર્થ છે, કારણ કે હાલના સમયમાં લાખો જવાનિયાઓ જ્ઞાતિભેદને અંતઃકરણથી ધિક્કારે છે અને ગુપ્ત રીતે પાળતા નથી. પણ માત્ર માબાપ વગેરેનાં દબાણથી એકદમ બહાર પડી શકતા નથી. પરંતુ તે દબાણ દૂર થતાં તેઓથી જ્ઞાતિભેદ તથા તેનાં પેટાંનાં બંધનોનો સમૂહ ઝાઝીવાર સહી શકાવાનો નથી. પાશ્ચિમાત્ય

સ્વતન્ત્રતા સાથે જેઓને એક વખત પિછાન થઇ છે તેઓ તેના સ્વાદથી ઘણી વખત બેનસીબ રહે એ બનવુજ અશક્ય છે મારા વિચાર પ્રમાણે આર્યાવર્તવાસીઓમા જ્ઞાતિભેદના બંધનો તુટવાની જોશભેર શરૂઆત થવાને માત્ર એક જમાનાની વાર છે જેઓને પોતાના સ્વતંત્ર વિચાર પ્રમાણે પ્રસિદ્ધ રીતે અનુવર્તન કરવામા માતાપિતા તરફથી અટકાવ હશે નહિ, અને તેની સાથે જેઓની સ્ત્રીઓને પણ હાલની સુધરેલી કેળવણીનો સ્પર્શ થયો હશે, તેઓ જ્યારે પોતાનુ બળ પૂરતુ દેખશે, એટલે કે જ્યારે તેઓને માલુમ પડશે કે જ્યારે પોતાનીજ પંક્તિના સુધરેલા વિચારના લોકોનો સમુદાય એટલો મોટો થયો છે કે પોતાની જ્ઞાતિની દરકાર કર્યા વગર સુધરેલાઓની એક જુદીજ જાતિ થઇ શકે એમ છે, ત્યારે આ બાબતની ખરી શરૂઆત થવાની આશા રહે છે

સુધારામા મુખ્ય અટકાવ કરનાર જ્ઞાતિભેદવિશે સૂચના બાબત આટલુ લખ્યા બાદ આગળ પર જ્ઞાતિભેદના ફાયદા ગેરફાયદા વિશે સવિસ્તર, વિવેચન તથા પેટાની જે બાબતોમા સુધારો થવાની જરૂર છે તેના પ્રકાર તથા તે સુધારાના ખરા માર્ગ વિશે લખવાની ધારણા છે

**વિઠ્ઠલજી કેશવજી દવે.**

---

## કવિ ભાલણ અને દયારામ.

આપણા લોકપ્રિય, રસિક, મિઠી ગૂજરાતી કવિતાના ઝરણના આદિ માનસરોવરરૂપ 'દયારામભાઇનુ નામ કોણે સાભળ્યુ નહિ હોય—અથવા એ-ગની બાનીથી કોણ અજાણ્યુ હશે ! આપણી ભાષામા કવિતાની શૈલી અથવા તેની રીતિની શાખાના સ્થાપન કરનાર અથવા યુગ પ્રવર્તાવનારમા તેમનુ નામ કઇ ગૌણ પદવી ધરાવે એમ નથી એમની ગરબીઓએ અને શૃગારના પદોએ ગૂર્જર સખીયોને મોહિત કરી છે—અને તેનુ લાલિત્ય અને લાવણ્ય સુદરિયોના મધુર સ્વરમા પ્રતિબિમ્બિત થઇ રહ્યુ છે !

જેટલુ આ કવિ વિષે આપણે જાણિયે છિયે તેનો સહસ્રાંશ પણ આપણને ભાલણ સબધી જાણમા નથી તોપણ આ કવિએ આપણી ભાષાની સારી સેવા બજાવી છે જે કવિતાનો પ્રવાહ ધીર, ગભીર, નિર્મળ અને તેની સાથે લલિત પરિણામ કવિ પ્રેમાનદને હાથે પામ્યો તેનો

પ્રથમ ઠરેતો આ કવિયેજ ચાલુ કર્યો કહિયે તો ખોટું ના કહેવાય. દિગ્ગર્ગિ-
રીની વાત એટલીજ છે કે એના કાવ્યો અને પુસ્તકો જોઇયે તેટલાં પ્રસિ-
દ્ધિમાં આવ્યાં નથી. પ્રશસ્ત સંસ્કૃત ગ્રંથોનું આપણી ભાષામાં લોકપ્રિય
થાય ને એક રસિકરીતે ઉતારવું તેનો પ્રથમ પ્રથા તેમણે ચલાવ્યો—કે જેનાં
કવિ પ્રેમાનંદ અને સામળને હાથે બે ભિન્ન ભિન્ન પ્રવાહ વર્તવા લાગ્યા. પ્રેમા-
નંદ કવિયે પોતાના ગ્રંથોના નમુના તરીકે આ પાટણના કવિના ગ્રંથો લીધા
હોય એમ લાગે છે. તેમજ કદાચ તેના સમકાલીન " પ્રહલાદાખ્યાન " ના
કર્તાનાં લખાણ ભાલણ કવિના દશમસ્કંધેજ આપણા પ્રેમાનંદને પોતાનો
દશમ રચવાને ઉત્તેજિત કર્યો હશે. તેમજ આ શતકના કૃષ્ણોદાસના "સુદા-
મા" એ તેનો "સુદામો." અલબત આ બે કાવ્યો કવિમુકુટમણિ પ્રેમાનં-
દનાં કાવ્યોથી ઉતરતાં છે. પણ કદાચ આ સમયનું પ્રહ્લાદાખ્યાન. તેમ
ભાલણની "કાદંબરી" તેનાં પ્રથમ વર્ગનાં કાવ્યોથી ઉતરે કે કેમ તે હું કહી
શકતો નથી. અલબત આ બે કાવ્યો વાંચતાં આપણને "નળાખ્યાનાદિ" નું
સ્મરણ અને ભાન થયા વિના નથીજ રેહેતું !

તો આવો પ્રતાપી ભાલણ કવિ અંધારામાં રહે તે અફસોસની વાત શું
નથી ? કવિ નર્મદે "ભાલણ વિક્રમશકના શતકના પ્રારંભમાં થયો " કહ્યું છે.
તે સિવાય આપણે વધારે ચોક્સ જાણિયે છૈયે ? ના. નહિજ. તેના "દશમ"
ઉપરથી તે પાટણ તરફનો હતો અને બ્રાહ્મણ હતો તેટલીજ સૂચના થાય
છે. આ "દશમ" ની ગૂ૦ વ૦ સો૦ ના પુસ્તકસંગ્રહમાંની લિખિત પ્રત
સં૦ ૧૭૫૫ માંની છે અને "કાદંબરી" ની સં૦ ૧૬૭૨ ની. તેથી એટલું
તો અનુમાન કરી શકાય કે તે સં૦ ૧૬૭૨ ની તો પ્હેલાં થવો જોઇયે.
"દશમ" કે "કાદંબરી" ની પ્રત સાથેના કાગળ ઉપર લખ્યું છે કે તે ગ્રંથ
સં૦ ૧૬૧૬ માં કવિયે રચ્યો હતો. કવિ પોતાના એમાંથી એકે ગ્રંથને છેડે
પોતાનું વર્ષ આપતો નથી કે કોઇ બીજા કવિનાં નામ કે જે આપણને વિ-
શેષ શોધ કરવાને અને પ્રકાશ મેલવવાને શક્તિમાન કરે ! "દશમ"માં પોતે
ફરિયાદ કરે છે કે કવિતાની બૂજ જાણવામાં ન્હોતી આવતીઃ નિંદક ઘણા
હતા. પણ તે ભવભૂતિનેમાટે—તેવાઓનેસારૂ ન્હોતો લખતોઃ કદાચ કોઇ
આગળ તેવા થશે કે જે તેને વધારે ઓળખશે—વિગેરે મતલબ. આ કાવ્ય
તેનું પ્હેલું જણાય છે—તેની રચના ઉપરથી અને તેની આ ફરિયાદ ઉપરથી.

આ કવિયે બીજા પણ કાવ્ય લખ્યા કહેવાય છે-પણ આપણી જાણમા હજુ તે આવ્યા નથી

દયારામ ભાઇ સાથે આ કવિનુ નામ અહિ લખવાનુ કારણ તો તેટલુજ કે દયારામ ભાઇની "સાભળરે તુ સજની મારી રજની કયા રમિ આવિરે"-એ કવિતા અથવા ગરબી છે ભાલણનુ "દશમ" છુટા છુટા પદથી બાધેલુ છે તેવા પદ ૪૪૧ છે આમાનુ પદ ૧૩૭ રાગ ગોડી છે ને વાચતા તે પદ અને ગરબીમા એટલુબધુ સરખાપણુ જણાયુ કે એક કવિયે બીજાનુ ચોરી લીધુ હોય એમ મને લાગ્યુ દયારામભાઇ જેવા કવિ વિષે એવુ કહેવુ તે બેશક અકાલિક કહેવાય માટે તે વિષય મે મારા મિત્ર રા૦ ગ૦ નવલરામ લક્ષ્મીરામને પણ વિદિત કર્યો- અને અમે બનેએ કવિ નર્મદના "દયારામકાવ્ય" ની પ્રતમાની તે ગરબી સાથે આ પદ સરખાવ્યુ અને ઉપરની કલ્પના વાસ્તવિક અને સબળ અનુમાન થઇ પડયુ એમ અમારાથી માન્યાવિના રહેવાયુ નહિ "દશમ" ની તેમજ "કાદબરી" ની પ્રતના લેખના વર્ષજ દયારામભાઇના સમયથી સો બસે વર્ષ પેહેલાના છે તો ભાલણ કવિયે આ સાર્વજનીક કવિની ગરબી પોતાની કરી લીધી હોય એમ મનાયજ કયાથી? અલબત તે ગરબી અને પદમા ભાષાની સમયભિન્નતાથી જે ફેર કરવો ઘટે તે દયારામ ભાઇયે કર્યો છે-પણ એક બે ઠેકાણે તો તેમણે લથડિયા ખાધા છે અને ત્યા આગળ મૂળ વધારે ઉજ્વળ અને દીપી નિકળે છે એમ આપણાથી કહ્યા વિના રહેવાતુ નથી, દયારામભાઇ જેવા કવિને હાથે આવુ અઘટિત કાર્ય થાય તેના જેવુ બીજુ દિલગીરી ભરેલુ કઇજ નથી ન્યાયની ખાતર અને ભાષાશાસ્ત્રના અભ્યાસકને તેના ઉપયોગીપણાની ખાતરજ મને આ સત્ય પ્રકટ કરવુ પડે છે તેથી કઇ હુ દયારામભાઇને કલકિત કરવા માગતો નથી મને તેમનેમાટે માન છે અને તેમની કવિતા બહુજ પ્રિય છે પણ મારો પક્ષપાત ન્યાયનુ ઉલ્લઘન કરે એ અઘટિત માટે હવે વિશેષ પ્રસ્તાવના કર્યા સિવાય તે પદ અને ગરબી નીચે ઉતારૂ છઉ-તે ઉપરથી સુજ્ઞ વાચનારાઓ યથાઘટિત વિચાર અને અનુમાન કરશેજ પ્હેલીજ અહિ હુ દયારામ ભાઇની કવિ નર્મદના "દયારામકાવ્ય" માથી ગરબી આપીશ અને પછી ભાલણ કવિનુ સ૦ ૧૭૫૫ ની લિખિત પ્રતમાનુ પદ

## ગરબી.

સાંભળરે તૂં સજની મ્હારી, રજની ક્યાં રમી આવીજી,
પરસેવો તને ક્યાં વળ્યો, તારી ભંમર કહાં ભીંજાણી.—સાચૂં બોલોની. ૧

વનમાં હું તો ભૂલી પડી ને, અતીસેં મૂઝાણીજી,
પરસેવો મને તાં વળ્યો, મારિભંમર ત્યાં ભીંજાણી.—સાંભળ સજનીજી. ૨

કાલ મેં તારી વેણુ ગુંથીતી, છૂટી ક્યમ પીખરાણીજી,
એવડી ઉતાવળ શી પડી જે, ઝુલડી નવ બંધાણી.—સાચૂં બોલોની. ૩

કાળો તે ભમરો શિરપર બેઠો, ઉરાડતાં સેર છૂટીજી,
જય ત્યમ કરીને બાંધતાં, વચમાંથી નાડી તૂટી.—સાંભળ સજનીજી. ૪

આ ચોળી અતલસની પેરી, સઈઅરે વખાણીજી.
ચોળીની કસ કહાં તૂટી, તૂં આવડી કહાં ચોળાણી—સાચૂં બોલોની. ૫

હૈયૂં મારૂં દૂખવા આવ્યૂં, વાયે કરીને કાંપ્યૂંજી,
પીડા ટળવા કારણે, મેં કળે કરી દમાણૂં.—સાંભળ સજનીજી. ૬

આવડાં પુષ્પ કહાંથી વાટે, તુજને કોણે આપ્યાંજી,
એવો રંગરસિયો કુણ મળિયો, પ્રેમે કરીને થાપ્યાં—સાચૂં બોલોની. ૭

સૂરજકળાએ હું જાતી હુતી, વાટે મળ્યા વનમાળીજી,
સમ ખાઇને મુને તેણે આપ્યાં, તેની પ્રતિજ્ઞા પાળી.—સાંભળ સજનીજી. ૮

અવળો ચણિયો કેમ પેર્યો છે, જેમ તેમ વીટી સાડીજી,
સજક થઇને સુંદરી હાવાં, વસ્ત્ર પ્હેરોની વાળી,—સાચું બોલોની. ૯

સાથ ના સૈયરે કીધો, ઉતાવળી વેગે ચાલીજી,
અવળો ચણિયો પ્હેરી દીધો, હવે વસ્ત્ર પ્હેરીશ વાળી.—સાંભળ સજનીજી ૧૦

નિકળી હતી તૂં સહુથી પ્હેલી, સાથ અમારો મ્હેલીજી,
પછવાડેથી ક્યાંથી અંબિકા, જઇને તૂં બેઠી.—સાચું બોલોની. ૧૧

નિકળી હતી હું સહુથી પ્હેલી, સાથ સૈયરનો મ્હેલીજી,
વાટે હું ભૂલી પડી ગઇ, ત્યાંહાં જઇ બેઠી વ્હેલી—સાંભળ સજનીજી. ૧૨

કસ્તુરી અંગે મ્હેકે છે, આ વનમા કોણ આવેજી,
સરવે શરીરે તારે વ્યાપી રહી છે, તે કેમ જાયે ઢાકી—સાચુ બોલોની ૧૩
મૃગશલાએ મૃગલો બેઠો, તેને મે જઇ ઝાલ્યોજી,
તેની વાસના મારા અતરમા પેઠી, તે નથી રેહેતી ઢાકી —સાભળ સજનીજી ૧૪
અધુર દંત બેઠા દીસે છે, છાતીએ નખ વાગ્યાજી,
તારૂણી તારા તનડામા પેઠી, કામબાણ ક્યાહા વાગ્યા,—સાચુ બોલોની ૧૫
મધુરા વાયક પોપટ બોલ્યો, તેને મે જઇ ઝાલ્યોજી,
ચચળ ચાચ ભરીને નાઠો, તતક્ષણ ત્યાથી છૂટો—સાભળ સજનીજી ૧૬
સ્યામસુદર તને મલ્યા દીસે છે, તે અંગે તૂ પસરાઇજી,
જે જે પૂછુ તેના ઉત્તર આપે, એ બધિ તુજ ચતુરાઇ—સાચુ બોલોની. ૧૭
જે વારે હરિ મળિયા હોયે, તે વારે નવ જાણીજી,
આજ વારે હરિ મળિયા હોય, કહો તેવા સમ ખાણી—સાભળ સજનીજી ૧૮
મ્હારે એવી પ્રતિજ્ઞા જે, પરપુરૂષ ભાઇ બાપજી,
દાસ દયાના સ્વામીને ભજતા, ભવની ભાપટ જાય,—સાભળ સજનીજી ૧૯

## ભાલણ કવિનુ પદ. ૧૨૭.

### રાગ ગોડી.

કેહેરે મુહને કામ્યની ક્યાહા થી સાહસ ભરાણીજી,
પરશેવો એમ ક્યાહા વળ્યો જે ભમરિ બેઠુ ભીજાણી—સાચુ બોલોની ૧
રાધા કહે ભૂલી પડી વાટ મે નવ્ય જાણીજી,
વનમાહે બેહેની એકલી અતિસે ત્યાહા ઉન્જાણી—સાભલ્ય સજનીજી ૨
આજ વેણી ગુથી હૂતી તે છુટી કીમ વિખરાણીજી,
ઉતાવલ એરડી દેહ શી જે જુડી નવિ બધાણી—સાચુ બોલોની ૩
ભમરો આવીને બેઠો ઉડાડના શિર છુટુજી,
જાલ કરીને બાધતા વચિથી નાડુ ત્રૂટુ—સાંભલ્ય ૪
અતલસની ચોળી નવી સીવડાવી સહીયરે વખાણીજી
તે ચોળીની કસ ક્યાહા તૂટી આવડું ક્યાહા ચોળાણી—સાચુ ૫

માહારૂં હડકડ આવ્યું દૂખના વાય કરીને કાંપુંજી.
પીઠ ટાલવાને મેં ચોલું કરે કરીને ચાંપ્યું-સાંભલ્ય. ૬
ફૂલ આવતાં ક્યાંહા થકાં મારગ કોણે આપ્યાંજી.
એહવો રસીયો કોણ મલ્યો જેણે પ્રીતસહીત કરી ચાપ્યાં.-સાચું. ૭
વાડીથી ઘેર આવતાં સુંદરને અલીયો ત્યાં વનમાલીજી.
સમ દેઈને તેણે આપ્યાં વાયા તેહની પાલી-સાંભલ્ય. ૮
મુખ તંબોલ દીસે ઘણો લાગો છે લોચનજી.
મુખ સરખું અતિ ભાસે છે દીધું છે ચુંબન-સાચું. ૯
નીસરતાં માતાએ મુઝને બીડી લેઈ ખવરાવીજી.
તંબોલ લઈને આંખ્ય ચાંપો ખર ખરવાને આવી-સાંભલ્ય. ૧૦
હાર હઈયે ઉકયો છે કોમલ તાહારૂ તનજી.
જાંણીએ છે જે વાહાલો મલીયો દીધું આલિંગન-સાચું. ૧૧
સ્ફાટિકમાણીની માલા હુતી દીઠી ને મેં લીધીજી.
શીતલ જાંણી હૃદયા ચાંપી તતક્ષણિ નાંખી દીધી-સાંભલ્ય. ૧૨
અધરડંક ક્યાંહાં બેઠા છે શરીરે નખ લાગાજી.
તારુણી તાહારા તનમાહા કાંમ બાંણ શાં વાગાં-સાચું. ૧૩
પોપટ અતિસે મીઠું બોલતો દીઠો ને મેં ઝાલ્યોજી
અધર ડંક નખ દેઈ બ્યહુરો તતક્ષીણ નાહાસી ચાલ્યો. સાંભલ્ય.-૧૪."૧૬"
કસ્તૂરીએ કાહાં અડી પરિમલ અનિ ગંધાએજી.
મે કહીએ દીઠી નથી એહવો આવે વાય-સાચું ૧૫. "૧૩"
શલાએ મૃગ બેઠો હશે હું તાંહાં જઈને બેઠીજી.
દ્રખથકી* તે વાસના માહારા તનમાં પેઠી-સાંભલ્ય. ૧૬ "૧૪,"
ચરણો અવલો કીમ પેહર્યો છેમ તીન વીટી ફાલીજી†
સ્વસ્થ થઈને સુંદરી વસ્ત્ર પેહરો વાલી-સાંભલ્ય. ૧૭ "૯"
સાદ સદ્રિથરે કર્યો ઊતાવલિ અત્ય કરીછ,
છેમ તીમ વીટી નીસરી, હવે પેહરશું ફરી. ૧૮ "૧૦"

---

* દ્રખ-પત્થર. † ફાલી-સાડી.

## તસાસંવરણ નાટક.

### અંક ૩ જો.

#### સ્થળ-વિહારસ્થાન.

[તસા સખીઓ સહીત પ્રવેશ કરે છે.]

તસા-સખી, આ તેજ વન છે. હાય! આજ કેટલા દિવસ વીતી ગયા પણ પ્રીતમે સુધ ન લીધી. રાતના નિદ્રા પણ નથી આવતી કે સ્વપ્નામાં આંખો ટાઢી કરૂં.

ચંદ્રકળા-રાજકુમારી, આમ વિરહના સાગરમાં શિદને ડુબે છે? હૈયા-શોકમાને હૈયાશોકમાં તારી કાયા કરમાઇ ગઇ છે, હોઠ સુકા રહેછે અને આંખો આંસુંથી ભરેલી રહેછે. કોઇ દેખશે તો શું કહેશે?

તસા-(ઊર્ધ્વશ્વાસ લઇને) એ તો હું પણ સમજુંછું, પણ મન મારે વશ નથી. રાત્ર દિવસ તેનાજ ધ્યાનમાં મગ્ન રહેછે. (ડુસકાં ભરેછે)

ચંદ્રકળા-પેલો જુઓ, રાજા તમને યાદ કરેછે.

તસા-ચલ, અમથી કાં મારા જીવને કલ્પાંત કરાવેછે.

સુંદરી-રાજકુમારી, આવો એકએ ચોપટની બાજી ખેલીએ કે તમારા મનને ગોઠે.

તસા-તમારી ખુશી, મંગાવો. [તસા સુંદરી સાથ ચોપટ ખેલેછે.

ચંદ્રકળા-(સુંદરીને) જો એવો દાવ ખેલજે કે જુગ ન તૂટે. એકલી અબળાનો નીભાવ કઠિણછે.

[તસાનાં હાથમાંથી પાસા ને આંખમાથી આંસુ નિકળી પડયાં.

ચંદ્રકળા-જુઓ રાજકુમારીએ કેવી ઝડી લગાવીછે?

સુંદરી-એમા તો ઊલટું દુખ થયું. હવે શું કરે?

તસા- (દોહરો)

સમજાવ્યાં સમજે નહીં, પલક દિયે નવ ચેન;
નીર ભર્યાં તરસ્યાં રહે, અધિક અપૂરવ નેણ—૪

સખી, એ નેત્રોનોજ દોષ છે જે સહુથી પેહેલાં જઇ મળ્યાં. હવે પોતાનાં કરેલાં કૃત્યનું ફળ ભોગવે છે.

સુંદરી-રાજકુમારી, ધભરાવવાથી શું થાય છે? ધીરજ ધરો.

તમા— (દોહરો)

ધીરજ, તન, મન, જ્ઞાન, ગુણ, સહુ ગયા પ્રિયસંગ,
દૃષ્ટિ દામનીસી પડી, ભસ્મ કર્યું સહુ અંગ—૬

ચંદ્રકળા—કમળ ચદ્રમાને પાલવે પડયુ છે જોઇએ હવે શું થાયછે ?

તમા— (દોહરો)

વિછડતાજ વાલમ સકળ, ગયો ઉલટિ સંસાર,
હિમકર, ચદન, ચંદ્રિકા, હવા દેહ દહનાર—૭

સુંદરી—(દુપટ્ટાથી તમાના આંસુ લુછીને) તમારૂં શરીર એટલું દુબળું પડી ગયું છે કે હાથના કંકણ સરકી સરકી જમીનપર પડે છે, આમ કેમ પોતાના શરીર પાછળ વેરણ થઇ લાગા છો ?

તપ્તા—બસ, હવે ઉપદેશનો વખત નથી—હવે તો તમારાથીબને તો વિરહવ્યથા મટવાનો ઉપાય કરો

ચંદ્રકલા—એ તો ઠીક, પણ ઉપાય તે શું કરિયે?

તપ્તા—હું એક પ્રીતિ પત્રિકા લખુ છુ તે પ્રીતમની પાસે પહોચાડવી

સુંદરી—વાહવાહ ! વિચાર તો ઠીક કીધો પણ સ્વપ્ન અને મૃગજળના તરંગપર આશા બાધવી એ ઠીક નહીં વિચારતો કરો તેના મનમા તમારાપર-કંઇપણ પ્રીતિ હોય તો આમજ ચાલ્યો જાય?

તપ્તા—ચલ, એવી વાત ન કર કઇ એક હાથે તાળી વાજી છે? તેની પ્રીતિમા તો સદેહ સરખું છેજ નહીં, પણ કોણ જાણે શું એ ભેદ પડયો હશે ? ( મોહનીને ) જા મારો સદૂક લઇ આવ

[ મોહની જાય છે અને સદૂક લઇને આવે છે

ચંદ્રકળા—કેમ ત્યારે શો વિચાર કીધોચ ?

તમા—એ કે તેતો મારા અતરમા આવી વસ્યો છે કાગળ કોણ વાચશે?

સુંદરી—વારૂ પ્રતિબિંબ કોણ પકડી શકે છે ?

તમા— ( સાખી મરાઠી—ચાલની )

કાગદ ભીંજે નયનજળે, કર, મસિ લેતા કંપાય,
વેરી વિરહ વસે ઘટ ભીતર, લખવા દે ન લ્યાય—૮
પત્ર લખતા કંપે છે કર, નિરે ભગયે નેણુ ?
કોરો કાગળ કરમા ગખી, મુખથી કહેજે વેણુ—૯

ચંદ્રકળા–તમારાથી શું લખાવવાનું છે? લો તમે બોલતાં જાઓ ને હું લખતી જાઉં.

તસા– ( દોહીરો )

ચતુર શિરોમણિ પ્રેમનિધિ, મુજ ચકોરના ચંદ,
ક્યારે દેશો નયનને, દર્શન થકિ આનંદ–૧૦
મળવા તલપે મન અધિક, વદન નિરખવા નેણ!
શુણવા આતુર શ્રવણ છે, વાલમ તારા વેણ–૧૧
તમવણ એટલિ કો કરે,? દયા દયાળૂ નાથ!
જાણિ એકલી મુજને, ગયા રાખિ દુખ સાથ–૧૨
કહેવી, સુણવી છે નહીં, વાંચી, લખી ન જાય!
નિજ મનપરથી પરખજો, મુજ મનતણી વ્યથાય–૧૩

ચંદ્રકળા–હવે આ પત્રિકા કોની સાથે મોકલશો?

તસા–કોને બતાવું ? એમ તો જેને કહું તે લઇ જાય. પણ વાટ કે નાથી જોવાય એમ છે? અહિંતો વિરહથી એક એક ક્ષણ કલ્પ કલ્પ જેવડી વીતે છે. મારો વિચાર છે કે હું પોતે જોગણ બની પ્રીતમને ખોળવા જાઉં.

સુંદરી–જગદીશનું ભજન કરો, એવી વાત તે કંઇ થાય? જો એમ કરશો તો અમે સખીઓ એ ભેખપર અમારા પ્રાણ ઓવારી નાખીશું.

તસા–

સજની મન તો એક છે, એ ન હવાં દશ વીશ!
તે વાલમમાં જઇ વસ્યું, કોણ ભજે જગદીશ–૧૪

જે ભાગ્યમા લખાયુ તે સહુને ભોગવુંજ પડેછે. તમે મારી પ્રસન્નતામાં પ્રસન્ન હો તો મારી વાત તોડી ન પાડો.

ચંદ્રકળા—એનેજ રાજી રાખો—હું એમની સાથ જઇશ.

[તસા સખીઓ સમેત નેપથ્યમાં જાયછે. પછી તસા વીણા લઇને અને ચંદ્રકળા કરતાલ લઇને જોગણને વેશે આવેછે. ]

તસા–( વીણા વજાડીને રાગ બેહાગ ગાયછે અને ચંદ્રકળા કરતાલ બજાવેછે )

રાગ—કાફી

જગાવે મુજ મનમાહી અનંગ—ધ્રુપદ

• જાણી એકલી મુજને ડરાવે, અવનવા એના ઢંગ—જગાવે-૧
ચપળાકેરી ચમક નિરખતા, ઉપજે ઉરમા ઉમંગ—જગાવે-૨
દરશન આવે સમે જો પામુ, જન્મ ન છાડુ સંગ—જગાવે-૩

ચંદ્રકળા—પેલા જુઓ કાગ બોલ્યા રાજા આવતા હશે

તમા—( કાનદઈ )સખી, કોઇના પગલા તો વાજેછે ખરા

ચંદ્રકળા—પરમેશ્વર કરે ને કંઇ તમારો ચિત્તચોર આવી જાય

[ સવરણ આવે છે ]

સવરણ—આહા ! આજ તો મારી પ્રીતિએ પ્રીયાના મનમા પ્રવેશ કર્યો જણાયછે

તમા—(ભડકીને) અલી ! એ કોણછે ? હુ તો એને ઓળખતી નથી

સવરણ—ઠીક, જો હુ પણ જોગી બનીને આવ્યો હોત તો તમે ઓળખત

તમા—તમે ક્યાનુ ઓળખાણ કાઢોછો ?

સવરણ—અહીંનુજ ખેદહાડાપરની વાતછે તમે મારા હૃદયની પ્રીતિરૂપ લતિકાને વાણીરૂપી રસનુ સિંચન કરી કરીને વધારી—હવે શુ એને શુકાવવા ચાહોછો ? નહિ, એ મજાકની વાત જવાદો

તમા—મજાક કેવી ? એમ જુઠુ આળ ચઢાવવામા શુ કાંઇ તમારા હૃદયમા આવેછે ?

સવરણ—જુઓ તમે પોતાને હાથે આ પુષ્પમાળા મારા ગળામા પેહેરાવી છે

તમા—શુ એપર મારૂ નામ લખેલુ છે ?

સવરણ—તમે સખીઓ સંગાથે મૃગ પકડવા ગયાતા ત્યારે પાછા ફરતા તમારૂ વસ્ત્ર ગુલાબની ડાળીમા ભરાયુ તે તમને યાદ છે કે નહી ?

તમા—એ તે શી નવી વાતછે જે યાદ હોય ?

સવરણ—ઓહો ! ગૌતમ રૂષીના શાપથી તમે મારી સુધ વિસારી પરંતુ એ શાપની હદ અંગ સ્પર્શ પર્યંત છે, તેથી શીઘ્ર તમારૂ કરકમળ મારા વક્ષસ્થળપર ધારણ કરો કે તેથી મને ધીરજ આવે અને તમારો સંદે-
૯ નિવારણ થાય

તમા—એ તો બધી બનાવટ. એવી વાતોથી શું થાયછે ? અહીં તમારૂ પાખંડ કદી નહીં ચાલે.

સંવરણ—(ક્રોધકરીને) પાખંડ કોનું ? પેહેલાં તો હાવભાવ કરીને મારાં મનને લોભાવી લીધું ને હવે એને અપવ્યય કુમાવવું તમને ઉચીત નથી.

તમા—પાછી એની એ વાત કરીને વૃથા હઠ પકડવામાં તમને શો લાભ છે ? હું એ વિષયમાં કોઇપણ પ્રકારે તમારા વચનને વિશ્વાસ કરી શકતી નથી.

સંવરણ—એકવાર આપનું કરકમળ મારા શરીરને અરાડો એટલે તમારો સઘળો ભરમ ખુલી જશે.

તમા—હું પતિવ્રતા છું, પરની ભણી દ્રષ્ટી પણ નથી કરતી તો અંગસ્પર્શ તો ક્યાંથીજ !

સંવરણ—આશ્ચર્યમ ! આશ્ચર્યમ ! અરે દૈવ ! સંસારમાં આજ એક પતીવ્રતા છે બાકી સરવે મીથ્યાવાદી અને દુરાચારી છે. બલીહારી છે એની બુદ્ધીની કે સાચ જુઠનો નીર્ણય કરી શકતી નથી.

તમા—( ભૃકુટી ચડાવી) બસ, મેં તમારા ઘણા કઠોર વચન સહન કીધાં, હવે ચુપ રહો.

સંવરણ—અરે ધીઃકાર ! અરે ધીઃકાર ! મેં મણીની બ્રાંતીએ અંગારો છાતી લીધો. હું તો કોમળ શરીર જોઇ મોહીત થઇ ગયો, પણ એનું મન તો વજ્રથી પણ કઠોર નીકલ્યું. પણ કોઇનું મન પાપી તો હઠ્ઠ્ પણ માનતું નથી.

તમા—તમારી સાથે ફોકટ માથાફોડ કોણ કરે ?

સંવરણ—એ તો હઠ છોડતી નથી. રાજ હઠ, બાળ હઠ, અને સ્ત્રી હઠ એ પ્રસીદ્ધ છે. પરંતુ કોઇપણ રીતે એ એકવાર અંગસ્પર્શ કરીલે તો સઘળો સંશય મટી જાય. (ધીરે ધીરે તમાની ભણી જાય છે)

તમા—(ગભરાઇને) આ ક્યાંની બલા આવી ?

[ઉઠીને જાય છે ને સંવરણ પાછળ જાયછે. તમા તીરછી ચિતવણીથી પાછલ જોતી, ભૃકુટી ચડાવતી અને લજવાતી ચાલી જાય છે. સંવરણ પાસે આવી જાયછે એટલે અંગ સંકોડી આગળ નિકળી જાય છે અને નેપથ્યની પાસે જઇ ચપલતાથી નેપથ્યમાં ચાલી જાયછે, ચંદ્રકળા પણ તેની પાછળ ચાલી જાય છે અને સંવરણ બીજી ગમથી જાય છે. પડદો પડે છે.

## અંક ૪ થો.

સ્થળ કુંજ.

[ સવરણ પોતાના મિત્ર કમળાકર સાથે આવે છે ]

સવરણ—હે મિત્ર ! એણે મારો વિશ્વાસ ન કીધો તથાપિ મારૂ મન તો એનામાજ લાગી રહ્યુ છે આહા ! પવનના ફુકવાથી તેની કટિ લચકે છે, પાનની પીક તેના કંઠમા ઝનકે છે જ્યારે તેના હોઠની અરૂણતાથી મને મોતીમા વિદ્રુમનો સંદેહ પડી ગયો ત્યારે તેણીએ મંદ હાસ્ય કરી મારો સંદેહ નિવારણ કર્યો હવે તેજ મંદહાસ્ય મારૂ મન હરણ કરે છે

કમળાકર—તમે શી સ્વપ્નાવસ્થાની વાતો કરો છો ?

સવરણ—અરે મિત્ર ! હવે તો તે સુખ નિશ્ચે સ્વપ્ન થઈ ગયુ હાય ! હવે હું કયા ને પ્રિયા કયા ? પ્રિયાની તે છબિ મારા નેત્રમા વસી રહી છે, પણ દેખાતી નથી

કમળાકર—જુઓ એમ વ્યાકુલ ન થાઓ તમે તો પોતે જ્ઞાનવાન છો

સંવરણ—અરે ! હવે હુ શુ કરૂ ? ! જયારે હું આ સ્થળ જોઊં છુ ત્યારે પ્રિયાની મનોહર મૂર્તિ મારી આગળ આવીને ઉભી રહે છે અરે પ્રિયા ! તારા વિરહથી ક્ષણમાત્રમા આ શરીરનો ત્યાગ કરી દઊં પણ માત્ર મિલાપની આશાએ હજી સુધી જીવુ છુ

કમળાકર—મિત્ર ! ધીરજ ધરો

સવરણ—મારા રોમ રોમમા વિરહ વ્યાપી રહયો છે તેથી ધીરજને રેહેવાનુ ઠેકાણુ નથી હે મિત્ર ! આ સમયે મણિ વિહીન ફણીધરના જેવી મારી દશા થઇ રહી છે

કમળાકર—મિત્ર ! એ કયાની વાત લઇ બેસ છો ? ઉઠો, મન મગન રહો, તમે હશો તો હજાર સુદરીઓ મલી આવશે

સવરણ—ભાઇ, મન તો મારે વશ નથી હુ શુ કરૂ ? હવે તો એજ સુદરી મળે તો પ્રાણ બચે, હે પ્રિયા ! તારી કઠોરતાપર માગ આ પ્રાણ ઓવારી નાખતા પણ વિલબ ન કરત; પણ મારા અંતઃકરણમા એટલોજ શોચ થાય છે કે મારે લીધે રખેને કઈ તને દુખ થતુ ( મૂર્છા ખાઇને-પડે છે )

**કમળાકર**–મિત્ર ! સાવધ થાઓ ! સાવધ થાઓ. આ મહા દુઃખ છે !!

**સંવરણ**–અરે મિત્ર ! તમે મારે કારણે એટલા દુઃખી ન થાઓ. તમારા દુઃખથી મારા મનને બમણું દુઃખ થાય છે. અરે ! આ પ્રાણ મહા પાપી છે કે હજી પણ પ્રયાણ નથી કરતા. પ્રીયાના વિરહનું દુઃખ તો સહન કરી લીધું. હવે તે કયા દુઃખથી શરીર છોડશે ? (વિલાપ કરે છે)

**કમળાકર**–(આંસુ લુછીને) મિત્ર ! ચિરાયુ હો ! તમારા વડે ઘણાક જીવોનું પાલન થાયછે.

**સંવરણ**–(કમલાકરની વાત ન સાંભળી હોય તેમ) અરે ! હવે હું શું કરૂં !! હે સુમધ્યમે ! તારા વિરહના અગ્નિમાં શ્વાસ સમીરની સહાયતાથી આ શુષ્ક શરીરને હું પણ બાળી મુકું પણ દરશનના લાલચુ એવાં આ નેત્ર જલ વરસાવેછે તો તું એમને નિરાશ ન કર. હે પ્રિયા ! તારા વિરહથી ક્યારનીએ આ છાતી ફાટી ગઇ હોત, પણ તારી પેહેરાવેલી માલાએ ધીરજ આપી રાખ્યો. તેપણ હવે વિરહે કરમાવી નાખી. એ કારણ માટે શીઘ્ર આવી મારી છાતીએ હાથ દે (કંઠ અટક્યો ને આંસું ટપકવા માંડયાં.)

**કમળાકર**–(ગભરાઇને સ્વગત) અરે ! હવે કેમ થશે ? સંવરણનું મુખતો વિરહના તાપથી પ્રભાતના ચંદ્રમા જેવું થઇ ગયું. હવે હું શું કરૂં !! એ પ્રીતિ મહા દુઃખદાઇછે. (વસ્ત્રથી વા નાખેછે)

**સંવરણ**–હે પ્રિયા ! મને એકલો જોઇ વનનાં પશુપક્ષી મારી હાંસી કરેછે. હે કોકિલાસ્વરી ! મૃગનાં નેત્ર, ગજની ચાલ, કુંદની કલી, અનારના દાણા અને કમલનો વિકાસ જોઇ મારા અંતઃકરણને મહાવ્યથા થાયછે. તું જલદી આવી એનો અહંકાર હરણ કર. હે મેઘ ! તમે સંસારનો તાપ મટાડવાવાળા છો તો મારી પ્રિયાને મારો સંદેશો પોહોચાડી મારા વીરહનો તાપ પણ મટાડો. અરે ! એણે પણ મારી વાત ન સાંભલી ? હવે હું ક્યાં જાઉં ? અરે ! આકાશમાંથી વીજલી પણ નથી તુટી પડતી કે આ દુઃખથી જલદી છુટકો થઇ જાય. હે પદ્મિની તારા વગર મારૂં ! દુઃખ સાંભલવાવાળુ પણ કોઇ નથી. (વિલાપ કરેછે)

**કમળાકર**–(સજલ નેત્રે) હે મીત્ર ! જન્મથી આજ પરયંત તમે મારી કોઇ પણ વાતનો અનાદર નથી કરયો તો આ વિષયમાં મારી વાત કેમ નથી સાંભલતા ?

સવરણ–(પોતાના ધ્યાનમા મગ્ન થઇ)હે પ્રાણવલ્લભા! શુ તમે માત્ર દુખ દેવાને માટેજ દરશન આપ્યુ હતુ? તમારો સ્વભાવ તો એવો કઠોર નથી નિશ્ચય તમે મજાક કરી હશે! શુ તમને મારી દીનતાપર દયા નથી આવતી? જુવો! એમ ન કરો હવે તે પપૈયાના પ્રાણ કઠે આવીને અટક્યા છે અરે! તમે મહા નિરદય છો જુઓ! આ સમય ફરી હાથ નહી આવે. (કમળાકરને) આવો મીત્ર, એકવાર છાતી શુ છાતી મેળાવીને ભેટી લઇયે પછી તમે ક્યા ને અમે ક્યા? હવે હુ પરમેશ્વર પાસે એજ માગુછુ કે જન્મોજન્મ પ્રિયાનો સમાગમ બન્યો રહે (કઠ અટકેછે, આસુ પડેછે અને મૂરછા આવી જાયછે)

કમળાકર–(રોઇને) અરે! આ શુ થયુ? હે પ્રાણવલ્લભ! હે નૃપોત્તમ! બોલો! બોલો! જલદી બોલો! જુઓ જન્મથી હુ તમારી સાથે રહયો, સાથે દુગ્ધપાન કરયુ, સાથે ભોજન કરયુ હવે શા સારૂ સાથ છોડોછો? હે પ્રીતમ! આગ વિના તમને આ કેમ ગોઠશે! મારો પ્રાણ તમારીપર કુરબાન છે (સ્વગત) અરે! મહાખેદની વાત છે! જુઓ એનુ મુખ અસ્ત પામતી વખતના સૂર્ય જેવુ પીલુ થઇ ગયુ છે મહા અનરથની વાત છે. મારી છાતી વજ્રની થઇ ગઇછે હવે હુ શુ કરૂ? અહીં ઔષધ મલી આવવુ દુર્લભ છે, પણ જઇને કાંઈ ઉપાય તો કરૂ (અગવસ્ત્રથી સવરણનુ મુખ લુછી નેપથ્યમા જાયછે)

[તમા ચદ્રકળા સમેત જોગણના ભેખમા આવેછે]

તમા—સખી, એક આપત્તિથી તો છુટયા હવે જોઈએ શુ થાયછે તે

ચદ્રકળા—માગ ધારવા પ્રમાણે તો હવે રાજાનો મેલાપ થઇ જશે

તમા—કેવી રીતે?

ચદ્રકળા–દુખની પાછળ સુખ થાયછે

તમા–(વિરહમા સવરણનુ ધ્યાન કરીને) હે મહાભાગ! તમારે કારણ જોગણ થઇ વન વન ભટકી તોપણ તમને દયા ન આવી અરે! શુ કરવા પોતાના અગને ગુલ્મલતાઓમા સતાડોછો? શીઘ્ર આવી આપના ચદ્રવદનથી મારો વિરહને તાપ સચાવો

સવરણ–(તેજ મૂર્છાવસ્થામા ગદગદ કઠથી,) હે પદ્મિની! હવે આ ‘પન વૃક્ષથી મરેછે મને પોતાનો મરવાનુ લેશમાત્ર પણ ભય નથી પરતુ

માત્ર એ વાત મારા અંતરમાં ખટકતી રહી જશે કે આ દશા થાય ને તમે અણજાણ રહો. આ સમયે તમારી મોહની મુરત દૃષ્ટી ગોચર થઇ જાય તો હું કૃતકૃત્ય થાઊં પણ એ વાત અસંભવિત છે. "દહન થાય વન મલય, મેઘ ક્યાં દયા કરેછે." હે મીત્ર ! તમે સાક્ષી રેહેજો. હું પ્રિયાના વિરહમાં દેહ છોડુંછું.

તપ્તા–( કાન દઇ સખીને )જો આ કેવો વિરહમાં વ્યાકુલ છે. એના મુખથી શબ્દ ભાગા તૂટા નીકલેછે અને,એનાં વચન સાંભલી રોમાંચ ઉભાં થાયછે. પરમેશ્વર વિરહવ્યથા કોઇને ન દે ! ચાલો, જોઇએ તો ખરા એ કોણ છે તે. (ચંદ્રકળા સમેત સંવરણની પાસે જઇ વસ્ત્ર ખસેડેછે, એટલામાં અંગસ્પર્શનાં કારણથી સંવરણને ઓલખીને) હાય ! હાય ! આ દુખનું કારણ તો હું પોતેજ છું. ( સંવરણનું માથું ખોલામાં લઇ.) હે પ્રીતમ ! તમારી ઉપર હું આ મારા પ્રાણ ઓવારી નાખુંછું. હે સજ્જન ! તમારી પ્રીતિમાં સંદેહ નથી તેમ મારા વિશેષમાંએ સંદેહ નથી. અરે ! હું કેવી મંદ ભાગ્યની કે મારા ગલાનાં અલૌકિક હારને સર્પ જાણી ફેંકી દીધો? મારી બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગઇ. એ મારા અંતરનો ઘા કેમ રૂઝાશે ? ( આંસુ પડયાં )

સંવરણ–( અશ્રુબીંદુ મુખપર,પડવાથી નેત્ર ઉઘાડી ) અરે ! એ કોણ પરોપકારી છે કે જે આ સમયે આટલી દયા કરેછે ? પરમેશ્વર એનું કલ્યાણ ( મૂર્છિત થઇ જાયછે )

તપ્તા–( કરૂણાસંયુક્ત )હું તેજ કૃતઘ્ની છું કે જેને કારણઆપસરખા સજ્જનને આટલું સહન કરવું પડયું. જો હું સંસારમાં જન્મીજ ન હોત તો સારૂં થાત. હાય ! હાય ! આંસુઓથી ભીજાઈ ભીજાઇને તમારી પોંચીના નગીના ઝાંખા પડી ગયાછે. જ્યારે હું પાછલી વાત સંભારૂંછું ત્યારે મારા ભીતરમાં જાણે ભડકાં બલતાં હોય તેમ થાયછે. એવાં જીવનપર ધીક્કાર છે. ( આંસુ ટપકે છે )

સંવરણ–( સચેત થઈ ) આહા ! આ પ્રિયા તપ્તા છે કે જેનાં નેત્રોથી મુક્તાની ઝડી લાગી રહીછે. અરે ! મારે કારણે પ્રીયાને આટલું દુઃખ થયું. ( પોતાને હાથે તપ્તાનાં આંસુ લુછે છે. )

તપ્તા–હે મહાભાગ ! મારો એ અપચાર ભૂલી જાઓ. મારાથી એ અપરાધ અણજાણમાં થયોછે.

સવરણ—હે પ્રિયા ! શોચ મ કરો, બનવા કાળ એમજ હતો, પરતુ મોટા હર્ષની વાત છે કે તમે મને ઓળખી લીધો, અને તમારી પ્રીતિ યથાવસ્થિત બની રહીછે

તપ્તા—આહા ! સજ્જન હોય ત્યા એમજ હોય હે આર્યપુત્ર ! સો જન્મસુધી હુ તમારી સેવા કરૂ તોપણ રૂણમુક્ત ન થઇ શકુ

સવરણ—(ઉઠીને) પ્રીયા હવે તો કોઇ એવો ઉપાય કરો, કે જેથી કદી ક્ષણભરનો પણ વિયોગ ન થાય

તપ્તા—હુ તો મારૂ તન, મન, ધન, તમારી ઉપર ઓવારી ચુકી, પણ એ વાત તો પિતા (સૂર્ય ભગવાન)ની આજ્ઞાથી પ્રાપ્ત થશે

સવરણ—ઠીક, તો હુ હવે તેને પ્રસન્ન કરવાનો કોઇ ઉપાય કરીશ [સિવરણ એક તરફથી અને તપ્તા, ચદ્રકળા બીજી ગમથી નેપથ્યમા જાયછે]

---

## વિચારમાધુકરી. *

### વિચાર ૧ લો—શકકાલવિચાર.

શ્લોક

त्रिंशत्सु त्रिसहस्रेषु† भारतादाहवादित
सप्ताब्द शतयुक्तेषु गतेष्वब्देषु पचसु

---

* આ વિષય "ભગવદ્ભક્ત" જે અમારો એક વિદ્વાન મિત્ર છે તે મરાઠી "વિવિધજ્ઞાનવિસ્તાર" નામના માસિક ચોપાનિયામા કેટલાએક મુહિના થયા આપે છે તેણેજ તે વિષયમા કેટલોએક ફેરફાર તથા સુધારો કરી ગુજરાતી ભાષામાં અમારીપર લખી મોકલ્યો છે હિદુસ્તાનમા શક કેટલા ચાલતા હતા, તે તે શકનો પ્રારભ ક્યારે થયો અને પ્રભવાદિ સવત્સર ગણાય છે તે કેમ અને ક્યારે નીકળ્યા હશે વગેરે બાબતોનુ જ્ઞાન મેળવવાને એ વિષય ઘણો ઉપયોગી છે આ એક વાદવિષય હોવાથી આપણા ગુજરાતી વિદ્વાનોમાથી કોઇપણ ગૃહસ્થ એ વિષયપર ચર્ચા અમારા માસિક મારફત ચલાવશે તો તેના ઉત્તર પ્રસન્નતા પૂર્વક આપવામા આવશે એવું એ અમારા પડિત મિત્ર તરફથી અમે જણાવિયે છૈયે

તત્રી.

† એ આખો શિલાલેખ જોઇતો હોય તો (VOL IX, J B B R A S) જુવો બીજા ચરણમા "गतेष्वब्देषु" એવો પાઠ આવ્યો છે, તે મી॰ ફ્લીટે જે શિલાલેખની નકલ કરી છે તે ઉપરથી છે "જર્નલ" મા તો "शालेष्वब्देषु" એવો પાઠ છે

पंचाशत्सु कलौ काले षट्सु पंचशतेषुच
समासु समतीतासु शकानामपि भूभुजाम्
. . . . . . . . . सत्याश्रयस्य परमाप्तवता प्रसादम्
. . . . . . . . . निर्म्मापितं मतिमतारविकीर्त्तिनेदम्

"इदम्" (છેવટનાં ચરણમાં)=જિનમંદિર. રવિકીર્ત્તિ નામનો એક જૈન યતિ હતો. તેણે સત્યાશ્રય રાજાના આશ્રયથી ઇવલ્લી ગામમાં જે જિનમંદિર બનાવ્યું, તેની ભીતપર ઉપલા શ્લોક છે. સત્યાશ્રય રાજાનું બીજું નામ પુલકેશી હતું. એ રાજા ચાલુક્ય કુલમાં જન્મ્યો હતો. દક્ષણમાં ચાલુક્ય કુલની રાજધાની "વાતાપી" નામની નગરી હતી. તે નગરીને હાલમાં "બદામી" કહે છે. ચાલુક્ય કુળના રાજાની શાલિવાહનના પાંચમા શતકથી તે અગિયારમા શતક સુધી ચઢતી થતી ગઇ. "કલિયુગમાં ભારતયુદ્ધથકી એટલેં બન્ને મળીને ૩૦+૩૦૦૦+૭૦૦+૫+૫૦=૩૭૮૫ વરસ જ્યારે ગયાં હતાં તથા શાલિવાહનનાં ૫૦૬ વરસ ગયાં હતાં ત્યારે સત્યાશ્રય રાજાના આશ્રયથી રવિકીર્ત્તિએ જિનમંદિર બંધાવ્યું. "शकानामपि भूभुजाम्" અહીં સામાનાધિકરણ્ય સંબંધ સમજવો. બહુવચનાંત પ્રયોગ કર્યો છે તે કવિએ દક્ષણના શકકાર વિષે પોતાની પૂજ્યબુદ્ધિ દેખાડવાસારૂ. એવી રીતે માન આપવાસારૂ બહુવચનનો પ્રયોગ કરવાનો સંસ્કૃત કવિનો સંપ્રદાય* છે. જ્યારે જિનમંદિર બંધાયું ત્યારે કલિયુગનાં ૩૭૮૫ તથા શાલિવાહનના ૫૦૬વરસ ગયાં હતાં. ઉપલાં ૩૭૮૫ માંથી ૫૦૬બાદ કરતાં બાકી ૩૨૭૯ વરસ રહે છે. માટે ૩૨૭૯વરસ કલિયુગનાં ગયાં ને શાલિવાહનના શકની શરૂઆત થઇ. ટીપણામાં ૩૦૪૪ યુધિષ્ટિરશકનાં તથા ૧૩૫ વિક્રમનાં ગયાં ત્યારે શાલિવાહન શક શરૂ થયો એમ વાંચવામાં આવે છે. પણ યુધિષ્ટિરનો શક ૩૦૪૪ વરસ ચાલ્યો એ સિદ્ધ કરવાને કાંઇ પ્રાચીન પ્રમાણ મળતું નથી. વરાહમિહિરાચાર્ય નામના પ્રસિદ્ધ જ્યોતિષીનો શા૦ ૫૦૯ માં કાળ થયો. તેમનો રચેલો બૃહત્સંહિતા નામનો સંહિતા-

---

* "इदं कविभ्यः पूर्वेभ्यः" એમ ઉત્તરામચરિતમાં મંગલાચરણના શ્લોકમાં ભવભૂતિયે લખ્યું છે. "कविभ्यः पूर्वेभ्यः" वाल्मीकये

ગ્ય*છે તેમા યુધિષ્ઠિરનો* શક ૨૫૨૬ વરસ ચાલ્યો એમ વૃદ્ધગર્ગ કહે છે એવુ લખ્યુ છે કલ્હણ નામના પંડિતે શાલિવાહનના અગિયારમા શતકની આખરે રાજતરંગિણી નામનો કશ્મીર દેશનો ઇતિહાસ પ્રાચીન ઇતિહાસ ઉપરથી સસ્કૃત ભાષામા રચ્યો છે, તેમા † "યુધિષ્ઠિર રાજાનો શક ૨૫૨૬ વરસ ચાલ્યો" એ વૃદ્ધગર્ગનુ વચન બૃહત્સંહિતામાથી દાખલ કર્યુ છે માટે ૩૨૭૯ માથી ૨૫૨૬ બાદ કરવા જોઇએ એટલે કલિયુગના ૭૫૩ વરસ ગયા ને યુધિષ્ઠિરશકનો આરભ થયો એવો અર્થ નિકળે છે કૃત્તિકા નક્ષત્ર સત્તાવીસ નક્ષત્રોમા આદ્ય એમ‡ વેદ જાહેર કરે છે કૃત્તિકા નક્ષત્ર નક્ષત્રોમા પ્રથમ ગણાયુ માટે તે નક્ષત્ર જે માસની પૂર્ણિમાના (છેલ્લે દિવસે) આવે તે માસને કાર્તિક એવુ કૃત્તિકા ઉપરથી નામ આપી બાર માસોમા તે માસ (કાર્તિક) ને પ્રથમ માસ સમજવાનો સપ્રદાય છે માસોમા આવી રીતે કાર્તિક પ્રથમ ગણાયો તેથી જે વરસે કૃત્તિકામા બૃહસ્પતિ આવેછે તે વરસ એટલે કાર્તિક વર્ષ બાર્હસ્પત્ય વર્ષોમા ‖ આદ્ય માન્યુ છે આવી રીતે નક્ષત્રવ્યવસ્થા, માસવ્યવસ્થા તથા વર્ષવ્યવસ્થા કૃત્તિકા નક્ષત્ર ઉપરથી કરવામા આવતી હતી એમ જણાયછે એ ત્રણ વ્યવસ્થા જો કૃત્તિકા ઉપરથી લાગતી હતી, તો યુગવ્યવસ્થા પણ કૃત્તિકા ઉપરથી લાગવી જોઇયે માટે સપ્તર્ષિ જ્યારે કૃત્તિકામા આવ્યા ત્યારે કલિયુગનો આરભ થવો જોઇયે જે વૃદ્ધગર્ગ "૨૫૨૬ વરસ યુધિષ્ઠિરનો શક ચાલ્યો" એમ લખે છે તેજ "યુધિષ્ઠિર રાજ્ય કરતા હતા ત્યારે સપ્તર્ષિ મઘામા હતા" તથા 'પ્રત્યેક નક્ષત્રનો ઉપભોગ સપ્તર્ષિ ૧૦૦ વરસ કરે છે" એમ લખે છે કૃત્તિકામા સપ્તર્ષિ આવ્યા ત્યારે કલિયુગનો આરભ થયો, એમ માન્ય કરિયે તો જ્યારે યુધિષ્ઠિર રાજ્ય કરતા હતા ત્યારે ૭૦૦ વરસોથી વધારે વરસ કલિયુગના

---

* "आसन्मघासु मुनयः शासति पृथिवीं युधिष्ठिरे नृपतौ ॥ षड्द्विकपंचद्वियुतः शककालस्तस्य राज्ञश्च ॥ १ ॥ "एकैकस्मिन्नृक्षे शतं शतं ते चरन्ति वर्षाणाम्" બૃહત્સહિતા સપ્તર્ષિચાર જોવો (પાનુ ૮૫ કલકત્તા એડિશન )

† શ્લોક ૫૬, પૃષ્ટ ૩, રાજતરંગિણી કલકત્તાની

‡ અનુવાક ૧, પ્રપાઠક ૧, તૈત્તિરી૦ બ્રાહ્મણ

‖ પૃષ્ટ ૪૭ બૃહત્સ કલકત્તાની

જવાં જોઇયે, કેમકે મઘા એ નક્ષત્ર કૃત્તિકાથી આઠમું છે. ઇવલ્લીનો શિલાલેખ યુધિષ્ઠિરશકનો આરંભ કલિયુગનાં ૭૫૩ વરસ ગયાં ત્યારે થયો એમ લખે છે. એ શિલાલેખમાં કહેલા ભારતસંગ્રામનો કાળ ૯૬ ગર્ગોક્ત કાલને મળતો આવે છે, માટે એજ સપ્રમાણ છે એમ સમજવું જોઇયે. કલ્હણ પંડિત તો કહેછે કે ૬૫૩ વરસ કલિયુગનાં ગયાં ત્યારે ભારતસંગ્રામ થયો. કલ્હણોક્તિ જો પ્રમાણ માનિયે તો રોહિણીમાં સપ્તર્ષિ આવ્યાથી કલિયુગ શરૂ થવા માગે છે. પણ રોહિણીતિ માસવ્યવસ્થામાં તથા વર્ષવ્યવસ્થામાં જગા નથી માટે યુગવ્યવસ્થામાં પણ જગા આપવી યોગ્ય નથી. વળી પ્રથમ ૫૨ રાજાઓ * નાં વૃત્ત તથા કાળ બરાબર મલતાં નથી; કેમકે "આમ્નાય" તેઓનો નાશ પામ્યો એમ કલ્હણ પોતે કબુલ કરે છે. માટે એવું અનુમાન થાય છે કે સાંપ્રદાયિક કલિયુગનો આરંભ તેમનો નાશ થયા પછી જ્યારે સેંકડો વરસ ગયાં અને લોકો કાળગણના કરવા લાગ્યા ત્યારે એક સપ્તર્ષિનું નક્ષત્ર એટલે ૧૦૦ વરસ તદ્દન ભૂલી ગયા, અને પછી કલિયુગનું સાંપ્રદાયિક સ્વરૂપ હતું તેનો લોપ થવાથી ૬૫૩ કળિયુગનાં વરસ ગયાં પછી ભારતસંગ્રામ થયો એટલીજ દંતકથા લોકોમાં રહી. પછી કલિયુગ એટલે પાપનો યુગ આવ્યો એવો વૈષ્ણવોને નિશ્ચય થયો, ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન કળિયુગનાં ૬૫૩ વરસ ગયાં ને અવતર્યા એ વાત તેમને રૂચી નહિ તેથી "† જે દિવસે શ્રી કૃષ્ણ નિજધામ ગયા તેજ દિવસે તેજ ક્ષણે કલિયે પોતાનો પૃથ્વીમાં પગપેસારો કર્યો" એવો સિદ્ધાંત કરી ૨૫૨૬+૬૫૩=૩૧૭૯ ગયાં ને શાલિવાહન સમકાલીન હર્ષવિક્રમાદિત્યનો શક શરૂ થયો એવી કાશ્મિરીઓની પરંપરા હતી તે અન્યથા કરીને હર્ષવિક્રમાદિત્યનો પૂર્વજ પ્રથમ વિક્રમાદિત્ય હતો તેનો ૧૩૫ વરસ સુધી એટલે હર્ષવિક્રમાદિત્ય તખ્તાધિરૂઢ થયો ત્યાં સુધી ચાલતો યુધિષ્ઠિરશકાંત:પાતી શક હતો તે ૩૧૭૯ માંથી બાદ કર્યો અને યુધિષ્ઠિર શક ૩૦૪૪ વરસ ચાલ્યો એવી અપૂર્વ વાત નિર્માણ કરી. વાસ્તવિક જોતાં કૃત, ત્રેતા; દ્વાપર તથા કલિ એ ચાર યુગોની કલ્પના જ્યોતિર્વિદોની

---

* શ્લોક ૪૪ પૃ૦ ૨. રાજ ત૦ કલકત્તાની.

† શ્લોક ૩૪ તથા ૩૫, પ્ર૦ ૪૩, અંશ ૪, વિષ્ણુપુરાણ. મુંબઇની એરિશન.

હોવી જોઇયે જેમ રાહુ એટલે કોઇ અસુર છે તે ચદ્રને ગ્રામે છે એ વાત જ્યોતિષી કદી માને નહીં, તેમજ કલિયુગના વરસથી દ્વાપરના અધિક, દ્વાપરથી ત્રેતાનાં અધિક ને ત્રેતાથી કૃતના અધિક એવો નિર્મૂલ સિદ્ધાત જ્યોતિષી કરે એ વાત સભવતી નથી યુગકલ્પનાનુ મૂલ સપ્તર્ષિમાજ છે એવુ અનુમાન થાયછે એક એક નક્ષત્રે સપ્તર્ષિ ૧૦૦ વરસ રહે છે તેથી એક સપ્તર્ષિસવત્સર ૨૭૦૦ વરસોનુ થયુ એવા ૧૦૦ વરસ એટલે ૨૭૦૦૦૦ વરસ જાય છે ત્યારે એક પાદ ગયો આવા ચાર પાદ એટલે ૧૦૮૦૦૦૦ વરસ મળીને એક યુગ થયો એવા ચાર યુગ એટલે ૪૩૨૦૦૦૦ વરસ મળીને એક "મહાયુગ" થાય છે આવી રીતે ૧૬ પાદ મળીને ચાર યુગ થયા પણ જ્યારે વૈષ્ણવોએ જોયુ કે પોતાના મતનો પ્રસાર થતો નથી અને ચારો તરફ લોકો વૈષ્ણવોના સિદ્ધાત ખોટા પાડવા ઉઠે છે ત્યારે નિરાશ થઇ "ધર્મ" ને બળદનુ રૂપ આપીને એક એક યુગમા એક એક પગ લુલો થતો ગયો, તેથી કલિયુગમા વૈષ્ણવોની વૃદ્ધિ થતી ન હોય તે અત્યત નિકૃષ્ટ યુગ એટલે ધર્મનો એક પગ (પાદ) રહયો એવુ તર્કસૂત્ર ચલાવ્યુ, અને કલિ ૧, દ્વાપર ૨, ત્રેતા ૩ અને કૃત ૪ મળી ૧૦ પાદ ૧૬ પાદોના સ્થાને કર્યાં એવી રીતે કલિયુગ એક પાદાત્મક=દશમ ભાગાત્મક એટલે ૪૩૨૦૦૦ વરસનો માન્યો ગયો અને તેથી ચોગણી કૃત યુગના વર્ષોની સખ્યા થઇ

"ભગવદ્ભક્ત."

---

એક બ્રાહ્મણી વિધવા અને કણબણ વચે થયલી વાતચિત — બ્રાહ્મણી વિધવા કહેછે —"ઓ ભગવાન! અવતાર આપે તો કણબી સરખી નાતમા આપજે કે રડાપાનુ દુખ તો વેઠવુ ન પડે ને ધણી ગોટી ઘાલ્યો નઠારો મલ્યો હોય તો ઝટ લઇને "લે તારી છાલી ને હુતો મારે ચાલી" એ કેહેવત પ્રમાણે મન ગમતે ઠેકાણે મહલાય તો ખરૂ!" કણબણ બોલી —"ગાડી બેહેન! એમા એ સુખ ન્હે જાણતી "હાતે દીકરે કણબીનુ પણિયત ડાચ્યુ" હાગ ધણીની બાયડી કે હારી બાયડીનો ધણી રાન ને દહાડો ફિકરમા રહેકે ન્હેને કોઇ આપણા હારાની પર તરાપ મારત તુ તો હમજતુ છે એટલે ઝાઝુ નુ કહુ!"

# ગંગા.

## એક ગુર્જર વાર્તા.

## પ્રકરણ સત્તરમું.

### દ્વંદ્વયુદ્ધની માંગણી.

કચેરીમાં સઘળાઓ આવ્યા પછી, ને આસપાસના બીજા સરદારો આ ચમત્કાર જોવાને દોડી આવ્યા તેઓએ પોતપોતાની જગ્યા લીધા પછી ચોબદાર, જે નવીજ છડી લઇને ઉભો હતો તેણે, પોતાનાં હમેશના રીવાજ પ્રમાણે નેકી પોકારી, સૌને સાવધ કીધા. સભામાં આ વખતે તદન ચુપકીદી પથરાઇ ગઇ હતી, ને હવે સૌ જાણવા આતુર થયા હતા કે આ શો રંગછે. !! લડાઇના વિચાર લડાઇને ઠેકાણે રહ્યા હતા, ને હવે આ અકસ્માતમાં તેઓ કંઈ નવું જોવા–થવાની આશા રાખતા હતા. જે, તે સ્થળે હોય તેના જોવામાં પ્રત્યક્ષ આવતું કે હાલનો બનાવ કંઇ ઘણો ગંભીર વિચારશીળ છે, અને શેહેરમાંથી અવરોધ માટે નહી, પણ લડવામાટે આવેલું લસ્કર જોઇ–વળી તેમાં મુસલમાન ને હીંદુ બંનો છે એ જાણતાં મરાઠા સોલજરોની મુખમુદ્રા કંઇક તેજ રહિત થઇ હતી, ને તેઓનો શ્વાસ ઘણો ઠંડો હતો.

મુસલમાન પેહેલવાને સામા આવતાં વાર એક ઘણી કડવી નજર શિવાજીપર ફેંકી, અને જ્યારે તે થોડો સમય ઉભો રહયો ને કોઇએ સન્માનાર્થે બેસવાને આસન ન દીધું, ત્યારે તે ઉશ્કેરાઈ પામી, પાસે એક ઘણી સુંદર ખુરસી પડેલી હતી તે ખેંચી લાવી, મ્યાનમાંથી તરવાર કાઢી, બરોબર શિવાજીની સામા બેઠો. આથી તુરત તો કચેરીમાં ઘણો ગભરાટ થયો. શિવાજી પણ આ નિડરતા ને ધીટતા જોઇ આશ્ચર્ય પામ્યો. તેણે નક્કી કીધું કે આ જેવો તેવો નર નથી, તેમ સાંખી જાય તેવો પણ નથી.

સર્વ શાંતિ હતી. કોઇનો હોઠ પણ હાલતો નહોતો.

અંતે શિવાજીએ શાંતિ તોડી.

"જાદોજી, એ કોણ જવાંમર્દ આપણી કચેરીમાં આવ્યો છે?"–તે બોલ્યો.

જાદોજી શું જવાબ દે છે તે જાણવાને સૌ ચાતક પેઠે આતુર થયા. સંઘાનું લક્ષ જાદોજીના મોં તરફ હતું. ક્ષણભર વિચાર કરી તેનો હોઠ ફાટયો.

"આ કોઈ મુસલમાન સરદાર મહારાજ સમક્ષ આવવા માગતો હતો"— તેણે નમન કરતા કહ્યું "દરવાને કંઇ અપમાન કીધું ને તેથી તે રીસે ભરાયો ને ક્ષણભર વિલંબ લાગત તો એ વિંકોજીને ધૂળ ચાટતો કરત"

"હ ! એ મ્લેચ્છ એટલો બધો શક્તિમત છે ?" દાદાજીએ તુટક તુટક શબ્દમા કહ્યું "ભાઇઓ રે ! આજે એ વિંકોજીને ધૂળ ચાટતો કરવા શક્તિમાન થાત તો એ બેરેહેમ પછી મને પણ જમ રાજાપાસે પહોચાડત, પછી મહારાજપર એ ચોર પોતાનો કીનો કેમ ન લેત ?

"હા ! બાબાપને સાચું કહુ છુ, એ તરકડાને તેથી મારી નાખવો જોઇએ ",વિંકોજીએ ઘણી છાતીથી ત્રણ કકડે પોતાનુ વાક્ય પુરુ કીધુ

" એ તરકડાને તો મારવોજ જોઇએ, ભરતખડમા તરકડા ન રેહેવા જોઇએ " સો પચાસ મોમાથી આ વાક્ય નીકળી પડયા

"મહારાજને શુ કહું—દરવાજામા પેસતાજ હજારો ગાળો દઈ મને રોષે ચઢાવ્યો "—વિંકોજીએ પુરવણી કીધી—" મે ઘણી નમ્રતાથી કહ્યુ કે બાપ, મહારાજ, સાક્ષાત પરશુરામ અવતાર પાસે મ્લેચ્છથી જવારો નહી, પણ એ તરકડાએ કંઇપણ ગણકાર્યા વગર અગાડી વધવા માડયુ " અહિંયા વિંકોજી જરાક અટકી પડીને પછી પાછો બોલ્યો "સાક્ષાત અર્જુન સ્વરૂપને મોડે બોલતા લજ્જા પામુ છુ કે એ તરકડાએ મહારાજને ઘણી "આયચી માયચી" દીધી છે એ સાભળતાજ મારો પિત્તો તપી આવ્યો તે જો જાદોજીરાવ ન આવ્યા હોત તો એના બોલવાનુ ફળ એ તરકડાને ચખાડત "

"મહારાજને અપમાન કરનાર મ્લેચ્છને ભવાની જીવતો ન જવા દેશે"— ફરીથી મોટો પોકાર ઉઠયો

પણ આપણો પેહેલવાન તો અડગ રહયો. તેણે તો જાણે કંઇ સાભળ્યુ નહી હોય તેમ ખરેખરો શાંત રહયો, ને તેથી શિવાજી જે આ સઘળી ચરચા જોતો હતો તે વધારે વિસ્મય પામ્યો પેહેલવાનની પીઠપર બે સ્વાર ને તેની પૂઠે તાની ખુરખામા હતી, જેનાપર હજી સુધી શિવાજીની નજર ગઇ ન હોતી—તે ત્રણે પણ ઘણાજ શાંત હતા શિવાજીની હવે ખાત્રી થઇ કે આ પેહેલવાન, જે સામા નિડરતાથી બેઠો છે તે દ્વંદ્વયુદ્ધમા પણ પાછો હઠે તેવો નથી

જ્યારે વિંઠોજી બોલી રહયો ત્યારે શિવાજીએ ઘણીજ ગંભીરતાથી પૂછ્યું કે "એ સરદારે બીજું કંઇ કીધું છે?"

"મહારાજને ઘણી ગાળો દીધી એથી વધારે શું ?!! ત્રણ ચાર મુખમાંથી શબ્દોચ્ચારનો ધ્વનિ સંભળાયો.

"કંઇ ફીકર નહીં !"–ટુંકમાં અર્જુનઅવતારીએ જવાબ દીધો–"ગાળ દેવી એ જો સરદારો પુરૂષાર્થ માનતા હોય તો તેઓને તેજમાટે જન્મ આપેલો આપણે જાણવો. શૂરપુરૂષની ગાળો ઘણી મોંઘી છે તે તમે જાણતા નથી ?" આસપાસ કચેરીમાં નજર કરી પુછ્યું. "આપણે કંઈ ગાળો કે તમાસો જોવા આવ્યા નથી ! પણ લડવાને આવ્યા છિયે. પણ તેમ છતાં તમે કહોછો કે આ અમીર ખીન ઉમરાવે, પોતાનો દરજ્જો ભુલી જઇને ગાળો ભાંડી હોય, તમારા મહારાજના પદને અપમાન પહોંચે તેવાં વચન કહ્યાં હોય તો તમારે શું કરવું છે તેનો મારે વિચાર જોઇએ છે. તમારો વિચાર આપો, મારે તેની જરૂરછે."

"કોણ કોણ પાસેથી વિચાર માંગવામાં આવેછે ?" તાનોજીએ એકદમ આવતાંવારને પ્રશ્ન પુછયો–

અને સઘળાઓ એક મોટા તોફાની આંચકાથી ચમકયા હોય તેમ સ્તબ્ધ થયા. "મહારાજ આ અમીર ખીન ઉમરાવ માટે કંઇ પુછોછોની ?". તાનોજીએ પુછયું. "હા.–" દાદાજીએ ડોકું ધુણાવી જવાબ દીધો.

"ઠીક, તમે આજે આવા બારીક સમયમાં ઘણી સારી તપાસ લઇ બેઠાછો. જ્યારે આપણે આપણા અગત્યના કામમાં મચવાનું છે ત્યારે આ ન્યાયના દરબાર ઠરાવી તેમાં તમે પોતાનો વખત ગાળોછો. આ અમીર કે જે આપ મહારાજની હજુર કંઇ મોટા કારણસર આવ્યોછે 'ને મહારાજને પોતાના નગર તરફથી ભેટ આપવા આવ્યોછે તેને મળવામાં પડતી વિટંબણામાં જે અટકાવ કરે તેને પેહેલાં શાસન કરવું અગત્યનું હતું તે બદલે મહારાજ બીજાને પ્રશ્ન પુછોછો એ આશ્ચર્ય જેવુંછે. દરવાજાપર પલટણો ખડીછે ને આપણા ને સામા પક્ષના માણસો જોઇએ તેવા લડવાને તત્પર થયાછે! તેવાવખતમાં આ સરદારનું આવવું જો આપણા લાભમાં હોયતો તેનો લાભ લેતાં વિલંબ ન કરો મહારાજ! આપણે આપણા કામ સાથે કામછે, મિથ્યા વખત ગાળવાપર કંઈ જરૂર નથી."

"રાસ્તહૈ રાસ્તહૈ–"એ સ્વારે સાબાશી આપી.

• "વખતસર ઠીક ચેતવણી દીધી" જાદવજીએ શબ્દ કહાડીયો
"સાબાશ ! કેવી યુક્તિથી નકામી પચાતીને અટકાવી" દાદાજી બોલી ઉઠયા "તાનોજીભાઇ તે બરાબર કહ્યુ છે"

તાનોજી, હું જાણુ છુ કેતુ કઇક જાણેછે એને માટે, બોલ એની હકીકત,—ને કેમ કરવુ તેનુ તુજ ઠરાવ"—શિવાજીએ તાનોજીને આગળ બોલાવી કહ્યુ.

"પણ નકામુ તાનોજીને પુછીને શુ ફળ મેલવવુ છે? એ સરદારનેજ પુછોની?" બલાલ, જે તાનોજીની ચઢતી જરાપણ જોતો કે બળી ઉઠ રો. તેણે મહારાજ સમીપ તાનોજીને બેસતો જોઇ રજક મુકયુ

"બસ, બહુ થયુ" આજ્ઞા વાચક શબ્દથી શિવાજીએ હાથ કરી માધવને બોલતો અટકાવ્યો"—આપણે નકામી તકરાર બંધ પાડીને રસ્તાસર આવવા માગીએ છિએ ત્યારે આ તટો શાને જોઇએ? જે જાણે છે તેને બોલવા દો—લડનારા કે જેનાથી ખમાતુ ન હોય તે બહાર જાઓ. શુ મારે બધા નચાવે તેમ નાચવુ?"

"મહારાજને એમ કહેનાર કોણ છે?" જાદોજી બોલ્યો "જો તાનોજીની મરજી બોલવાની હોય તો ભલે બોલી ખુનાસો કરે, પણ તેમ ન હોય તો આ સરદારને બોલવા દેવો એ ઘણુ સારૂ છે"

"ત્યારે હમણા સર્વે જન પોતાના માલીક થવા છે, ને સૌ પોતપોતાના રાજાછે હંધયા જય કે મોત એપર વાત આવી અટકીછે, ત્યારે શી રીતે આ પણ કામઆગળ ચાલવાનુ હતુ? આ વખતે દરેક જણે ખરા મરાઠાના બચ્ચા થવાનુ છે, કઇ હોસાતોમી કે નકામી તકરાર ઉઠાડીને ચડભડવાનુ નથી એનો નિવેડો આવે કે સૌએ ઉઠીને તાનોજીની પાછળ, પોતાનો પ્રાણ આપવાને ઉઠવાનુ ઠરાવવુ છે, ને જેની મરજી એની પછાડી જવાની નહી હોય તે ભલેને ચાલ્યા જાય પોતાને દેશ મે એને આજના દિવસનો મરદાર ઠરાવ્યો છે જે કાયર હોય તેણે તો મુંગા મરી જવુ"

જ્યા મહારાજ આ પ્રમાણે બોલી રહ્યા કે એકદમ 'હરહર મહાદેવ! ભવાની કી જે' નો મોટો પોકાર આખી કચેરી ને સૈન્યમા ગાજી રહયો બલાલ ને જાદોજીતો વિલા પડીગયા ને પેહેલવાનને મોટો ભય ઉપજ્યો પણ તે જરા ચળ્યો નહી

"ચૂપ ચૂપ!" ગણગણાટ અટકાવવામાટે ચોબદારે છડી ફેરવી પોકાર કીધો મહારાજે તાનોજીને હુકમ કીધો કે સઘું વર્તમાન નિવેદન કરવુ

"મહારાજના હુકમથી બોલવાં તત્પર છું. આ શેરદીલ સમશેર જંગી નર એક એવોછે કે એના મોંથી સાંભળેલું વધારે અગત્યનું થઇ પડશે; ને માધવરાવ ને બીજાઓને પોતાને જોઇતો ખુલાસો થશે. હું માત્ર એ દરીઆ એ હાફીજના ગુણથી એટલોજ વાકેફ છું કે તે કોઇ ઘણા મોટા અગત્યનાં કારણસર આવ્યોછે. તે મોટા કુળનો નામીચો નર હોવો જોઇએ."

"પનાહે આલમ" પેહેલવાન તરફ નજર કરી તાનાજીએ પુછયું- "મહારાજને આપ આપનું વર્તમાન નિવેદન કરશો? આપ મહારાજ હજુર કંઇ વિશેષ જાણવા યોગ્ય હકીકત લાવ્યા હશો, ને તે કેહેવામાં આપને કંઇ હરકત નહી હશે. આપની પછાડી જે બીબી છે તેને પણ લાવવાનું કારણ છે કે નહી. દિલાવર જંગ, આપે જાણવું કે આપ જે રીતે મ્યાનમાંથી તરવાર કહાડીને બેઠા છો તે રીતી જો કે આ કચેરીમાં અપમાન પહોંચા ડનારી છે,ને મહારાજને તેથી દુઃખ પેદા થાય તેમ છે, તોપણ મુલ્કે ઝમાન, ખૂબ યાદ રાખો કે આપની જીંદગી આપના નગરમાં જેટલી સલામત છે તે કરતાં અહિંયાં ઓછી નથી. આપે બેધડક જે કંઇ કેહેવું હોય તે કેહેવું. આપને કંઇ હરકત હોય તો તે પણ જણાવશો અમીર સાહેબ!"

"કુછબી નહી હૈ! ઇદર જો કારણસર અમ આયા હૈ, વો કેહેને મે અમ કબી પીછા ન હઠુંગા." પેહેલવાને કહ્યું.

"તો આપ, આપકી જો હકીકત હૈ વો જીગર ખોલકે કહો"-શિવાજીએ ખુરશીપર ટટાર બેસીને કહ્યું.

સૌ તે સાંભળવાને તૈયાર થયા; ને ત્યાં ક્ષણભર શાંતિ પથરાઈ ગઇ.

" આપ સબ અમેરેસે જાનનેકું ઇંતેઝાર હો કે મય કૌનહું, લેકીન જાનનેસે તુમકું કુછબી નફા હે નહી, ઓ જાનો ઓર ન જાનો ઓ દોનો સરખા હૈ. મેરા દરજ્જા ખ્યાસુદ્દીનરૂમીસે બઢતા હૈ, ઔર મે એક બડા પેહેલવાન કેહેલાતા હું ઇસસે જ્યાદા જાનના તુમેરી જીંદગેસે આયગા નહી. અમેરે નગરપે તુમ લૂટ કરનેકું આયા, અયે એરહેમ! ઔર છોટે બડે સબ આદમ જાતકુ ઘાસકી ભીસાલ કાટ ડાલા ઔર આજ તીન દિન હુવા લૂટ ચલાયા, ઓ કરનેકા ક્યા સબબ થા? અયે મહારાજ, બાદશાહ રાજા ઓર નબાબ જો કોઇ તુમ હો સો હો-ઉતના જવાબ દે-ફીર મેરે આનેકા સબબ તુઝે સુનાદુંગા." પેહેલવાને કહ્યું.

"તુમ મ્લેચ્છ અમેરી મરજમીનમે કાયકે બાસ્તે આયા ઉસકા કુછબી જવાબ તેરી પાસ હયે?" તાનાજીએ પ્રશ્નનો ઉત્તર પ્રશ્નથી દીધો

"હયે! અમેરે ખુદાસે એસા હુકમ હૈ કે જો કાફર હોય ઉસકુ દીનમે લાના, ઓ સબમસે મે નહી, લેકીન જો આયા વો આયાથા તુમતો તુમેરી જાતવાલોપર ચઢાઇ લાયા ઓર જો તુમકુ દેતા નહી ઉસકુ માર ડાલતે કાટ ડાલતે, ઔર રંજાડતે અમ એસા હેવાનિયતકા કામ કરનેવાલે નહી, ઔર જીને કીયા હૈ ઊનને ખુદાકે વા ઉતર દેના પડેગા ઓ તકરાર કુછ બી અચ્છી નહી હૈ, ઉસ સમબ અમ ઇતિનાહી કેહેતા કે જૈસે તુમ લોક બેરેહેમ હો ઐસે અમ લોક નહી હૈ નવાબને અમકું હુકમ દીયા હૈ કે તુમ સબ કાફર લોક અમેરે મુલકમેસે ચલા જાઓ, જો ન ચલા જાયગા તો અમેરી પાસે બોત સીપાહ હૈ, વે કુચબી રેહેમ બીના તુમ સબકુ કાટ ડાલેગા તુમને જો ગુન્હા કીયા હૈ વો માફ હૈ, ઔર જો લુટ કીયા હૈ વોબી કુચ પીછે ન લેના ન દેના ઇસસે જાઓગે તો તુમકુ એક બડી અચ્છી ચીઝ અમેરે નવાબ તરફથી ભેટ દેનેકુ આયાહુ"

"તમે મ્લેચ્છના હાથથી અમને શુ મળવાનુ છે?" શિવાજીએ પુછ્યુ–"તમારી પાસે છે શું ને હતુ શુ? તરકડાઓ જ્યારથી આ દેશમા આવ્યા છે, ત્યારથી તેઓએ સત્યાનાસ વાળ્યુ છે, ને અમારો હેતુ એજ છે કે તેનો નાશ કરી પાછી હીંદુઓની ગાદી સ્થાપવી"

"બોત અચ્છા! જનાબ!" પેહેલવાને ડરડાકીમા જવાબ દીવો "તુમ અમ મ્લેચ્છકુ કાઢતે કે અમ સબ કાફરકુ નિકાલ દેતે ઓતો બખત આયગા તબ માલૂમ હોગા અબ જીતના બોલના ઇતના બકવા હૈ તુમ કાફરને અમેરે સામને પેહેલ કી હય તો અમ અમેગ હાથબી કુછ દેખનેમે આયગા જદ વર તુટ પડેગા તદ બકરાકા ક્યા હાલ હોયગા ઓ માલૂમ હૈ વા નહી? તુમેગ તાનાજીકુ મેરી સામને લડનેકુ ભેજો જો ઓ જીતેગા તો અમેરે નવાબ સબ શેહેર છોડકર ફકીરી લેયગા, લેકીન તુમ હારેગા તે ક્યા દેયગા?"

"ટકટક મત કરો અમીર સાબ," તાનાજીએ તાનો મારયો–"અમ લડનેકુ તૈયાર હું બેરકુફ સીપાહ બચ્ચા દુસરેકી મીનમે કુછબી એકીના કર સકેગા નહીં મહારાજ, એ મૂર્ખકુ શીર કટાને દો–ઓ પીછેમે દેખેગા કે હેમબાબમે ક્યા બુરા પરિણામ હોતા હૈ અમીરસાબ, અબ કાયકે બાસ્તે તુમ બેચેન હોના?

અપન દોનો મરનેસે ડરને વાલે નહીં, તબ દો.જનકા હોમ હોનેસે સબકુ તો અચ્છા હોયગા. ચલો, મયદાનમેં ચલો, ફીસકી ફતેહ હોતીહે એ દેખનેકે ખાતર તુમ કચેરી મંડળ સબ ચલો."

તાનોજીએ પોતાની અડધી મ્યાનમાંની તરવાર પુરી ખેંચી કાઢી, ને આગાડી ચાલી પહેલવાનને સલામ કરી હાથપર ચુંબન કરી તેને મુબારક બાદી આપી. બંનો જણ ચાલવાને તૈયાર થયા; પણ તેટલામાં શિવાજીએ પુછયું

"તુમ ખાનસાહેબ કોન હો?"

"તુમ મેરેબાસ્તે પુછતે હોજી? જદ સુનો, મેં એક બડા જબરદસ્ત સુરત શહેરકા પહેલવાન હું, ઓર મેરે હુકમ બીના કીસીકા હુકમ ચલતા નહીંહે. તેરેમેં કુછ લડનેકી શક્તિ નાહી હૈ, ઉસ સબબસેં તુમને એ તેરા સરદારકું આગે કિયા, જો તેરી મરજી હોવે તો અપન દોનોકી મુલાકાત બરાબર હોયગી."

"બસ! બોત હુઆ!" શિવાજીએ એકદમ વચે અટકાવ કીધો, "મિયાસાબ, તુંમેરી સબ બાતાં હમને સુંની, તુમેરી હોશિયારી બતાનેકા બખત દૂર નહી હૈ." પછી ફરીને તાંનોજીને કહ્યું–"તારે બહુ હોશિયારીથી કામ કરવાનું છે. તારાપર સઘળો આસરો છે, આ મુસલ્લાને નસાડવો એ તારૂં કામ છે. જા તને ભવાની ફતેહ આપશે, ને આજે કંઇ નવોજ બંગ થશે."

"મહાદેવ! હર! હર!" ની શિવાજીએ બુમ મારી ને તેનો પ્રત્યાઘાત તેહોજ થયો. ચોપદારે તુરત બુમ મારી કે

"કચેરી બરખાસ્ત! મહારાજ શિવાજીનો જય!" તુરત સઘળા ઉઠીને બહાર મેદાન તરફ આવવા નિકળ્યા.

---

મુંબઈ:—
"ગુજરાતી" પ્રીંટીંગ પ્રેસ

# આર્યજ્ઞાનવર્ધક.

વર્તમાન ચર્ચા અને સાક્ષરત્વનો માસિક ગ્રંથ

એપ્રિલ, ૧૮૮૪.

## વિચારમાધુકરી.

### ૧ શકકાલ.

૨–કાશ્મીર દેશમા વિક્રમાદિત્યનોજ શક ચાલતો હતો જે વિક્રમાદિત્યનો શક કાશ્મીર દેશમા ચાલ્યો તેનું નામ "હર્ષ" એવુ * પણ હતુ કાશ્મીરમા કોઇ રાજા નથી એમ જોઇ હર્ષે માતૃગુપ્ત નામનો એક કવિ હતો તેને કાશ્મીરની સુબેદારી આપી પછી માતૃગુપ્તે કાશ્મીરમા આવી પોતાના આશ્રયદાતાનો શક ચલાવ્યો આ ઠેકાણે કાશ્મીર દેશ હર્ષે લડાઇ કરીને કબજ કર્યો એવી વાત કલ્હણ લખતો નથી, તોપણ કાશ્મીરના રાજાઓનુ સિંહાસન હતુ તે છીનાવીને ઉજ્જયિની લઇ ગયો એ વાત પછી કબૂલ કરે છે, તે ઉપરથી અનુમાન નિકળેછે કે યુદ્ધમા પરાજય પામ્યા વગર કાશ્મીરી લોકોએ સ્વાતન્ત્ર્ય ગુમાવ્યુ નહિ હોય તેમજ હર્ષે કાશ્મીરના લોકોનો પરાભવ કર્યા વગર રાજસિંહાસન લઇ જવા પામ્યો એ સંભવે નહિ. શાલિવાહન અથવા શાતવાહન એ નામ મૂળનું વંશનુ હતુ. એ વંશ દક્ષણમા ક્યારથી રાજ્ય કરવા લાગ્યોં તેનો બરોબર નિર્ણય થતો નથી; તોપણ એટલુ નક્કી છે કે જ્યારે ચંદ્રગુપ્તની પેહેલા મગધ દેશમા નંદનુ રાજ્ય હતુ ત્યારે શાલિવાહન વંશનાજ રાજા દક્ષણમા એકછત્રી હતા વિક્રમાદિત્ય રાજાનો પરાભવ કરી શાલિવાહને પોતાનો શક ચલાવ્યો એ

* શ્લો० ૧૨૫, પૃ० ૨૬ થી તે શ્લોક ૩૩૩, પૃ० ૩૩ સુધી કલકત્તાની રાજતરંગિણી જુવો

વાત દક્ષણમાં સબળે પ્રસિદ્ધ છે. કાશ્મીરમાં ચાલતો વિક્રમનો શક તથા શાલિવાહનનો શક એ બે મળતા આવે છે. જે વરસે કાશ્મીરમાં વિક્રમનો શક શરૂ થયો તેજ વરસે દક્ષિણમાં શાલિવાહનના શકનો આરંભ થયો એ નિર્વિવાદ છે. માટે એમ અનુમાન થાય છે કે હર્ષવિક્રમાદિત્ય મોટો પરાક્રમી હતો, અને જે વરસમાં તેણે કાશ્મીર લીધું તેજ વરસે દક્ષણમાં પોતાની સત્તા સ્થાપવાસારૂ તેણે યત્ન કર્યો. પણ શાલિવાહનવંશનો જે રાજા તે સમયે ગાદી ઉપર હતો તેણે પરાભવ કર્યાથી "હર્ષ"ને નર્મદા પોતાના રાજ્યની સીમા કરીને મુંગા બેસવું પડ્યું. રાજસ્થાનમાં જે વિક્રમનો શક ચાલેછે તેમાં અને શાલિવાહનના શકમાં ૧૩૫ વરસનું અંતર છે. ત્યારે તે વિક્રમાદિત્ય હર્ષવિક્રમાદિત્યથી જુદો હતો એ વાત કબૂલ કર્યા વગર ચાલે તેમ નથી. શકકાર તથા શકારિ વિક્રમ બે હતા એમાં તો કાંઇ સંદેહ નથી. કલ્હણ આ વાત* નાકબૂલ કરે છે. પણ તેને નાકબૂલ કરવાની ગરજ પડે છે, તે ઉપરથી એ વિક્રમાદિત્યની લોકોની સમજ ઘણી પ્રાચીન છે એમાં શક નથી. જો રાજસ્થાનમાં ચાલનાર વિક્રમશકની કલ્હણને ખબર હતે તો વિક્રમ બે હતા એ વાતનું નિરાકરણ કરવાની ખટપટમાં તે નહિ પડતે. પણ કાશ્મીર દેશ હિંદુસ્તાનની ઊત્તર દિશાના એક ખુણામાં પડવાથી બીજા હિંદુ લોકોની સાથે ત્યાંના લોકોનો વ્યવહાર રહ્યો નહિ, તેથી કલ્હણની કૂપમંડુકના જેવી અવસ્થા થઇને હર્ષવિક્રમાદિત્યનો પૂર્વજ જે પ્રથમ શકકર્ત્તા વિક્રમાદિત્ય હતો તેનો કોઇ સગો કાશ્મીરની ગાદી ઉપર બેઠો હતો તે વાત તેણે અસંભાવ્ય માની. કાશ્મીરમાં જેનો શક ચાલ્યો તે વિક્રમાદિત્ય તો શાલિવાહનના વંશમાં જે રાજા શકકર્ત્તા થયો તેનો સમકાલીન હતો. તે વિક્રમાદિત્યના શક સુધી ૨૫૨૯ વરસ યુધિષ્ઠિરનો શક ચાલ્યો એમ કલ્હણ લખે છે. તે ઉપરથી પ્રથમ વિક્રમાદિત્યનો ૧૩૫ વરસ શક ચાલ્યો તે યુધિષ્ઠિર શકનાં ૨૫૨૬ વરસોમાં અંતર્ભૂત થવો જોઇયે. "કનિષ્ક" નામનો જે બૌદ્ધ લોકોમાં પ્રસિદ્ધ શક લોકોનો રાજા હતો તેનો કાળ † તથા પ્રથમ વિક્રમાદિત્યનો કાળ મળતો આવે છે, તે ઉપરથી કનિષ્કનો પ-

* શ્લો० ૬, તરં० ૨, રાજતરંગિણી.

† કનિષ્કનો કાળ ક્રાઇસ્તની અગાઉ ૩૩ વર્ષને સુમારે સમજે છે.

ગભક્ કર્યાથી "શકારિ" એવુ પદ પ્રાપ્ત થઇ પ્રથમ વિક્રમાદિત્યનો શક શરૂ થયો એવુ અનુમાન થાય છે રવિકીર્ત્તિના શિલાલેખનો ઉપર લખેલો અર્થ તો ઠીક છે, પણ વ્યાકરણનો વિચાર કરતા અર્થ કરવાની એક બીજી સારી રીત છે ચાર ચરણોમા બે શકોનુ અભિધાન થયુ તેના કરતા ત્રણ શકોનુ અભિધાન થયુ એવો અર્થ કરિયે તો તે સ્વારસિક થઇ સર્વથા નિર્દોષ પણ થાય છે ભારતસગ્રામથી ૩૦૩૦ વરસ ગયા ત્યારે જીનમદિર બધાયુ એ ૩૦૩૦માથી ૫૦૬ બાદ કરિયે તો ૨૫૨૪ વરસ યુધિષ્ઠિર શકના ગયા અને ૨૫૨૫ થી શાલિવાહનનો શક શરૂ થયો એવો અર્થ થાય છે "કલિયુગના ૭૫૫ વરસ ગયા ત્યારે થયલા ભારતસગ્રામથી ૩૦૩૦ વરસ ગયા તથા શાલિવાહનના ૫૦૬ વરસ ગયા ત્યારે જીનમદિર બધાવ્યુ" એવો પૂરો અર્થ થયો એવો અર્થ કરિયે તો નર્મદાની ઉત્તરે યુધિષ્ઠિરનો શક બે વરસ વધારે ચાલ્યો એમ કેહેવુ જોઇએ એવો અર્થ કરિયે તો તેમા કાંઈ અસભાવ્ય નથી દક્ષણના શિલાદિ લેખ ઉપરથી જોતા કોઇ ઠેકાણે ૪૭ મુ ક્ષય થાય છે, કોઇ ઠેકાણે ૪૮ મુ, કોઈ ઠેકાણે ૪૯ મુ અને કોઇ ઠેકાણે ૫૦ મુ એવી ચતુર્વિધ શકપ્રવૃત્તિનું નિમિત્ત શુ હશે તે વિચાર કરવો જોઇયે ચેર * દેશના જેટલા શિલાદિ લેખ છે તેઓમાથી ૪૭ શાલિવાહનનુ ક્ષય (વર્ષ) હતુ એમ જણાય છે તેથી એમ અટકળ થાય છે કે ચેર દેશમા પણ યુધિષ્ઠિરનો શક ૨૫૨૬ વરસ ચાલ્યો શાલિવાહનનો શક મગલીશના† શિલાલેખ ઉપરથી જોતા અભિષેકવર્ષથી શરૂ થયો ત્યારે કેટલાએક દાક્ષિણાત્યોએ અભિષેક વર્ષથી અને બીજા દાક્ષિણાત્યોએ હર્ષના પરાભવથી શાલિવાહનનો શક ગણવા આરભ કર્યો એમ સમજવુ જોઇયે જે વર્ષમા અભિષેક થયો તે વર્ષ જે લોકોએ શાલિવાહનશકમા ધર્યું તેઓએ ૫૦ મુ શાલિવાહનનુ "ક્ષય" કર્યું જે લોકો ૨૫૨૪ મા શાલિવાહનનો અભિષેક થયો માટે ૨૫૨૫ થી "ક

* જ્યા હાલ "મ્હૈસૂર"નું રાજ્ય છે ત્યાં "ચેર" દેશ હતો આ દેશની કાળગણના જોવી હોય તો No XV, part I, Jour R A. S. G B&I. જુવો

† "शकनृपति राज्याभिषेक संवत्सरेषु"—Pa 363, Vol VI, Indian Antiquary.

ગણુવા લાગ્યા તે લોકોએ ૪૯ મું ક્ષય કર્યું. હર્ષવિક્રમાદિત્યનો પરાભવ ૨૫૨૬ માં થયો તેથી જે લોકોએ શક ગણુવાને શરૂઆત કરી તે લોકોએ ૪૮ મું ક્ષય કર્યું તથા જે લોકોએ ૨૫૨૭ થી હર્ષપરાભવનો શક ગણુવા આરંભ કર્યો તેઓએ ૪૭ મું ક્ષય કર્યું. એવી રીતે શાલિવાહનના ચતુર્વિધ શકની પ્રવૃત્તિ થઇ હશે એમ અનુમાન થાય છે.

૩.—ચેર દેશની કાળગણુનામાં ૪૭ મું ક્ષય સમજતા હતા, એ વાત બીજી કલમમાં આવી ચુકી છે. વરાહમિહિરાચાર્યે બૃહત્સંહિતાના બૃહસ્પતિચારમાં :—

"गतानि वर्षाणि शकेंद्रकालाद
हतानि रुद्रै र्गुणये च्चतुर्भिः
नवाष्ट पंचाष्ट युतानि कृत्वा
विभाजये च्छून्य शराग रामैः ॥२०॥
फलेन युक्तं शकभूपकालं
संशोध्य षष्ठया विषयै र्विभज्य
युगानि तारायण पूर्वकाणि
लब्धानि शेषाः क्रमशः समाः स्युः ॥२१॥
एकैक मब्देषु नवाहतेषु
दत्वा पृथग् द्वादशकं क्रमेण
हृत्वा चतुर्भि र्वसुदेवताद्या
न्युडूनि शेषां शकपूर्वमब्दम् ॥२२॥

એમ સંવત્સરોને વિષે લખે છે. એ શ્લોકોની ઉપપત્તિ—૧૭૭૭ ક્ષય હતું માટે તેજ સંવત્સર પેહેલાં લઇયે એટલે—

૧૭૭૭ × ૧૧=૧૯૫૪૭ × ૪=૭૮૧૮૮ + ૮૫૮૯=૮૬૭૭૭

૩૭૫૦) ૮૬૭૭૭ (૨૩
૭૫૦૦
———
૧૧૭૭૭
૧૧૨૫૦
———
૫૨૭

૧૭૭૭+૨૩=૧૮૦૦÷૬૦=૩૦ બાર્હસ્પત્ય વર્ષ ગયા

એવી રીતે બે શ્લોકોની ઉપપત્તિ થઇ હવે ત્રીજા શ્લોકની ઉપપત્તિ—

બાર્હસ્પત્ય વર્ષ ગયાં તે

૩૦ × ૧૨=૩૬૦ × ૯=૩૨૪૦ ÷ ૪=૮૧૦ ધનિષ્ઠાદિ બાર્હસ્પત્ય નક્ષત્રો ગયા ÷૨૭=૩૦ બાર્હસ્પત્ય વર્ષ ગયા ત્યારે ૧ બાર્હસ્પત્ય વર્ષ=૬૦ સંવત્સર= ૧૩૫ નક્ષત્રો; અર્થાત્ ૧ બાર્હસ્પત્ય નક્ષત્ર=૫ નક્ષત્રો

હવે ૧૭૭૮ મુ વર્ષ લઇયે—

$૧૭૭૮+૨૩=\frac{૧૮૦૧}{૬૦}\times\frac{૧૨}{૧}=\frac{૨૧૬૧૨}{૬૦}\times\frac{૯}{૧}=\frac{૧૯૪૫૦૮}{૬૦}\times\frac{૧}{૪}=૮૧૦\frac{૯}{૨૦}$ બાર્હસ્પત્ય નક્ષત્રો ગયા હવે $\frac{૯}{૨૦}$ બાર્હસ્પત્ય વર્ષ $\times\frac{૫}{૧}=\frac{૪૫}{૨૦}=૨\frac{૧}{૪}$ નક્ષત્રો એ ઉપરથી ગુરૂ પ્રત્યેક વરસે $૨\frac{૧}{૪}$ નક્ષત્રો ભોગવે છે એમ સિદ્ધ થયુ.

બાર્હસ્પત્ય વર્ષમા સંવત્સર કોઈ વખતે ૫૯ ને કોઇ વખતે ૬૦ આવે છે. તેમાં ૧૨ યુગ (૫ વરસનો ૧ યુગ) એ બાર માસના અથવા રાશીના સ્થાને છે ત્યારે એક યુગ એટલે એક "બાર્હસ્પત્ય માસ" અથવા "રાશિ" થયો રાશિચક્રમા નક્ષત્રો ૨૭ માને છે એક બાર્હસ્પત્ય રાશિચક્રમા ૬૦ વર્ષ આવે છે અને તેમા ૫ વાર ગુરૂ બાર રાશીનો (૨૭ નક્ષત્રોનો) ઉપભોગ કરે છે, માટે એક બાર્હસ્પત્ય "નક્ષત્ર" ૫ નક્ષત્રોનુ થયુ" એ બૃહત્સંહિતામાના ઉપલા શ્લોકોનો સારાશ છે. માઘ* માસમાં ધનિષ્ઠના પ્રથમ અંશમા આવી ગુરૂ જ્યારે ઉદય પામે છે ત્યારે પ્રભવ નામનો સવત્સર પ્રવૃત્ત થયો એમ વરાહમિહિર બૃહસ્પતિચારમાજ કહે છે તે ઉપરથી જે માઘ માસથી વર્ષ શરૂ કરતા હતા તે લોકોની એ સંવત્સર કલ્પના હોવી જોઇયે "બૃહસ્પતિ" પડયો દેવોનો "ગુરૂ" અને તેનો ઉદય માઘ માસમા થાય છે માટે તે માસને માસોમા પ્રથમ માની વૈદિક લોકોએ તેથી વર્ષનો "ઉદય" (આરભ) કર્યો વેદાગ જ્યોતિષમા પણ "માઘ" માસથી વર્ષ† શરૂ થઇને પૌષમા સમાપ્ત થાય છે", એમ લખ્યુ છે માટે "તત્પૂર્વક વર્ષ" (તત્પૂર્વક વર્ષમબ્દમ્) એમ વરાહમિહિર લખે છે તે માઘારંભ વર્ષને લાગુ થશે; કાર્ત્તિકારંભ અથવા ચૈત્રારંભ વર્ષને તે લાગુ થશે નહિ.

---

* શ્લો० ૨૭

† "माघशुक्ल प्रवृत्तस्य पौषकृष्ण समापिनः ॥

| બાર્હસ્પત્ય વર્ષ. | ક્ષય. | વર્ષસંખ્યા. | ઘુસ. | ચેરદેશના લોકોની- રીતથી "ક્ષયસંવત્સરનું ચક્ર." |
|---|---|---|---|---|
| ૧ | ૫૮ | ૦ | ૦ | ૪૭ |
| ૨ | ૧૧૭ | ૫૯ | ૩ | ૧૦૭ |
| ૩ | ૧૭૬ | ૫૯ | ૨૯ | ૧૬૭ |
| ૪ | ૨૩૫ | ૫૯ | ૫૫ | ૨૨૭ |
| ૫ | ૨૯૫ | ૬૦ | ૦ | ૨૮૭ |
| ૬ | ૩૫૪ | ૫૯ | ૨૨ | ૩૪૭ |
| ૭ | ૪૧૩ | ૫૯ | ૪૮ | ૪૦૭ |
| ૮ | ૪૭૩ | ૬૦ | ૦ | ૪૬૭ |
| ૯ | ૫૩૨ | ૫૯ | ૧૪ | ૫૨૭ |
| ૧૦ | ૫૯૧ | ૫૯ | ૪૦ | ૫૮૭ |
| ૧૧ | ૬૫૧ | ૬૦ | ૦ | ૬૪૭ |
| ૧૨ | ૭૧૦ | ૫૯ | ૭ | ૭૦૭ |
| ૧૩ | ૭૬૯ | ૫૯ | ૩૩ | ૭૬૭ |
| ૧૪ | ૮૨૮ | ૫૯ | ૫૯ | ૮૨૭ |
| ૧૫ | ૮૮૮ | ૬૦ | ૦ | ૮૮૭ |
| ૧૬ | ૯૪૭ | ૫૯ | ૨૪ | ૯૪૭ |
| ૧૭ | ૧૦૦૬ | ૫૯ | ૫૧ | ૧૦૦૭ |
| ૧૮ | ૧૦૬૬ | ૬૦ | ૦ | ૧૦૬૭ |
| ૧૯ | ૧૧૨૫ | ૫૯ | ૧૮ | ૧૧૨૭ |
| ૨૦ | ૧૧૮૪ | ૫૯ | ૪૪ | ૧૧૮૭ |
| ૨૧ | ૧૨૪૪ | ૬૦ | ૦ | ૧૨૪૭ |
| ૨૨ | ૧૩૦૩ | ૫૯ | ૧૦ | ૧૩૦૭ |
| ૨૩ | ૧૩૬૨ | ૫૯ | ૩૬ | ૧૩૬૭ |
| ૨૪ | ૧૪૨૨ | ૬૦ | ૦ | ૧૪૨૭ |
| ૨૫ | ૧૪૮૧ | ૫૯ | ૪ | ૧૪૮૭ |
| ૨૬ | ૧૫૪૦ | ૫૯ | ૨૯ | ૧૫૪૭ |
| ૨૭ | ૧૫૯૯ | ૫૯ | ૫૫ | ૧૬૦૭ |
| ૨૮ | ૧૬૫૯ | ૬૦ | ૦ | ૧૬૬૭ |
| ૨૯ | ૧૭૧૮ | ૫૯ | ૨૧ | ૧૭૨૭ |
| ૩૦ | ૧૭૭૭ | ૫૯ | ૪૮ | ૧૭૮૭ |

અશ્વિની નક્ષત્ર અતિ પ્રાચીન કાળમાં પ્રથમ ગણાયું ગયું, માટે સૌર માસોમાં આશ્વિનમાસ પ્રથમ ગણાયો. એ રીતે જોઇએ તો બાર્હસ્પત્યવર્ષોમાં આશ્વિનવર્ષ પહેલું થવું જોઇએ. મેષ રાશીમાં જ્યારે સૂર્ય આવેછે ત્યારે

સૌર વર્ષનો આરંભ થાયછે, તેમજ જ્યારે મેષરાશીમાં એટલે, અશ્વિનીના પ્રથમ અંશમા બૃહસ્પતિ આવેછે ત્યારે બાર્હસ્પત્યવર્ષનો આરંભ થવો જોઇએ ચૈત્રમા સૂર્ય અશ્વિનીમા પ્રવેશ કરેછે બૃહસ્પતિ પણ ચૈત્રમાજ અશ્વિનીમા પોતાનો પગ મુકેછે માટે મેષમા બૃહસ્પતિ આવે ત્યારે "પ્રભવ" સંવત્સરનો આરંભ થાયછે, એવુ બોલવુ સયુક્તિક લાગેછે, એ મત ગ્રહણ કરનારા જે જ્યોતિષી અતિ પ્રાચીન કાળમા હતા તેઓને પ્રભવવ્યવસ્થામા ગુરૂદયની કેટલી જરૂર લાગતી હતી તે સ્પષ્ટ સમજાતુ નથી. તોપણ જો દ્વાદશમાસાત્મક બાર્હસ્પત્યવર્ષની * ક્વચિત્ ગુરૂદયથી તથા ગુર્વસ્તથી પણ વ્યવસ્થા લાગેછે તો ષષ્ઠિવર્ષાત્મક બાર્હસ્પત્યવર્ષની પણ ગુરૂના ઉદયથી તથા અસ્તથી વ્યવસ્થા લાગવી જોઇયે શાલિવાહનનુ ૪૮ મુ વર્ષ બાર્હસ્પત્ય આશ્વિન હતું એમ અનુમાન થાયછે ત્યારે શાલિવાહનનુ ૪૭ મું ક્ષય હોવુ જોઇયે વર્ષ માધારભ છે એમ જે લધધે લખ્યુછે તે વૈષ્ણવોના સંપ્રદાયનો આદર કરી શ્રવણ અને ધનિષ્ઠા એ બે નક્ષત્રોનો ઉપભોગ જે વર્ષે બૃહસ્પતિ કરેછે, તે વર્ષને "શ્રાવણ" વર્ષ † કહેછે શ્રાવણ નક્ષત્રની દેવતા વિષ્ણુ ‡ ત્યારે "શ્રાવણ" વર્ષ તથા "શ્રાવણ" § યુગ વૈષ્ણવોએ આધ

---

* "नक्षत्रेण सहोदयमुपगच्छतियेन देवपाते मत्री" એમ કલકત્તાની બૃહત્સંહિતાનો (પૃષ્ટ ૪૭) મે પાઠ છે પણ ભટ્ટોત્પલની ટીકા ઉપરથી જોતા "नक्षत्रेण सहोदयमस्तवा येन यातिसुरमत्री" એ પાઠ અસલ સમજવો જોઇયે ભટ્ટોત્પલનો કાળ શક ૮૮૮ (वस्वष्टाष्टमितेशाके)

† "જે નક્ષત્ર ભોગવતા બૃસ્પતિનો ઉદય અથવા અસ્ત થાયછે તે નક્ષત્ર ઉપરથી તે વર્ષ ને માસનો ક્રમ ન છોડતા નામ આપવુ" એમ કહી લાગલોજ વરાહમિહિર "કાર્તિક" વગેરે વર્ષો બે બે નક્ષત્રોના થઇ ત્રીજુ, અગિયારમુ તથા બારમું ત્રણ ત્રણ નક્ષત્રોના સમજવા એવો નિયમ સ્થાપે છે "શ્રાવણ" એ "કાર્તિક"થી દશમુ વર્ષ છે માટે તે "શ્રાવણ" તથા "ધનિષ્ઠા" એ બે નક્ષત્રો મળીને થાયછે

‡ "विष्णु र्वसवो वरुण"—એમ લધધના વેદાંગ જ્યોતિષમાં લખ્યુ છે "શ્રવણ", "ધનિષ્ઠા" તથા "શતતારકા" એ ત્રણ નક્ષત્રોની દેવતા ક્રમથી "વિષ્ણુ", "વસુ" તથા "વરૂણ" એ સમજવી

§ વરાહમિહિરે ૧૨ યુગોના નામ ઠેકાણે ઠેકાણે આપ્યા છે, તે યુગોના બાર દેવતાઓ ઉપરથી છે, માટે "શ્રાવણ" યુગને ઠેકાણે આપણે "नारायणपूर्वकाणि" એમ બીજા સંગ્રહશ્લોકમા વાચિયે છૈયે

માન્યાં એમાં નવલ નથી. ધનિષ્ઠાથી વર્ષનો આરંભ કર્યો તેનું કારણ તે નક્ષત્રમાં બૃહસ્પતિનો "ઉદય" થાયછે એ. વળી ધનિષ્ઠા નક્ષત્ર માઘ માસમાં પડેછે માટે જે માસથી મહાવર્ષનો આરંભ થાયછે તે માસથીજ વર્ષનો આરંભ વૈષ્ણવોએ કર્યો. "શ્રાવણ" નક્ષત્રનો ઉપભોગ કરતાં કરતાં બૃહસ્પતિનો અસ્ત થાયછે, માટે "મહાવર્ષ" શ્રવણાંત કરી જેમ આદિમાં તેમ અંતમાં પણ તેનું વૈષ્ણવત્વ વૈષ્ણવોએ સ્થાપ્યું. જેમ વૈષ્ણવોનો પ્રસાર થતો ગયો તેમ વૈષ્ણવયુગ (શ્રાવણ) નું પ્રાથમ્ય પ્રસિદ્ધ થતું જઇ, આશ્વિન યુગનું પ્રાથમ્ય અપ્રસિદ્ધ થતું જતાં જતાં કાલવશે તેનો તદન લોપ થઇ ગયો. વરાહમિહિરના કાળમાં પણ આશ્વિન યુગના પ્રાથમ્યનો તમામ લોપ થઇ ગયો હતો એમ અનુમાન થાયછે. જો આશ્વિન યુગના પ્રાથમ્યનું કાંઇક પણ જ્ઞાન કોઇ ગ્રંથાંતરથી વરાહમિહિરને થતે તો તે તેનો સંગ્રહ કર્યા વગર રેહેતે નહી. ચેર દેશના શિલાદિ લેખથી શાલિવાહનનું ૪૮ મું પ્રભવ થાયછે, માટે આશ્વિન યુગનું પ્રાથમ્ય અતિ પ્રાચીન કાળમાં ચાલતું હતું એમ અનુમાન કર્યા વગર ગતિ નથી, કેમકે બીજી રીતે તે વર્ષનું પ્રભવત્વ સિદ્ધ થતું નથી. કેટલાંએક વર્ષ ગયા પછી જ્યોતિઃશાસ્ત્રને હ્રાસ થયાથી પ્રભવ સંવત્સરનું જે વ્યાખ્યાન વૈષ્ણવોએ કર્યું હતું તેની પણ વિસ્મૃતિ થઇ લોકોમાં બરાબર ૬૦ વર્ષોનું એક સંવત્સરચક્ર માન્યું ગયાથી ૬૧ મું વર્ષ પ્રભવ એવો નવિન સંપ્રદાય પ્રવૃત્ત થયો. આપણાં ટીપણામાં 'વિક્રમસંવત્સર એમ કેહેવાયછે તે ,ખરેખર' જોતાં શાલિવાહનશકનુંજ સંવત્સર છે. એટલુંજ કે તે શાલિવાહનશકમાં તથા વરાહમિહિરોક્ત શાલિવાહનશકમાં ૧ વર્ષનું અંતર રહેછે. તેની ઉપપત્તિ નીચે લખ્યા મુજબ સમજવી. શકપ્રવૃત્તિ ચતુર્થી હતી એ વાત ઉપર આવીછે, તે ઉપરથી ૫૭, ૫૮, ૫૯ અથવા ૬૦ શાલિવાહનનું વૈષ્ણવોનું ક્ષય થાયછે. વરાહમિહિરે જે શ્લોક આપ્યાછે તેથી ૫૮ મું "ક્ષય" થાયછે. એ રીતે ૧૭૭૬, ૧૭૭૭, ૧૭૭૮ અને ૧૭૭૯ શાલિવાહનનું "ક્ષય" સમજવું જોઇયે. ટીપણાંમાં ૧૭૭૭ મું "ક્ષય" લખ્યુંછે, તે વરાહમિહિરોક્તિસાથે વિરોધ ન આવે માટે. પણ વિચાર કરતાં ૧૭૭૭માં પ્રભવનાં બધાં લક્ષણ છે. ચતુર્થી શકપ્રવૃત્તિ પંચાંગકારોને ખબર નહી હતી તેથી એવી ચુક ટીપણામાં પેસી ગઈ. ટીપણાંમાં ૧૭૮૮ ક્ષય અને ૧૭૮૯ પ્રભવ શાલિ-

શાહનો એમ લખ્યુ છે. "આશ્વિન" યુગ તથા "શ્રાવણ" યુગ એ બેનો ઘોટાળો થયાથી જે નવો ક્ષયસવત્સરોનો તથા પ્રભવસવત્સરોનો વર્ગ ઉત્પન્ન થયો, તે વર્ગમાના ઉપર લખેલા બે સવત્સર સમજવા રાજસ્થાનના તથા કાસ્મીરના ઇતિહાસમા સવત્સરોના નામ આવતા નથી અને દક્ષણમાજ સવત્સરોની પ્રવૃત્તિ વધારે છે તેથી સવત્સરકલ્પના દાક્ષિણાત્ય લોકોની હોવી જોઇયે.

."ભગવદ્દભક્ત."

---

## તમાસંવરણ નાટક.

### અંક ૫ મો

### સ્થળ કુંજ.

[ સવરણ આવે છે ]

સવરણ–હે ગુરૂ, હે વસિષ્ઠ ! દયા કરો હુ તમારે શરણ છુ હે કૃપાળુ અમારી ઉપર જ્યારે જ્યારે વિપત્તિ પડે છે ત્યારે ત્યારે આપ સહાય કરોછો હે બ્રહ્મપુત્ર ! તમારા વિના ક્ષણભર પણ અમારૂ કામ ચાલી શકતુ નથી કર્ણધારવિના નૌકાની જે અવસ્થા થાય તેવી તમવિના અમારી થાય હે મહાત્મા ! તમે તમારા તપોબળથી કામક્રોધાદિ દુર્જય શત્રુઓનો પરાજય કીધો છે અને વિશ્વામિત્રને બ્રહ્મનેજ દેખાડ્યુ છે ક્ષમાનિધિ ! તમે વિશ્વામિત્રનો ઘોર અપરાધ ક્ષમા કીધો છે હે દ્વિજકુલભુષણ ! પ્રસન્ન થાઓ, હુ તમારે શરણ છુ (વસિષ્ઠમુનિ આવે છે)

સવરણ–(દડવત કરીને) મહારાજ ! આપે મોટી કૃપા કરી કે આ સમયે મારી સુધ લીધી

વસિષ્ઠ–તમારૂ કલ્યાણ થાઓ હુ તમારા અભીષ્ટને કારણ સૂર્યભગવાનની સ્તુતિ કરૂ છુ (સૂર્યનુ ધ્યાન કરીને) હે પ્રભાકર ! હે દેવેશ ! તમારેઅર્થે કોટિકોટિ નમસ્કાર છે હે આદિત્ય ! તમે પ્રતિમાસ નવિન રૂપથી પ્રકાશ કરોછો, આપનો ઉદય થવાથી સસારનો અધકાર મટે છે આપનુ ધ્યાન કરવાથી જ્ઞાનનો પ્રકાશ થાય છે આપ કાળનો નિયમ કરવાવાળા છો અને જ્યોતિષાદિ શાસ્ત્રના આચાર્ય છો હે શરણ્ય ! વાલખિલ્યાદિ ઋષિ આપની મહા સ્તુતિ કરે છે, પરતુ પાર પામતા નથી હે દિવાકર ! તમે આઠ

માસ પૃથ્વીનું જળ શોષણ કરીને ચાર મહિના જગતનાં પાલનનેઅર્થે વ-રસાદ વરસાવો છો. હે સૂર્ય તમે કમલવનને વિકસિત કરી ભ્રમરોને બંધ-મુકત કરો છો. હે રવિ ! તમારા લોકમાં ગયાવિના કોઇ પરંપદને પામતું નથી. તમારા વંશમાં સાક્ષાત્સર્વેશ્વરે રામાવતાર ધારણ કીધો છે. પ્રભુ ! હું તમારી સ્તુતિ કરવાને અસમર્થ છું. હે દયાકર ! પ્રસન્ન થાઓ. હું તમારે શરણ છું.

(સૂર્ય ભગવાન આવે છે. વસિષ્ઠ ને સંવરણ દંડવત કરે છે.)

વસિષ્ઠ–હે દેવેશ ! તમે નેત્રોને પ્રકાશ દેવાવાળા અને સર્વ રોગના હરવાવાળા છો. મારા કોટિ પ્રણામ આપને અંગીકાર હો.

સૂર્ય–હે બ્રહ્મર્ષિ ! હું તમારી ઉપર પ્રસન્ન છું. તમારી ઇચ્છામાં આ-વે તે વરદાન માગો.

વસિષ્ઠ–(હાથ જોડીને) જો તમે પ્રસન્ન હો તો મને વાંછિત વર દો.

સૂર્ય–ઠીક; મેં તમને યથેષ્ટ વર દીધો (નેપથ્ય ભણી જોઇને) બેટી, અહીં આવ.

(તપ્તા સખીઓ સહિત આવી સૂર્યને ચરણે નમે છે.)

સૂર્ય–(તપ્તાને માથે હાથ ફેરવી) પુત્રી ! પ્રસન્ન રહે. તમારી ઇચ્છા પૂર્ણ થઇ. હવે જન્મપર્યંત પ્રીતિપૂર્વક પોતાના પતિની સેવા કરવી એજ સ્ત્રીઓનો પરમ ધર્મ છે. (વસિષ્ઠમુનિને) સંસારમાં પુત્રી કે પુત્ર બે પદા-ર્થ છે; પણ પુત્ર આપણા ઘરમાં રહે છે ને પુત્રી બીજાના ઘરમાં. માત પિતાને પોતાની પુત્રીને યોગ્ય વયે યોગ્ય પતિસાથે પરણાવવાનો અધિકાર છે; પરંતુ જે લોકો પોતાની પુત્રીનું દુઃખ સુખ જોતા નથી તેઓ તેમને જન્મભરના દુખના ખાડામાં હડસેલી મુકે છે. અમારા વંશવાળાઓએ કન્યા-ની પ્રસન્નતાનેઅર્થે સ્વયંવરની રીતિ રાખી છે; પરંતુ ગંધર્વવિવાહ તેથી

એ ઉત્તમ છે. આજ મારી છાતી ઉપરથી એક મોટો બોજો ઊતર્યો

મળવું જોઇયે. ટીપણાંમા

કિતસાથે વિરોધ ન આવે ર. દોહરો.

બધાં લક્ષણ છે. ચતુર્થ શકપ્રસ્થાનનું, કન્યા ભલી ન

ચુક ટીપણામાં પેસી ગઇ. ટીપણાંમાંસનું, જો હરિ ર

૪(સજળ નેત્રે સવરણને ) લો સુહૃદ ( પ્યારા ) લો , આ અમારૂ ધન-પ્રાણ તમને અર્પણ છે

સંવરણ-( દડવત કરીને ) મહારાજ, આપની કૃપાથી મારી કામના પૂર્ણ થઇ

સૂર્ય-વળી જો ઇચ્છા હોય તો વરદાન માગો

સવરણ-પરમેશ્વરના ચરણકમળમા સદા ભક્તિ રહે

સૂર્ય-एवमस्तु

( સૂર્ય ને વસિષ્ઠ એક બાજુથી, સવરણ ને તપ્તા સખીઓસહિત બીજી બાજુએથી નેપથ્યમા જાય છે પડદો પડે છે નેપથ્યમા વાજા વાજે છે અને રગભૂમિમા આનદ છવાઇ રહે છે) **તંત્રી.**

સમાપ્ત.

---

## દુખીનાં દુખ.

(એક બનેલી વાત)

તુ બાળપણે રડાઇરે, દુખી સહીયર મારી , ગઇ વાકવિના દડાઇરે, દુખી ૧
મળ્યા માતપિતા કો કમાઇરે, દુ૦ , વરસ આઠમે કીધી સગાઇરે, દુખી ૨
જીના લઈ ક્યાથી શોધ્યા જમાઇરે, દુ૦ , વય ચાળીસથીએ મનાઇરે, દુખી ૩
શિખતી નિશાળે તુ સચવાઇરે, દુ૦ , જાણે કર્મની શુ કઠિણાઇરે ? દુખી ૪
ચાર વરસ ગયાં ઝટ ભરાઇરે, દુ૦ , દીકરી લાવકી નિકળી તુ ડાહીરે, દુખી ૫
માતા કહાવે ખબર મલકાઇરે, દુ૦ , વેહલા લગન કરોને વેહેવાઇરે ! દુખી ૬
કન્યા બાર વરસની તો થાઇરે, દુ૦ , હવા ક્યાસુધી રહે જળવાઇરે , દુખી ૭
શુભ દિવસ નક્કી કરો ભાઇરે, દુ૦ , જોતામા આખ જારો મીંચાઇરે, દુખી ૮
સાચા વાયદા કરશો મા કાઇરે દુ૦ , કીધી પરદેશે ઠીક કમાઇરે, દુખી ૯
વળતે કાગળે લખજો વધાઇરે, દુ૦ , ભોળી વેવણશુ કરી લો ભનાઇરે, દુખી ૧૦.
આવ્યા ઉત્તર મરજી જણાઇરે, દુ૦ , હોસે સાકર સોપારી વેહેચાઇરે, દુખી ૧૧
એવે માત પડી પટકાઇરે, દુ૦ , દીલની આશ તો દીલમા દટાઇરે, દુખી ૧૨.
માસ બારની ઢીલ ન ખાઇરે, દુ૦ , કન્યા તેર વરસની ગણાઇરે, દુખી ૧૩
વેહેલા વરરાજા આવશે હવાઇરે, દુ૦ , સુહુરત લો તમે મગળ ગાઇરે, દુખી ૧૪
સગાં સહોદર આવ્યા ઉભાઇરે, દુ૦ લ્હાવો લગનનો લેવા ધરાઇરે, દુખી ૧૫

ત્રણ રાત રહી વચમાંહીરે, દુ૦ ; આવી ખબર મોકાણુની ત્યાંહીરે, દુખી. ૧૬.
જમડા આવી તે શી અદેખાઇરે? દુ૦ ; ગયા નાથજી તાવે તણાઇરે, દુખી. ૧૭.
પરણ્યા પેહેલાં તું વિધવા લેખાઇરે, દુ૦ ; સુખ આપવાનીજ મનાઇરે, દુખી. ૧૮.
રંગમાં ભંગથી સખી ઘભરાઇરે, દુ૦ ; થાકી ઉભીતી ગરબા જે ગાઇરે, દુખી. ૧૯.
પીઠી બદલ આ કેશ મુંડાઇરે, દુ૦ ; મળવા પેહેલાં સદાની જુદાઇરે, દુખી. ૨૦.
ક્યાં છે રેશમ અતળસ તળાઇરે, દુ૦ ; આતો ધાબળીમાં વિંટળાઇરે, દુખી. ૨૧.
સતી સુકુમાર જીવે જખમાઇરે, દુ૦ ; ઘરને છટ્ઠે ખુણે તું પુરાઇરે, દુખી. ૨૨.
માત મારી ન ગઈ વીખ પાઇરે, દુ૦ ; છતે માત તું એકલવાઇરે, દુખી. ૨૩.
પિતા વેરી વેરી પિતરાઇરે, દુ૦ ; પિટયા કહાડી મુકે કાંઇ સાહીરે, દુખી. ૨૪.
મૂવા મામા ને મોળાઇરે, દુ૦ ; દુખપર ડામ દીધે એ મુદાઇરે, દુખી. ૨૫.
શુખી મારે આ ભાઇ ભોજાઇરે, દુ૦ ; તાણા ટપલાથી ગઇ કાઇકાઇ, દુખી. ૨૬.
વિરહતાપથી ચાલી તવાઇરે, દુ૦ ; ચોંકી ઉંઘતી ઉઠે અકળાઇરે, દુખી. ૨૭.
પાંચ વરસ એકાંતે રીબાઇરે, દુ૦ ; ગઈ ધીરજ વધી અધીરાઇરે, દુખી. ૨૮.
વીહીલી મંદીરભણી દોરવાઇરે, દુ૦ ; કાળે હુલકાવી તું હુલકાઇરે, દુખી. ૨૯.
પાપ કરતાં તો બહુ અચકાઇરે, દુ૦ ; અંતે આવેશમાં ગઈ ફસાઇરે, દુખી. ૩૦.
મળી કાળમુખી જોગવાઇરે, દુ૦ ; હાય શિયળ ગયું વિસરાઇરે, દુખી. ૩૧.
કાંઇકિ દિવસ બેઠી લજવાઇરે, દુ૦ ; કાળી ટીલી કપાળે લખાઇરે, દુખી. ૩૨.
વાત કેહેવાય કેને કેહેવાઇરે ? દુ૦ ; યાદ આવતાં જાય રોવાઇરે, દુખી. ૩૩.
વૈદ જોશી બોલાવ્યા ગુંસાઇરે, દુ૦ ; પૈસે આબરૂએ તું લુટાઇરે, દુખી. ૩૪.
ગયું દરદ કશોહું સુંઘાઇરે, દુ૦ ; હવે લાજ તારે હાથ દાઇરે, દુખી. ૩૫.
સાંધીબાજી કશી ન સંધાઇરે, દુ૦ ; કુમળું અવધાન ગયું જ્યાં રંધાઇરે, દુખી. ૩૬.
શેરીએ હવે થાળી પિટાઇરે, દુ૦ ; મેડીમાં આવી બેઠા સિપાઇરે, દુખી. ૩૭.
સુણી વાત કલેક્ટર ખાઇરે, દુ૦ ; આવ્યાં દુખિયારીની વારે ધાઇરે, દુખી. ૩૮.
(પણ) નહી જીવવાની આશ જણાઇરે, દુ૦ ; ઝેર ગયું જ્યાં ફેલાઇરે, દુખી. ૩૯.
આપ્યાં અમુલખ વાર દવાઇરે દુ૦ ; પીતાં ગઇ પરસેવે ભિંજાઇરે, દુખી. ૪૦.
ખોળે માથું મુકી તું મુંઝાઇરે, દુ૦ ; છાતી દુઃખને ભારે દબાઇરે, દુખી. ૪૧.
પલમાં પ્રાણ ઉડયા ગુંગળાઇરે, દુ૦ ; ખોખું ખાલી પડયું કળખાઇરે, દુખી. ૪૨.
રખડી રીબી આ સંસારમાંહીરે, દુ૦ ; છેલે સ્મશાનમાં તું સમાઇરે, દુખી. ૪૩.
નાત ડાકેણે ઘેરી લેરાઇરે, દુ૦ ; જીવ લઇને તે સંતોખાઇરે, દુખી. ૪૪.
ભોગ ભવના જગત રૂસવાઇરે, દુ૦ ; કે તું બાળપણે રંડાઇરે, દુખી. ૪૫.

માફી.

# સંગીતશાસ્ત્ર

સાપ્રત સમયમા સર્વ વિદ્યાની ઉન્નતિનુ સતોષકારક પરિણામ આવતુ જાય છે તે જોઇ સાભળીને અતિશયાનદ થાય છે; પણ જે વિદ્યા સર્વોત્તમ આનદદાયક છે, જે ભક્તિમાર્ગનુ એક સાધન છે, જે કલયુગમા મોક્ષનુ સાધન ગણાય છે, જે બ્રહ્માનદનુ સુખ દેખાડે છે, જે સર્વે રીતના દોષ અને અપરાધ રહિત છે, જે સાકાર અને નિરાકાર પરમેશ્વરની સ્તુતિનેઅર્થે ઉપયોગી છે, જે દેવતા, વિદ્વાન અને રાજાઓને પ્રસન્ન કરનારી છે, જે વિવાહાદિક શુભ પ્રસગમા જરૂરની છે, જે એકાકિજનને પણ સન્મિત્રરૂપ છે, જે બાલક-તરૂણ અને વૃદ્ધને પોતાની તરફ ખેચે છે, જે સર્વ જાતિની ચિંતા દૂર કરી પોતાના પાત્રની સુખાનંદમા અવસ્થા ગુજારે છે, જે અનિવાર શોકમગ્ન મનુષ્યને શોકમુક્ત કરે છે, જે રોગગ્રસ્ત જનોને શાતિ આપી રોગરહિત કરે છે, જે મોટી નુકસાની વગેરેના દુખોને વિસ્મરણ કરાવે છે, જે નરનારીના મનને રજન કરી મોહ પમાડે છે, જે મૂર્ખતગના ચિત્તને પણ આકર્ષણ કરી રાજી કરે છે, જે સર્પાદિક ક્રૂર અને મૃગાદિક ચપળ પ્રાણિઓને મોહિત કરી વશ્ય કરે છે, જે વાયુ અને કાળનુ માપ કરે છે અથવા તુલના કરે છે, જે ચોસઠ કલા માહેલી કલા અને કલા રત્ન છે, જે તપસ્વિઓની પરીક્ષા લેવાના ઉપયોગની છે, જે આખા જગતમા ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ-સુધરેલ અને અજ્ઞાની દેશોમા પણ ન્યુનાધિકપણે વર્તે છે, જે મહાન્ પુરૂષોએ ઉત્તમ પ્રકારની ગણી છે, જેને દેવ દાનવાદિકે સ્વીકારી છે, જે વિષ્ણુલોક-શિવલોક-બ્રહ્મલોક-ઇદ્ર (દેવ) લોક તથા યમવરૂણ કુબેર અને પાતાળ લોકમા વિસ્તાર પામેલી છે, જે આર્યોના માન્યગ્રથ વેદમાંથી ઉત્પન્ન થએલી છે, ઉપવેદ અથવા પાચમા વેદની પદવીને પામી છે, જે પુરાણમાં-ઇતિહાસોમા અને કેટલાક કહિ પરદેશના વિદ્વાનોમા પ્રશશાપાત્ર થઇ છે, જે વિદ્યા સપૂર્ણતાને પામેલી ખેડાયલી અને વિસ્તાર પામેલી છે અને જે વિદ્યા પ્રાચીનકાળમા ઉત્તમ અને માન્ય કુટુબોમા નિશકપણે પૂર્ણ રીતે પ્રસરેલી જણાય છે, એવા અનેક ઉત્તમ ગુણવાળી વિદ્યા તે સગીત વિદ્યા છે

આ સગીત વિદ્યાની ઉત્પત્તિનો સમય ઇતિહાસ ઉપરથી કે બીજી કોઈ

પણ રીતે ખાત્રીપૂર્વક જણાતો નથી, તોપણ સંગીત વિદ્યા ઘણા પ્રાચીનકાળની છે એમ કેહેવામાં કાંઇપિણ બાધ જણાતો નથી. કારણ કે એ વિદ્યાની ઉત્પત્તિનું મૂળ વેદ છે. વલી કેટલાક પ્રાચીન ગ્રંથોમાં અને પુરાણોમાં એ વિષય અને તેની પ્રશંશા જોવામાં આવે છે; તેમજ એ વિદ્યા જાણનારા પણ ઘણા પ્રાચીન સમયના છે–જેનાં નામ અનુક્રમે આવતાં જશે–તે સાંભળતાંજ મનને પૂર્ણ પ્રતીતિ થાય છે કે સંગીત વિદ્યા ઘણા પ્રાચીન કાળની છે. જેનું વર્ણન એક પણ પુરાણે મુકી દીધેલું હોય તેવું જણાતું નથી, તેમજ કેટલાક પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ કર્તાઓએ પણ એ વિદ્યાનું વર્ણન છોડી દીધેલું નથી. વાલ્મિકિ રામાયણ જે કાવ્યગ્રંથમાં આદિગણ્ય છે તેમાં એ વિદ્યાની સ્થિતિ–કાઠિણ્યતા એ વિદ્યા કેટલી મેહેનતે સંપૂર્ણ મળેછે અને કેવા કેવાઓને મોહ પમાડે છે ને શું ફાયદા થાય છે તથા મનુષ્યોમાં કેવા કુટુંબમાં હતી તેનું કથારૂપે મનોરંજક વર્ણન કર્યુંછે. તે સ્થળોપયોગી જાણી સારરૂપે ગ્રહણ કર્યુંછે. તે ઉચિત જણાશે–

એક કૌશિક નામે બ્રાહ્મણ ગાયનભક્તિથી શિષ્યોસહિત વિષ્ણુ લોકની ગતિને પામ્યો. તેને વિષ્ણુએ દૂરથી આવતો જોઇ આદરસત્કાર કરી પોતાની પાસે બેસાડીને પ્રસન્નકરવા સારૂ ગીતવાદ્યવિશારદ લોકો પાસે, ગીતવાદ્ય શ્રવણ મહોત્સવ કરવાનો વિચાર કર્યો. એ સાંભળીને લક્ષ્મીજી તે મહોત્સાહ જોવા સાથે હજારો ચેટીગણ (દાસીઓ) સહિત આવ્યાં; પણ એ મહોત્સાહમાં પ્રથમથી કેટલાક દેવતા સિદ્ધ વગેરે આવ્યા હતા તેની ઘણી ભીડ હતી. તેથી એ શ્રવણ મહોત્સાહની સભામાં જવાને માર્ગ લક્ષ્મીજીને ન મળવાથી દેવતા વગેરેને ચેટીગણોએ દૂર કર્યા. એટલે માત્ર લક્ષ્મીજી સભામાં જઇને બીરાજ્યાં. એટલામાં તુંબરૂ નામે ગંધર્વ આવ્યો તેને માનપૂર્વક શ્રી વિષ્ણુએ બોલાવ્યો ને શ્રી વિષ્ણુને નમસ્કાર કરીને શ્રી વિષ્ણુ અને લક્ષ્મીજીની પાસે જઇને બેઠો, અને આજ્ઞા મળતાંજ વિપંચી વીણા–બીન લઇ મૂર્છાલય તાલાદિક પ્રમાણથી અતિ મધુર અને સ[illegible] અનુક્રમે [illegible]યું. તેથી કૌશિક બ્રાહ્મણ અને સભાસ્થિત દેવતા વગેરે [illegible] માથું મુકી તું મું[illegible]ને કૌશિકને પ્રસન્ન કરવા શ્રી વિષ્ણુએ ઉત્તમ ગાયકપદમાં પ્રાણ ઉડયા ગુંગળા[illegible]ય વસ્ત્રાભૂષણથી સંતુષ્ટ કર્યો. તુંબરૂ ગંધર્વ શ્રી રખડી રીબી આ સંસારમાંહી[illegible]સ્થાનકે ગયો–અને બ્રહ્માદિક દેવતાઓ પણ
નાત ડાકેણે ઘેરી ઘેરાઇને, ઈ૦ [illegible] સ્વ સ્વલોકમાં ગયા.'
ભોગ ભવના જગત રૂસવોઇને, ઈ[illegible]

[illegible]નું નામ કલાવતી આપેલું છે.

,જે દેવતાઓને લક્ષ્મીજીના પ્રવેશ વખતે ચેટીગણોએ દૂર કર્યા હતા તેમા દેવર્ષિ નારદ પણ એક હતા તે દૂર જવાનુ મનમા અપમાન સમજી ખિન્ન થવા લાગ્યા પણ દેવતાઓ એ ગીતવાદ્યના મહોત્સાહનો આનંદ છોડી ન શક્યા, તેથી દૂર ઉભા રહીને સાભળવા લાગ્યા, એટલે દેવતાઓ સાથે દેવર્ષિ નારદ પણ મન શોકાતુર છતા સાભળવાને ઉભા રહ્યા, પણ ગીતવાદ્યનો પ્રારભ થયો તે સાભળતા વારમાજ સઘળી મનોવ્યથા દૂર થઇ ગઇ અને ગીતવાદ્યના આનંદમા નિમગ્ન થયા, પરતુ તે ગીતવાદ્યનો શ્રવણમહોત્સવ પૂરો થવા આવ્યો તેટલે દેવર્ષિ નારદના મનમા પ્રથમ કરતા મહાન ચિતા પેદા થઇ-કે અરે! હુ બ્રાહ્મણ, વળી દેવર્ષિ તે દેવતાઓ સાથે દૂર ઉભો અને આ એક ગંધર્વ જે તુબરૂ તેને શ્રી વિષ્ણુએ પોતાની પાસે બેસાડયો, આદરસત્કાર કર્યો અને છેવટ વસ્ત્રઆભૂષણ આપીને માન આપ્યુ, અને મુને તથા દેવતાને આવો બેસો વગેરે પણ કહ્યુ નહી! તેનુ કારણ શુ હશે? તેનો સચિત ચિત્તે વિચાર કરતા જ્યા સુધી ખરૂ કારણ સમઝાયુ નહી ત્યા સુધી તો નારદજીને શોક અને ક્રોધ વધતો ગયો, રદય સતપ્ત થયુ અને નેત્રો લાલચોળ થઈ ગયા તથા વિચારના દુસ્તર વારિધિમા મગ્ન થયા પણ એવી ચિતાતુર અવસ્થામા જ્યારે ખરૂ કારણ સમઝાયુ એટલે તો આશ્ચર્યસહિત દેવર્ષિ નારદજી કહેવા લાગ્યા કે અહો! હો! ગાયનવિદ્યાની આટલી મોટી પ્રભુતા કે જેથી કોરિક બ્રાહ્મણને વિષ્ણુલોકની પ્રાપ્તિ થઇ વળી એજ વિદ્યાને લીધે, ગીતવાદ્યકલાભિજ્ઞ તુબરૂને શ્રી વિષ્ણુએ આદરસત્કાર કરી માન પ્રતિષ્ઠા આપ્યા અને પોતાની તથા લક્ષ્મીજીની પાસે બેસવાનુ સ્થાનક આપ્યુ જ્યા બેસીને ગીતવાદ્યનો આરભ તુબરૂએ કર્યો જેમા સર્વ દેવતાઓ વગેરે અને હુ મોહ પામ્યા, તેમા હુ તો મારી મનોવ્યથા પણ ભૂલી જઇને આનદ નિમગ્ન થયો, માટે જરૂર એ વિદ્યા સર્વ વિદ્યા કરતા આનદ આપનાર, શ્રી વિષ્ણુ જેવાને પ્રસન્ન કરનાર, વિષ્ણુ લોકની ગતિ આપનાર, મોહ પમાડનાર, શોક વગેરે સર્વ દુ ખોને દૂર કરનાર, અને માન, યશ તથા ધન વગેરે લાભ અપાવનાર એવા અનેક ગુણવાળી છે તે હુ શિખુ તો મુને પણ તુબરૂ પેઠે માન વગેરે મળે-વળી શ્રી વિષ્ણુઆદિક દેવના પ્રસન્ન થાય, અને મારૂ મન પણ હમેશ આનદમા રહે પણ હવે એ વિદ્યા મુને કેમ મળે? હુ કોની પાસે અને કયા શિખવાને જાઉ? વગેરે વિચાર-

રમાં ચિંતાતુર થઇ પાછા શ્રી વિષ્ણુ પાસે જઈ નમસ્કાર કરીને બેઠા. સર્વાન્તરયામી શ્રી વિષ્ણુ નારદજીના વિચારથી પ્રસન્ન થઇને નારદજીની ચિંતા દૂર કરવા બોલ્યા કે–

नाहं दानेन तपसा । नेज्यया नापि तीर्थतः ॥
संतुष्यामि द्विजश्रेष्ठ । यथा नाम्नां प्रकीर्तनात् ॥१॥

અર્થ–હે દ્વિજશ્રેષ્ઠ! જેવો હું મ્હારા નામોના કીર્તનથકી પ્રસન્ન થાઉં છું તેવો દાન, તપ, પૂજા અને તીર્થથી ( તીર્થસ્નાનયાત્રાદિકથી) પ્રસન્ન થતો નથી.

गानेन नाम गुणयो । र्मम सायुज्य माप्नुयात् ॥
निदर्शनं कौशिकोत्र । गाना न्मल्लोकमाप्तवान् ॥२॥

અર્થ–નામ અને ગુણના ગાયને કરીને મારી સાયુજ્ય (એક જાતની મુક્તિ) પામે છે. એમાં જોવાનું ( દ્દષ્ટાંત ) એજ કે કૌશિક ગાયનથકી મારા લોકને પામ્યો.

मूर्छनादियुतं गानं । नाम्नामति मम प्रियं ॥
तुंबरु स्तत् प्रभावेण । प्रिय स्त्वत्तोपि मे द्विज ॥३॥

અર્થ–હે દ્વિજ મૂર્છનાદિક સહિત ( મારા ) નામોનું ગાયન મુને અતિપ્રિય છે- તે પ્રભાવે ( મહિમાએ ) કરીને તમારા કરતાં પણ મુને તુંબરુ પ્રિય છે ( અધિક પ્રિય છે. )

मूर्छना … मव ॥
उलूक … मतिस्तव ॥४॥
मानस … बधु रितिस्मृतः ॥
तद्गच्च … । गानवां स्त्वं भविष्यासि ॥५॥

અર્થ–મૂર્છ… સાથેના ગાયને કરીને તમે તેવા ( તુંબરુ જેવા ) થાઓ. ( માટે ) જો ગાયનમાં ( ગાયન શિખવામાં ) તમારી મતિ હોય તો ઉલૂકને જઇને જુવો. (ઉલૂકપાસે જાઓ) માનસોત્તર પર્વતમાં ગાનબન્ધુ નામે (ઉલૂક રહે છે. ) તે પર્વત પ્રત્યે જલદી ( તમે ) જાઓ ( તો ) તમે ગાનયોગ્ય થશો.

(અપૂર્ણ)

પ્રાણજીવન હિ૦ શિવરામ વ્યાસ.

# શાલિવાહનની દંતકથા.

દંતકથાઓ ખરો ઇતિહાસ શોધનારને ઉપયોગી થઇ પડે છે, અને તેથી કેટલું સત્ય અને કેટલું અસત્ય છે તે સારી રીતે જાણી શકીએ છીએ આપણા દેશમા અનેક પ્રકારની વાર્તાઓ ચાલે છે, તેમા કેટલેક ભાગ દંતકથાઓનો પણ છે અને એવી દંતકથાઓ ઉપરથી બીજા દેશોમા મોટી મોટી શોધો થઇ છે બુદ્ધની દંતકથાનો મોટો ભંડાર ચીન દેશના મોટા પુસ્તક સંગ્રહમા ઘણા દમદમાથી, સોનાના કમાટમા સાચવી રાખવામા આવ્યો છે, અને એક દિવસે મોટા આડંબરથી, જાણે એ એક મોટું પવિત્ર ધર્મપુસ્તક હોય તેમ તેનું પૂજન થાય છે પહેલા લામાની દંતકથાની હસ્તલિખિત એક લાખ કરતા વધારે પ્રતો ત્રિવિષ્ટપમા ઘેર ઘેર પૂજ્ય પવિત્ર ગ્રંથમા મનાઇ પૂજાય છે, અને જેમ ભરતખંડમા શ્રીમદ્ ભાગવત એક મોક્ષ સાધનનો ગ્રંથ મનાય છે તેમ લામાનું ચરિત્ર ને તેની છુટક છુટક કહાનીરૂપી વાર્તા મોક્ષ ગ્રંથમા મનાય છે

આવી વાર્તા ઘણી સાધારણ હોય છે, અને તેમા ઘણીવેળા કંઇ મતલબ હોતી નથી, પરંતુ કોઇ કોઇ વેળાએ એ દંતકથાઓ મોટી શોધો કરી આપે છે આવા હેતુથી "બંગાલની દંતકથા" ને "પંજાબની દંતકથા" છપાય છે મારી પાસે એક સાધુના મોથી સાંભળેલી શાલીવાહનની દંતકથા છે, જે મે લાંબા સમયપર સાંભળેલી હતી તે પ્રકટ થયેલી ઉચિત ધારૂં છું અને જો કે તે ખરી છે કે ખોટી તે મને જરાપણ માલમ નથી તથાપિ શોધક પુરૂષો એમા શું સત્ય ને શું અસત્ય છે તેની ખોળ કરશે અને તેમાથી કંઇ તાત્પર્ય મળશે તો ઇતિહાસમા તે મોટી શોધ ગણાશે

શક પ્રવર્તક શાલીવાહન મહારાજ, જે દિને રાજગાદીપર બેઠા ત્યારે અનેક બ્રાહ્મણ, ઋષિ, તપસ્વિયો તેને આશિષ દેવાને પધાર્યા મહારાજનું પૂજન અર્ચન પ્રથમ પછી સભા સમક્ષ પ્રશ્ન પુછ્યો કે મારા રાજ્ય ભવિષ્ય કેહેશે? ને જો તે મને કહેવામા આવે તો હું હવે પછી મારા મતિમાન્ત રાજ્યમા કોઇપણ અધર્મનું કૃત્ય કરૂં નહી ને ગૌ બ્રાહ્મણ પ્રતિપાલન કરી સકલ પ્રજાને મારા નિરાગ્રહથી આનંદે કલ્લોલ કરાવું નકારી શાલિવાહનના આ વચન સાંભળી મહર્ષિ જણાયા, ને 'હોનાર આગળ પાળે" લિગ

# ગંગા.

## એક ગુર્જર વાર્તા.

## પ્રકરણ અઢારમું.

### શત્રુની છાવણીમાં શત્રુથી બચાવ.

"અમીર સાહેબ લગાર ઉભા રેહેશો?"

કચેરી બરખાસ્ત થઇ અને ચોપદારે નેકી પોકાર્યાં પછી સઘળાં સ-ભાજનો દુમાલની સામેના મેદાનમાં એકઠા થયા અને દ્વંદ્વ યુદ્ધનો જે રંગ અખાડો મચવાનો હતો તે જોવાને ઘણા જુસ્સાથી તંબુની બહાર નીકળી ગયા. તાનોજીના મનમાં ભય હતું કે એવું પરીણામ કેમ આવશે! ને જો હાર થઇ તો ફજેતી થશે, ને મુવા વગર છુટકો નથી, તેમ અમીરના મન-માં પણ એટલીજ દેહેશત હતી. બંનેના કલેજાંપર કોઇપણ ત્રાહિત સખશ હાથ ધરે તો તે ઘણું ધબકતું જણાતું હતું; તથાપિ જેવા જોસ્સાથી તા-નોજી માલેસરે ઉઠીને ઉભો થયો તેથી જરાપણ ખંચાયા વગર એણે પણ પોતાનું પગલું આગળ ભર્યું.

પણ તાની, જે એક ઘણી કાબેલ સ્ત્રી હતી, અને જે આ જુવાનની હિમ્મત, ચતુરાઇ અને સાહસિકપણું જોઇ મોહિત થઇ રહી હતી, તેણે જો-યું કે કદાચિત આ અમીર જીતસે તોપણ તે જીવતો જવા પામશે નહીં. મુસલમાનોમાં જે કેટલાક અમીરી ગુણ છે તે અમીરી ગુણો હિંદુઓમાં નથી; તે તાની ઘણી સારી રીતે જાણતી હતી; ને તેથી એના મનમાં લા-ગ્યું કે જે મારા રક્ષણ માટે આ છાવણીમાં આવ્યો છે તેનું રક્ષણ કરવું એ મારૂં કામ છે. જે વખત ખરેખરી તકરાર, કચેરીમા ચાલતી હતી તે વખતેજ તેણે કેટલીક સુચના કરવાનું નક્કી ધાર્યું હતું; પણ આસપાસ જે લોકો પેહેરા હતા તેમાંથી વાતચીત કરવી ઘણી ભય ભરેલી છે એમ ધા-રી તે અબોલ રહી, પણ તક જોયાં કરતી હતી.

સઘળાંઓ તંબુ છોડીને આગળ નીકળી ગયા, ને સઉથી છેલ્લાં તાની અને આપણો જુવાન અમીર એજ રહ્યાં ત્યારે, લાગ જોઇ તાનીએ આ અમીરને ઉભો રાખવાને માટે પોતાનો મોહક સાદ કહાડ્યો.

"અમીર સાહેબ, કેમ સંભળાયું કે?" તાનીએ ધીમે સાદથી કહ્યું.

"શુનરૂખ! હમકુ બોનાતે હો?" અમીર પાછા ફરી ઘણી નરમાસથી પોતાના શબ્દ ફ્હાડયો

"હા, મારે ફકીર નક્કિત આપની સાથે કર્યો છે તમને કઇ હરક ત તો નથી?" તાનીએ પૃછયુ

"દુશ્મન કે બીચમે અમકુ ક્યા ભય હૈ! અમનેતો હમેશ શીરમો ઉ મેદ સબ છોડ દી હૈ, અબ જો ચાહો સો કરો લેકીન અમેરે દીમે એ-બડી ચીઝકી આતૂરતા રહે જાયગી ' અમેરી બેગમ! ક્યા તાન હોએગા ઓ તો લડને મે બડી ચમગાક ઓર ચાનાક હૈ, ઉસકુ જાકર હમેરી મબ કીફીઅત કહે એસા કોન અમકુ મેન દતા હૈ?" અમીરે જરાક ઘભરાટથી પુછયુ, કેમકે પોતાના જાનની મરણી આશા તેણે છોડી દીધી હતી એ મરાધ જે અમીરની અગાડી ગયા હતા તેની વાતચીત ઉપરથી આ અનુ-માન કરવાને તેને કારણ મળ્યુ હતુ તે મગધનુ બોલવુ એવુ હતુ કે 'જો લડતા ન હારશે તો બચતા પણ મરશે,' અને તેનો અર્થ ઘણો ખુલ્લો છે

"સરદાર! જે કામ ઉપાડ્યુ છે તેમા પેગમ્બરપર વિશ્વાસ રાખીને શુ મવુ-કાયરપણુ કરવાનુ કારણ નથી તાનોજી જેટલુ જોર રાખે છે તેટલુ તેનામા જોર નથી, ને તેને તમે મારી ઉતારશો એવી મને સબળી આશા છે તમે આરના બધા જોસ્સાથી મેદાન ઉતરી ગયા છો, અને મારી હીમતથી મને હેમક્ષેમ પોહોચાડવાને આવ્યા છો તેમા એ પ્રમાણે નાકામગ થશો તો પેગમ્બરને ત્યા તમે જોખમદાર નથી? હીમત રાખીને ઉતરી પડી, એ નાકીવત, કે જેણે પોતાને શરણે આવની બાયડીઓને કાપી નાખી છે તેને તેના અપુરૂષાર્થપણાનુ ફળ ચખાશે જેને સઘને મારે કામ હાથમા લીધુ છે તેને ઇશ્વરની સપૂર્ણ સાહ્યતા છે"

"લડકી! તેરા કેહના સબ રાસ્ત હૈ, ઓર મૈ ઓ સબ અચ્છી રી તસે જાનતા હઉ, મે લડાઇ મે મરનેમે રતીભાર ગમ નહી હઉ, લેકીન ઓ સેતાન કે લડકે મેરા શીર ગનાબત કરેગા, તોભી કાટ ડાલેગા, ઉસમે મેરા શીરપર બગ સેતાન આયગા કે મર્દને નામર્દકુ માર ડાલા મેરી બેગમ, મેરે બીના ઘડી રેહ નહી સકેગી, ઓર ઓભી મેરેપર એ મી બદનામી ધરેગી પેહેરે તેરા ક્યા કેહેના હૈ, વો બોલ દે શીર મેરા એટ

અમીર નવાબે પણ તેવુંજ પગલું ભરયું હતું અને તેથી તે હર્દ ક-ઇક વિચારમાં પણ પડી ગયો હતો. નવાબ એજ છે એવો વિચાર થતાં તાની, જે મૂળ મુસલમાન મા તથા મરાઠા બાપના પેટની હતી તેની મનોવૃત્તિ નવાબપર પ્રેમથી પ્રેવાઇ. તે એક સદ્‍ગુણી સુંદરી હતી એટલે તેને માટે કંઇ પણ લાંછનયુક્ત બોલવું એ ઘણું ખોટું કેહેવાય.

એક મીનીટ, અને માત્ર તે એકજ કીમતી મીનીટ—બંનેજણ અબોલ રહયાં; પણ પછી તાનીએજ પેહેલ કીધી.

"નવાબ સાહેબ આપે કંઇ પણ ગભરાવું નહી. મેં તમારો ભેદ જાણ્યો, ને હું તમારે ખાતર નહી, પણ મારે પોતાને ખાતર તમારો પ્રાણ બચાવીશ. જ્યારે તમે મારે માટે આટલું જોખમ ખેંચ્યું છે ત્યારે મારો ધર્મ છે કે તમારૂં રક્ષણ કરવું; અને ખાત્રીથી માનજો કે જે ગુપ્તભેદ તમે મને કહયો છે તેથી જરાપણ ખીન્ન થયા વગર બેધડક તમે લડાઇના મેદાનમાં ઝંપલાવો, ત્યાં તમનેજ ઇશ્વર યારી આપશે. હું શિવાજીની ઘણીજ પ્રિયમાં-પ્રિય નાયકા છું. એ મને પોતા સાથે લગ્ન કરવાનું કહી લઇ આવ્યો છે, પણ એની પાપી વાસના મને પસંદ ન પડવાથી મેં એનો સ્વિકાર કીધો નથી. તમારો બચાવ સેહેલમાં થાય તેવો છે, પણ હું તેમ કરવા માગતી નથી; તોપણ એક ઇલાજ છે તે રીતે હું કરી શકીશ".

"કીસ તરાહસે?" નવાબે પુછયું.

"મારી જેમ અક્કલ ચાલશે તેમ હું કરીશ." તાનીએ જવાબ વાળ્યો.

"એ બોલનેપર અમકું ઇતબાર કીસ તરેહસે રહેગા" નવાબે પ્રશ્ન કીધો.

"મારા જીવના સમ, ઇશ્વરપર વિશ્વાસ રાખીને મને વિશ્વાસયુક્ત કરો, હું તમને બચાવવા મારો પ્રાણ પણ આપી ચુકીછું, તો પછી શું જોઇયેછે? આજે કાંતો તમારી નગરી લુંટાય છે કે કાંતો મરાઠાઓની લોથ આ મેદાનમાં પડે છે તે તમે જીવતાજ જોશો. તમારાં તનને કંઇ પણ ઇજા થશે નહી, પણ કદી તમે સપડાયા તો આ ત્રણ ગોળા હું તમને આપું છું તે, જ્યારે ખરેખરી આફત તમારા શિરપર આવી પડે ત્યારે ઘણા જોરથી, જેટલું તમારામાં જોર હોય તેટલા જોરથી વારાફરતી, પાંચ પાંચ ક્ષણને અંતરે જમીનપર અફાળજો, ને તેથી તમને જોઇતી હોય તે સઘળી મદ-

મેરી તાકાતસે બ્હાર હૈ, લેકીન બખત આયગા તબ તુઝે જો નિવાજીસ ક- રૂંગા ઓ થોડા સમજના. અયસાન જો તેનેમુઝપર કીયા હૈ, ઉસ સબબસે નહી, લેકીન તેરી ખૂબસૂરતીકે ખાતર મે મેરા જી દેનેમે કભી દેર ન કરૂં- ગા; ઔર ખુદાકે કસમ મે દીલોજાનસે ચહુંગા. મેરીજાન, હુરીઓસે તુ જ્યાદા હૈ, ઓર તેરેમે જો ખવાસ હૈ ઓ આદમ જાતસે બોત ચઢતા હૈ." નવાબે પોતાના પ્રેમના આવેશમાં ઘણો ઉપકાર માન્યો.

"પૃથીનાથ! હું એક ગરીબ છોકરી માટે આપનો આટલો બધો ઉપકાર ન હો- ય. મેં શું કીધું છે? માત્ર જે કામ તમે મારા રક્ષણમાટે ઉઠાવ્યું છે તેનો એક ઘણો નબળો બદલો આપવા માંડયો છે." પછી તે નીચે નમીને પગે લાગવાના ડોળથી બોલીઃ—"જગપાલનકરતા, એ નવાબ, તારી જેવી મે- હેર મારાપર છે તેવી હંમેશ રાખજે, પણ જરાપણ મને હીણતો નહી. હું તારી જુતીની ખાખ છું, ને ગરીબ દાસીનો બદલો લે છે તે તારી લાયકી છે. રામ કદી સવરીનાં અજીઠાં બોર આરોગે નહી, પણ રામની ઘણી મહ- તા છે કે તેણે ગરીબ રાંકનો અનુગ્રહ કીધો ને તે જેટલી મોટાઇ પામ્યો છે તેટલી મોટાઇ તું પણ પામશે." એમ બોલતી કે તે ઉઠી અને પાછી બોલીઃ—"હવે રામરામ સરકાર સાહેબ!".

"અયે ગુલ એ ગુલાબ!" ઘણાં ગળગળિત વેણથી નવાબ બો- લ્યોઃ—"અબ તું કીદર જાયગી? મેં જંગકે મયદાનમેં ખડા રહુંગા ઔર તું ક્યા કરેગી? તેરા ક્યા હુકમ હૈ ચાંદકા તુકરા?"

"મારો હુકમ સરકાર? હું કીસ ગણતીમાં છું? આ દાસી તમારો કોઇ પણ હુકમ બજાવવાને માટે તત્પર છે, હુકમ હોય તે આપો?" ઘણા પ્રે- મથી તાની બોલી.

"નહીં! નહીં! અમેરા હુકમ ક્યા હૈ? મે તેરેપર જાન કુરબાન ક- રૂંગા.,—

"નહી સરકાર, હવે વખત નથી. તમારે જોઇયે તે કરજો, પણ હ- વે વખત ઘણો થોડો છે ને કામ ઘણું કરવું છે." એમ કહીને બંને જણ તંબુના દરવાજા પાસે આવ્યાં. તાની નવાબનો ઘણો ફક્કડ ઘોડો હતો તે પર એકદમ ચઢી બેઠી અને ઘોડાને એડી મારી દોડાવવાની તઇયારી કીધી.

"જાનેમન કીદર જાયગી?" નવાબે પુછ્યું.

"સરકારને પાછી મળીશ, અને ત્યારે આ લોંડીને યાદ રાખજો"— એમ કહેતી કે ઘોડાને એડ મારી ઘણા જોસ્સામાં મરાઠાની કંપની બહાર નિકળી ગઇ.

---

મુંબઈઃ—"ગુજરાતી" પ્રીંટીંગ પ્રેસ.

# આર્યજ્ઞાનવર્દ્ધક.

વર્તમાન ચર્ચા અને સાક્ષરત્વનો માસિક ગ્રંથ.

## મે, ૧૮૮૪.

## વેહેમ-યવન સામા લડવા તૈયાર થાઓ!

(પદ)

ચાલો ભાઇયો ક્ષેત્ર વિશાળા ત્યાંહ આપણે જઇને,
મધુરો વાયુ અંગે લેતા મનમાં રંગી થઇને,
ઉદયાચળથી કિરણ પસરતા તેની શોભા નિરખી,
હરવુ. ચિંતન કરીને શક્તિપ્રસાદ ઇછિયે હરખી,
સજ સંઘ થઇ, દૃઢ સંપ કરી, ધન સૈન્ય રચી ઘૂમિયે
જયરંગકેર હો, સુખ સંપાદવા હો–૧

અનેક બંધનમાંથી છુટવા દહાડો પાસે આવ્યો,
જયકીર્તિનો સ્તંભ દેશમાં રચાય તેવો આવ્યો,
ઉદ્યમ, સાહસ, બળ, બુદ્ધિ ને ધૈર્ય, પરાક્રમ દાખો,
વહેમ શત્રુ જે સામા ધુરકે તે સંહારી નાખો,
સજ સંઘ થઇ, દૃઢ સંપ કરી, ધન સૈન્ય રચી ઘૂમિયે
જયરંગકેર હો સુખ સંપાદવા હો–૨

ધર્મ જાતિ ને રૂઢી સંબંધી વિચાર દુઃખદ બુડા,
બળ સ્થિતિને અનુકુળ નહિ તે કેમ જાણુના રૂડા,
દેશજનને છુંદી નાખવા ને નિસ્તેજ કરના,

ઉભા સામાં તેને હણવા અવશ્ય શસ્ત્રો ધરવા,
સજ સઘ થઇ, દૃઢ સંપ કરી, ધન સૈન્ય રચી ધૂમિયે :
જયરંગકેરૂં હો, સુખ સંપાદવા હો–૩.

એ મદમાતા જાલમ શત્રુ રાજી રહે સહુ કોઇ,
દાસપણુમાં આપણુને બહુ સૂખ માણુતા જોઇ,
નથી વેઠતાં તે વેઠિયે કારાગૃહઅંધારાં !
પરંતુ માનો પ્રભુઇચ્છા છે હવે થશે અજવાળાં,
સજ સઘ થઇ, દૃઢ સંપ કરી, ધન સૈન્ય રચી ધૂમિયે :
જયરંગકેરૂં હો, સુખ સંપાદવા હો–૪.

નીચી ડોકે કર જોડીને કહીને હાજી હાજી,
લાજી લાજી આજ્ઞા માની રહ્યાછ રાજી રાજી,
આર્ય સંતતિ વિર્ય વિનાની હીણી છેક ગણાઇ,
હવે રિબાવવું ધિક ધિક છે હવે તો ઝુઝવું ધાઇ;
સજ સઘ થઇ, દૃઢ સંપ કરી, ધન સૈન્ય રચી ધૂમિયે :
જયરંગકેરૂં હો, સુખ સંપાદવા હો–૫.

આર્ય અહં તે ગાજે શોભે તેવું કરશું પણુથી,
વધારી દૈશું ઉર ઊમંગ ને મંનતંનબળ રણુથી,
સ્નેહ શૌર્યને પ્રદીપ્ત કરશું સ્વતંત્ર નક્કી થઇશું,
નર્મદ દહાડા ઢુંકડે દીસે જયરંગ લ્હાવા લઇશું,
સજ સઘ થઇ, દૃઢ સંપ કરી, ધન સૈન્ય રચી ધૂમિયે :
જયરંગકેરૂં હો, સુખ સંપાદવા હો–૬.

---

# ત્યાગી સુંદર કવિ.

કેટલાએક પ્રાચીન વિદ્વાનો તથા કવિઓ પોતાના નામ ઉપરથી પોતાના ગ્રંથોના નામ રાખી ગયા છે. અમરચંદ્ર નામના પંડિતે સસ્કૃત શબ્દકોશ રચ્યો છે તેનુ પોતાના નામ ઉપરથી "अमरकोश" એવુ નામ રાખ્યુ છે તેજ પ્રમાણે આપણા ગૂજરાતના આચાર્ય હેમચંદ્રે સસ્કૃત ભાષામા કોશ રચેલો છે તેનુ નામ હેમકોશ રાખેલુ છે. એ ગ્રંથની સાથે પોતાનુ નામ જોડવાની રીતનુ આધુનિક ગ્રંથકારો પણ અનુકરણ કરતા જોવામા આવે છે. ઉપલા પ્રાચીન કોશકારોના ધોરણેજ આપણા ત્યાગી સુદર કવિના ગ્રંથને "સુદર વિલાસ" એવુ સુદર નામ આપવામા આવ્યુ છે.

એ ગ્રંથના ૩૪ અંગ એટલે પ્રકરણ અથવા ભાગ કરવામા આવ્યા છે. તેમા મનહર, સવૈયા, કુંડલિયા વગેરે મળી ૫૪૭ છંદો છે. એ આખા ગ્રંથનુ "ब्रह्म सत्य जगन्मिथ्या जीवो ब्रह्मैव केवलम्" એ તાત્પર્ય છે. કવિએ જે વિષયો પસદ કર્યા છે તે કવિતાને યોગ્ય ન છતા તેની વાણીનુ માધુર્ય એવુ છે કે તેથી આપણે તેનો ગ્રંથ વાચવાને લલચાઈએ. સાસારિક દૃષ્ટાતો પોતાના સિદ્ધાતની પુષ્ટીને અર્થે કેટલાએક એવા આપ્યા છે કે તેથી વાચનારનુ મન રજન થઇ તેને આનદ થાય. શબ્દાલકાર તથા અર્થાલકારની ચમત્કૃતિ પણ આ કવિની કવિતામા સારી જોવામા આવે છે. સુદર કવિને વદાત તથા સાખ્ય દર્શનમા સારી ગમ હતી એવુ તેના રચેલા ગ્રંથ ઉપરથી માલમ પડે છે. હુ કોણછુ? કયાથી આવ્યો, કયા જવુ છે, જીવ શુ? માયા શુ? બ્રહ્મ શુ? ઈત્યાદિ તત્વવિચાર જે તેની કવિતામા સમાવવામા આવ્યા છે તે જેમ વણા જાણવાજોગ છે તેમજ વિચાર કરવાજોગ છે. એ ઉપરથી એના તત્વજ્ઞાનના વિચારમા સુદર કવિ કેવો હતો તેનુ અનુમાન થઈ શકે તેમ છે.

સુદરવિલાસ ગ્રંથના પ્રથમ અગમા સુદર કવિએ પોતાના ગુરુ દાદૂની જે પ્રશસા કરી છે તે ઉપરથી તેમની ગુરૂપદપકજને વિષે કેવી

અનન્ય ભક્તિ હતી તે જણાઇ આવે છે. કાવ્યદોહનના પેહેલા ભાગમાં આપણા ગુજરાતી કવિ પ્રીતમદાસે મોતીદામ છંદમાં "ગુરૂમહિમા" વર્ણવ્યો છે તેને મળતાજ વિચારો એ અંગમાં જોવામાં આવે છે. ગુરૂ એટલે જ્ઞાન આપનાર તે, ગોવિંદ એટલે પરમેશ્વર કરતાં પણ અધિક છે એ વિચારમાં પ્રીતમદાસ અને સુંદરદાસ એકમત છે. પ્રીતમદાસ કહે છે કેઃ—

મોતીદામ

"ગુરૂ ગોવિંદથકી છે અધીક,
જેની પરમારથકારણ શીખ"

તેમ સુંદરદાસ પણ કહે છે કે,

"गुरुकी तो महिमा अधिक है गोविंदतें" †

હવે ગુરૂ ગોવિંદ કરતાં શા કારણથી અધિક છે તેનાં કારણમાં પ્રીતમદાસ જણાવે છે કે,

"ગોવિંદના સરજ્યા પડયા છવજાળ
ગુરૂ તેની મુક્તિ કરે તત્કાળ"

તેજ પ્રમાણે સુંદરદાસજી પણ કહે છે કે,

गोविंदके कीये जीव, जात हैं रसातलकूं,
गुरु उपदेशें सो तो, छूटै जमफंदतें;

---

† "ભગવદ્‌ગીતાપર ટીકા કરનાર મધુસૂદન સ્વામીએ "गो शब्द वाच्यानि इन्द्रियाणि अधिष्ठानतया नित्यं प्रात:" એવી "ગોવિંદ" એ શબ્દની વ્યાખ્યા કીધી છે. તેનો અર્થ એવો છે કે "गो" એટલે ઇંદ્રિઓ તેમનો અધિષ્ઠાતા સર્વ ઇંદ્રિયોનો પ્રકાશક અને સ્વામી તે ગોવિંદ." અનેકાર્થમંજરીમાં નંદદાસજીએ "गो" એ શબ્દનો "વાક્" એટલે વાણી એવો પણ અર્થ આપ્યોછે તે ઉપરથી "ગો" એટલે વાણી (વેદવાણી) તેણે કરીને જે પ્રાપ્ત થાય છે તે ગોવિંદ એવો વિગ્રહ ભગવદ્‌ગીતાપરની શંકરાનંદી ટીકામાં પણ આપ્યો છે."

गोविंदके कीये जीव, वश परे कर्मनके,
गुरुके नीवारे सु फिरत हैं स्वछंद तैं,
गोविंदके कीये जीव, डूबत भौ-सागरमें,
सुंदर कहत गुरु काढे दु ख-द्वंदते,
औरहू कहालों कछु, मुखतें कहू बनाय,
गुरुकी तौ महिमा अधिक हैं गोविंदतें."

અર્થ—ગોવિંદના ઉત્પન્ન કરેલા જીવ રસાતલમા જાય છે, પણ જે-અને ગુરૂ ઉપદેશેછે તે જમના ફંદથી છૂટે છે તેમજ ગોવિંદના ઉત્પન્ન કરેલા જીવ કર્મને વશ પડે છે પણ ગુરૂના નિવારણ કરવાથી તેઓ સ્વચ્છંદે એટલે નિરંકુશ અથવા સ્વતંત્ર થઈ ફરે છે વળી ગોવિંદના ઉત્પન્ન કરેલા જીવ ભવસાગરમા ડુબે છે પણ સુંદર કવિ કહે છે કે દુ ખદ્વંદ્વ એટલે રાગ, દ્વેષ, ક્ષુધા, તૃષા ઇત્યાદિ દુ ખના જે જોડકા તેથી ગુરૂ મુક્ત કરે છે કવી કહે છે કે એથી વધારે હુ શુ કહુ ? ગુરૂનો મહિમા ગોવિંદથી અધિક છે

' आचार्य देवो भव " એટલે આચાર્ય અથવા ગુરૂને દેવ પ્રમાણે માન એવી આજ્ઞા તો વેદમા પણ છે મનુસ્મૃતિમા જોતા આચાર્ય અને ગુરૂ એમા થોડો ભેદ જોવામા આવેછે ગુરૂને અભિવાદન કરવા બાબત મનુભગવાન કહે છે કે—

श्लोक

लौकिकं वैदिकं वापि । तथाध्यात्मिकमेवच ॥
आददीत यतो ज्ञानं । तं पूर्वमभिवादयेत् ॥

અર્થ—લૌકિક જ્ઞાન (અર્થશાસ્ત્રાદિક જ્ઞાન), વૈદિક જ્ઞાન (વેદાર્થ જ્ઞાન) અથવા આધ્યાત્મિક જ્ઞાન (બ્રહ્મજ્ઞાન) એમાનુ કોઈપણ જે ગુરૂપાસેથી સંપાદન કરે છે તેને પ્રથમ અભિવાદન કરવુ લૌકિકાદિ જ્ઞાનગુરૂ ત્રણ એક સમયે પ્રાપ્ત થયા તો ઉત્તરોત્તરને માન્યત્વ છે એમાટે તે ક્રમે ત્રણેનુ સન્માન કરવુ

એમાં આધ્યાત્મિક જ્ઞાન એટલે બ્રહ્મજ્ઞાન આપનાર ગુરૂની શ્રેષ્ઠતા ધર્મશાસ્ત્રે માન્ય રાખી છે. તે નિયમને અનુસરીનેજ પોતાના અંતઃકરણનાં અજ્ઞાનરૂપ તિમિરને દૂર કરનાર અને આત્મસ્વરૂપની ઓળખ કરાવનાર સદ્દગુરૂવિષે સુંદર કવિ કહેછે કે, —

इंदव छंद.

पूरन ब्रह्मबिचार निरंतर, काम न क्रोध न लोभ न मोहैं;
श्रोत्र त्वचा रशना अरू घ्राणसु, देखि कछू कहुं नैन न मोहैं;
ज्ञानस्वरूप अनूप निरूपन, जासु गिरा* सुनि मोह न मोहैं;
सुंदरदास कहैं कर जोरि जु, दादु दयालहि मोर नमोहैं.

અર્થ—જેને નિરંતર પૂર્ણ બ્રહ્મનોજ વિચાર છે, જેને કામ નથી, ક્રોધ નથી, લોભ નથી ને મોહ નથી; વળી જેને શ્રોત્ર (કાન) ત્વચા (ચામડી) રસના (જીભ) ઘ્રાણ (નાસિકા) નેત્ર અને મુખ તે કાંઈ જોવામાં આવતાં નથી. અનૂપ એટલે જેને કોઇની પણ ઉપમા ઘટે નહીં એવા જ્ઞાન સ્વરૂપનું નિરૂપણ કરે છે, જેની વાણી સાંભળી મનને મોહ મોહ પમાડી શકતો નથી અર્થાત્ મોહ દૂર થાય છે; એવા દયાલુ દાદુગુરૂને મારા નમસ્કાર છે. કવિ કહે છે કે ગોરખ, દત્તાત્રય, ભરથરી અને કબીર આદિ જે સંતો તે મારા મસ્તક પર છે પણ મારા હૃદયમાં તો ગુરૂ દાદૂ છે. એ ઉપરથી પોતાના ગુરૂપર કવિની પ્રીતિ કેવી છે તેનું દર્શન થાય છે.

એ અંગમાં જે પ્રશંસા કરવામાં આવી છે તે સદ્દગુરૂની કરવામાં આવી છે. શું કરે તેને સદ્દગુરૂ જાણવો ? તેના ઉત્તરમાં,

---

* વાણી. दोहरो—बानी, बाक, सरस्वती, गिरा, शारदा नाम; चली मनावन भारती, बचनचातुरी काम. વાણી, વાક્, સરસ્વતી, ગિરા, શારદા અને ભારતી એ એકાર્થવાચક શબ્દો છે એવું નંદદાસજી માનમંજરીમાં લખે છે.

"सद्य शिष्य पल्टै सो सतगुरु जानिये" એટલે તત્તત્ શિષ્યને પલટી નાખે અર્થાત્ અજ્ઞાનીનો જ્ઞાની કરે તેને સદગુરૂ જાણવો એમ સુંદર કવિ કહે છે વળી

इदव छद

सो गुरुदेव लिपै न छिपै, कछु सत्व रजो तमताप निवारी;
इंद्रिय देह मृषा करि जानत, सीतलता समता उर धारी,
व्यापक ब्रह्मविचार अखंडित, द्वैतउपाधि सबै जिन टारी,
शब्द सुनाय सदेह मिटावत, सुदर वा गुरुकी बलिहारी

અર્થ–સત્વ, રજ અને તમના તાપ અર્થાત્ ત્રિગુણતાપને દૂર કરે એવા ગુરૂદેવ તે કાંઈ ઢાંપ્યા કે છુપ્યા રહે નહીં ઇંદ્રિય* અને દેહને મિથ્યા જાણે છે અને શીતળતા ને સમતાને ધારણ કરી છે અખંડિત વ્યાપક બ્રહ્મનો વિચાર જેને છે અને જેણે દ્વૈતઉપાધિ સઘળી ટાળી છે તેમજ શબ્દ સભળાવી સંદેહ મટાડે છે એવા ગુરૂની સુંદર કવિ કહે છે કે બલિહારી છે

---

श्लोक

॥ श्रोत्र त्वक् चक्षुषी जिव्हा । नासिका चैव पचमी ॥
पायूपस्थ हस्तपाद । वाक् चैव दशमी स्मृता ॥ १ ॥

અર્થ–શ્રોત્ર (કાન) ત્વચા, ચક્ષુ, જીભ્હા અને પાંચમી નાસિકા અને પાયુ, ઉપસ્થ, હસ્ત, પાદ અને દશમી વાક (વાણી) એ દશ ઇંદ્રિ નામે કરીને કહી

श्लोक

॥ बुद्धींद्रियाणि पंचैषा । श्रोत्रादी न्यनुपूर्वश , ॥
कर्मेंद्रियाणि पचैषा । पाय्वादीनि प्रचक्षते ॥ २ ॥ मनु० ॥

અર્થ–એ દશ ઇંદ્રિયોમાં શ્રોત્રાદિક પાંચ ક્રમે કરી જ્ઞાનેંદ્રિઓ જાણવી અને પાયુ ઇત્યાદિક પાંચ કર્મેંદ્રિયો એવું શાસ્ત્રવેત્તા કહે છે "एकादश मनो ज्ञेय" मनु એટલે મન એ ૧૧ મુ અતરિંદ્રિય જાણવું

એવા સદ્દગુરૂ જેણે જ્ઞાનાંજનથી મારા અંતરચક્ષુને અમીમય કરી તેના સર્વ વિકાર દૂર કીધા છે તેના ઉપરથી કવિ કહે છે કે ચિંતામણિ, પારસમણિ, કલ્પતરૂ અને કામધેનુ વગેરે જેવી અમુલ્ય અનેક વસ્તુઓ ઓવારી નાખિયે તોપણ તેના ઉપકારનો બદલો વળી શકે નહીં. જગતમાં સઘળા પદાર્થ નાશવંત છે તેથી ગુરૂદેવની આગળ ધરવાયોગ્ય એવી એક પણ વસ્તુ જણાતી નથી.

ગુરૂવિના જ્ઞાન થતું નથી, જ્ઞાનવિના મુક્તિ નહિ એવું ભગવદ્દગીતામાં શ્રીકૃષ્ણે કહ્યું છે; તેટલામાટે આધ્યાત્મિક જ્ઞાન એટલે બ્રહ્મજ્ઞાન તેની પ્રાપ્તિ કરાવે એવા સદ્દગુરૂનો સમાગમ કરવો એ આ પ્રથમ અંગનું અપૂર્ણ તાત્પર્ય છે.

તંત્રી.

# વીર-નારી.

## પ્રથમ અંક.

### ગર્ભાંક ૧ લો

સ્થલ—આલોર નગરનો રાજમેહેલ

[રાણી અને દેવકી બેઠેલી છે, દાસી ઉભી છે, છડીદાર પ્રવેશ કરે છે]

છડીદાર—(નમન કરીને) મહારાજ! રાજકુમારની આગળથી દૂત આવ્યો છે, તે દરવાજામા ઉભો છે, અનુમતિની વાટ જુવે છે

રાણી—યુદ્ધક્ષેત્રમાથી કોઇ આવેતો તેની અનુમતિની વાટ જોશો ના, કાલાકાલનો વિચાર કરશો ના, તરત તેને લાવજો, હુ સર્વદા તેઓની સાથે મોલાકાત કરવાને તૈયાર છુ યુદ્ધક્ષેત્રમા મારો એકમાત્ર પ્રાણધનપુત્ર—દુખિનીનુ છેલ્લુ અવલબન, પિતૃહન્તા યવનનુ મુડછેદ કરવાનેવાસ્તે ગયોછે, માની આગળ પુત્રની કુશલ વાર્ત્તા લાવવામા આડબરની જરૂર નથી, રાજનીતિરક્ષાની જરૂર નથી છડીદાર, તમે દૂતને જલદી લાવો

[છડીદાર જાય છે, દૂતને લઇને પાછો છડીદાર પ્રવેશ કરે છે]

દુત—(નમન કરીને) દાસ પ્રણામ કરેછે

રાણી—તમે કુશળ રહો યુદ્ધક્ષેત્રમા મગળ છે કે? રાજકુમાર ખુશીમા છે કે?

દુત—હુ સગ્રામની જગાપરથી આવ્યો નથી રાજકુમાર કુશલમા છે

રાણી—(થોડીક ઉદ્વિગ્ન થઇને) યુદ્ધક્ષેત્રથી આવ્યો નથી ત્યારે તમે રાજકુમારનુ કુશલ કેવી રીતે જાણ્યુ?

દુ૦—તેણે સમરસ્થળ છોડયુ છે

રા૦—(અધિક ઉદ્વિગ્ન થઇને) શાવાસ્તે? લશકરને એકઠુ કરવાના ઉદ્દેશથી?

દુ૦—ના, તીડોના જેવી યવનસેનાની સામે તે કેટલુ લશકર એકઠુ કરે? યુદ્ધમા જય લાભની આશા જણાતી નથી

રા૦-(દૃઢ અને ગંભીર અવાજથી) દૂત ત્યારે શું તે કા પુરૂષ પુત્ર યુદ્ધથી ભાગી આવ્યો છે? તમે એ શું જગતમાં નીચું જોવડાવનારી ખબર આપવાને અહીંઆં આવ્યા છો? (ખેદની સાથે) હાય! તેના મરણની ખબર કેમ નહિ લાવ્યા?

દુ૦-મા, એવી અમંગલકારક વાત ન કહો.

રા૦-એવા છોકરાનું મરવું મારા મત પ્રમાણે મંગલ છે, અમંગલ નથી.

દુ૦-રાજકુમાર ઊત્તર તરફ જાય છે.—

રા૦-શાવાસ્તે?—દક્ષિણ તરફના રસ્તામાં શું કાંટા છે? હા! કાપુરૂષ? ક્ષત્રિય સંતાનને શું મૃત્યુનું ભય હોય?

દુ૦-રાજકુમારે મને શ્રીચરણમાં વિનંતી કરવાને કહ્યું છે કે,-યવનસેનાના હાથમાંથી છુટવું મુશકેલ છે, જેટલું જલદી થઇ શકે તેટલું જલદી તમે તેની સાથે એકત્ર થઇને માનસંભ્રમરક્ષાનેમાટે કોઈ એકાંત સ્થાનમાં આશ્રય લો. તે નિશપદસ્થાનની શોધ કરવાને આગળ ગયો છે.

રા૦-તેમજ થાઓ—તે ચિરનિરાપદસ્થાન આશ્રય કરો. અમે યવન સેનાપતિ ને (બીજા યુદ્ધકારી સેનાપતિ નામને યોગ્ય નથી)-તે દસ્યુ અને નસ્તકને સમુચિત શિક્ષા સાથે જલદી તેનું અનુગમન કરો.

દુ૦-તે શું? જે યવનસેનાપતિના હાથથી નર-કેસરી દ્રાહીરાજનું મરણ નિપજયું છે, તમારો વીર-વ્રતાચારી પુત્ર જેના ભયથી ભાગ્યો હતો, આપ સ્ત્રિ જાતિ છો—

રા૦-ક્ષત્રિય દૂતના મુખે એવી અમર્યાદાની વાત? એ શું ક્ષત્રિને ઉચિત વાક્ય છે? ભારતનારી-ક્ષત્રિયકન્યા શું યુદ્ધમાં અસમર્થા છે? સિંહ શું મૃગાલના ભયથી ભાગશે? જોઇછું, યવનના અપવિત્ર શ્વાસ હમણાથી તમારા ક્ષાત્રધર્મને વિલુપ્ત કરે છે. હા! ભારતભૂમિ? તમે યવનના પદાનત થયાંછો, તમારા પુત્રોની કેવી દુર્ગતિ થશે, તમારા પુત્રો કેવા નીચ અને અપદાર્થ થઇ જશે, હમણા તેનાં પૂર્વ લક્ષણ જોવામાં આવે છે. નહિ તો કોઈ ક્ષત્રિય સંતાનને મોઢેથી નારિ જાતિના ઊપર એવી અમર્યાદાની વાત નિકળે કે? કોઈ ક્ષત્રિય બંદી અન્યાય યુદ્ધકારી ઘાતકની સ્તુતિ કરે કે? કોઇ ક્ષત્રિય સ્વદેશના ઘોર ઉપદ્રવકારી વિધર્મી યવનના વિરૂદ્ધમાં અસ્ત્રધારણમાં વિમુખ થાય ને ભયથી ભાગી જાય કે? યવનના પાદસ્પર્શ

આજેજ ભારતની આવી હીનદશા થઇ છે ત્યારે ભવિષ્યની ગણતરી કરતા હૃદય કાપી ઊઠે છે

દુ૦–તમે યવનસૈન્યની સંખ્યા, તેઓનો ઉત્સાહ અને હિમત અને યવન સેનાપતિનુ પરાક્રમ અને યુદ્ધકૌશલ્ય જુઓ તો કદિ હમોને એવો અન્યાય તિરસ્કાર નહિ કરત ને હુ સ્વદેશાનુરાગના અનુરોધથી સત્યનો અગૌરવ કરી શકતો નથી.

રા૦–ભીરૂની આગળ જે સત્ય છે તે વીરની આગળ મિથ્યા છે. મૂર્ખ જે સત્ય જાણે છે, તેનો જ્ઞાની અલીક વાત કહીને ઉપહાસ કરે છે તમો યવન સૈન્યનો આસ્ફાલન જોઇને ભયભીત થઇ શકોછો, પરતું પ્રકૃત વીરપુરૂષ–સાધુ ક્ષત્રિય સતાન તે તૃણવત્ તુચ્છ જાણે છે વિપક્ષનુ ધ્યાન સૈન્યમા પણ તે એકલો અટળ હોય છે, કા પુરૂષના પ્રમાણે તેને મરણનું ભય હોતું નથી

દુ૦–તમો રાજમહિષી છો, હું દાસ છુ, તમારા વાક્યનો પ્રતિવાદ કરવો મને ઉચિત નથી

રા૦–દૂત, હુ અન્યાયી અધિકાર લેવા ચાહતી નથી, તમારે જે બોલવું હોય તે બોલો, સત્ય કહેવામા મોટા માણસનો વિચાર કરવાની જરૂર શું છે?

દુ૦–ના, મારે હવે કઇ બોલવાનુ રહયુ નથી, સમય ઉપર મારા વાક્યની સત્યતા સિદ્ધ કરીશ

રા૦–હુ પણ વ્યગ્ર હૃદયથી તે સમયની વાટ જોઉંછું દેવાનુગ્રહ સિવાય યવનસેના કદી પણ જય મેલવવાને સમર્થ થને નહિ ભાગનાર સોબતી શું પોતાના વાક્યની સત્યતા સાબેત કરવાને વાસ્તે વાટ જોશે?

દુ૦–મને વખત થશે તો રાજકુમાર ઉદ્વિગ્ન થશે, તેનો હુકમ લઇને હું અહીંઆ આવ્યો છુ, તેતું જે કહેવુ હતુ તે દાસને કહેવાનુ બાકી રહ્યુ નથી, હમણા કેવળ અનુમતિની વાટનેવાસ્તે ઊભો છુ

રા૦–દૂત, તમે તે ક્ષત્રિયાધમને કહેજો–દ્રોહી રાજપુત્ર એટલો કાપુરૂષ છે, કે લોકો એ વાત ઉપર વિશ્વાસ કરશે નહિ–તેણે મારા ચરિત્રમા સદેહ ઉપજાવ્યો છે હુ હવે એના નરાધમ પુત્રનુ મોઢુ જોવા ચાહતી નથી યવનના જે શ્વાસસ્પર્શથી તેનુ ક્ષત્રિય તેજ હજી સુધી સપૂર્ણ વિલુપ્ત થયુ ન

હોય તો તે આનન્દથી એ મહાપાપનું પ્રાયશ્ચિત કરે. હું સ્વયંદ-
ત્નાને સમુચિત શિક્ષા આપીને ક્ષત્રકુલનું એ મહા કલંક સાફ કરીશ;
પછી સ્વર્ગીય મહાપુરુષની અનુગામિની થઈશ. (નિસ્તબ્ધ.)

કુ૦—એ જો આપનો દૃઢ સંકલ્પ હોય તો હું રાજકુમારની પાસે
જઈને કહું, તે જલદીથી પાછો આવે.

રા૦—આ રાજ્યમાં બીકની જગ્યા નથી. પુત્ર હોવાથી ક્ષત્રિય કન્યા
તે નિયમ અન્યથા કરતી નથી. રાજવિધિ મહાપાપીઓને સમાન રૂપે આ-
શ્રય કરે છે.

કુ૦—ત્યારે શું વધૂમાતા પણ જશે કે ?

રા૦—તે વાત તેને પૂછો.

કુ૦—તે ક્યાં છે ?

રા૦—તેને અહીંઆં બોલાવું છું. (દાસીના પ્રતિ) જલદી વધૂને બોલાવ.

દાસી—આજ્ઞા, જાઉંછું.

[દાસી જાય છે. વધૂને લઈને દાસી પ્રવેશ કરે છે.]

વધૂ—દાસી હાજર છે.

રા૦—આ દૂત તમોને લેવા આવ્યો છે. ઇચ્છા હોય તો જવાની તૈ-
ી કરો.

વ૦—ક્યાં જવાવાસ્તે ?—યુદ્ધક્ષેત્રમાં ? જખમી અને પીડિત સ્વામીની
। કરવી એ ક્ષત્રિય કન્યાનું પરમ સૌભાગ્ય છે મા.

રા૦—યુદ્ધક્ષેત્રમાં કોની સંગિની થશે ? ત્યાં તમારો કોણ છે ? ભાગના-
અનુસરણ કર.

વ૦—કોણ ભાગનાર ? તમારો પુત્ર ?

રા૦—મારો પુત્ર જીવતો નથી.

વ૦—(ચકિત થઈ) ત્યારે હું શું વિધવા છું ? તે શું યુદ્ધમાં નિહત
। છે ?

રા૦—ના, તમારો સ્વામી ભાગનારો થયો છે.

વ૦—હું ભાગનારની પત્ની છું ? તમે રાજમાન થઈને કેવી રીતનો વે
કર્યો છે કે એવો તિરસ્કાર કરો છો.

રા૦—એ તિરસ્કાર નથી; એ સાચી વાત છે.

વ૦–જો એ સાચી વાત થાય તો એ પણ સત્ય છે, કે, તમારો પુત્ર ભાગનાર છે; ને હુ તમારી પુત્ર વધૂ છુ

ગ૦–જે ભાગવાવાળો છે તે મારો પુત્ર નથી ક્ષત્રનારી ભાગનાર કા-પુરૂષને ગર્ભમા ધારણ કરતી નથી

વ૦–જે ભાગવાવાળો છે તે મારો પતિ નથી ક્ષત્રિય કન્યા ભાગનાર ભીરૂનુ પતિત્વ વર્ણન કરતી નથી

રા૦–ત્યારે શુ તમે પણ મારી પેઠે તે ભાગનાર ક્ષત્રિય કુલાગારનો પ-રિત્યાગ કર્યો કે ?

વ૦–(ગભીર અવાજથી) કર્યો

ગ૦–ધન્ય તમારી માને છે તેજ રત્નગર્ભા છે–દેવાનુ ગૃહીત ભા-ગ્યવતી છે મા, તે તમોને ગર્ભમા ધારણ કરીને પવિત્ર થઇ છે એવા નરાધમ પુત્રના કરતા તમારા જેવી વીરકન્યાના લાભથી વંશ પવિત્ર થાત ક્ષત્ર નામને એવો કલક નહિ લાવત મા, મારૂ આ દારૂણ દુ ખ ક્ષોભની વખત એ એક માત્ર દિલાસો છે કે તમે મારા ઘરમા લક્ષ્મી છો ઈશ્વર તમારૂ દીર્ઘાયુ કરો દુત તમારા હુકમની વાટ જુવે છે, તેને જે કહેવુ હોય તે કહીને વિદાય કરો

વ૦–(દૂતની તર્ફ મુખ ફેરવીને) દૂત તમે જો આ વખતે મારા વા-ક્યની વાટ જોતા રહ્યા હો તો કહો—

દુ૦–આધિનના પ્રતિ જે હુકમ રહે છે તે પત્ર—

વ૦–હુ હવે પત્ર લખીને કલમને કલકિત કરીશ નહિ; જીભને અ-પવિત્ર કરવાની પણ ઇચ્છા થતી નથી, કેવળ ગુરૂજનની આજ્ઞાથી કહુછુ–તમે તેને–(હવે આત્મીયતાનુ વાક્ય વાપરી શકતી નથી) તે ભાગનાર પુરૂષને કહેજો કે મે જે વંશમા જન્મ લીધો છે તેની યાદ રહાવી અને ભાગનારની અનુગામિની થવામા હિંમત કરવાને ઉત્સાહ કરતી નથી, તે જે વીર વ્રતાચારી મહત્ વંશનુ સતાન પરિચિત છે, તે યાદ રહ્યા-થી તેપણ પિતૃ–હન્તા યવનને સમુચિત પ્રતિફલ ન આપતા કા પુરૂ-ષના પ્રમાણે પ્રાણ ભયથી ભાગત નહિ સ્વદેશની સ્વાધીનતા, પિતૃકુલ–ગૌ-રવ, સાધ્વીઓનુ સભ્રમ યાત, તેનુ જીવન જો એટલુ મૂલ્યવાન હોય તો તમે તેને કહેજો કે સિંહનો માર્ગ શૃગાલના પ્રમાણે પ્રાણભયથી જ્યા ઇચ્છા

હોય ત્યાં ભાગી જાય. મારેવાસ્તે તેણે વીચાર કરવો નહિ જોઇએ. મારી ફરજ શું છે તે હું જાણુંછું. ક્ષત્રિય કન્યા ભાગનારની સાથે પ્રાણ અને આબરૂની રક્ષા કરવા ચાહતી નથી તે પ્રાણ લઇને આત્મસંભ્રમરક્ષા કરવાને જાણે છે. રણ ક્ષેત્રમાંથી કોઇ ભાગે તે મૃત્યુના હાથમાંથી રક્ષા કરી શકતો નથી: તે શું કરી શકશે? છેલું કહેવું એટલું છે કે-હું સ્વર્ગીય-મહાત્મા શ્રીહીરાજની પુત્રવધૂછું, ભાગનારની નથી. (આંખમાં આંસુ લાવીને પછવાડેને રસ્તે જાય છે).

દુ૦-(રાણીના પ્રતિ) ત્યારે શું દાસ વિદાય થાય?

રા૦-(રડતી) સારૂં; જાઓ.

દુ૦-દાસનું પ્રણામ લો.

[જાય છે. રાણી અચેત થઇને જમીન ઉપર પડે છે.]

---

## ગર્ભાંક ૨ જો.

### સ્થલ-અંતઃપુર

[દેવકી અને દાસીઓ રાણીને લઇને અંતઃપુરમાં પ્રવેશ કરે છે.]

**દેવકી**-કેવી વિપદ્! એ શું થયું? સર્વ દાસીઓ ક્યાં જતી રહી! અહીંઆં કોઇ નથી?

**દાસી**-(વિરક્તિની સાથે) વલી કોણ બોલાવેછે? (બાહાર આવીને અજાયબ થતી) હાય! ! એ શું? એ શું? વિપદ્દનાઉપર વિપદ? શું થયું છે? (જોઇને) ઓ માં! મહારાણી એવાં થયાં કેમ? માણસની વિપદ શું એકલી આવતી નથી? સમુદ્રના તરંગ પ્રમાણે એક એકના પછી એક એક આવે છે,-કંઇ વિરામ નથી.

**દેવકી**-(અજાયબ થઇને) વળી શું થયું છે?

**દાસી**-બીજું શું થાય? થવાનું બાકી શું છે?

**દેવ**-અભાગિ! કહે, જલદી કહે.

**દાસી**-શું કહુ-સર્વ નાશ! દુઃખથી મારી છાતી ફાટે છે, રાજા ગયા, રાજપુત્ર ભાગનાર થયો.

**દેવ**-અભાગી! એ સઘળું જાણુંછું નવું શું છે?

દાસી—વહુનુ માથુ ફુટયુ છે, તીરના પ્રમાણે લોહી વહે છે

દેવ—હાય ! હાય ! શાથી—શા કારણથી એવુ થયુ ?

દાસી—મારાણીની આગળથી જેવાં ગયા તેવા અચેતન થઇ ગયા, દાદર ઉપરથી પડી ગયાં, માથુ ફાટીને લોહી વેહેવા માડ્યુ, જોતા જોતામા સફેત પથરનો દાદર રક્તાથી લાલ થઇ ગયો

દેવ—( વ્યસ્તતાની સાથે ) હાલ કેમ છે ?

દાસી—હમણા પણ તીરના પ્રમાણે લોહી વહે છે—ભાન નથી—એકેવારે અચેતન થઇ પડી છે

દેવ—ઘર્-ઘર્-રાણીને ઘર્-ઘરમા લઇજા હુ વહુને જોવા છુ

[ જાય છે રાણીને દાસીઓ ગૃહમા લઈ જાય છે દેવકી વધૂના ગૃહમા પ્રવેશ કરે છે ]

દેવ—( ગભરાઇને ) ઓમા આ શી ખરાબી ? વહુ તો ગઇ, બિછાનામા લોહીની નદી ? ( દાસીઓના પ્રતિ ) તમો ખશો, હવા આવવા દો, જલદી પાણી લાવ, માથા ઉપર નાખ

[ જખમ ઉપર પાણીની ધારા નાખવામા આવે છે ]

સુરઙ્ગિની—( દાસીના પ્રતિ ) મત્રીને બોલાવી લાઓ, જલદીથી અસ્રબંધને બોલાવવાને કહો ઓ મા ! નાડી તો હાથમા આવતી નથી ઉ ઘણી નાકોવતી, ક્ષીણ !

દા૦— મત્રી ક્યા મળશે, તે શુ ઘરમા મળશે કે ?

સુર—અભાગિણી ? તેને ઘરે દોડ, જલદી દોડ,

[ દાસી જાય છે ]

દેવ—હવે ગડબડ કરો ના, મોઢા ઉપર પાણીની છાલક મારો—જલદી મારો ?

સુર—લોહી ન બધ થાય તો પાણી છાટયાથી શુ થશે ? એવી રીતે કેટલીવાર બચરો ?

દેવ—કહુ છુ કે તમે છાલક મારો, તે વાતથી તમાર કામ શુ ? ( વિરક્ત થઇને પોતે પાણીના ફડકા મારે છે )

સુર૦—( મુખ ભગ કરીને ) તે વાતથી તમાર કામ શુ ? એ પોતે ધન્વતરિ છે ?

દેવ૦—આ વખતે વળી વિદ્રુપ હું ધન્વન્તરિ થઇશ કેમ ?

સુર૦—કેમ વૈદ્યકશાસ્ત્ર વાંચીને ?

દેવી૦—(હાથ મારીને) છોકરીઓને કોણ ભણાવે ?

સુર૦—કેમ તમે કોઈ વેળાએ ભણવાને ચાહતા હતા તો કોઇએ તમને ભણાવ્યા નહિ કે ? લોકો કહે છે ઇચ્છા હોય તો રસ્તો મળી શકે છે.

દેવ૦—છોકરીઓને તે રસ્તામાં કાંટા છે.

[દાસી, મંત્રી અને અસ્ત્રવૈદ્યને લઇને પ્રવેશ કરે છે.]

મંત્રી—શું સર્વ નાશ, કેવી વિપદ, આ જે લોહીની નદી ! (અસ્ત્રવૈદ્યના પ્રતિ) મહારાજ ! જલદી જે થાય તે એક ઉપાય કરો.

અ૦—ભયનું કંઇ કારણ નથી, હમણાં લોહી બંધ થઇ જશે. એક સામાન્ય નસ છિન્નત થઇ છે માત્ર.

દેવકી—(અજાયબીથી) એક સામાન્ય નસમાંથી એટલું લોહી ?

અ૦—હા ! એકદમ ઊત્તેજનાથી માથા ઉપર પુષ્કલ લોહી ચઢ્યું છે, હમણાં પણ મસ્તિષ્કની ક્રિયા થાય છે, તેથી એટલું લોહી નિકળ્યું છે. (વાત કહેતાં કહેતાં નશ બાંધી અને જખમ ઉપર લેપ કીધો.) બીજું કંઈ કરવું પડશે નહિ. થોડી ભીડ છોડો—અહીંઆં એટલાં માણસની જરૂર નથી, બે ત્રણ જણા બહુ થશે. આસ્તે આસ્તે વાત કરો, ચેતન્ય થયા પછી મનનો વેગ ઊદ્વેગ વૃદ્ધિ થાય એવી કોઈ વાત કહેશો ના. સારી વાતો કરી ને દુશ્ચિંતા દૂર કરવાની કોશીશ કરવી. (દાસીના પ્રતિ) થોડું પાણી લાવ, હાથ ધોઈ નાખું. (દાસી પાણી લાવે છે અને અસ્ત્રવૈદ્ય હાથ સાફ કરે છે) (મંત્રીના પ્રતિ) મંત્રી મહારાજ, ચાલો હવે મહારાણીને જોઇ આવીએ.

મંત્રી—ચાલો. [બંને જાય છે]

દેવ૦—કેવું આશ્ચર્ય ? અમે કેટલાક માણસો વિચાર અને ચિંતા કરીને કંઈ કરી શક્યા નહિ અને આ વૈદે આવીને જોતાંજોતાંમાં લોહી બંધ કર્યું !

સુર૦—નેપોલિઅ કહે છે કે "જેનું કામ હોય તેનાથી થાય, બીજા કરે ઠોકર ખાય."

દેવ૦—અમારાથી શું એ કર્મ થઇ શકત નહિ ? શીખ્યાથી શું અમે

વૈદુ કરી શકશુ નહિ ? વારૂ ! પુરૂષનાં કરતા સારૂં કરી શકશુ કેટલા પુરૂષ સ્ત્રીના પ્રમાણે રોગીની સેવા કરી શકેછે ?

સુર૦—ત્યારે તમે શિખોને, તમોને અમે દારૂ—વૈદ્ય કરશુ

દેવ૦—તમોને હવે મશ્કરી કરવી પડશે નહીં શીખવાનો રસ્તો હોત તો શિખત તે પછી તમે જોત તારો જન્મજ વૃથા છે ?—ચિર પરાધીન હૃદયની જે ઇચ્છા હોયેં તે પૂરી કરી શકાતી નથી (દીર્ઘ નિશ્વાસ મુકી) તમો અહીંઆ રહો, હુ રાણીને જોઈ આવુછુ

---

## શૂરવીર વિષે.

### કુંડળિયા

બકા મર્દ બળીષ્ટતો, મહિપર તેજ મનાય,
અગ્નિદળ જુવે અપાર ત્યમ, હૈયે હરખ ન માય,
હૈયે હરખ ન માય, થાય શત્રૂની સામે,
કરે વેરિપર ઘાવ, દાવ દેખીને હામે,
આભ તુટે શિર તોય, તસુ નહિ હઠે અટકા,
મરણુ તરણુસમ ગણે, મર્દ જે બહાદુર બકા ૧

સાચા શૂરાની સદા, અચળ વસ્તુપર ચોટ,
ઝંપલાવિ સમરાગણે, ચણે કીર્ત્તિનો કોટ,
ચણે કીર્તિનો કોટ, કારમી જાણી કાયા,
જાળવતા કરિ જતન, જાય જ્યમ વાદળછાયા,
ભાગે થઇ મનભગ, અગ સાચવવા કાચા,
અતિ ઉર ધરે ઉમગ, જગમા શૂરા સાચા ૨

શૂરા નર નિજ દેશના, દેખી દુ ખ હમેશ,
અતિ કરૂણા આણી ઊઠે, ધરી શત્રુપર દ્વેષ,

ધરી શત્રુંપર દ્વેષ, ક્લેશ દુર કરવાકાજે,
બની મહામદમસ્ત, સિંહસમ રણમાં ગાજે;
શુમી જુદ્ધમાં કરે, શત્રુના ચૂરેચૂરા,
પ્રૌઢ પરાક્રમથકી, દળે દુખ સામદ શરા. ૩
અમેરિકન વાશિંગટન, યુરોપિયન વાલેસ,
ગયા તજી કાયા ક્ષણિક, અમર કીર્ત્તિ રહિ શેષ;
અમર કીર્ત્તિ રહિ શેષ, દેશમાં સઘળે હામે,
જનહિતકાજે જંગ, રંગ છે જોઇયા હામે;
રહ્યા ટકી રણધીર, શીર વેઠી દુખ ઘાતાં,
સંભારે જન સર્વ, ગર્વથી અમેરિકાના. ૪
છંદ ભલો રાખો દિલે, વિવેકથી આ વાર,
દુરમતિ દુશમન દેશનો, કરવા દરિયાપાર;
કરવા દરિયાપાર, બુદ્ધિ, વિદ્યા, ધન ખરચો,
તનમન જેથી પુષ્ટ, બને એ ચરચા ચરચો;
મંડો થઇને મર્દ, ઊંચ કામે આનંદે,
નનામિયાં ગુણ ગાય, સદા કુંડળિયા છંદે. ૫

**નનામિયાં રસુલમિયાં, મેહેમદાવાદ**

# વિચારમાધુકરી.

## વિચાર ૧ લો—શકકાલ.

૪ પૌરાણિકોએ શ્રી કૃષ્ણ ભગવાન્ નિજધામ ગયા ત્યારે કલિયુગ શરૂ થયો એવો આગ્રહ ધરી કલિયુગારંભ અન્યથા કર્યો અને ધર્મને બલદની ઊપમા આપી યુગકલ્પનાનો શાસ્ત્રીય પાયો હતો તે ખરાબ કરી નાખ્યો એટલુંજ નહિ, પણ નંદકાલમાં બગાડો કરી ચંદ્રગુપ્ત સુધી જેટલા રાજાઓ થયા તેઓના કુલાદિકોમાં ઘણોજ ઘોટાળો કરી નાખ્યો એમાંના પેહેલા બે ઘોટાળાનું સ્વરૂપ પ્રથમ કલમમાં આની ગયું છે છેલા બે ઘોટાળા રહ્યા તેમના સ્વરૂપનું વિવરણ કરવું જોઇયે જ્યારે મઘા નક્ષત્ર તથા સપ્તર્ષિ એ બેનો યોગ થાય છે ત્યારે કલિયુગ શરૂ થાય છે એમ પેહેરે લખી પછી "જે દહાડે શ્રી કૃષ્ણ ભગવાન્ સ્વર્ગે ગયા તેજ દહાડે કલિયુગનો આરંભ થયો" એમ પુરાણો કહે છે તે ઉપરથી મઘા નક્ષત્ર સપ્તર્ષિ ભોગવવા લાગે ત્યારે કલિયુગ શરૂ* થાય એવો પૌરાણિકોનો સિદ્ધાંત છે, એમ કહિયે તો તેમાં કાંઈ ચૂક નથી કેટલાએક શ્લોક મૂકયા એટલે "જ્યારે પૂર્વાષાઢા સપ્તર્ષિ ભોગવવા લાગશે, ત્યારે નંદના રાજ્યનો આરંભ થશે" એમ વાચવામાં આવે છે મઘાથી પૂર્વાષાઢા અગિયારમી છે પ્રત્યેક નક્ષત્રનો ઉપભોગ સપ્તર્ષિ ૧૦૦ વરસ કરે છે એ વાત પૌરાણિકોને કબૂલ છે ત્યારે મઘાથી તે પૂર્વાષાઢા સુધી ૧૦૦૦ વર્ષ તો એજ થયા એમ છતા પરીક્ષિજ્જન્મ તથા નંદાભિષેક એ બેમાં વિષ્ણુપુરાણનો કર્તા માત્ર ૧૦૧૫ વર્ષોનું અંતર ગણે છે ભાગવતકાર † તો એ બેમાં ૧૧૧૫ વર્ષોનું અંતર સમજે છે વિષ્ણુપુરાણમાં બાર્હદ્રથ, પ્રદ્યોતન, તથા શૈશુનાગ એ ત્રણ વંશમાંના રાજાઓએ કરેલા રાજ્યના વર્ષોની સંખ્યા આપી છે, તે સંખ્યાઓ મેળવતા કલિયુગ અને નંદાભિષેક એ બેમાં ૧૫૦૦ વર્ષોનું અંતર પડે છે અને ભાગવતમાં જે તેજ વંશના રાજાઓના વર્ષ આપ્યા છે

---

* પત્ર ૪૩, અંશ ૪, વિષ્ણુ પુરાણ (મુંબઇનું) જુવો

† શ્લો૦ ૨૬, અ૦ ૨, સ્કંધ ૧૨

તે મેળવતાં ૧૪૯૮ વર્ષોનું અંતર આવે છે. માટે એક વૈષ્ણવ પુરાણનો મેળ બીજા વૈષ્ણવ પુરાણસાથે મળતો નથી એટલું નહિ, પણ એકજ પુરાણના પાછલા શ્લોકોનો આગલા સાથે અને આગલા શ્લોકનો પાછલા સાથે મેળ મળતો નથી. પુરાણિકોને હાથે નંદકાક્ષની એવી અવસ્થા થઇ. હવે ચોથા ઘોટાળાનો વિચાર કરિયે. તેમાં પેહેલે ચંદ્રગુપ્તની જાતીનો નિર્ણય કરવો જોઇયે. છોકરાની જાત કઇ? માની કે બાપની? લોકતો માની જાત ઉપરથી છોકરાની જાત ઓળખે છે. માટે શંકરભગવત્પાદને લોક બ્રાહ્મણ * કહે છે. તેમના પિતા તો સાક્ષાત્ ચિદંબરેશ્વર હતા. તોપણ તેમની મા બ્રાહ્મણી હતી માટે તે બ્રાહ્મણ ગણાયા. પેહેલા બાજીરાવ પેશવા પોતે બ્રાહ્મણ હતા, પણ તેમની એક મુસલમાન જાતની રાખ હતી, તેનો છોકરો સમશેરબહાદુર. તેની જાત માની જાત ઉપરથી થઇ, માટે તે બાપની બ્રાહ્મણ જાતમાં ખપ્યો નહીં. જે ઋષીઓ યુગાંતરમાં થઇ ગયા તેઓની જાત બાપ ઉપરથી ઓળખવી. વ્યાસજીની માતા માછણ હતી; તોપણ તેમનો બાપ (પરાશર) બ્રાહ્મણ હતો માટે વ્યાસજી બ્રાહ્મણોમાં ગણાયા. પરશુરામની મા હતી ક્ષત્રિયાણી, પણ બાપ હતો બ્રાહ્મણ તેથી પરશુરામ બ્રાહ્મણ થયો. એ ઉપરથી કલિયુગમાં જાત મા ઉપરથી ઓળખવી એમ નક્કી થયું એવું જે લોકો સમજે છે, તેમને એટલુંજ કેહેવાનું છે કે જેમ યુગાંતરમાં તેમ કલિયુગમાં પણ છોકરાની જાત બાપની જાત ઉપરથી ઓળખવી જોઇયે; કેમકે છોકરાનો જનક બાપ છે. એ બાપનું જનકત્વ યુગાંતરમાં હતું ને હાલ કલિયુગમાં નથી એમ કાંઇ નથી. પારસ્કરાચાર્યે બ્રાહ્મણને ચાર બાયડીઓનું જાતિના ક્રમે વિધાન કરે છે તે એ જનકત્વનેજ અનુસરીને એમ સમજવું જોઇયે. જો બ્રાહ્મણની ભાર્યા ત્રૈવર્ણિક હોય તો વૈદિક મંત્રોથી વિવાહ થાય અને જો શૂદ્ર જાતની હોય તો અમંત્રક વિવાહ થાય એટલોજ ફરક. માટે પાવમાનીઓમાં જે શૂપલીગમનનો નિષેધ કર્યો તે અવિવાહિતાવિષયક સમજવો. ઉપર જણા-

---

* શ્રી શંકરાચાર્યની મા વિશિષ્ટા નામની બ્રાહ્મણ જાતની કુંવારી હતી, તેના ગર્ભ કમળમાં "ચિદંબરેશ્વરે (-મદ્રાસની નજીકમાં "ચિદંબર" નામે એક શિવક્ષેત્ર છે ત્યાંના શિવલિંગે,) સાક્ષાત્ પ્રવેશ કીધો. (પૃ૦૯, શંકર દિગ્વિજય, આનંદ ગિરિકૃત, કલકત્તામાં છાપેલો.)

વેલી સૌત્રસ્થિતિ યુગાંતરમાં હતી અને હાલના યુગનેમાટે નથી એમ કહેવામાં સાર નથી કેમકે આપસ્તંબાદિક આચાર્યોએ યુગાંતરનું ઊત્કૃષ્ટત્વ * વર્ણન કરી પોતાના યુગનું નિકૃષ્ટત્વ સ્થાપન કર્યું છે, તેથી આપસ્તંબાદિક આચાર્યોની પ્રવૃત્તિ નિકૃષ્ટયુગવિષયક અર્થાત્ કલિયુગવિષયકજ હોવી જોઈએ વલી સોમયાગાદિકની મોટી ખટપટ મુકીને પંચ યજ્ઞ † જેવા પાકયજ્ઞોપર ‡ કુદકો માર્યો, અગ્નિહોત્રની કડાકૂટ છોડી ઔપાસનાગ્નિનો આદર કર્યો અને બીજું કાંઇ હાથથી ન થતું હોય તો નમસ્કાર તો કરવો કેમકે નમસ્કાર છે એ યજ્ઞજ છે, એવા મેહેલા સેહેલા ધર્મ શીખવવા લાગ્યા, એ બધું જો કલીયુગીઓનેમાટે નથી તો શું કૃતયુગીઓનેસાટે? અનુલોમ ‖ અને પ્રતિલોમ એવી દ્વિવિધ સંકરકલ્પના કરી છે તે શું દ્વાપરયુગીઓનેસાટે? તે જો દ્વાપરયુગીઓનેસાટે હોત તો વ્યાસજીને બ્રાહ્મણ કોણ કહેતે? અનુલોમ સંકરનો નિષેધ કેથે પણ કરવામાં આવ્યો નથી એટલુંજ નહિ પણ પારસ્કરાદિકમાં તદ્વિષયક વિધાન હોઇને યાજ્ઞવલ્ક્યાદિકમાં તદ્દ્ભૂવ અપત્યોને કાલાંતરે § જનકની જાતીનો લાભ થાય છે એવું સ્પષ્ટ લખેલું છે એ ઉપરથી સૂત્રકારોને બાપ ઉપરથી જાતિ નિર્ણય ઇષ્ટ હતો એમાં કાંઇ પણ શક રેહેતો નથી પ્રતિલોમ સંકરનું વિધાન સૂત્રકારોએ કર્યું નથી તેમાં તેઓનો આશય એ હોવો જોઇએ કે બાપની જાત ઉપરથી છોકરાનો જાતિનિર્ણય ઇષ્ટ હતો, માટે ઊંચ જાતની છોકરી

---

* પટલ ૬, પ્રશ્ન ૨ તથા પટલ ૭, પ્રશ્ન ૨, આપસ્તંબધર્મ સૂત્ર

† દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ એ પાંચ યજ્ઞ

‡ "पाकयज्ञ" એમાં "पाक" શબ્દ પ્રશસ્તાર્થક તેમ અલ્પાર્થક પણ છે ત્યારે "પાકયજ્ઞ" એટલે "પ્રશસ્તયજ્ઞ" અથવા નાના યજ્ઞ પંચયજ્ઞ એ પાકયજ્ઞમાંના જાણવા

‖ ઊંચી જાતિના પુરૂષે ઉતરતી જાતીની છોકરીસાથે અને ઉતરતી જાતીના પુરૂષે ચઢતી જાતીની છોકરીસાથે વિવાહ કર્યા હોય તો તે બન્નેની જે સંતતિ થાય છે તેને ક્રમે કરી "અનુલોમ" સંકર અને "પ્રતિલોમ" સંકર એવી સંજ્ઞા છે

§ શ્લોક ૧૩, आचाराध्याय, યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ તથા તે ઊપર ની મિતાક્ષરા જુવો

તેનાથી ઉતરતી જાતના પુરૂષને પરણે તો તેના છોકરાની જાત માની જાતથી હલકી થાય છે, તેથી ઊંચી જાત નીચી થાય છે તે મ અને તેટલું સારૂં. એવી રીતે પક્ષ લઇયે તો જાત ઐકાંતિક રેહેતી નથી એટલે બ્રાહ્મણના છોકરાનું બ્રાહ્મણત્વ તથા શૂદ્રના છોકરાનું શૂદ્રત્વ નિત્ય રેહેતું નથી. પણ તે તો ઇષ્ટ છે, કેમકે તે ઇષ્ટ ન માનિયે તો આપસ્તંબાચાર્ય † કોપશે. એટલો પરિષ્કાર કરતાં છતાં પણ મા ઉપરથી જાત ગોળુમ્‌વાનો દુરાગ્રહ આપણો જતો ન હોય તો ક્ષત્રિયાદિક ઇતર જાતિનો પુરૂષ બ્રાહ્મણ કન્યાનો વિવાહવડે કિંવા વિવાહવગર પરિગ્રહ કરે તો તેની સંતતિને બ્રાહ્મણ સમજી તે પ્રમાણે વરતવા તૈયાર રેહેવું એટલે થયું; અથવા જાતિનિર્ણય ગમે તો બાપ ઉપરથી હો કે ગમે તો મા ઉપરથી હો, તે ગમે તેમ હોય તોપણ ચંદ્રગુપ્તનું શૂદ્રત્વ કોઇ પણ રીતે સિદ્ધ થતું નથી. "નંદ" જાતનો શૂદ્ર ન હતો પણ ક્ષત્રીજ હતો એ વાત મુદ્રારાક્ષસ ઉપરથી નિર્વિવાદ છે. મુદ્રારાક્ષસ નાટકનો કર્ત્તા કાંઈ બૌદ્ધ હતો નહિ, તે તો શ્રુતિ, સ્મૃતિ તથા પુરાણ માનનારો હતો. "નંદ"નું બૌદ્ધત્વ જો કોઇને અભિમત હોત અને વિશાખદત્ત પણ બૌદ્ધ હતે તો બૌદ્ધ નંદનું નીચ કુલ છુપાવવા બૌદ્ધ વિશાખદત્તે યત્ન કર્યો એમ બોલવા અવકાશ મળતે. પણ જેમ નંદ બ્રાહ્મણ ધર્મી હતો તેમ વિશાખદત્ત પણ બ્રાહ્મણ ધર્મી હતો, માટે નંદ અસલ ક્ષત્રિય હતો એમાં કાંઈ શક રાખવો બરાબર નથી.

**"ભગવદ્ ભક્ત."**

---

† धर्मचर्यया (ધર્મ આચર્યાથી) जघन्यो वर्णः (હલકી જાતવાળો) पूर्वं वर्णमापद्यते जातिपरिवृत्तौ (પૂર્વની જાત સુધી ઉપરની જાતમાં દાખલ થાય છે) अधर्म चर्यया (અધર્મ આચર્યાથી) पूर्वो वर्णो (ઉપરની જાત) जघन्यं जघन्यं वर्णमापद्यते जातिपरिवृत्तौ" (પોતાની જાત સુધી ઊતરતી ઉતરતી જાતમાં દાખલ થતો જાય છે.) પટલ, ૫, પ્રશ્ન ૨, આપસ્તંબ ધર્મસૂત્ર.

# ગંગા.

## એક ગુર્જર વાર્તા.

## પ્રકરણ ઓગણિસમું

### લશકરની હાલત.

તેજ દિવસે, કે જ્યારે મરાઠાની છાવણીમા આ ગડબડ ચાલતી હતી, અને સુરતનો નવાબ ઘણી હિમ્મત બતાવતા ફસી પડયો હતો, ત્યારે હરિપ્રસાદપર શિવાજી કોપ્યો હતો, અને તેને પોતા સમીપ બોલાવી, હવેની કેમ વ્યવસ્થા કરવી તેમાટે ઘણા જોરસાથી પુછયું હતુ આગલે દિવસે અનાજની મોટી ખુટ પડવાથી ઘણા માણસો ભૂખ્યા રહયા હતા, અને આજે શત્રુઓમા લડવા જવાનુ હોવાથી, અનાજ ન હોવાથી હવે પછી કેમ કરવું એ ઘણી ચિન્તાતુર હા તે મહારાજ જોતા હતા

આપણે અગાડી જોઇ ગયા છિયે કે સવળુ લશ્કર એવી જગાપર હતુ કે સામસામા થતા બેમાથી એકને ઘણુ નુકસાન થાય દક્ષણી લશકર પૂર્વ બાજુપર હતુ, કે જ્યા ટેકરાટેકરીવાળી જગ્યા હતી, અને ડાંગ ખાડીમા ભરતીનું પાણી આવે તેના શિવાય તેઓને બીજુ પાણી પણ મળી શકે તેમ નહોતુ એ ખાડીમા પાણી હોય તેના કરતા વધારે કાદવ હતો, અને તેમાથી પસાર થવુ એપણ વણુ મુશકેલ હતુ, તેમજ એ વર્ષે પાછળથી મોટી રેલ આવવાથી ઘણા ભાગમા પાણી ભરાઇ રેહેવાથી જગ્યા ઘણી ખરાબ થઇ ગઇ હતી જો મરાઠા નાસવા માડે તો તેઓને ઘણી હેગનગતી ભોગવની પડે, જો રેહેવા ઇચ્છે ને લડવા જાય તો ઘણી વિપત્તિ વેઠની પડે, જોઇએ તેવો મારો શત્રુપર મારી શકે નહી, અને અનાજ પાણીની સોઈ જરાએ મળે નહી તેથી ઘણા ખુરા હાન સહજમા થાય જ્યારે કલ્યાણીથી શિવાજી આવ્યો ત્યારે લુટની મોટી લાલચ તથા લશકરને માટે જોઇતી વ્યવસ્થા રાખવાનુ હરિપ્રસાદે કબુલ્યુ હતુ, પણ આજે જેની સ્થિતિમા લશકર છે તેવી સ્થિતિમા જો બપોર સુધી લશકર રેહે તો તેઓનો સઘળો જોરસો ભાગી જાય અને

લડવાને બદલે તેઓ નાહાસવાનો વધારે મનસુબો કરે; પણ નાહસવાનેમાટે કોઇપણ સારો રસ્તો ન હોવાથી લડયા વગર છુટકોજ નહી એમ શિવાજીને પોતાના વિચારથી માલમ પડયું. કોઇપણ એવી જગા પાસે નો'તી કે જ્યાં જઇને રક્ષણ પણ કરી શકે. પૈસા ઘણા હતા, પણ તેને શું કરે? કોઇપણ પૈસા લઇને અનાજ વેચનાર નો'તું. અને કોઇ ઠેકાણે અનાજ મળે એવી સ્થિતિ ન હતી. લશકરી યોદ્ધાઓને તો ખાવાને પેટપુર જોઇયે, તેમાં આગલા દિવસનો કડાકો હતો એટલે આજે તેવો એંચવા તૈયાર નો'તા—એ પ્રમાણે મરવું કે મારવું એવી એમની વખત આવી રહી હતી. લડવું ને મરવું એ વધારે સારો રસ્તો છે એમ માનવામાં આવ્યું અને જેવી સ્થિતિ શિવાજીએ જોઇ તેવી સ્થિતિ બીજો સરદાર ભાગ્યે જોઈ શકત. આ વિચાર જેવો પેહેલ વેહેલો મનમાં આવ્યો કે લશ્કરના પેટમાં પુરતી પોષણની વસ્તુ નથી તો તે કેમ લડશે, એટલેજ શિવાજી શિથિલ થઇ ગયો. લશકરમાં માણસો ઓછા થયેલા, કેટલાક સારા પાણીદાર સરદાર ગયા હતા, અને જે હતા તેમાં કામ કરવા કરતાં તડાકા મારનારા વધારે હતાં, વળી ઘોડેસ્વાર લશ્કર ઘણું થોડું હતું, હતું તે ભુખાળવું હતું, ઘણો લાંબો સમય થયા રાયગઢમાંથી સર્વે નિસર્યાં હતાં, એટલે ઘણા ભાગનો વિચાર એવો પણ હતો કે જેમ બને તેમ જલદી દેશમાં એકવાર જઈ પહોંચવું. વળી વિજાપુરના હાકેમની ઇતરાજી દિનપ્રતિદિન વધતી જતી હતી, અને રાયગઢપર તે ઘણો જલદી ચઢી જશે, ને ત્યાં પોતાના લશકરના બૈરાંછોકરાં રેહેતાં હતાં, તેમના રક્ષણમાટે જોઇતું લશકર નોહતું એ સંધી વાતનો વિચાર કરતાં હમણાની સ્થિતિ ઘણી બારીક જણાતી હતી. જો હારે તો દુઃખનો ડુંગર સામો ધસી પડતો ઊભો હતો, જીતે તો પણ ઘણોથોડો લાભ હતો. એ પ્રમાણેની ખરાબ સ્થિતિમાં મરાઠાનું લશ્કર ઉભું રહયું હતું.

જે જગાએ મરાઠાનું લશ્કર હતું તે જગા ઘણી કઢંગી અને લડવાનેમાટે કંઇ સારી હતી નહી. તેમ ત્રણ દિવસ રહ્યા તેટલા અરસામાં એવી પણ યોજના કીધી નહોતી કે આફતને વખતે શું કરવું. પેહેલ વેહેલું એમજ ધારવામાં આવ્યું હતું અને હરિપ્રસાદ વિગેરે એમજ સમજાવતાં હતાં કે નવાબ દ૨ ગરનો છે, ને તેની પાસે જોઇએ તેટલાં સા-

ધન લડવાના નથી, ને તે લડવા આવે એવો હોય તો ગેહેરની આવી ખ-રાબ સ્થિતિ કેમ કરવા દે, અને જ્યારે એવોજ વિચાર મજબૂતપણે બંધાય ત્યારે પછી 'બચાવ'ના સાધન શાનેમાટે શોધી રાખે? જો જે સાધન ખોળવા માંથી વખતે જરૂરના હતા તે જો પહેલથી શોધી મુક્યા હોત તો, જ્યારે ઇદ્દયુદ્ધની તૈયારી હતી ત્યારે શિવાજીને ગુચવાડામા પડ-વાની કંઈ જરૂર પડત નહી લશકરી બાબત જેટલી સારી રીતે એક સેરદાર જાણે તેવી રીતે બીજા સીપાઇઓ જાણી શકે નહી, પણ નિવાજી એ હરિપ્રસાદના ખોતવાપર ભરોસો રાખી તે એક ઘણો જબરો સરદા-ર છે એમ માની 'બચાવ બરાબર' છે તેમ ધાર્યું પણ આ ભૂલ હવે એને ભારે થઈ પડી અને ખરેખર આ ભુલજ હતી નાસના જાય તો કોઇ પણ પ્રકારનો માર્ગ નોહતો બનો બાજુએ મોટા ટેકરા ટેકરી હતા, તે પરથી ઉતરી આવી જો આ ખીણમા આવેલા લશકરપર મારો ચલાવે તો એક પણ માણસ જીવતુ જવા પામે નહી આસપાસના નાના નાના ગામોના માણસો પણ આ લુટારાઓની સામા થાય ને જે બચે તેને ઘણા જલદીથી તેઓ ઠાર કરી નાખે અગરજો કે પૂર્વ તરફનો રસ્તો ઘણો પાધરો ને સારો હતો, તોપણ તે બાજુએથી ભય ઘણો હતો નવસારી-ના દેનાઇને લશકર લઇને આવવાનો ભય હતો, કેમકે આગલે દિવસેજ સંધ્યાકાળે બુમ પડી હતી કે સુરતની વાહરે નવસારીથી લશકર આવે છે દક્ષણ બાજુએ કાકરખાડી, પાણીથી છલોછલ ભરપૂર હતી ને રસ્તો ઘણો ખરાબ તેમ કાદવ કીચડથી ભરેલા હતો ઉત્તર બાજુએ તાપી નદી પોતાના શેહેરને બચાવવા તત્પર હતી ને સામા તો શત્રૂઓજ હતા એટલે ખરેખરી સંકટની ઘડી તે એજ હતી* પડોસમા નહી કોઈ મૈત્રી દર્શાવ-નારો દેશ, નહી પાસે જોઇતુ લશકર ને "ઊમેરણી"નુ લશકર, નહી પીઠની સાહેતા, નહી સારી જગ્યા કે જ્યા સારી રીતથી લડી શકાય, અને લશકર પણ એવી હાલતમા કે તેઓને જો બરાબર ખાવાનુ મળે તોજ કંઈપણ નરપણ બનાવવાને શકિતમાન થાય

શેહેરી લશકરને આ વખતે ઘણી સારી સાનુકુળતા હતી જો કે તે-ઓ ઘણા થોડા હતા તોપણ તેઓમા નવુ જોર હતુ, અને આસપાસની સઘળી જગ્યાથી વાકિફગાર હતા શેહેરની નજીક હતા તેથી થોડા વખ-

તમાં તુટેલો દરવાજો ઘણો મજબુત કરાવી લીધો અને કદાપી ભય આવી પહોંચે તોપણ પોતાના બચાવના સાધન પોતાની પાસે સારી રીતે રાખી મુકયાં હતાં. આસપાસની બધી સાહેતા પોતાને મળે તેવી હતી, ને જો નવસારીના દેશાઇઓ પોતાનું લશકર લાવીને મદદ કરે તો બનો બાજુના મારાથી આ લૂટારાને છુંદી નાંખવાને પુરતા શકિતમંત હતા. તેમનું મથક ઘણું મજબુત હતું, તે જ્યારે મરાઠા નીચાણમાં હતા ત્યારે તેઓ વધારે ઊંચી જગ્યામાં હતા, ને ત્યાંથી મારો ચલાવે તો પછી મરાઠામાંથી ઘણા થોડા જીવતા જવા પામે. નવરોઝે હમણા પોતાની લશકરી રચના તદ્દન ફેરવી નાંખી હતી ને સૂરલાલ ને એ, જુદાં જુદા વિભાગના સૈન્યાધિપ થયા હતા. નવાબના મેહેલના રક્ષણ કરનારા તથા કીલામાં ને બીજે ઠેકાણે જે આરબો હતા તેઓના હાથમાં બંદુકો આપી તેવા ચારસો ને બીજા ૩૦૦ લશકરી સીપાઇનિા હાથમાં તીર કામઠાં આપી તેની સરદારી નવરોઝે લીધી હતી, ને પ્રજામાંથી આવેલા માણસોની સરદારી સૂરલાલને આપી હતી, જે પછાડી સાહેતામાં હતો. મોતી બેગમે પોતાનો જનાની પોશાક કાઢી નાંખીને મરદાનગીવાળો સજ્યો હતો, ને તેવાજ પોશાકમાં મણીને પણ એક સરદાર બનાવી હતી. આ બંનેની હાજરીથી સીપાઈઓને ઘણું શુર છૂટયું હતું. જ્યારે મરાઠા લડવાને આનાકાની કરતા હતા ત્યારે પ્રજારક્ષકસૈન્ય તલ્પી રહ્યું હતું.

આમ એકેકની સ્થિતિમાં મોટો ફેર હોવાથી આ લડાઈ કેમ ચાલે છે તે એક જોવા જેવી હતી. મરાઠામાં બસો ઘોડેસ્વાર હતા ત્યારે પ્રજારક્ષકમાં ચારસો ઘોડેસ્વાર હતા, ને તેથી તેમનો પાસો વધારે જયવંત હતો. પણ માત્ર શિવાજી શિવાય સઘળાંજ મરાઠા સરદારો પોતાના વિશ્વાસપર હતા, તેઓ લશકરની હાલત શી છે તે જરાપણ જોઈ શકયા નહી. તેઓએ જોવાને યત્ન પણ કીધો નહી. તેઓના લક્ષમાં પણ નો'તું કે પ્રજારક્ષકસૈન્ય કેવી સ્થિતિમાં છે. આરબો ને અફગાનો કેવા વિકાળ વાઘ હતા, ને તેઓ તુટી પડેછે ત્યારે કેવી ખરાબી કરેછે તેનો સહજ પણ ખ્યાલ લાવ્યા વગર સઘળા સરદારો એક નજીકના મેદાનમાં હમણા થનાર દંદ્વયુદ્ધ જોવાને આવ્યા હતા, તથાપી એથી કંઈ શિવાજી રંજન થયો નહી, તેણે પોતાનું સમાલવાનો પેહેલો વિચાર કીધાં. પોતા

સમીપ હરિપ્રસાદ આવ્યો તેને અનાજની મોર્ફ કરવાનો હુકમ આપ્યો ને એક કલાકમા સઘલા લશકરમા અનાજ પહોચવુ જોઇએ તેવી ગોઠવણ થનીજ જોઇયે એમ જણાવ્યુ અનાજ લાવવુ કયાથી ને કેમ? શેહેરના રસ્તા બધ હતા, ને પાસે કોઈ પણ ઠેકાણેથી તે મળે એમ પણ નો'તુ, એટલે બસોક માણુસ પોતાની સાથે લઇને, ગમે તેમ કરતા સચીન અને તેની આસપાસના ગામમાથી લુટ કરીને અનાજ લાવવાનો ઠરાવ કરી તે ઉઠયો જે માણુસોને લઈ ગયો હતો તેમા સો ઘોડેસ્વાર હતા, એટલે અધુરામા પુરૂ એવુ બન્યુ કે ઓછા લશકરમા ઓછુ થયુ, અને આ બનાવ પ્રજારક્ષકસૈન્યને ઘણો લાભકારી થઈ પડયો

શિવાજીની યોજના લડના કરતા લૂટફાટ કરવાની વધારે હતી ને તેમા તેનુ લશકર નિયમિતયુધ્ધ' માટે બરાબર હતુજ નહી એ તે સારી પેઠે જાણતો હતો તેની ગણત્રી હમેશા જુદીજ હતી, ને જો આ વેળા તેની ગણત્રીએ કામ ચાલ્યુ હોત ને તેની યોજના પ્રમાણે લશકરે વલણ લીધી હોત તો જે સકટ આવી પડયુ છે તે પડત નહી, પણ તાનાજી માલુસરેની યોજના પ્રમાણે હાલની વ્યવસ્થા ચાલી હતી, જેમાથી આ માઠુ પરિણામ આવ્યુ હતુ તેમા અધૂરામા પુરૂ તેતુજ ઘર ફુટયુ હતુ તાની આ વેળાએ, જે લશકરની ચલવી રીતભાત શિવાજી પાસે રહી તે સારી રીતે જાણી ગઇ હતી, તેજ તેના શત્રૂરૂપે કામ કરવા લાગી જે લૂટમાથી તાનીને લાવ્યા હતા, તે લૂટમા માલુસરેને હાથે એ પેહેલી પકડાઈ હતી માલુસરેએ આ મરાઠેણુ છે એમ માની તેની સાથે લગ્ન કરવાનો કાનૂ આપ્યો, પણ ઘણા દિવસ સુધી તાનીને કેદમા પુરી રાખીને પોતાનો કોલ ભગ કીધો શિવાજીના એક ચાકરે આ કેદખાનામાથી આ કેદણને છોડવી શિવાજી તેની મોહનમૂર્ત્તિ જોઇને મોહિત થયો આ વખતે એની મરજી લગ્ન કરવાની હતી, પણ પછી જ્યારે એમ માલમ પડયુ કે તેની મા મુસલમાની છે ત્યારથી પોતાના વિચારમા ફેરફાર કરી નાખ્યો લગ્ન કરવાને ઘણી વેળા માગણી કીધા છતા તે તેને ટોકાવ્યા કરતો હતો તાની મૂળથી માલુસરેને મોહી ગઇ હતી, પણ જ્યારથી તેણે તેને કેદખાનામા સપડાવી ત્યારથી તે વેરીની આખથી તેને જોતી હતી; તેમા જ્યારે શિવાજીએ લગ્ન પણ નકીધુ અને તેનો છુટકો પણ ન કી-

ધો ત્યારથી તે વધારે ખુનપર ચઢી હતી. શિવાજીમાટે ગમે તેમ કહેવામાં આવે, તથાપિ આ તો સર્વથા સિદ્ધ છે કે લંપટ નોહતો; તોપણ તાનીને ન જવા દેવામાં તેનો શો હેતું હતો તે સમજાય તેમ નથી. આવી ખરાબ ગુલામી સ્થિતિમાં રેહેવાનું તાનીવ નહી પસંદ હોવાથી તે છુટવાનો વિચાર કરતી તેને વારંવાર અઠકાવવામાં આવતી હતી. આથી તે નિરંતર દુઃખ ધરીને, કયાં તો મરવું કે કાં તો વેર લેવું એ ધૂન તેના મનમાં ધૂમી રહી હતી. આવાજ હેતુથી તે કોટપરથી તુટી પડી ને શેહેરનાં દરવાજા ઉઘાડયા હતા, પણ 'જેને રામ રાખે તેને કોણ મારે,' તેમ એનું રક્ષણ થવાનું હતું, એ પોતાનું વેર લેવાની હતી ને એના નસીબમાં નવલ સુખ હતું તેમાંથી કોણ અટકાવ કરી શકે?

તાની ઘોડાને એડ મારતી દોડી ત્યારે કેટલાક મરાઠાની નજર તેની તરફ ગઈ ખરી, પણ કોઇએ બરાબર લક્ષ દીધું નહી; કેમકે મેદાનમાં જયાં અખાડો મચવાનો હતો ત્યાં સૌની વૃત્તિ હતી.

શેહેર નજીકના લશકર પાસે આવતાં તે જરાપણ ગભરાઈ નહીં, અને આવતાં સાથ તે મોતી બેગમની નજીક પોતાના ઘોડાને દોડાવતી ગઈ, જો કે હમણા મોતીનો પોશાક તદન જુદા પ્રકારનો હતો, તોપણ તેણીએ બરાબર તેને પારખી હતી. નજીક જતાંજ બંનો એકમેકના મોહ્ર સામું જોઈ રહ્યાં. એક ક્ષણભરતો કોઈથી જરાપણ બોલાયું નહી.

નવાબ તાનીને જતી જોઇને સ્તબ્ધ થઇ ગયો હતો, ને તેને છેલ્લી ઘડી સુધી તેના ઘોડાને જતો જોયો. પછી પોતાના નસીબમાં જે બનનાર છે તે મિથ્યા થનાર નથી એવો વિચાર કરતો તે ઉભો રહ્યો. મેદાનમાં હરિપ્રસાદને અનાજમાટે મોકલવામાં આવ્યો તે ગડબડમાં આ શૂરો પેહેલવાન કયાં છે તે કોઇના જાણ્યામાં આવ્યું નહી, પણ જયારે સઘળા મેદાનમાં તૈયાર થયા ત્યારે મુસલમાન કયાં છે તેની દોડાદોડી ચાલી. કોઇ કેહે કે તે નાસી ગયો, ને કોઈ સંતાયો એમ બતાવવા લાગ્યા; ને કેટલાતો બોલવા લાગ્યા કે એતો વીર વૈતાલ હતો તે આપણે છેતરીને ચાલ્યો ગયો આસપાસ જોવાને માટે દોડાદોડી થઇ રહી. માલુસરે ઘણો જોસ્સામાં ઉભો હતો, ને વારંવાર મુછપર તાવ દેતો હતો. શોધવા જનાર સીપાઇઓ તો આપણા સરદારને એક ઘણો કમીનો-હીચકારો સમજતાં હતાં, "એને પક-

ડીને કાપી નાખો", "એ ચોર ચડાળ છે" એમ બુમ પડી, તે આપણો મ-રદાર જે જગ્યાએ ઊભો હતો ત્યા સભળાઇ, ને તે ખીન્ન થતો અગાડી ધસ્યો ધીરજ જે અત્યાર સુધી વેરણખેરણ થઈ ગઈ હતી તેને એકઠી ક-રીને તેને સામી બુમ મારી કે "કાપનાર કપા ન જાવે એ સીતાબીસે તપા-સના," એ ધાડા શબ્દે ઉડતા, ઊછળતા ને દોડતા મરાઠાઓને એકદમ અટકાવ્યા

મરાઠાઓ આ અવાજ સાભલતાજ લગાર અચકયા, ને તાનોજીએ આ અવાજ સાભળ્યો તેપણ જરાક ખચાયો, અને મનમા બોલ્યો કે "રાણી જાયો છે, લોડી જાયો નથી" સુરતના નવાબ આસુદીન રૂમીએ પોતાની તરવારનો પટો કીધો ને તે ખેલતો ખેલતો અગાડી ધસ્યો, ને જ્યાં તાનો-જીને બીજા મરદારો ઉભા હતા ત્યા જઇને પેહેલવાનપણાનો દવો સાબીત કરવાને માટે ઊભો રહયો તાનીના આપેલા ત્રણ ગોળા કમરબંધમા ખો-સ્યા, ને અગુઠી પોતાની આગળીમા રાખી તે પોતાના પુરતા ઉમગમા દેખાયો અને આ વખતની તેની છબી ને ધીરજ જોઇને મરાઠાઓથી પણ "શાબાસ ! શાબાસ !" "તરકડા તને શાબાસ છે" એમ અકસ્માત બુમ પાડયા વગર રેહેવાયુ નહી શત્રુની મ્યાનમા આટલી ધીરજથી કોણ ઉભો રેહે ? એમ દાદોજી બોલ્યો, ને મુસલમાન મરદારનુ તેજ વધ્યુ ને તાનોજીનુ તેજ હરણ થયુ—જાણે શલ્યે કર્ણનુ તેજ હર્યુ હોયની

---

## કાવ્યકૌસ્તુભ.

દલપત કાવ્ય છપાઈ પ્રગટ થયા પછી કવિતાનું વાંચવા યોગ્ય કોઈ સુંદર પુસ્તક બાહાર પડયું હોય તો તે આ અમદાવાદના કવિ બુલાખીરામે રચેલું અને લીમડીવાલા ગાંધી પુરૂષોત્તમ કાહાનજીએ છપાવી પ્રગટ કરેલું મથાલે જણાવેલું પુસ્તક છે. એ ગ્રંથ આરંભથી અંત સુધી વાંચી જોઈ અમે કહિયે છૈયે કે ભાઈ બુલાખીરામમાં પ્રાસાદિક શક્તિ છે. તેમની કવિતા હિંદી કવિઓને મલતી છે એવું તેમની કવિતાનો આ છંદ દર્શન નામનો પ્રથમ ભાગ વાંચવાથી કેહેવાને અમને કારણ મલે છે. હિંદી ને વ્રજ ભાષાના કવિઓ જેને "वानी" કહે છે અને જે નર્મદાની આ પારના આધુનિક કવિમાંના તો કોઈ ભાગ્યશાલીનેજ, પણ પેલી પારના ચારેક કવીઓને કોઈ સંસ્કાર યોગે પ્રાપ્ત થઈ છે તે આ કવીમાં ઉત્તમ પ્રકારે દીપી નીકલી છે. પ્રાસાદિક શક્તિ અને કાવ્ય શાસ્ત્રના ગ્રંથના અભ્યાસ વગર ઘણા લેભાગુઓ કવિતા કરવા મેદાન પડે છે અને કવિતાના નિર્મલ નામને એબ લગાડે છે તેમ ન કરતા કવી બુલાખીરામે ગુજરાતના પ્રસિદ્ધ કવીશ્વર દલપતરામભાઇ પાસે વ્રજ ભાષાના પિંગલ તથા અલંકારના ગ્રંથોનો અભ્યાસ કર્યો છે તેથી કવિતાચાતુર્યનું દર્શન તેમની કવીતામાં ઠેકાણે ઠેકાણે થાય છે. કવીશ્વર જણાવે છે કે તેમની પાસે જેટલાએ કવિતાનો અભ્યાસ કર્યો છે તેમાં કવિ બુલાખીરામ પેહેલા નંબરના છે. એ બાબતમાં અમે તેમની સાથે એકમત છૈયે.

પ્રસ્તુત ગ્રંથમાં કથન બોધ બત્રીસી, સૃષ્ટિ સૌંદર્ય, કાવ્યચર્ચાશતક, રૂદ્રી બુદ્ધિ સંવાદ, ઉપદેશ બત્રિસી, કાવ્ય તર્ક ચાતુરી, વીર વિનોદ, વીર વિજય તથા ચિત્રકાવ્ય વગેરે વિષય છે. કથન બોધ બત્રિસીમાં જુદીજુદી બત્રીસ કેહેવતો ઉપર કવિતા રચવામાં આવી છે. જે કેહેવત જે છંદમાં સારી રીતે રચી શકાય તેજ છંદમાં તે રચવામાં આવી છે, તે વાંચવાથી જેમ બોધ મલે છે તેમ તેમાંની કેટલીએકમાં કવિએ હાસ્યરસ પણ ઠીકજ વાપર્યો છે. એવી કવિતા રચવામાં કેટલો શ્રમ તથા બુદ્ધિ ખરચવાં પડે

છે તે જેમને અનુભવ હોય તેઓજ જાણી શકે  સૃષ્ટિ સૌંદર્યમા શૈલ શો ભા એટલે પર્વતની શોભાનુ વર્ણન કર્યું છે તેમા સંસ્કૃત કવિઓની રીતને અનુસરી એકજ પ્રસિદ્ધ ૭૬ ગણ્યો છે  કાવ્ય ચર્ચા શતકમા કવિતાનુ સ્વરૂપ, ઉત્તમ કવિ કોને કહેવો, અધમ કવિ અને ગ્રંથકાર અને કાવ્ય ર- સના કેવા હોય છે, કવિઓને આશ્રય આપનાર પ્રાચીન કાળમા કેવા હતા વગેરે બાબત છે  કેટલાએક સંસ્કૃત તથા વ્રજ ભાષાના ઉત્તમ કવિઓની એ ભાગમા પ્રશંસા કરવામા આવી છે  ઉપદેશ બત્રીસીમા વૈરાગ્ય સબં- ધી કવિત શબ્દાલંકારની ખુબીમા કિસન બાવનીના કવિતની ઢબ ઉપર ઠીક ઊતર્યા છે

આખા ગ્રંથમા વીર, હાસ્ય અને શાંત એ ત્રણ રસ છે એમ કહિ યે તો ચાલે તેમ છે  અલંકારો પણ કવિ બુલાખીરામની કવિતામા ઠેકાણે ઠેકાણે જોવામા આવે છે  પણ તેમાના સૂક્ષ્માલંકાર અને રસવદાલંકાર જેવા- ના એક બે ઠેકાણે નામ આપવામા આવેલા છે તે અમારા વિચાર પ્રમાણે બરાબર નથી  કાવ્યચર્ચાશતકની કવિતા ઉપરથી અમે કહિયે છૈયે કે ભાઈ બુલાખીરામ એક પ્રાસંગિક કવિ છે તેથીજ એક ખરા કવિને કવિતાની ની ધુન લાગી રહે છે તેનુ વર્ણન નીચે પ્રમાણે કરે છે —

મનહર ૭૬

એક ચિત્તે કવિ જયા વિચારમા ગુંથાયો હોય,
ધ્યાનીની સમાધી તેને ધારૂ છુ હુ ધ્યાનમા,
ગાડી ધન ગગડાટ, ગર્જના તોપ તણી,
તેનુ મન ધ્યાન નહીં જેને રહે તાનમા,
પૂજે કોઈ પુષ્પથી કે અમીથી નિહારો કોઇ,
બાહ્યદૃષ્ટિ બંધ કરી એહેતો બેભાનમા,
દર્શન કરવાને મુન્જને કો લેઈ જાઓ,
એવા મહામુની કવિજનના મકાનમા—૧૮

આ કવિતની કિમ્મત કરનાર અને રેવીન્દ્ર જેવા રસાળની નોકરી છોડાવી આના કવિને ઉત્તેજન આપનાર કોઈ રખીરામ આ સમયમા પેદા નથી થયો તે જોઈ, અમે દિલગીર છૈયે  તથાપિ પ્રજા વર્ગે સામાન્ય રીતે કવિના એ ગ્રંથને ઉત્તેજન આપ્યુ છે એ સંતોષકારક છે

કવિ બુલાખીરામની કવિતા રસભરિત અને મનોરંજક વિનોદી છે તેથી આની પેઠેજ તેમના હવે પછીના ગ્રંથોને પણ પ્રજા જન બાજુથી યોગ્ય આશ્રય મળશે એવી આશા રાખિયે છૈયે

## રમુજ અને વાકચાતુર્ય.

વાતના ગપાટા મારનારાઓ ગપાંસ ચલાવવા બેસે છે ત્યારે તેઓને ખાડો ખબોચિઓ નડતોજ નથી. એમ કહેવાય છે—ખરૂં ખોટું તો ખોદા જાણે—કે એક દિવસે નેપોલિયન ઓનાપાર્ટ ફરવા નિકળ્યો હતો. રસ્તે ચાલતા એક સીપાઇ મળ્યો જેનો જમણો હાથ બીલકુલ નોહતો. "શું તારો હાથ મેરીથોનની લડાઈમાં કપાઈ ગયો છે?" "હા મહારાજ!" "ત્યારે શું તમે કંઈ ઇલિકાબ વગર રહ્યા છો? તમારી આવી દુરદશા છે ને તમે કેમ ઇનામ વગર રહી ગયા?" "મહારાજ, નગારખાનામાં ક્યાં તુટીનો નાદ સંભલાય." "ફીકર ન કરો, હું તમને આજે મેજર બનાવી બે ગામ તમારી જીંદગી તુલગ નિરવાહ થાય તેવો લેખ આપું છું. જો તમારા બે હાથ યુધ્ધ ક્ષેત્રમાં ગયા હોત તો કરનલ બનાવી વંશપરંપરા નિરવાહ થાય તે માટે પાંચ ગ્રામ બક્ષીસ આપત." "મહારાજની એવી ઇચ્છા છે તો સેવકને વિલંબ નથી," એમ કહેતાને સાથ તે શુરા સીપાઇએ પોતાનો બીજો હાથ કાપી નાંખ્યો

---

નિશાળે જતા એક વિદ્યાર્થીને પૈસાની કંઇ અગત્ય પડી, ત્યારે પોતાની વાંચન ચોપડી વેચી કામ ચલાવ્યું, ને બાવાજીને લખ્યું કે.—"પિતાજી, ખુશી થાઓ, હું હવે મારો ખરચ વિદ્યામાંથી ચલાવવા શકિતમંત થયો છું."

---

ઇંગ્લંડનો એક જડજ લોર્ડ જેફ્રીસ, જેની યાદ શકિત કંઇ અસાધારણ હતી, તેને એક લુચાને પીંજરામાં આવેલો જોઇ, પોતાની છડી ધરી કહયું કે "મારી છડીના છેડાપર લુચ્ચો ઊભો છે." જે માણસને બતાવી તે એમ બોલ્યો તેને સામું પુછયું કે "નામદાર સાહેબ, કયા છેડાપર?"

---

એક વિદ્વાન મુખે કોઇ પુસ્તકમાં વાંચ્યું કે જંગલી કાગડો ૨૦૦ વરશ જીવે છે, તેની ખાત્રી કરવાને બજારમાં જઈ ખરીદ કરી તેને પાંજરામાં ઘાલી રાજી થયો.

---

મુંબઈ:—"ગુજરાતી" પ્રીંટીંગ પ્રેસ.

# આર્યજ્ઞાનવર્ધક.

વર્તમાન ચર્ચા અને સાક્ષરત્વનો માસિક ગ્રંથ.

જુન, ૧૮૮૪.

## વિચારમાધુકરી.

### શકકાલ વિચાર.

મૂળનો શબ્દ "સોલકી, ચાલકે, ચિલકે" અથવા "શિરકે" હતો, તેને "ચાલુક્ય" અથવા "ચુલુક્ય" એવુ અપ્રાકૃત રૂપ આપ્યુ "ચવ્હાણ" શબ્દ સસ્કૃત દીક્ષામા આવે માટે તેનો "ચાહમાન" અથવા "ચાહુઆણ" એવો અપભ્રંશ કર્યો "પવાર" શબ્દને "પ્રમાર" અથવા "પરમાર" એવુ રૂપ ધારણ કરવાની ગરજ પડી, જે "કદમ" હતા તે "કદબ" થયા, અને "ચાવડા" હતા તે "ચાપોત્કટ" બન્યા એવી રીતે અસલ શબ્દો હતા તેઓને રૂપાતર કરવાની જરૂર પડી, એટલુજ નહિ પણ અત્યત વિલક્ષણ એવા નિર્વચનોનો બોજો પણ માથા ઊપર ઉપાડવો પડયો કેમકે કોઇને કોઇ રીતે મુડન કર્યા વગર બ્રાહ્મણ પંડિતોએ તે શબ્દોને સસ્કૃત ભાષાની દીક્ષા આપવાની ના પાડી તેથી "મોરે" એવુ જે કુળવાચક નામ હતુ તેને "મૌર્ય" એવુ અપ્રાકૃત રૂપ ધારણ કરવુ પડયુ એમા નવાઈ શી? જેમ રઘુવશમા જન્મ પામ્યા તેથી શ્રીરામચદ્રજીને રઘુનદન એમ કહેછે અથવા જેની પેઢી વાણિયાની અગર વૈદ્યની હોય તે જેમ સસ્કૃતમા "વણિક્પુત્ર" અને "વૈદ્યપુત્ર" એમ કહેવાય છે તેમ ચદ્રગુપ્તને પણ "મૌર્યપુત્ર" એવુ * વિશેષણ આપેલુ વાચવામા આવે છે નદે પુત્રવત્ માન્યાથી "સ્વામિપુત્ર" એવુ વિશેષણ મલયકેતુએ ચદ્રગુપ્તને લગાડયુ

* "મૌર્ય" શબ્દની વ્યાખ્યા જોવી હોય તો વિષ્ણુપુરાણ (પન ૮૧ નિરક, અશ ૪) જુવો

એમ સમજવું. ચંદ્રગુપ્ત શૂદ્ર કેહેવાય છે તેનું કારણ આર્યાવર્ત (વિંધ્ય તથા હિમાલય એ બે પર્વતોની વચમાંનો પ્રદેશ) ની બાહારથી અસલથી મૌર્યકુળ આવ્યું તેથી અથવા બૌદ્ધ થયલા અશોકનો તે પિતામહ હતો તેથી એમ કહેવાયો હશે. "મુરા" નામની એક નંદની બાયડી હતી તેનો પુત્ર માટે "મૌર્ય" એવી વ્યુત્પત્તિ * જે કરે છે તેઓને વ્યાકરણશાસ્ત્રનો પરિચય ઠીક ન હતો એવું સમજ્યા વગર ગતિ નથી, કેમકે સ્રીપ્રત્યયાંત શબ્દથી અપત્યાર્થમાં "ષ્યપ્, યક્" અથવા "યન્" એવા યકારાદિ પ્રત્યયોનું વિધાન પાણિનિએ કર્યું નથી. મલયકેતુ ચંદ્રગુપ્તને રાક્ષસનો સ્વામિપુત્ર કહે છે ત્યારે જો ચંદ્રગુપ્ત શૂદ્ર હતો તો તેનો બાપ પણ શૂદ્ર થવો જોઇએ. અને "મુરા" ને તો નંદની પત્નિ એમ ટીકાકાર માને છે, માટે નંદથીજ શૂદ્રત્વનો આરંભ થવો જોઇયે, એવો તર્ક ચલાવી જે ચાણક્યનું અપમાન થયું તે બ્રાહ્મણોએ ચંદ્રગુપ્તનાં કુળને બટ્ટો લગાડવાને યત્ન કર્યો એમ સમજ્યે. નંદની પેહેલાં જે રાજાઓ થઇ ગયા તેઓમાં પણ એજ પ્રકારનો ઘોટાળો દીઠામાં આવે છે. બિંબસાર વગેરે રાજા પ્રદ્યોતના કુળના હોવા જોઇયે. કોઇ વખતે તે બીજા કુળના હશે પણ તે શિશુનાગના કુળના નહિ હતા એમ કાંઇ "મહાવંશો"† ઉપરથી જોતાં શક નથી. જ્યાં સાક્ષાત્ અથવા પરંપરાથી બૌદ્ધ ધર્મનો સંબંધ હોય ત્યાં મહાવંશોનાં પ્રામાણ્યનો સંકોચ કરવો રાસ્ત છે; કેમકે તે ગ્રંથનો કર્તા બૌદ્ધ હતો માટે જ્યાં બૌદ્ધ ધર્મનો સંબંધ આવ્યો હોય ત્યાં વર્ણનમાં અતિશયોક્તિ હોય એ વાત સંભવે છે. જે ઠેકાણે પોતાના ધર્મનો સંબંધ આવેછે ત્યાં અતિશયોક્તિનો આદર કર્યા વગર ઘણું કરીને ગ્રંથકારોથી રેહેવાતું નથી. આ સંપ્રદાયનું અનુસરણ કર્યું તેથી બૌદ્ધ થયલા અશોકના વંશની નિંદા પૌરાણિકોએ કરી અને મ-

---

* સિંહલી લોકોનો ખ્રીસ્તી શકના ચોથા શકના આરંભમાંજ (A. D. 302) રચેલો એક ઇતિહાસ છે. તેને **દીપવંશ** અથવા **મહાવંશ** એમ પણ કહે છે. બીજો "મહાવંશ" છે તે બુદ્ધઘોષ નામના બૌદ્ધ પંડિતે રચ્યો (P. 243, Vol. XII, Journ. R. A. S. G. B & I) Upham એ એ બે મહાવંશોનું તાત્પર્ય ઇંગ્રેજીમાં લખ્યું છે.

† P. 45. Upham's mahawanse.

હાવશકારે સાક્ષાત્ બુદ્ધના * વશની સાથે સબધ અશોકના વશનો લગાડી દીધો. માટે જેમ શિશુનાગની પૂર્વે તથા પશ્ચાત્ મગધના રાજ્વશીના મૂળ પુરુષોએ સ્વામિહત્યા કરી સિહાસન પડાવી લીધુ તેમજ શિશુનાગે પણ કર્યું એવુ અનુમાન કરવાને કાઈ હરકત નથી સ્વામિહત્યા છુપાવવાની મતલબ એ કે શિશુનાગનો પુત્ર કાકવર્ણ, કાનવર્મા અથવા કાલાશોક એનો રાજ્યકાળ બૌદ્ધ લોકોના ત્રિપિટકાદિકનો નિર્ણય કરવા માટે લાગ્યો તેથી સમસ્ત બૌદ્ધ લોકોને પૂજનીય છે જે રાજા રાજ્ય કરતો હતો ત્યારે બૌદ્ધ લોકોની મોટી ચાર સભાઓ ભરાઈ તેમાથી બીજી સભા એ ભરાઈ તેનો રાજ્યકાળ સર્વ બૌદ્ધોને સ્મરણીય થયો, તેના બાપે સ્વામિદ્રોહરૂપી મહાપાપ કર્યું એ વાત કદી પણ બને નહીં એવા અભિપ્રાય થી બૌદ્ધ ધર્મ એજ એક પરમ પુરુષાર્થનો ખરો રસ્તો એવુ સમજનારા મહાવશકારે શિશુનાગને ધાર્મિક તથા પાપભીરુ પ્રધાન કરી બેસાડયો એમ સમજીયે શિશુનાગ, તેનો છોકરો તથા તેના ૧૦ છોકરા એ બધાએ મળીને ૬૮ વર્ષ રાજ્ય કર્યું એમ મહાવશકાર લખે છે ત્યારે એવી સ્થિતિ ચદ્રગુપ્તસુધી રાજાઓ થયા તેઓની પુરાણોમા થઈ ગઈ ચદ્રગુપ્તની પાછળ પણ થોડો ઘણો ઘોટાળો છેજ મૌર્યકુળમા જે છેલ્લો રાજા થયો તે બૃહદ્રથ એમા કાઈ સદેહ નથી કેમકે બાણ † તે વાત કબૂલ કરે છે પુષ્યમિત્રે બૃહદ્રથને મારી પોતે રાજ્ય કર્યું એવી વાત પુરાણોમા આવે છે તે સશયયુક્ત છે, કેમકે કાળિદાસના માલવિકાગ્નિમિત્રના પાચમા અક ઉપરથી જોતા પુષ્પમિત્રે પોતે ગાદી ન પડાવી લેતા પોતાનો પુત્ર જે અગ્નિમિત્ર તેને રાજ્યાભિષેક કર્યો એવુ બોલવુ પડે છે અગ્નિમિત્ર, તથા વસુમિત્ર અથવા સુમિત્ર એ બેઉની વચમા સુજ્યેષ્ઠ અથવા વસુજ્યેષ્ઠ એ નામનો રાજા પુરાણમા આવે છે પણ બાણને તથા કાલિદાસને પણ તે માન્ય નથી માટે તે જગ્યાથી તેને ઊચકવો જોઇયે કલિયુગના ચાર

---

* P 167, હર્ષચરિત કલકત્તાનુ

† P 166, „ „ „ એ પૃષ્ઠ ઉપર "સુમિત્ર" એમ પાઠ છે તે પ્રામાદિક છે ત્યા "વસુમિત્ર" સમજવુ કાલિદાસ પણ વસુમિત્ર એ અગ્નિમિત્રનો સાક્ષાત્ પુત્ર સમજે છે

હજારથી વધારે વર્ષ ગયાં એટલે મુસલમાન હિંદુસ્તાનમાં આવવા લાગ્યા, ત્યારે ગુપ્તકાળ શરૂ થયો એ પૌરાણિકોની વાત પુરાણોમાંજ શોભે છે. માટે વંશ તથા વંશાનુચરિત જેમાં આવે છે તે પુરાણોનો ભાગ કોરીની પણ કિંમતનો હોય એમ ધારવું વાજબી નથી. ઉપર લખેલી રીતથી કલિયુગના આરંભનાં ધોટાળો કર્યો એટલુંજ નથી પણ વૈષ્ણવોએ "~~વર્ષદ્વયસહસ્રેતત~~" * એ એક બનાવટ ગીતિ "સપ્તર્ષિચાર"માં ઘુસાડી દીધી. એ ગીતિ બધી પોથીમાં મળતી નથી; અને તેજ અધ્યાયમાં સર્વસંમત "સહ્નૃદ્રિક" એ આવી છે તેની વિરૂદ્ધ છે માટે તે ઘુસાડેલીજ હોવી જોઈએ.

"જુગાવદુભક્ત."

---

| | વર્ષે | | |
|---|---|---|---|
| * બાર્હદ્રથ રાજાઓ— | ૧૦૦૦ | કાણ્વ | ૪૫ |
| પ્રદ્યોત | ૧૩૮ | આંધ્ર | ૪૫૬ |
| શૈશુનાગ | ૩૬૨ | આભીરાદિ | ૧૩૯૯ |
| નંદ | ૧૦૦ | ગૌર | ૩૦૦ |
| મૌર્ય | ૧૩૭ | કૈલિકિલ | ૧૦૬ |
| શુંગ | ૧૧૨ | | |
| | | | ૪૧૫૫ |

"ગુપ્તા મોક્ષ્યંતિ મેદિનીં" એમ પુરાણોમાં આવે છે તે આ રાજાઓ થઈ ગયા પછી

## સંગીત શાસ્ત્ર.

(પૃષ્ઠ ૧૭૬ થી ચાલુ)

એવા શ્રી વિષ્ણુનાં વચન સાભળીને સવિસ્મય ચિત્તે માનસોત્તર પ-ર્વતુ ઉપર ગાનબધુ (ઉલૂક) પાસે ગાયન શિખવા નારદજી ગયા ત્યા કેટ-લાક ગધર્વ, કિન્નર, વિદ્યાધર અને અપ્સરાઓના ગણ ગાનબધુને ઘેરીને બેઠા હતા અને વચ્ચે ગાનબધુ બેઠા હતા કેટલાક ગાયન શિખવા આવ્યા હતા તે તથા કેટલાક ગાયન શિખેલા પણ ત્યા બેઠા હતા તેપાસે જઇને નારદજી ઉભા રહ્યા તેને જોઇને ગાનબધુએ નમસ્કારપૂર્વક આદરસત્કાર ક-રીને આસન આપી બેસાડીને આગમનકારણ પુછ્યુ કે, હે બ્રહ્મન્! મ્હારે ત્યા કેમ પધાર્યા છો? શુ કામ છે તે કહો એટલે નારદજી બોલ્યા કે હે ઉલૂ-કેન્દ્ર આપ પાસે આવવાના કારણનુ હુ વૃત્તાત કહુ તે સાભળીને યથોચિત રીતે મુને ગાયનનો ઉપદેશ કરો એક દિવસે વૈકુઠમા શ્રી વિષ્ણુ પાસે હું ગયો, ત્યા કેટલાક દેવતાઓ પણ બેઠા હતા તે દેવતાઓને તથા મુને દૂર કરીને તુબરૂ ગંધર્વ આવ્યો તેને શ્રી વિષ્ણુએ પોતાની પાસે બોલાવીને બેસાડ્યો અને લક્ષ્મીજી સહિત શ્રી વિષ્ણુએ તુબરુનુ ગાયન સાભળી સત્કાર કરી વસ્ત્ર આભૂષણું આપીને માન આબરૂ આપ્યા તેમજ કૌશિકાદિક ગાયનથી આરાધના કરનાર હતા તેને પોતાના ગણોના* અધિપતિ ઠરાવ્યા તે જોઈ હુ દુ ખપીડિત થઈ વિચાર કરવા લાગ્યો કે,

> यदत्त यद्धुतञ्चैव । यच्चापिश्रुतमेवहि ॥
> यदधीतच गानस्य । कला नार्हातिषोडशीं ॥

અર્થ—જે (દાન) આપ્યુ, જે હોમ્યુ (યજ્ઞાદિકમા હોમ કર્યો તે), જે સાભળ્યુ અને જે ભણ્યા (તે) ગાયનની સોળમી કળા (એક આના) ને યોગ્ય (બરાબર) નથી

એવુ ઉત્તમ ગાયન તેતો હુ શિખ્યો નહીં હવે ગાયન ક્યાં જઇને

* પાર્ષદોના.

શિખું, કોણ શિખવે વગેરે હું પશ્ચાત્તાપ કરવા લાગ્યો, તે જોઇને શ્રી વિષ્ણુએ કહ્યું કે હે દેવર્ષિ જો તમારે ગાયન શિખવાની ઇચ્છા હોય તો માનસોત્તર પર્વત ઉપર ગાનબંધુ નામે ઉલૂક રહે છે તે પાસે જાઓ ત્યાંથી તમને ગાયન પ્રાપ્ત થશે. એવી શ્રી વિષ્ણુએ આજ્ઞા કરી તે સાંભળી હું તમારી પાસ ગાયન શિખવાને આવ્યો છું. હું તમારો શિષ્ય છું, જેમ તમે કહેશો તેમ હું કરીશ. તમે મારૂં વચન પાલન કરો. નારદજીનાં એવાં વચન સાંભળીને ગાનબંધુએ પોતાને ગાયન કેમ પ્રાપ્ત થયું તે નારદજીને સવિસ્તર કહી સંભળાવ્યું. ત્યારપછી પોતાની પાસે બેઠા હતા તે સામી આંગળી કરીને કહ્યું કે ગંધર્વ, વિદ્યાધર, કિન્નર અને અપ્સરાના ગણો સુને ગાયનાચાર્ય ગણીને મારી પાસે ગાયન શિખવાને આવ્યા છે. આ ગાયનવિદ્યા બીજી વિદ્યાની પેઠે આવડે તેમ નથી.

तपसा नैव शक्त्यावा । गानविद्या तपो धन ॥
तस्मा च्छ्रमेण युक्तश्च । मत्तस्त्वं गान मामुहि ॥

અર્થ—હે તપોધન તપે કરીને (તપશ્ચર્યાએ કરીને) અથવા શક્તિએ કરીને ગાનવિદ્યા પ્રાપ્ત થતી નથી; તેમાટે શ્રમે કરીને યુક્ત (શ્રમ સહિત) મારાથકી તમે ગાયન પામો.

એવાં ગાનબંધુનાં વચન સાંભળી નારદજીએ પ્રણિપાત પુરઃસર શ્રમ સહિત ગાનવિદ્યા શિખવાનું માન્ય કર્યું. ત્યારે ગાનબંધુએ કહ્યું કે જો ગાયનવિદ્યા શિખવી હોયતો હવેથી શરમ મુકી દો. (ત્યક્તલજ્જ થાઓ) કહ્યું છે કે

स्त्रीसंगमे तथा गीते । क्षुते न्वाख्यान संगमे ॥
व्यवहारेच धान्याना । मर्थानांच तथैव च ॥
आये व्यये तथा नित्यं । त्यक्त लज्जस्तुवै भवेत् ॥

અર્થ—સ્ત્રીસંગમાં, ગાયનમાં, છીંક ખાવામાં, પરોક્ષ વાત કરવાનો કોઈ સાથે સંગમ થાય તેમાં, ધન અને ધાન્યના વ્યવહારમાં તેમજ લાભ (ઉપજ) અને ખરચમાં હમેશ શરમ ન રાખવી.

न कुंठितेन गूढेन । नित्यं प्रावरणादिभिः ॥
हस्तविक्षेप भावेन । व्यादितास्येन चैव हि ॥

निर्यात जिहवा योगेन । नगेयच कथचन ॥
स्वाग निरीक्षमाणेन । परमप्रेक्षता तथा ॥
नगाये दूर्ध्वबाहुश्च । नोर्ध्वदृष्टि कथच न ॥

અર્થ—અગકાઇ અગકાઇને, મનમાનેમનમા, ગણુગણીને, (ગુપ્તરીતે) કાઇ પણ ઓઢીને, હાથના ચાળા કરીને, દરેલુ મુખ રાખીને, જીભ બાહાર નિકળી રહે તેમ જરા પણ ગાવુ નહી—પોતાના અગ સાસુ જોઇને તેમજ બીજામાસુ જોયા વિના અને ઉચા હાથ ને ઉચી નજર કરીને જરા પણ ગાવુ નહીં તેમજ,

हासो भय क्षुधा कप । शोको न्यस्यस्मृति स्तृषा ॥
नैतानि सप्त रूपाणि । गानयोगे महामते ॥

અર્થ—હે મહામતિમાન્, હાસ્ય, બ્હીક, ભુખ, કપ (ધ્રુજ), શોક, બીજાનુ સ્મરણ, તરસ અથવા તૃષ્ણા એ સાત ગાયનયોગમા યોગ્ય નથી (એ સાત ગાયન વખતે ગાયનમા ભગ કરનાર અને નિરૂપયોગિ છે)

क्षुधार्तेन भयार्तेन । तृषार्तेन तथैवच ॥
गानयोगो न कर्तव्यो । नाधकारे कथच न ॥

અર્થ—ભુખ, બ્હીક, અને તરસથી પીડિત માણસે ગાયણ કરવુ નહી, તેમજ અધારામા પણ ગાયન કરવુ નહી

ઇત્યાદિક કેટલાક નિયમ ગાનબધુએ નારદજીને કહ્યા તે પ્રમાણે વર્ત્યા ને નારદજી દેવતાના હજાર વર્ષસુધી ગાયન શિખ્યા ત્યારે ગાયન અને વાધના ભેદને, સમઝયા, અને ગીતજ્ઞ કહેવાયા એટલે ગધર્વ, કિન્નર, વિદ્યાધર અપ્સરાઓ વગેરે નારદજી સાથે પ્રીતિ રાખવા લાગ્યા તે જોઈ ગાનબધુએ નારદજીને કહ્યુ કે તમે સારી રીતે ગીતવિશારદ થયા ગીત વાધના ભેદ તમે જાણ્યા અને તમારો સારો અભ્યાસ થયો ત્યારે નારદજીએ કહ્યુ કે નસે. મોટ. સગીતકલ્પતા. જ્ઞે. ને. ખસે. આપ્તરાથી મને ગાયન પ્રાપ્ત થયુ, માટે તેના બદલામા (ગુરૂદક્ષિણામા) તમે કહો તેમ કરી આપુ ગાનબધુએ કહ્યુ કે મારો પ્રલયકાળસુધી શુભ યશ રહે અને મનમા ધાર્યુ હોય તેમ થાય એ વરદાન આપો ત્યારે નારદજીએ તથાસ્તુ કહીને વધારામા (ભાગ્ય ઉપગત) તમારૂ કલ્યાણ થાઓ અને તમે શ્રી વિષ્ણુની સાયુજ્ય મુક્તિ

પ્રામશી વગેરે કહ્યું. પછી પોતાના સંગીતગુરૂ ગાનબંધુની રજા લઇને માનસોત્તર પર્વત ઉપરથી વિદાય થયા.

હવે રસ્તે ચાલતાં નારદજીને વિચાર આવ્યો કે મારા ગુરૂ ગાનબંધુએ મને કહ્યું કે તમારો સારો અભ્યાસ થયો. માટે જરૂર તુંબરૂ કરતાં પણ સારૂં ગાયન મુને આવડયું હશે. હવે જો તુંબરૂ પાસે જાઉં તો જરૂર તુંબરૂને તો જીતી લઉં એવા વિચારથી તુંબરૂને ઘેર જવા લાગ્યા. તે તુંબરૂના ઘર પાસે પોહોંચ્યા ત્યાં કેટલાંક હાથ, પગ, આંગળાં, નાક, કાન વગેરે કપાઈ ગએલાં અને કેટલાંક આંખ્યો ફૂટેલાં—અનેક વિકૃતાકાર સ્ત્રી પુરૂષોને જોયાં. તેને નારદજીએ પુછયું કે તમે સૌ કોણ છો? ત્યારે તેઓએ કહ્યું કે અમે રાગ રાગણીઓ છૈયે. તે સાંભળી નારદજીએ ફરીને પુછયું કે આ તમે સહુ છિન્નભિન્ન અંગવાળાં કેમ થઈ ગયાં છો તેનું કારણ કહો. રાગરાગણીઓએ જવાબ આપ્યો કે અમારાં અંગ છિન્નભિન્ન થવાનું કારણ તમે છો. જ્યારે તમે ગાયન કરો છો ત્યારે અમારી આ રીતની છિન્નભિન્નાકૃતી થાય છે; અને તુંબરૂ ગાય છે ત્યારે અમારાં સર્વ અંગ સંધાઈ જાય છે. તમે ગાયન કરીને અમને મારી નાખ્યાં જેવાં કરી મુકો છો. અને તુંબરૂ ગાયન કરીને અમને જીવતાં કરે છે. એવો રાગ રાગણીઓનો જવાબ સાંભળતાંજ પોતાના ગીતગાન તરફધિક્‌ધિક્‌ કહીને આશ્ચર્ય સહિત પાછા શ્રીવિષ્ણુપાસે નારદજી ગયા અને પોતાના અભ્યાસની વાત કહિ સંભળાવી; ત્યારે સર્વેનો ગર્વ દૂર કરનાર શ્રી વિષ્ણુએ કહ્યું કે ગાનબંધુપાસેથી જે ગાયન શિખ્યા તેથી અથવા ગાનબંધુ જેટલું ગાયન જાણો છે તેટલી વિદ્યાથી કાંઇ સંગીતવિદ્યાનો પાર પામ્યા કેહેવાઓ નહી. તેમજ એટલી ગાયનવિદ્યાથી તુંબરૂની બરાબરીયા (તુંબરૂ જેટલું ગાયન જાણનારા) કેહેવાઓ નહીં— તેથી નારદજી મોટી ચિંતામાં પડયા અને ઉદાસ થઇ ગયા. એટલે વળી વિષ્ણુએ કહ્યું કે તમારે ચિંતા ન કરવી. હું વૈવસ્વત મન્વંતરના અઠ્ઠાવીસમાં દ્વાપરયુગને અંતે યદુવંશમાં વસુદેવજીને ઘેર દેવકીજીના ઉદરથી શ્રીકૃષ્ણ નામે અવતાર લઇશ, ત્યારે તમે મારી પાસે આવીને આ વાત સ્મરણ કરાવજો એટલે તમને સંપૂર્ણ ગાયન શિખવીશ અને તુંબરૂ સરખા અથવા તેથી પણ વિશેષ ગીતજ્ઞ કરીશ. ત્યાંસુધી દેવતાઓ અને

જઈને શિખ્યા એટલે વળી શ્રીકૃષ્ણે રૂક્મિણીજી પાસે શિખવા જવાનું કહ્યું. રૂક્મિણીજીને ઘેર જઈને નારદજીએ પ્રથમતો ગાયન કરવા માંડયું. તે સાંભળીને રૂક્મિણીજીની દાસીઓ નારદજીને કહેવા લાગી કે નારદજી તમેં ગાયન કરો છો ખરા, પણ હજી સ્વર (સુર)ને જાણતા નથી. તે સાંભળી નારદજી મોટા શ્રમસહિત બે વર્ષસુધી રૂક્મિણીજી પાસે રહિને શિખ્યા. એ રીતે શ્રી કૃષ્ણની મુખ્ય પટરાણીઓ પાસે જઈને શિખ્યા તોપણ સ્વર બરાબર પ્રાપ્ત ન થયા, તેથી શ્રી કૃષ્ણે પોતે પોતાની પાસે નારદજીને બેસાડીને શિખવવા માડયું એટલે સંપૂર્ણ સ્વર અને ગાયનનું જ્ઞાન થયું. તેથી નારદજીના મનમાં બ્રહ્માનંદ જેવું સુખ થયું અને ઘણા કાળનો શ્રમ સાર્થક થયો એમ માનીને અતિશય સંતુષ્ટ થયા. એ રીતે ગાયનવિદ્યા શિખતાં જે શ્રમ પડયો તેને ધ્યાનમાં લઈને નારદજી કહેવા લાગ્યા કે,

विद्वानेवविजानाति । विद्वज्जनपरिश्रमम् ॥
नचवंध्याविजानाति । गुर्वीप्रसववेदनाम् ॥

અર્થ—વિદ્વાન હોય તેજ વિદ્વાનના શ્રમને જાણે છે. વાંઝણી સ્ત્રી (જેમ) પ્રસવની ભારે વેદના જાણતી નથી (તેમ અવિદ્વાન વિદ્વાનના શ્રમને જાણતા નથી).

તેમ ગાયનવિદ્યા કેવી કઠણ છે, કેટલે શ્રમે આવડે છે તે જાણ્યા વિના મેં ફોગટ તુંબરૂ સાથે ઇર્ષા કરી વગેરે પશ્ચાતાપ કરીને તુંબરૂ સાથેની ઇર્ષા હતી તે તથા દ્વેષાદિક દોષ હતા તે સર્વે ત્યાગ કર્યા અને નારદ બ્રહ્માના આનંદમાં મગ્ન થઈને શ્રી કૃષ્ણ પાસે ગાયન કરી નૃત્ય કરવા લાગ્યા. તે જોઇ શ્રી કૃષ્ણે નારદજીને કહ્યું કે હવે તમે સંગીતવિદ્યામાં સર્વજ્ઞ થયા. તમને જે ઈચ્છા હતી તે પૂર્ણ થઈ. હવેથી મારા લોકમાં તુંબરૂ સાથે તમે પણ ગાયન કરતા જાઓ. હવેથી તમે ઉત્તમ ગાયક કહેવાશો. શ્રી કૃષ્ણે એ રીતે કહ્યું તે સાંભળી નારદજી બહુજ હર્ષ પામ્યા અને સર્વ મનોરથ સિદ્ધ થયા. એ રીતે નારદજીને સંગીતવિદ્યા મળી હતી.

પ્રાણજીવન વિ. શિવરામ વ્યાસ.

# ગંગા.

## એક ગુર્જર વાર્તા.

## પ્રકરણ વીસમું

### તાની ને મોતીનો સમાગમ.

તાની મોતી બેગમ હજૂર જઇને ઉભી રહી, ત્યારે આ બાનુ શ્રી પાછી આવી છે એમ વિચારી બેગમ તદન અજબ થઇ ગઇ ધારી ધારીને જોવા પછી સરદાર સાથે ગયેલી આ તેજ દક્ષણન છે અને એ કંઇ માઠા સમાચાર લાવી છે એમ માની તે તદન ગમગીન થઇ ઉભી રહી, ને તાનીના મોમાથી શું નિકળે છે તે જાણવા બહુ આતુર થઇ ગઇ જે જગ્યાએ આ બનો ઊભા હતા તે જગ્યા લશ્કરથી વેગળી હતી એટલે બીજા કોઇનું લક્ષ તે તરફ ન હતું અને મોતીનો છેક લગરક, પોતાની ગજબ્યાનીનું રક્ષણ અને પ્રિતમપરનો અથાગ પ્રેમ એ સરવાળામા એવું તો ગરકગમ થઇ ગયું હતું કે આ અચાનક પ્રસંગ ન આવ્યો હોત તો કદીપણ તે નિગમ થાત નહી, ને પોતાના મોટાનું નૂર ઉતારી નાખત નહી. તે એક સ્ત્રીનર્ગને દિપાવે તેવી, ફૂરાગી, પણ શરી, પાવરધી અને સૌદર્યની સુંદરી હતી, અને ગાનકાનના ચોડા ઘણા પણ કાવત્રા સમજતી હતી તેથી આ વેળા આ દક્ષણનને જોઇને તેણે ધાર્યું કે ભાગ સરદારનો એનાથી ઘાટ ઘડાયો છે, અને તે. મોતના સમાચાર કેહેવા એ પાછી ફરી છે

બનો ઘણો વખત અબોલ રહ્યા તાની ઘોડાપરથી ઉતરીને નિરાંત થઇ ગઇ હોય, તેમ નાચી લોથપોથ બની હતી તેવી ઉતરીને ભોયપર બેઠી તેના મોમા શ્વાસ માતો હતો નહી, તેમા બેગમનો ઠરો અંદાજ જોઇને તે ઘણી નમ્ર થઇ ગઇ ને માથે હાથ મુકી, જાણે ખરેખરી ભેદભરેલ હકીકત કેહેવા આવી હોય તેમ, અકસ્માત બન્યું બેગમનો વેહેમ વધતો ગયો તે પણ એકદમ ભોયપર બેઠી ગઇ અને પોતાનો આટલો બધો આગ્રહ ને આટલો બધો યત્ન છતા આ મહા સંકટ કેમ આવ્યું તે સમજી શકી નહી મનોવૃત્તિ, પોતાના નિષ્ટના સુખવીપર આવતી આપત્તિનેમાટે એક-

મોતીબેગમની આતૂરતા આથી ઘણી વધી ક ખરેખર ઇશ્વરપ્રેરિતજ
"સખી!" પોતાનો હાથ તેની પીઠપર લગ એવી ખબર હતીજ નહી
આતુરતા, પણ ઠંડાઇથી બોલી:— "સખી! તમેથી તે સરદારનો નાશ થં
થયા છો, નહી?" છે તે કદાપી એ સરદા-
હજી પણ જવાબ મળ્યો નહી—માત્ર માથું નીચૂં થયું. એ શંકા તો
નીએ આસપાસ નજર ફેરવી, ને પાછી શરમાઇ ગઇ હો હવણાં સંકટમાં
ચેહેરાપર કરચલી ચઢાવી નીચું માથું કીધું. મોતીની મીઠી માંથી ઇશ્વરે
ળતાંજ તાનીને ઘણી શરમ ઉત્પન્ન થઇ. જીંદગીની

"તમે સાંભળ્યું બેહેની? શા સમાચાર છે કે તમે બોલતાંના માન- શું જે સરદાર તમારી સાથે આવ્યો હતો તેનો નાશ પેલા શત્રુવટ દર્શાવ- નારા મરાઠાઓએ કીધો ? અને તે શું મારા પ્રિતમ—"

"ના! ના! બેહેન તમે તમારા પ્રિતમમાટે એટલી બધી આતુરતા ન રાખો."

એકદમ ચમકીને તાનીએ જવાબ દીધો, "તમે મનેશું કેહેવા માગોછો?"

"તમારે એકદમ આવવું કેમ થયું તેમાટે ખુલાસો કરશો?" મોતીએ કંઇક ધીરજથી પુછયું—"તમે દિલગિર છો કે થાકેલાં પાકેલાં છો?"

"બંનો છું," તાનીએ જવાબ દીધો. "આજે મારાપર અને તમારા પ્રિતમ નવાબ ગ્યાસુદ્દીન રૂમીપર જે જે વિટંબણા આવી છે તેવી કદી કોઇપર પણ આવી હશે નહી, ને તેથી આજે મારાં દુઃખનો પાર નથી." ધીરજ- ધરી સઘળી પાપી ઇચ્છાઓ દુર કરીને તાની બોલી.

"ત્યારે આજે તમે જેની સાથે ગયાં હતાં તે મારા ખાવિંદ હતા? ને તેનું શું થયું? તેઓ કયાં છે? મરાઠાઓએ કેદ કીધા કે સ્વર્ગમાં મોકલ્યા કે પોતાની સાથે લઇ ગયા? શું છે તે મને ઘણી જલદીથી બેહેન જણાવ, તારો આભાર ભૂલીશ નહી." આ સઘળું મોતી એટલી તો ઉતાવળમાં બોલી ગઇ કે પેહેલો કયો જવાબ દેવો તે તાની સમજી શકી નહી. સ્ત્રીઓની રીતિ પ્રમાણે જેટલી અધીરતા મોતીમાં હોવી જોઇએ તેટલી અધીરતાથી આ પ્રશ્નો તેણે કીધા.

પણ તાની જરાએ ઉતાવળી થઇ નહી. તેપણ ઘણી સમજુક હતી ને હવે નિર્મળ હિમાલયના વાયુ જેવાં સ્વચ્છ અંતઃકરણની થઇ હતી, ને પોતાના પા-

ઇચ્છે છે; પણ ઇશ્વરે પશ્ચાતાપથી માફ કીધા છે એમ જાણી તે ધારી સ્વત સિદ્ધ થયેલું છે.
તેની ખૂબસુરતીપર મોહિત બણી મોતી, તમે સાંભળો! તમારા ખાવિંદ કુ-
પુરા વૈભવસુખને પામે ની ભીતિ કાઢાડી નાખો–" ધીમેધીમે તાનીએ જવા-
મુસલમાન નવાબસાહેબનાગ પ્રિતમપર છે, પણ તેનો ઉપાય થશે તો ઇશ્વર
હાલની પટરાણી એ સંકટમાથી મુક્ત થશે
વિચારથી તેણોએ! માન ખાવિંદને તે કૃતાન્ત જેના કાળમોના શત્રુઓથી બ-
ચાવનો નિકાય સુખે મોતીએ પ્રાર્થના કીધી "પણ ઓ બેહેન, તું શી રીતે તે
ચારો કીન છટકી આવી?"

"તમારા પ્રિતમને બચાવવા માટે ઇશ્વરે મને એ મરેહાની છાવણી-
માથી સહીસલામત છટકવા દીધી છે જેને 'રામ રાખે તેને કોણ ચાખે?'
એમા કાંઈ નવુ નથી" તાનીએ ઉત્તર દીધો

"એમા કંઈ નવુ નથી, ખચીત! પણ આ તરફના રહીશ કરતા દક્ષ-
ણીઓ ઘણા ક્રુર અને નિર્દય હોય છે", મોતીએ પોતાનો વિચાર બતાવ્યો
"તમે ખરેખર કોઈ મોહદુખથી દુખી છો અને તમને જીંદગી અકારી
દેખાય છે તેથી આ યત્ન કીધા હશે"

મોતીના આ સઘળા પ્રશ્નોના ઉત્તર તાનીએ દીધા નહી જેણે પોતાની
વિપત્તિ જણાવવા ચાહી, પણ જે દુખ બીજાને કેહેવાથી દૂર થનાર નથી તે
દુખ કેહવાથી લાભ શો એમ ધારી કઇ પણ બોલી નહી ને માત્ર એટ-
લુંજ બોલી કે –"આજે તો મને જીંદગી અકારી ઝેર જેવી લાગે છે મારી
પ્રાણપ્યારી બેહેન, જે મે તારો મહાઅપરાધ કીધો છે તેની માફી જ્યાસુધી
તુ મને નહી આપે, ને મને ખરા પ્રેમથી હૈયાસરસી નહી ચાપે ત્યાસુધી
આ જીંદગી માત્ર થોડા વખતમા મરવાને સરજેલી છે" પોતાનો ઉભરો
તાનીએ કાઢ્યો

"વાહ શું છે, ને તે શું મારો એવો અધમ ગુનાહ કીધો છે કે એ-
ટલી માફીની આતુરતા રાખે છે?" મોતીએ પુછ્યુ

"બેહેન! એ વણી લબાણ વિતરાતો છે! એ તમને પ્રિય તો થઇ
પડશે નહી, પણ તે પાપપશ્ચાતાપનિમોચન કરનાથી મને કરાર વળશે
હમણા તમે નથી જોતા કે એ પાપ લીધે હુ તદ્દન સિહાવિહા થઈ બેબાક-
ળી બની છુ તે?"

"બેલાશક તારી વિતક વાતો, તને અડચણ ન હોય તો કહે, ને હું તને જો પેહેલાંથી માફ કરૂંછું"—મોતીએ જરાક વિચાર કરીને કહ્યું.

"બસ! બસ! હવે મને નીરાંત વળી." એકદમ તાની જમીનપરથી ઊભી થઇ મોતીનો હાથ પકડી બોલી:—"હવે માત્ર જે કારણસર હું આવીછું તેજ લક્ષમાં લઇ, તમારા પ્રિતમ—જેને મેં એકવાર મારા પ્રાણ કરતાં પણ અતિશય વહાલા ગણ્યા હતા તેના રક્ષણમાટેના ઊપાય લેવા તૈયાર થાઓ. હમણા તેઓ ખરેખરા સંકટમાં, પેલા સામેના મેદાનમાં દ્વંદ્વ યુદ્ધમાં ખેલવાને ઉભા છે. એ ક્ષેત્ર કાળામોંના તમારા શત્રૂઓનું છે, ને તમે તૈયાર નહી થશો તો તમારા ખાવિંદની આશા ઘણી થોડી જાણજો."

"તમારા કેહેવાનો ભાવ જાણ્યો, પણ હવે ખરેખરી સ્થિતિ શી છે તે મને જણાવશો?" મોતીએ પુછ્યું.

"હા!" તાનીએ જવાબ દીધો.

"ગ્યાસુદ્દીન રૂમી! તેજ તમારો પતિ ને પ્રિતમ છેની?" ક્ષણભર થોભી તાનીએ પુછ્યું. "આ તેની મુદ્રિકા લો, તે તમને આપવાની કે એ એંધાણી લક્ષમાં રાખી તમે તમારા સૈન્યને તૈયાર રાખો. ભયની નેશાની જણાવતા પુરતાં આશ્રયની જરૂર છે. જો તુરત ઊપાય ન લેશોતો ખાવિંદની સ્થિતિ શી થશે તે અનુમાનથી કેહેવાશે નહી."

"એટલું બધું ભય છે? હાય! હાય!" મોતી એકદમ ગભરાઈને પાછી ખસી ગઈ. "રે! ઊપાય શું કરીશું? મારા પ્રિતમની શી અવસ્થા થશે ને તેને આશ્રય કોણ આપશે. કયાં છે મારો સૂરલાલ? તે કેમ આ વખતે સુસ્ત થયો છે." એમ બોલતા તે બેભાન થઈ પડી.

"બેહેન! બેહેન! અરે આ શું?" આ સમે ઘણા ગભરાટમાં તાની પડી ગઈ. તેને શું કરવું તે સુઝ્યું નહી. પણ પાસે ઘરો હતો તેમાંથી પાણી લાવી બે ત્રણ છાલક મારી એટલે વિભ્રાંત સ્થિતિમાંથી મોતી સાવધ થઈ.

"બેહેન! તમે આટલાં બધાં અધિરાં ને નમ્ર કેમ થયાં છો? તમારા કરતાં મને કંઈ ઓછું લાગતું નથી, ને મારા મનમાં શું શું થાય છે તેનો જરાપણ તમને ખ્યાલ પણ નહી હોય, પણ માન મારી આલી! એ ત્હારો ગ્યાસુદ્દીન રૂમી તને જેટલો વાહાલો છે તેનાથી જરાપણ મને ઓછો નથી. પણ ચાલો ઊઠો ને સાવધ થઈ જે કરવાનું છે તે કરો."

"કાં નહી? તમે જેટલું કરશો તેથી વધારે કરીશ-મારા હાથ જોજો."

"શાબાસ હે! એ નાજનીન, તુમ દોનોંકી સરદારી નીચેં અમેરા સબ લશકર તૈયાર હે! ખોદા તુમેરા નીગેબાન હો!"

છેલ્લું વાક્ય તાની બોલી તે નવરોઝે આવતાં સાંભળ્યું ને તે ઘણા હિમંગથી બુમ પાડી ઉઠયો

## પ્રિયા પ્રેમ પત્રિકા.

### મંગલાચરણ.

### શાર્દૂલવિક્રીડિત.

ઝીધા કર્ણ સુવાત મિષ્ટ સુણવા, ભૂજા કર્યાં ભીડવા;
નાસા સ્પર્શ સુગંધ સ્વેદ-રસના, ઐાષ્ઠામૃતો ચૂસવા;
ધ્યાવા સુંદરિ ધ્યાન ચિત્ત ઘટમાં, ધર્મિષ્ટ ચૈને ધર્યું;
નૌત્તમ નેત્ર કર્યાં લિલા નિરખવા, સાષ્ટાંગ તેને કરું! ૧

### પ્રિયાગુણકથન. નાયકઉક્તિ.*શિખરણી વૃત્ત.

રૂપે રંભા લાજે, અધિક વળિ લાજે ૧ ઊરવશી;
પ્રિયા પ્યારી તારી, ઊધિન ચિત આભા ૨ ઉર વશી;
નિતી રીતી શીખી, બનિ સતિ સ્ત્રિઓની. ૩ શિરમણી;
ખુબી વર્ણી તારી, વરણિ શકું સરવે શી ૪ રમણી! ૧

પ્રિયા તારામધ્યે, મગરૂબીતણોતો મદ નથી ૫;
અનીતીના સાથી, વિકળ થઈ કયારે મદનથી ૬;
પતીવીના પંડે, કરિ સહુ બિજા અપ્રિયતમા.
વખાણું શું વ્હાલે, વદનથિ વિશેષે પ્રિયતમા. ૨

---

* આ વૃત્તમાં શબ્દાલંકારના સિંહાવલોકન-યમક વિગરે ઘણા ભેદ બનાવેલા છે.

૧ ઉરવશી નામની અપ્સરા. ૨ હૃદયમાં વસી. ૩ શિરોમણિ. ૪ સુંદર. ૫ અહંકાર નથી. ૬ કામદેવથી.

ગજેની તુ રીતી, સકળ નિજ મનમા તુ સમજે,
, રજે ચૂકે શાની, ફરિ ફરિ મચે નીજ કરજે,
ભજે સ્વામીભકતી, વળિ નિયમ સાચોજ શુભ જે;
ગજે તુ ગાજેને, ગરમિ નવ રાખે સ્વમગજે ૩

કરે સ્વામીસેવા, સુભગ ખળકે ટકણુ કરે,
ધરે એવો રસ્તો, નિજ શિશુ ભણીનેજ સુધરે;
ખરે તુ સતોષે, અહરનિશ ભરથાર નખરે,
ફરે ના ધર્મેથી, ૧ અરણવે તજી હદ વિફરે–૧ ૪

હરામિ ના તુ છે, પ્રિય તરૂણી ઓ બિંબઅધરા,
ધરામા તું જેવી, નિરખિ નથિ બીજી સુખકરા,
કરારો ના તારી, કિમત મુજથી તારૂણિ જરા;
૨ જગમા તુસાથી, જુવતિ જયવતી મનહરા ! ૫

૩ સિમા શાન્તી ભાસી, સિતળ શુભ શોભે શશી જસી,
સિળી શોભે ખાસી, સિતળ વ્રતધારી સુખદમી;
શિખી વિદ્યા શી શી, સિકલ સુખદાતા દિલવસી;
શિરે ના નામોશી, સિધ તરૂણિ જેવી મૃગદની ! ૬

દિઠી મેં ના તૂને, પ્રિય તરૂણિ ૪ ફરતી વિફરતી,
સુબોધો શાણાના, સમજિ મન ધરતી સુધરતી;
પતીની પીડાઓ, ધિરજ ધરિ હરતી મહરતી;
મતી સ્ત્રીના જેવી, વરતી સુભ ગામે પ્રવરતી ૭

પતીને પેખીને, નિજ વદન મચકે ઉમળકે,
પછી પૂછે શાતા, પિકવદનિ ૫ હલકે સુ ૬ હલકે;
રમેથી રીઝાવે, મૃગનયનિ ૭ પલકે સુ ૮ પલકે;
ચુડી સૂ ચીપેથી, સ્વભુજમહિ ચળકે અચળકે. ૮

૧ સમુદ્ર ૨ ઘડપણમા ૩ એ શ્લોકમા "સિ" અક્ષર દરેક શ્લોકના ચરણમા આગળ અને પાછળ સાધ્યો છે ૪ યમકની ખુમી સાચવવા "ગણ" ઉપર લક્ષ આપ્યુ નથી ! ૫ ધીરે ૬ અનાજે. ૭ પલકમા. ૮ કટાક્ષેથી

# વીર-નારી.

## અંક ૧ લો.

### ગર્ભાંક ૩ જો.

### મંત્રીનું ઘર.

[સુનીતિ અને સરમા આવે છે, દાસી એક પત્ર લાવે છે.]

**દાસી**–દેવિ, એક માણસ આ પત્ર લાવ્યો છે. [પત્ર આપે છે, તે બોલે છે.]

**સુનીતિ**–આ તો મારા નામનો છે.

**સરમા**–સખિ, આ કોનો પત્ર છે ?

**સુનીતિ**–(થોડી હસીને).કોનો પત્ર–તે ખોલીને જોઇએ તો જણાય.

**સરમા**–(થોડી હસીને) કેમ ન ખોલતાં કહી શકતી નથી ? એ શું કોઈ અપરિચિતનો છે ?

**સુનીતિ**–હા, અપરિચિતનો છે ખરો.

**સરમા**–(તિરસ્કાર કરતી હોય તેવી રીતે) સખિ, એ તમારો ઘણો અન્યાય છે ? તમે છુપી રીતે નિંદિત કામમાં પ્રવૃત્ત થયાં છો ?

**સુનીતિ**–એ વળી શું બોલે છે.

**સરમા**–શું બોલે છે એટલે ?–કોઇ કુમારી ગુરૂજનોની અનુમતિ સિવાય અપરિચિત મનુષ્યનો પત્ર શું લે છે ?

**સુનીતિ**–તે મેં કર્યું તેમાં અપરાધ શો થયો ?

**સરમા**–અપરાધ ગુરૂત્તર છે ?–સામાજિક નિયમનું ઉલંઘન થાય છે.

**સુનીતિ**–સુનીતિ કોઇ અન્યાયનિયમને આધીન નથી.

**સરમા**–ત્યારે હું સેનાપતિને કહી મોકલું છું કે આ રાજ્યમાં એક બળવાખોર (વિદ્રોહી) રહે છે, ને જો તે મંગળ કરવા ચાહતા હોય તો જલદી આવીને તેને બંદી કરે.

**સુનીતિ**–ત્યારે તો જોવામાં આવે કે તમારા સેનાપતિમાં કેટલું બલ છે, સુનીતિ પોતે બંદીવાન થવા ન ઇચ્છતાં કોણ તેને બંદીવાન કરી શકે ?

[પત્ર ખોલીને વાંચે છે.]

શુ મારો પત્ર-મારો પત્ર મળ્યો નથી ?

સરમા-શુ થયુ છે ?

સુનીતિ-આ જો, તમારા સેનાપતિએ લખ્યુ છે કે ઘણા દિવસ થયા મારો પત્ર મળ્યો નથી

સરમા-ત્યારે શુ તમોએ પત્ર લખ્યો નથી ?

સુનીતિ-લખ્યો નથી એમ બોલવુ એ કેવો અન્યાય છે ? એ પિતાનીજ ચતુરાઇ છે, પરતુ હુ દેવધર્મને સાક્ષી કરીને કહુ છુ કે કોઈ રીને પણ મારા એ પ્રણયની ગતિને રોકી શકશે નહિ, પિતાની સઘળી કુશળતા ને સર્વ યુક્તિઓ વ્યર્થ થશે હુ સેનાપતિના ગુણની પક્ષપાતી છુ, તેનુ કુલ જોઇશ નહિ

સરમા-પિતા જો પ્રતિકૂલ થશે તો તમે શુ કરશો ?

સુનીતિ-અભાગિનીનુ જે કંઇ છે-દેહ, મન, હૃદય, સર્વસ્વ વિક્રય કરીને ભિખારિણી થઈ જઇશ.

સરમા-વિક્રય કરશો તે કોણ લેશે ?

સુનીતિ-માલમ પડે છે કે સેનાપતિ લેશે

સરમા-ત્યારે શુ પોતાના સ્વાર્થની સિદ્ધિમાટે પિતાની મરજી તોડશો ?

સુનીતિ-નહિ, તેને સમજાવીને કહીશ કે તે પોતાની લાડકવાઇ પુત્રી ઉપર અન્યાયયુક્ત અધિકાર ન લે

સરમા-જો ન સમજે તો ?

સુનીતિ-(કાતર સ્વરથી) મને અસુખી કરશે, અને પોતે પણ અસુખી થશે [આખમા આસુ આવેછે]

સરમા-સુનીતિ, હુ હવે તમારો કાતર સ્વર સાભળી શકતી નથી મે અપરાધ કર્યો છે, તમારા મર્મગ્રથિમા આઘાત કર્યો છે ઈશ્વર તમોને અમગળથી દૂર રાખો

સુનીતિ-સરમા, તમે કઇ અપરાધ કર્યો નથી મારા મનમા મહાતે માટે જે વિચાર જાગ્યો છે, તેજ તમે કહયો છે

સરમા-સખિ અમગલનો વિચાર કરશો ના, વિધાતા તમારુ મગલ કરશે

**સુનીતિ**–મંગલામંગલ કેમ થાય તે હું જાણતી નથી. વિધાતાની જે ઇચ્છા હોય તેજ પૂર્ણ થાએ, પરંતુ સખિ જ્યારે સિંધુ ઉછળેછે ત્યારે રેતીના બંધ બાંધ્યાથી કોણ તેનું નિવારણ કરી શકશે. હું હવે મનનો વેગ રોકી શકતી નથી. મારૂં હૃદય ભાંગી ગયું. [રડે છે.]

**સરમા**–(સજલ નયનથી) નિષ્ઠુર મંત્રિવર, કોમલહૃદયા કન્યાની યાતના—

**સુનીતિ**–(રડતી રડતી) પિતાને નિષ્ઠુર બોલો ના, તેનું હૃદય સ્વભાવતઃ નિષ્ઠુર નથી, તેઓ કુલગૌરવમાં આંધળા થયા છે, તેઓ કૃપાના પાત્ર છે, તિરસ્કારને યોગ્ય નથી.

**સરમા**–ધિક્ તે કુલગૌરવમાં ! કોઇ હૃદયવાન્ કન્યાને એટલી યાતના–

**સુનીતિ**–તે જો મારી આ છુપી યાતના જોઈ શકે તો તેની કઠિણ પ્રતિજ્ઞા ભંગ કર્યા વિના રહી શકે નહી, તત્કાળ મારી ઇચ્છાને અનુકૂળ થાય.

**સરમા**–ન જુવે પણ તે સમજે છે ખરા ?

**સુનીતિ**–તેઓ સમજી શકે કેવી રીતે ? તે વીરપુરૂષના પ્રતિ મારો કેટલો અનુરાગ છે, પ્રીતિલતિકાએ મારા હૃદયમાં એટલી ઊંડી જડ ઘાલી છે કે તેનું અનુમાન પણ તેમનાથી થઈ શકે નહી. આ દેહમાંથી પ્રાણ નોખો પડે થશે હૃદયની પ્રતિ ગ્રંથિ છિન્ન તથાપિ મારા એ પ્રેમને કોઇ નિર્મૂળ કરી શકશે નહિ.

**સરમા**–જે એટલા મોટા રાજ્યનો મંત્રી છે, સઘળી પ્રજાના સુખ દુઃખની ખબર રાખવી એ જેનું કામ છે તે પોતાના ઘરને ભૂલે એ શું સંભવ છે ? કોણ જાણતું નથી કે પાણીના પ્રવાહ પ્રમાણે સ્નેહ, મોહોબત તથા બંધુત્વની ગતિ રોકવા જતાં વિપદ–એક મુખ બંધ કરે છે તે હજારો મુખથી બાહાર નિકલે છે, હજારો મંત્રીની સલાહ એકઠી થાય તો પણ તેને રોકી શકાતી નથી.

**સુનીતિ**–સરમા તમે જે કહ્યું છે તે સઘળું ઠીક છે. વેહતો રોકવા નો યત્ન કરવામાં આવે તેટલો હૃદયનો વેગ વધે છે. પરંતુ પિતા સર્વદા રાજકાર્યમાં રોકાયલા હોય છે, તે આ અભાગિનીને ભૂલિ ગયા છે.

**સરમા**–કહો નિર્બાધ અર્થની આગળ પોતાના કર્તવ્યને વિક્રય કરે છે ! સિંધુ દેશના મંત્રી સિવાય કોણ પોતાના કુટંબના સુખ દુઃખમાં ઉદાસીન રહે છે ?

સુનીતિ–સરમા પિતાને વૃથા દોષ દો ના, મારૂ કર્મજ એવુ છે

[પત્ર લઇને પાછી વાચે છે]

"હુ આ યુદ્ધક્ષેત્રમા અસખ્ય શત્રુમા રહેવા છતા ક્ષણવાર પણ તમોને ભૂલી શકતો નથી ?" હવે શુ શાભળવા ચાહુ એવુ ગભીર પ્રેમ સુધાસમ રમણીય ચરિત્ર બીજુ કયુ છે ? "વીર પુરૂષ મારા પ્રતિ એટલા અનુકૂળ છે પરતુ નિષ્ઠુર તમે શુ મને ભૂલી ગયા છો ?" હુ શુ આ તિરસ્કારને યોગ્ય છુ ? ના હૃદય તો કહે તુ નથી, ત્યારે હુ શા વાસ્તે તેપર લક્ષ આપુ ? એ તો સ્નેહનો તિરસ્કાર તે જેવો મધુર છે

સરમા–ઠીક કહે છે, સ્નેહનો તિરસ્કાર મધુર છે ખરો સ્નેહનુ આધિક્ય ન હોત તો કોઇ કોઇનો તિરસ્કાર કરત નહિ–એ અધિક સ્નેહનુ નિદર્શન હોવાથીજ એટલો મધુર છે સખિ, હુ હાલ જાઉ છુ, તમે જલદી પત્રનો ઉત્તર લખીને સેનાપતિના માણસને વિદાય કરો

સુનીતિ–એટલા ઊતાવળા કેમ થયા છો, હજી તો બાપાને આવવાને ઘણો વખત છે

સરમા–"શુભસ્ય શીઘ્ર" શુભ કામ શીઘ્ર કરવુ એજ ઉત્તમ છે

સુનીતિ–બાપા ન આવે એટલામા કેવી રીતે વિદાય કરૂ ?

સરમા–તેઓ આવશે તો તમોને શુ પત્ર મોકલાવવા દેશે કે ?

સુનીતિ–ન મોકલવા દે તો કઈ અડચણ નથી, તથાપિ હુ છુપી રીતે પ્રેમપત્રિકા મોકલીશ નહિ સુનીતિએ કદી પણ વિશ્વાસભગનુ કામ કર્યું નથી, અને કરશે પણ નહિ પિતાની પરવાનગી વિના કદી પણ તે સેનાપતિને પત્ર લખ્યો નથી ને કદી પણ તેનો પત્ર લીધો નથી

સરમા–લીધો નથી ?

સુનીતિ–ક્યારે ?

સરમા–હમણાજ

સુનીતિ–પિતાની અનુમતિ હતી

સરમા–કેવલ શુ લેવાનીજ અનુમતિ હતી કે, મોકલવાની નહી કે ?

સુનીતિ–ના, બનેમાજ

સરમા–ત્યારે લેવામા દોષ નથી શુ કેવળ મોકલવામાજ દોષ છે ?

સુનીતિ–સરમા એમ બોલો ના, પિતા જે આ સ્નેહ સબધ વિશે-

ધી છે તે મેં પરોક્ષે જાણી લીધું છે ખરૂં, પણ આટલા દિવસ થયાં મેં પોતે કાંઈ પણ પ્રમાણ મેળવ્યું નથી. ન જાણતાં સેનાપતિનો પત્ર લીધો છે; પરંતુ હમણા જ્યારે જાણ્યું ત્યારે હવે પત્ર કેવી રીતે મોકલું? મારૂં હૃદય મરૂભૂમિના જેવું થઈ જાય તથાપિ હું ગુપ્ત પ્રેમની બાંધનારી થઈશ નહિ. સુનીતિ છુપી મોહોબ્બતને અંતઃકરણ પૂર્વક ધિક્કારે છે.

સરમા–ત્યારે જે કર્તવ્ય હોય તે કરો. [નેપથ્યમાં જતાં] જાઊંછું. સખિ, હું જાઉં છુ [જાય છે.

સુનીતિ–(ચિંતા કરીને) હમણા શું લખું? પિતા મારા પ્રણયના પ્રતિવાદી છે. સેનાપતિના પક્ષે એ વાત ઘણી અસહ્ય થઈ પડશે. તે અતિશય ખિન્ન થશે. પિતાનાં પ્રતિ તેની અશ્રદ્ધા તથા ક્રોધ ઉત્પન્ન કરાવવો એ મારી ફરજ નથી. વિશેષ સેનાપતિ ખિન્ન અને યુદ્ધમાં અવ્યવસ્થિત ચિત્તવાળો થયાથી રાજ્યમાં અમંગળ થઇ શકશે. હું ક્ષત્રિય કન્યા કહેવાઇ ને રાજ્યમાં અમંગલ થવા દેઊં? (વલી વિચાર કરે છે) તે પ્રણયના અનુરોધથી મારા અપરાધ ક્ષમા કરી શકશે; ત્યારે જાઉં, હું પોતે અપરાધ સ્વીકાર કરીને લખું. [જાય છે.]

---

## ગર્ભાંક ૪ થો.

### સ્થલ રાજ ભવન–વહુનો ઓરડો.

[વહુ સુતી છે, દેવકી તેની પાસે બેઠી છે.]

દેવકી–નિદ્રાથી પદ્મ બંધ થયાં છે, શરીરમાં રક્તનો લેશ નથી, વિષાદે જાણે રૂપ રાશિને એકીવારે ઢાંકી નાખ્યો છે. આહા! કેવી સહનશીલતા, આત્મ મર્યાદા રક્ષામાં કેવો યત્ન! કેવું કુલગૌરવનું જ્ઞાન, તથાપિ હૃદય કેવું કોમલ છે? વીરત્વ અને કોમલતા એક જગાપર રહી શકે છે આ તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત છે–એ સ્નેહ દયાની જાણે મૂર્તિજ તો.

વહુ–(સ્વપ્નામાં) હમણાં ભાગ્યો?

દેવકી–એશું સ્વપ્નું છે?

વહુ–જા ભાગ! નિર્દય જા ભાગ!

દેવકી–આ કેવું સ્વપ્ન? કેટલી માયા છે? તારા અસાધ્ય શું છે?

તમારી છાતીમાથી અપુત્ર ને પુત્ર લાભ થાય છે, દરિદ્રી રાજ પ્રસાદ પામે છે, પરાધીન જાતિ સ્વાધીન થાય છે, અભાગિની વિરહિનીઓ પતિ સહ-વાસ સુખથી કૃતાર્થ થાય છે

વહુ—કેવો લજ્જાયમાન થયો, હૃદયમા વચને વજ્રસમાન ઘા કર્યો ? ના,' હવે ભાગીજનાર કહીશ નહિ—વીર પુરૂષ—

દેવકી—જાગ્રદવસ્થામા જેના સુખની સર્વ આશા જતી રહી છે, તેને નિદ્રામા—સ્વપ્નામા પણ કઇ સુખ થાય તો તે પરમ લાભ છે અભાગિનીના સુખના સ્વપ્ન, તુ ભાગીશ નહિ

વહુ—વીર પુરૂષ, આ લો વર્મ અક્ષય કવચ, આ લો ધનુષ બાણ, આ લો તરવાર (આવેશમાથી) શત્રુ—યવન—જયનાદ—જલદીથી સમર ક્ષેત્રમા સ ચરો

, દેવકી—આ માહ મોહમા છે !—

વહુ—ભય શુ પ્રાણેશ્વર ? ભય શુ ? હુ તમારી સાથે આવુ છુ , હુ પોતે સજ્જ છુ, હું પણ મમર ક્ષેત્રમા પ્રવેશ કરૂ છુ

દેવકી—હા ! કુમાર—પડ પુરૂષ ? તમે જેની આગળ પ્રતિજ્ઞા કરી હતી "શોકમા, દુ ખમા, વિપદમા તમોને છોડીશ નહિ" આજ જુઓ તે તમારી રક્ષા કરવાને તમોને મદદ કરવા ચાહે છે, અને તમે તેને મૂકીને ભાગી ગયા છો

વહુ—તોકો જુઓ, કુમાર જયસિહ યુદ્ધમા પાછી પાની કરે તેવા નથી , અસ્ત્ર ચલાવવામા અસમર્થ નથી , તે પોતાના ક્ષાત્ર નામને અયોગ્ય નથી , આ અભાગિનીનો પતિ કદી કા પુરૂષ બનનાર નથી કેવો અયોગ્ય સબધ !

, દેવકી—હાય ! આ આક્ષેપ, તમારો પતિ કા પુરૂષ—મોતી કાગડાના ગળામા—મધુર વેળ વિષ વૃક્ષમા નહોય

વહુ—વીર પુરૂષ, આ શુ તમને યોગ્ય છે ? વલી નાસવાનો યત્ન કરો છો ?—ક્ષત્રીવટ સભાળો ! તમોને પગે પડુ છુ ! શાત થાઓ જો તમે અસ્ત્ર છોડયા તો આપો વર્મ—અક્ષય કવચ, આ હુ પહેરૂ છુ , આપો ધનુ-ષબાણ, આપો તરવાર, હુ સજ્જ થઇને સમરાગણમા પ્રવેશ કરૂ છુ તો પણ તમે જશો ના—જશો ના વલી ભાગો છો—વલી નાસો છો ?

(અસ્ત્ર શસ્ત્ર લેવાને હાથ લબાવે છે કે તુરત જાગી ઉઠે છે , પણ કાઇ ન જોવાથી નિરાશાથી નેત્રમાથી આંસુ પડે છે)

દેવકી–(સ્વગત) શું કહીને સમજાવું ? સમજાવવા જેવું શું છે ? જે વૃક્ષની સઘળી શાખા ઉલ્કાપાતથી છિન્નભિન્ન થાય છે, તેને કેવા પ્રકારે સંભાળી રખાય ?

વહુ–(રડતાં રડતાં) દેવિ, આ વેદના અસહ થઇ પડી છે, જલદી ચિતાની તૈયારી કરો, હું પ્રવેશ કરીને દેહની સાથે સર્વ દુઃખ દૂર કરીશ.

દેવકી–આ રાજ્યનો યવનો ગ્રાસ કરે એવી શું તમારી ઇચ્છા છે?

વહુ–નહિ, કદી નહિ.

દેવકી–ત્યારે આ અન્યાયસંકલ્પના પરિત્યાગ કરો. હાલ તમે રાણીના એક માત્ર અવલંબન છો એ વાત ભૂલશો ના. તમે અધીર થશો તો તેનું હૃદય છેકજ ભગ્ન થશે. એ રાજ્યરક્ષાની પેરવી કરવી છોડી દેશે ; એથી યવનસેના અગ્રેસર થશે, સિંધુ દેશ તેની આધીનતા સ્વીકાર કરશે.

વહુ–પહેલાં રાજ્યરક્ષા–શત્રુનિપાત : પછી પોતાનો દુઃખ યંત્રણાની શાંતિ ! મેં હાલ સંકલ્પ પરિત્યાગ કર્યો છે.

દેવકી–હવે જલદી આરોગ્ય લાભનો ઉપાય જુઓ.

વહુ–શું ઉપાય ?

દેવકી–તમારા લાંબા વાલની માયા પરિત્યાગ કરો.

વહુ–કેમ ?

દેવકી–વૈદ્યની વ્યવસ્થા છે.

વહુ–મારો પ્રાણ જાય તો ભલે તથાપી એટલા મેહેનતના વાલ જીવન ભારવહનની આશાથી પરિત્યાગ કરીશ નહિ, જો એવો દિવસ આવે કે દેશના સઘલા વીર પુરૂષ યવનના વિરૂદ્ધમાં ધનુષ્યબાણ ધારણ કરવાને તૈયાર થાય, તે દિવસે આ માથાના વાલ કાપીને તેઓના ધનુષની પણછ કરવાને આપીશ. એટલા દિવસ જેની યત્નથી રક્ષા કરી છે, તેનો તે દિવસે વાસ્તવિક ઉપયોગ થશે.

દેવકી–તમારા જેવી વીરનારીનો આ ઉપયુક્ત સંકલ્પ છે ખરો, પરંતુ—

વહુ–હવે પરંતુનું પ્રયોજન નથી, હું આ સંકલ્પ કોઇ રીતે પરિત્યાગ કરીશ નહિ. શાશુજી કેવી રીતે છે.

દેવકી–શાંભલ્યું છે કે ઘોડા સચેતન થયાં છે.

વહુ–હમણાં કેવાં છે, તે તમે જલદી જોઈ આવો.

દેવકી–જાઊં છું. [જાય છે

પ્રથમ અંક સમાપ્ત.

# "સ્લિપિ હોલો"

### અથવા

## ઉંઘણસી ગુફાની દંતકથા.

જે નદીને અમનના ડચ ખારવાઓ ટપ્પનઝી કરીને કહેતા હતા અને જ્યા તેઓ ડાહપણથી હમેશા પોતાના મઢો નીચા ઉતારતા હતા અને જ્યારે તેઓ તે આળગીને આગળ જતા ત્યારે સેંટ નિકોલસ દેવની આશ્રય માટે પ્રાર્થના કરતા હતા તે નદીના વિસ્તીર્ણ પટ આગળ, હડસનના પૂર્વ તરફના કિનારાને અથડાતી વિસ્તીર્ણ ખાડીની મધ્યે, એક નાહનો બજારવાળો કસ્બો અથવા ગામડયુ બંદર આવેલુ છે, એ બંદરને કેટલાકો ગ્રીન્સબર્ગ કરીને કહે છે, પણ વધારે જાણીતી રીતે તે ટેરી ટાઉન અથવા ભટકા મગનનાર કસ્બા તરીકે ઓલખાય છે અમને એમ કહેવામા આવ્યુ છે કે અસલનાવખતમા આસપાસના ગામડાની ભલી સ્ત્રીઓએ એ નામ એ ગામને એટલા માટે આપ્યુ હતુ કે હાટ ભરાવાને દિવસે તેઓના ધણીઓને ત્યાના પીઠા પાછળ ભટકીયા મારવાની ન છુટે એવી ટેવ પડી ગઇ હતી ગમે તેમ હો, હુ એ વાતની સત્યતા માટે ખાતરી આપતો નથી, પણ વિગતવાર અને મુદ્દામર લખનાર છુ, તેમ બતાવવા માટે એ વાત ઉપર વાચનારનુ ધ્યાન ખેચુ છુ આ ગામથી બે માઇલથી ઓછે દૂર ઊંચી ટેકરીઓમા એક નાહની ખીણ છે, જે આખી દુનિયાની શાંત જગાઓમાની એક જગા છે માણસને ગુફ અણાવે એવા એક ઝીણા નમ્ર સાદની સાથે એમા થઇને એક નાહનો પાણીનો ઝરો વહે છે, અને તે જગ્યાની તનમય શાંતિનુ ભગાણ કરતો અવાજ ફક્ત લાવરીનો સીસોટીનાળો તીણોસાદ અથવા લક્કડખોદ પક્ષીનો ખખડાટ છે

મને યાદ છે કે જ્યારે હુ નાહનો બાળક હતો ત્યારે ખીસ્કોલીના શિકાર કરવાના મારા પ્રથમના પરાક્રમો, તે ખીણુની એક બાજુપર છાયડો પાડતા ઊંચા અખરોટના ઝાડોની ઝુંડમા હતા જ્યારે ખગ મધ્યાન્હકાળે વિશેષ કરીને આખી કુદરત શાંત હોય છે તેના સમયે હુ એની અંદર ભટકયો હતો, અને જેવો મારી બંદુકનો અવાજ આસપાસની તનમય શાંતીનુ ભગાણ કરતો હતો અને ક્રોધી પડઘાઓ તેને લખાવીને પ્રતિઘોષ આપતા હતા, તેવો તેના સાદથી હુ ચોકી ઉઠતો હતો જો કદાચ મને

એવા આશ્રયની ઇચ્છા થાય કે જ્યાં જઈ દુનિયા અને તેના ખટલામાંથી વિરામ પામું અને જ્યાં દુઃખાયલી જીંદગીનો બાકીનો ભાગ હું શાંતીમાં સ્વપ્ના માફક કાઢું, તો આ નાહની ખીણ કરતાં વધારે લલચાવનારી જગ્યા હું બીજી કોઇ જાણતો નથી

આ જગ્યાની ઉદાસીતા વિરામથી, તેમજ અસલના 'ડચ સેટલરો'ના વંશથી ઉત્પન્ન થયલા ત્યાંના વતનીઓની ખાસ પ્રકૃતિથી "સ્લિપિ હોલો" અથવા ઉંઘણસી ગુફાનાં નામથી ઓળખાઈ છે, અને આસપાસના સઘળા ગામોમાં ત્યાંના ગામઠી છોકરાઓ ઉંઘણસી ગુફાનાં છોકરાઓ તરીકે કહેવાય છે. એક જાતની ઝુંકે આણનારી સ્વપ્નમય શકિત તે જમીન ઉપર સઘળે ઠેકાણે લટકી રહેલી તથા ત્યાંની વાતાવરણમાં પસરી રહેલી જણાય છે. કેટલાકો એમ કહે છે કે એ સ્વસ્થાન વસ્યું તે વખતમાં એક મોટા જર્મન ડાકટરે તે જગ્યાને જાદુ કરી મુકયું હતું; અને બીજાઓ કહેછે કે માસ્ટર હેનડ્રીક હડસને એ દેશને શોધી કાઢયો તે પેહેલા, પોતાની કોમનો પેગમ્બર અને એક છલમી ઇન્ડીઅન સરદાર ત્યાં પોતાની બેઠક કરતો હતો. એ તો ચોકસ વાત છે કે કોઈ જાદુઇ શકિતના એવા છલમ તળે એ જગ્યા છે કે તેથી ત્યાંના ભલા લોકો જાદુઇના રણમાં રહે છે અને રાત્ર દિવસ તરંગમાં વહયા જાય છે. તેઓ અદભૂત માનતાઓ માને છે, ઘણી વાર મોહ અને તરંગ વશ થાય છે, અને ઘણીવાર વિચિત્ર છાયાઓ જુએ છે, અને આકાશમાં ગાયન અને તાનો સાંભળે છે. અરોશ પરોશમાં તાહડા પોહરના ગપાટાઓ, ખરા ખોટા વેહેમો, અને છલિમસળે આવેલી જગ્યાઓ પુષ્કળ છે. તે દેશના બીજા કોઇ પણ ભાગ કરતાં તે ખીણમાં આકાશમાંથી તારાઓ ઘણી વધારે વાર પડે છે તથા ઘણા ધૂમકેતુઓ દેખાય છે. ઓથારના દબાણથી થતાં સઘળી જાતના કુસ્વપ્નાઓ ત્યાં વિચિત્ર રંગરાગ રમાડે છે.

પણ, એમ છતાં, એ મોહીત જગ્યાએ જે ભૂતાવળ વસે છે તે સઘળામાં સૌથી પ્રાધાન્ય એક એવું ભૂત છે કે જેનું વગર માથાનું ધડ હંમેશ ઘોડા ઉપર બેઠેલું જણાય છે. એને માટે એમ બોલાય છે કે "રેવોલ્યુશનરી વૉર" થઇ હતી ત્યારે તયાંની એક નનામી લડાઇમાં એક હેસીઅન સ્વારનું માથું તોપના ગોળાથી ઉડી ગયું હતું એ ભૂત છે; જે

જાણે પવનની પાખ ઉપર બેઠું હોય તેમ રાત્રના અંધકારમા ઝડપ બધ દોડી જતુ તે ભૂત લોકોના જોવામા આવે છે તેનુ ભટકવુ માત્ર તેજ ખીણમા રહેલુ નથી, પણ આસપાસના ધોરી રસ્તાઓ ઉપર અને વિશેષ કરીને થોડે દૂરના દેવળના ભાગ ઉપર પણ તે વારવાર ભટકે છે તે ભાગના ઘણા પુરાવા તવારિખ લખનારાઓ, જેઓએ એ ભૂતના સબધી ઘણી કાળજીથી ચોકસ રીતે ચાલતી સઘળી વાતોની તપાસ કીધી છે તેઓમાના કેટલાકો એમ કહે છે કે તે ઘોડેસ્વારનુ ધડ તે દેવળમા દાટવાથી, તે ભૂત ગતના પોતાનુ માથુ શોધવાને લડાઇના મેદાન ઉપર જાય છે, અને કેટલીકવાર મધરાતના થયલા વટોળીયાની માફક ઝડપથી તે ભાગી જાય છે તેનુ કારણ એ કે રાતના મોડુ થઇ જવાથી સહવાર પડવાની ધાસ્તીએ દોડધામ કરતુ તે પાછુ દેવળમા પગેદિયુ થવા પેહેલા ભરાઇ બમે છે

આ દતકથામા ચાલી રહેલા વેહેમની સાધારણ મતલબ આ છે, અને તે છાયાના ભરેલા પ્રદેશમા એથી હજારો તરંગી વાતો ચાલે છે ગામડામા લોકો રાત્રીના સગડી પાસે બેઠા તડાકા મારે ત્યારે તે ભૂતને તેઓ "સ્લિપિ હોલો" ના માથા વિનાના ઘોડેસ્વાર તરીકે કહે છે

એ ઘણુ જાણવા જેવુ છે કે જે તરંગજનક લાગણી વિશે મે કહ્યુ છે તે લાગણી માત્ર તે ખીણના રહેનારા વતનીઓમા નહી, પણ જે ત્યા જઇને રહે છે તે સઘળામા તે આબેહુબ પ્રવેશ કરે છે તે ઉંઘણસી પ્રદેશમા આવ્યા પેહેલા નવા આવનારાઓ ગમે તેવા જાગૃત હોય તોપણ આવ્યા કે થોડા વખતમા ત્યાની હવાની જાદુઇની લહર તેઓને આવ્યા વિના રહેતી નથી, અને તેઓની કલ્પનાશક્તિ પ્રદીપ્ત થઇને સ્વપ્નાઓ આવે છે અને ભૂતો નજરે જણાય છે

આ શાતમય જગ્યાને હુ મારાથી બનતા સઘળા વખાણુ આપુ છુ, કેમકે ન્યુયોર્કના મોટા સસ્થાનમાં અહિયા તહિયા આવેલી આવી નાહની ખીણોમાજ માત્ર લોકોના રીતરીવાજ અસલ જેમણે ચાલ્યા આવેલા જડમૂળ ઘાલી કાયમ રહયા છે, પણ આ ચચળ પ્રદેશના બીજા ભાગોમા ઉથળ પાથળ અને સુધારાના મોટા ઝરાથી થતા વારવારના ફેરફારોએ અમલના રિવાજો છુપી રીતે નાબુદ કરી નાખ્યા છે તેઓ શાન પાણીના એવા નાહના ખાબોચિયા છે કે જેઓ વેહેતા ઝરાના કિનારા ઉપર આવેલા

છે; જ્યાં વેહેતા વોહથી કંઇપણ ફેરફારો થયા વિના ઘાસનું કચરૂ અને પરપોટાઓ શાંતીથી રહેલાં અથવા ધીમેથી તેઓના નાહના અંદરમાં ભટકીયા મારતાં આપણે જોઇએ છીએ. અગરજો તે "સ્લિપિ હોલો"ના ઝુંડ આણુતા પ્રદેશમાં જઇ આવ્યાને મને આજ ઘણા વરસ થયા છે તો પણ ત્યાંની છાયાવાલી ગીચ ઝાડીમાં તેના તેજ ઝાડો અને તેના તેજ કુટુંબો વિસ્તાર વધારતા નહી માલમ પડશે એ વિશે મને મોટો શક છે.

અમેરીકાના ઇતિહાસનાં ઘણા લાંબા વખત ઉપર અથવા તો આજથી ત્રીસેક વર્ષ ઉપર કુદ્રતની આ એકાંત જગામાં ઇચિબોડ ક્રેન નામનો એક માનવંતો પુરૂષ રહેતો હતો; જે આસપાસના છોકરાઓને ભણાવવા માટે તે "સ્લિપિ હોલો"માં ફરતો હતો અથવા તેના કહેવા પ્રમાણે ભટકીયા મારતો હતો. તે કોનેકટીકટ નામના સંસ્થાનનો વતની હતો કે જે સંસ્થાન—મન શક્તિના તેમજ જંગળના શિરોમણીઓ યુનાઇટેડસ્ટેટને પુરા પાડે છે, અને જે શિક્ષા ગુરૂઓના તથા લાકડા કાપનારાઓના લશ્કરના લશ્કર દર વરસે બહાર મોકલે છે. "ક્રેન" કહેતા બગલાનું ઉપનામ એની જાતને નહી લાગુ, પડે એવું નહોતું. તે ઉંચો પણ ઘણોજ કંતાયલો હતો; તેના ખભાં સાંકડા, અને તેના હાથ ને પગ લાંબા હતા; હાથ એવા કે જાણે તેની બાંયમાંથી એક માઇલ સુધી ઝોંકા ખાતા હોય, અને પગની પાટલીઓ એવી કે તે પાવડાને ઠેકાણે કામ આવે; અને તેનાં શરીરનું આખું બંધારણ જાણે ઘણું છુટું વળગી રહ્યું હોય એવું લાગતું. તેનું માથું નાહનું અને મથાળેથી ચપટું હતું, અને તેની સાથે ફાફડા જેવા કાન, લાંબી લીલી ચકચકતી આંખ, અને "ગરૂડ" પક્ષીના જેવું લાંબુ નાક, એ બધાને લીધે એનું માથું એવું લાગતું હતું કે જાણે પવન કયી બાજુએથી વાય છે તે કહેવાને માટે તેની લાંબી ટોંગ ડોક ઉપર એક પવન ગતિ જાણવનાર યંત્ર પવનચક્રીને બેસાડ્યું હોય? એક વાવંટોલિયાને દિવસે પાહડોની ખીણ-પર તેના ફફડતા અને હાલતા કપડા સાથે તેને ભટકતો જોઇને, જાણે આ પૃથ્વી ઉપર દુઃકાળનું ભૂત ઉતરી આવ્યું હોય, અથવા અનાજના ખેતરમાંથી કોઇક "સ્કેર ક્રો"ને ફેંક્યું હોય એવી તેને માટે વિસ્મૃતિ પડ્યા વિના કોઇને રહે નહી.

[સાધણ છે.]

મુંબઇ:—"ગુજરાતી" પ્રીંટીંગ પ્રેસ.

# આર્યજ્ઞાનવર્ધક.

વર્તમાન ચર્ચા અને સાક્ષરત્વનો માસિક ગ્રંથ.

---

## જુલાઈ, ૧૮૮૪.

---

## પાંડવ હિમાળે ગળવા ગયા.

### પ્રયોજન.

આ પુરાણોક્ત ઇતિહાસ માહાભારતના ૧૮મા પર્વે સ્વર્ગારોહણમાં છે, તોપણ મેં તે વાંચ્યો નથી ને સંસ્કૃત હોવાથી વાચવાની ઇચ્છા પણ કીધી નથી. દશ, બાર કે પંદર વરસ ઉપર Leisure Hour ચોપાન્યામાં હિમાળામાં ચમત્કાર અને એક નનામા (એટલામાટે કે તેનું આગનું ને પાછલું કંઇ અગત્યકર્ણ નહોતું) ચોપાન્યામાં "પાડવ હિમાળે ગળવા ગયા" એ બે વિષય વાંચ્યા હતા તે મને બહુ ચમત્કારી લાગ્યા હતા, તેમાં હમણાં સગરી પત્રોમાં પાડવોનો કાળનિર્ણય એ પર વિવાદ ચાલે છે ત્યારે આ વિષય મને લખવાનો ભાવ થયો છે એમાં મારું પોતાનું ઘણું થોડું હશે, પણ જે મને તે વખતનું વાંચેલું યાદ હતું તે સઘળું ને કેટલુંક વધારે લખ્યું છે, પણ કેટલું તે હું કહી શકતો નથી માહાભારતનો આ ભાગ મને એટલો તો વેધક લાગ્યો છે કે તેનું વર્ણન કરવાને હું અશક્ત છું, કેમકે જેઓના પરાક્રમો કોઈ પણ પ્રજાના વીરો સાથે મુકાબલામાં આવી શકે નહી તેવા પરાક્રમી પુરૂષો, જે રીતે સ્વર્ગમાં ગયા તે રીત મને તો બહુ દુઃખરૂપ જણાઈ છે દ્રૌપદિ, કે જેનેમાટે આ અઘોર સંહાર થયો તેની અવસ્થાને યુધિષ્ટિરની ધીરતા—એ આ પ્રસંગમાં ખરેખર શિક્ષણીય છે ઘણા જણનું કહેવું એમ છે કે ઇલિયડના નાયકો ને માહાભારતના નાયકો સરખા છે, તેઓ સરખા પરાક્રમી છે ને સરખા કર્મ જયી છે પણ બનેનો મુકાબલો કરતા મને એ મુકાબલો ઠીક લાગતો

યુદ્ધકાળમા જલનાઈ નથી ને જલવાનાર નથી યુદ્ધની પ્રતિના એતો કેવળ માહાભારતનીજ ઇલિયડના ઠાયેમારે ડોહન કાસદિયાનો શિરચ્છેદ કીધે, તેવો એક પણ પ્રસગ માહાભારતમા નથી કર્ણનુ ગોરવ એટલુ હતુ કે જ્યારે હેકટર એકિલિઝનો પ્રચડ ક્રોધ દેખી નાઠો તો કર્ણ, અર્જુનનો શિરચ્છેદ કરવો એવા વિચારનો આગ્રહી હતો, એવો કે તેને જ્યારે પોતાની માતા કુન્તીએ સમજાવ્યો તોપણ ન મમજ્યો તેમ દાનેશ્વરી એવો કે પિતાનુ વચન ને પોતાના સ્વાર્થને પણ અલ્પગણ્યા તેનેસૂર્યે કહ્યુ કે ' ઇદ્ર કવચ કુડોળ લેવા આવે છે તે ન આપતો," "ઇદ્ર મરખો યાચક ક્યા?" એમ ગણ્યું, તે હેકટર કર્તા કેટલો વિર, કેટલો યુદ્ધ નિપૂણ, કેટલો બળિયો ને સાહસિક પ્રમાણીક સ્નેહી એ કેહેવુ અવશ્યનુ નથી અર્જુનની તુલના થાય તેના તો ગ્રીક તો શુ પણ બીજા કોઈ કાળમા યોધ્ધો હતોજ નહી.

---

કુટુબનાશથી પરવારી ઘોરયુદ્ધશોકથી અતિને ખિન્ન થયેના વલ્કલવસ્ત્રાભુપણ સજી એકેક પછી એકેક નગર બાહાર નિકળ્યા અને ભટકતા ભટકતા રાત્રીના અંધકારમા સ્વર્ગે જવાની આનાએ હિમાળે આવી પોહોચ્યા ઝગઝગિયા મારતી રાત્રીએ, ગગડાટ કરતુ ઘુમમ પડતુ હતુ ને પર્વતની આસપાસ પડતુ હિમ પ્રકાશમાન તારા હોયની શુ તેમ, પલમા તેજ મારતુ ને પળમા પ્રકાશતું શિખર બનાવતુ હતુ ભયકર શબ્દધ્વનિ અને ભયકર શોકકારક રાગડા જેવો સુસવાટો નિકળતો હતો, તે કોમળ હૃદયના યોદ્ધાઓને કપાવતો હતો અને પવન-થડો, સુસવાટ શોર ઘમડી જતો, જોરમા ભીડાવતો પવન, ખીણમાથી આમ તેમ ચાલતા આ ભટકતા પાડવો, દમ ખાધા વગર ઊપર ચઢતા હતા ત્યારે તેમની સમક્ષ ઢગલાના ઢગલા બરફના ફેકતો હતો જે છીદગીના રક્ષણ માટે હજારો યોદ્ધા ક્ષણમા ધૂળ ચાટતા થયા હતા તે મનુષ્યો, ઉપરથી પડતો કુદરતિ માર સહન ન થવાથી એકદમ થાકીને બેસી જતા, અને કઇ પણ આધાર વગર છુટા પડેલા દુખના ડુગરથી મૂર્છિત થતા હતા તેમનું અંગ અને આત્મા ગેબી દુખના ભારથી તદ્દન સીદાવિદા થયુ હતુ-જે સીદાપણુ નિરાશાને લીધે વધારે ગામતા પડેલુ હતુ

દ્રૌપદિ, વિવેકી સિતાની મૂર્ત્તિ, જેની મોહિની દેશ પ્રદેશમા પ્રકાશતી હતી, અને એકવાર માહાનયો અને રણમઆમી જચ્ચાએ આન-

દભર રાચતી હતી, જેને માટે એકવાર લાખો તરવારો મ્યાનમાંથી નિકળતી હતી ને અનાદર દર્શાવવે લાખો શૂરવિરો ભૂમિને હમેશની શૈયા કરતા હતા, તે દ્રૌપદિના ગાલની કોમળતા ને રતાસ ઊડી ગઈ હતી, ને તેના નેત્રમાંનુ પ્રેમનું ઝીણું જતું રહ્યું હતું. તેજસ્વિપણું ને ધીરતા જતાં રહ્યાં, ને શરીરનો રંગ ઘણો દુબળો થઈ ગયો હતો, ને જે ચામડીપર ફુલેલ મોગરેલ ને અર્ગજાનું મર્દન થતું હતું તે ચામડી આજે વિપત્તિના દુઃખથી સખ્ત-અને ક્લેશથી કર્ચેલી વાલી થઇ ગઈ હતી. અને પેલો મુખડો, જે પ્રિતિફૂર્ણથી ઝળાઝળા તગતગતો હતો, તે આજે જાણે એવો લાગતો હતો કે કોઈ શબ ઘોરમાંથી નિકળી આવી ડાચું વકાસતું હોય, અથવા ભુખાળવું વરૂ શિકારને માટે તલ્પી ખાંઉ ખાંઉ કરી રહ્યું હોય તેવો જંગલી, પીળો ને બિહામણો હતો. શરીરપર આ વેલા તેજસ્વિ વસ્ત્ર હીરા મોતીથી ભરેલીસુશોભિત સાડી, જેની કોરપર હમેશા મીનારના મોતી લટકતાં હતાં, તેને બદલે આજે વલ્કલ ને ગૌચર્મની છાલો હોડી હતી; અને ઉષ્ણતા આવવા માટે તેના શિરના કેશને ઢાંકવા ને પગ હાથના આંગળાને સંકોચવા મૃગના ચામડાંનો પોશાક પેહેરાવ્યો હતો, તેથી જાણે એક 'ઘોરસ્થાનનું હાડપીંજર' હોય તેવી દુબળી દેખાતી હતી, અથવા જે અથાગ પ્રેમની મૂર્તિ, જેને પુત્ર શોક થયો હતો તેથી આ સૃષ્ટિથી કંટાળી, પ્રેમના ચુરેચુરા કરી નાંખી જેમતેમ જીંદગી ગુજારતી, કોમળતા ને સૌંદર્યને યમદ્વારમાં ફેંકી દીધેલાં ને હવે જીંદગી કરતાં મોતજ ઉત્તમ છે એવું માનતી આ પાંડવરાણી સૌથી પછાડી ધીમે ધીમે હીંડતી હતી. હીંડતા પણ હીંડાતું નહોતું અને ચાલતા ચલાતું નહોતું, ઘડીમાં આથડતી, ઘડીકમાં અથડાતી, પડતી આખડતી, ઉઠતી બેસતી, તેજહીણ થયેલી, રાત્રીના બરફ પડતા શિખરપર ના ચકચકતા તારાના ઝીણાંમાં દેખાતી હતી. પાંડવ રાણીની આ દુર્દશા, અને તેના અનિવાર તેજની આવી ક્ષોભ પમાડે તેવી વ્યવસ્થા, તે માત્ર વિલાસી ક્ષત્રી અર્જુનની પ્રિતિ ખેંચતી હતી—તેજ માત્ર તેના પર પાછો ફરી દ્રષ્ટિ નાખતો હતો ને તેથીજ જરાપણ ઉમંગમાં આવી તે ચાલતી હતી. તેના દુઃખની પરિસીમા થઈ હતી. તેના સુંવાળા-હજી પણ કોકીલાના અંગવર્ણ જેવા દીસતા કેશ-આજે કંઇક કાળ થયો પણ જેની વેણી ગુંથાઈ નથી તેવા જ્યરપચર વિખરાયલા કેશ-પેલા દુષ્ટ દુશાસનના લોહીથી હોળાયલા, અને ભીમે

જે ઉગ્રહસ્તથી દ્રૌપદીનો અંબોડો વાળ્યો હતો તે કેશ—આ કેશ કે જે તેર તેર વરસના લાંબા વનવાસમા જમણા ખભાથી ડાબાપર આવવા નથી પામ્યા તેવી સુંદર ને આજ્ઞાંકિત—જે કેશ પકડી ફીચક વૈરાટની રાજસભામા આ સુંદરીને રગદોળી હતી—જે કેશ હજી પણ ગુથાયા વગર, માત્ર એક દારૂણ શોકનું વેર લેનાને જાણે હજી પણ વિખરાયલા હોય તેવા, જો કે ભીમે પોતાની પ્રતિજ્ઞાવાળી રાક્ષસી કર્મ કરી ઉષ્ણ રક્ત પી દ્રૌપદીને રંજીત પણ કીધી હતી, તે હમણાજ અવ્યવસ્થિત નહોતા, પણ જે દુખો, જે કારી ઘા, કુમળા કાલજામા લાગેલા તેથી વગર ગુથેલા બરછટ થયેલા હતા, તે હમણા બરફના કાદવમા ભીંજાતા હતા ને કપાળપર તે વાળમાથી બુંદ પડતા—જે જાણે રક્તના ન હોય તેવા દેખાતા હતા, ને એ દ્રૌપદિ રાજતનયાના નાજુક પગમા અગ્નીના અંગારાથી જે ફોલ્લા પડતા તથા લોહી નીકળી ઘા થયા હતા તેને પણ આ સુવાળા હિમાળા સાફ કરતા દિસતા હતા રે! આ ધૃષ્ટદ્યુમ્નની ભગીની, કે જેના રોપ આગળ હજારો દાસીઓ ખડીને ખડી રહેતી હતી ને ખમા ખમા કેહેનાર દાસ દાસીઓ તેહેનાતમા તાબેદાર માફક વાસાફરતી પેહેરો ભરતા હતા, જેને માટે સુખસૈયાઓ એવી હતી કે જેમા એક વાળ પણ રહી શકે નહી, જેના તેજના અંબારથી ઘોર સંહાર થયો અને જેની પ્રતિજ્ઞા એટલીનો વૈરમય હતી કે અર્જુન ધનુર્ધારીએ જરા પણ જપ રાખી નથી—તે આજે નિરાશ થયેલી દેખાતી હતી આ દ્રૌપદિની વર્ણું અવસ્થા ને તેની નિસ્તેજતા જોઇને માત્ર ખીન્ન થતો તે અર્જુનજ હતો, ને પ્રિતિની દૃષ્ટિ, પ્રિતમ ને પતિ બનો જાણીને દ્રૌપદી પણ તેનાપર નાખતી હતી

ખીણમા પછાડી દ્રૌપદિ હતી, તેના આગળ માદ્રિના પુત્ર નકુળ ને સહદેવ, સર્વ વર્ણમા સહજમા છેતરી શકાય ને સહજમા રાઝા થાય તેવા, અને જેમની વિશાળ આંખો, સાવજ પેઠે ચમચકતી હતી અને ખૂબસુરતી કરમાઈ ગઈ હતી, ને હવે જે મહાન ભય તેમના શિરપર ઝઝુમી રહ્યુ છે તેનાથી ત્રાસી ગયેલા, પણ દૃઢ ઠરાવવાળા, એકેક સામા પાછા ફરીને જોતા અને નીચી નજરે, દુનિયાથી વિરામ પામેલા, નિરાશ, થાક અને અસત્ય દિલગિરીથી કરમાયલા—પાછલી સુખદ જીંદગી જે માત્ર તે બાપડાઓને તો એક કલ્પના કે સ્વપ્નવત્ જેવી હતી, અને હમણા સ્થિરી

આજ કેટલાએ દિવસ થયા, માત્ર વૈયનો આહાર કરીને રાત્રી ને દિવસના ઠાર ને તાપ બરફ ખમતા આ ભાગ્ત ભૂમિના વિરો, સત્યવાદી બાહુબલીષ્ટ અ જીત ધનુર્વર્ણી ભવિષ્યવેત્તા રગીના પતિવ્રતા સહિત જતા હતા દિવસના બારે કળાથી સૂર્ય પોતાના તેજથી બાળનો હતા રાત્રીના દમ બાધીને બરફ પડતુ હતુ, જે એટલા જોરથી પડતુ હતુ કે જાણે આ છેલ્વે ટાણે પણ કસોટી કરતુ હોય દ્રૌપદિની સ્થિતિ અવર્ણિય હતી રાજકુળોત્પન્ન રાજ્યૈભવમા છતા પતિવ્રતા જેની સીતા તેવી માધવી, આ દુ ખમા કેમ હીંડતી હતી એજ મોટુ આશ્ચર્ય છે તેના ગાત્ર સીવીલ થઈ ગયા હતા ને પગમા છાલા પડયા હતા તેથી આ માઝમ કાગરાત્રીથી એને અતે ન ખમાયુ ત્યારે, ઘાડા વૈર્યવાળી છતા પણ અતે રોઇ પડી–દુ ખની પણ પરીસીમા હોય છે, ને તે હવે જોઇએ તે કગ્તા, તેના વધારે બળથી પડતુ હતું–જાણે પ્રલય કાળે બારે મેઘ તુટી પડતા હોયની તેમ આ બાર કીર્ણથી અથવા બાર મેઘના બળથી દ્રૌપદિપર હવણા પડયુ હતુ

દ્રૌપદિ ન ખમાયાથી રોઇ પડી, ને ગમે તેવુ દુ ખ છતા પણ પ્રેમથી ગગલી ગયેલા અર્જુને સાહાય કીધી "બસ હવે તો હમણા વધવુ બધ રાખો"–અર્જુને પોકાર કીધો "દ્રૌપદિના રક્ષણ માટે આ મેદાનમાં પણ વાસો કરીને સ્વર્ગે ચાર ઘડી મોડા પોહોચીશુ" યુધિષ્ટિરને આ ગમ્યુ નહી, પણ દ્રૌપદિના ચિત્તવેધક આક્રદને લીધે તે મુગો મુગો સર્વની જોડે સામેલ થયો

કઇ પણ રક્ષણ થવાની જગ્યા નહી તેવી જગ્યાએ સર્વે બેઠા ભીમને વિનતિ કીધી, તે પણ સર્વની પેઠે અપવાસી હતો તોપણ અતિશય પ્રિતિને લીધે તેનાથી રેહેવાયુ નહી તેથી ટ્યાવટિયે ઊઠીને આસપાસથી સુમ લાકડા અને પાદડા એકઠા કરીને લાવ્યો, ને ત્યા લાવી બે પથ્થરને એક બીજા સાથે ઘસીને દેવતા પાડી, સર્વને ચઢેલી તાઢ સ્ભાવવા તેને સલગાવ્યા.

બરફ ને ધુમસ હવે વધવા માડયુ દેવતામા તે પડતું તેમાથી ચણચણાટ શબ્દ નિકળતો હતો, તે વખતે ઘણો પવન આવવાથી તેનુ હોલાઇ જવાનો ભય હતો દ્રાપદિને અગ્નિ સમીપ, તાઢ સમાવવા બેસાડી હતી નજીકમા નકુળ ને સહદેવ બેઠા હતા હિમથી અગ ગળી

ગયું હતું તે આ થોડા ભાગ્યના ગણાતાઓ અગ્નીથી પાછું તાજું કરતા હતા. દ્રૌપદિની આસપાસ આ શાપના વાદલાં ઝઝુમી રેહેલા તેવા માદ્રીના પૂત્રો બેસીને હવે પોતાની ઉંફ આપતા ને લેતા હતા. દ્રૌપદિ હીમથી અડધી વાંકી વળી ગઈ હતી ને તે ટટાર બેસવાને અશક્ત હતી. પણ તેની બાજુપર હંમેશાજ કંઈ પણ કાર્ય કરવાને તત્પર અને આગેવાન તરીકે મનાયલો, પ્રતાપિ ભીમ, જે સર્વ પાંડવોનો એક માહાન સ્થંભ હતો તે, લાંબો છટ, સખ્ત, સરદીવાળી શીળાપર પડયો હતો—કંઈ પણ અસ્વસ્થચિત્ત ને ફીકર વગર; જ્યારે આવા ભયંકર વખતમાં કોઇના પણ જીવને—પછી તે દેવ કે દૈત્ય કાં નથી હોતો—જંપ હોતો નથી, ત્યારે આ વિરલો યુદ્ધમાં દુઃશાસનનું રક્ત આનંદથી પીતો ન હોય; અથવા ગોપીકાઓને મોહીત કરવા કૃષ્ણ રાગ રાગણીઓ ગાતો હોય; કે રાવણ જાણે રામચંદ્રને નાગપાસથી બાંધી આનંદથી જઇને હોમ કરવાને સ્વસ્થપણે બેઠો હોય તેમ સ્વસ્થ સુતો હતો. કાન બેહેર મારી જાય તેવા પવનના સુસવાટા ઉપરાચાપરી આવતા તેનો ઘોર અવાજ થતો હતો અને પાઈન જાતનાં વૃક્ષોપર બરફ પડતું અથવા ખડક તુટી પડતા ને તે ચીરાઈ જતા, તેથી ભયંકર અવાજ થતો હતો અને દુરના પાણીનો વોહમાંથી કાનને બેહેર મારે તેવો ધોધવો પડતો હતો ત્યારે મનુષ્ય પ્રાણીનો અવાજતો આપણા આ વિર પુરૂષ ભીમના નસકોરામાંથી જે સ્વાસ નીકળતો ને તેનો પ્રત્યાઘાત પડતો તે શિવાય બીજો આ ભયંકર જગ્યાએ હોયજ શેનો?

જમણી બાજુએ ગુંઠણની આસપાસ હાથ વિંટિ, વચે પોતાનું માથું નીચું નમાવી, જે જગ્યાએ તાપણું કીધું હતું ત્યાંથી થોડે આઘે, કેમકે એનો પ્રૌઢાત્મા એવું સુખ લેવાને ધિકારતો હતો;—અને સત્ય છે, કે એનો પ્રૌઢાત્મા એને લાયકજ નથી—એ તો તેઓ અશકત છે—કે જેઓને તાપણાની ઉંફ કંઈ પણ સુખ આપે તેઓજ તે લે—એ ન લે તેવો મગરૂર અર્જુન, આ પોતાની આસપાસ શોકસાગર વિંટાઈ વળ્યો હતો તેનો કંઇક ખ્યાલ કરતો બેઠો હતો. શું એ સમયે એ, સ્વયંકર મંડપમાંથી સઘળા રાજાઓને પરાભવ પમાડી પોતાના સમોવડિયા સૂત પુત્રને જે સખ્ત શબ્દ દ્રૈપદિએ કહ્યા તેથી પોતે ગર્વીષ્ઠ થઇ ધનુષ્ય ઉપાડી મચ્છવિંધ્યો તેનો, અથવા કુરૂક્ષેત્રના રંગ અખાડામાં એ પોતાના સાથી પવિત્ર પરમા-

રમા કૃષ્ણને પોતાના હાથીદાંતના રથપર બેસાડી સડસડાટ છુટતા બાણોથી જે હજારો યોદ્ધાઓ મરણ પામતા હતા તેનો, અથવા સૂર્યપુત્ર કર્ણ, કે જે પોતાનો મનોવાંછિત હતો તેને એક ક્ષણની ભુલનો લાભ લઈ જે મોહવશ કીધો તેનો, કે પોતાના પ્રિયકરે કદી ન હઠે એવા યાદવબંધુ નારાયણનો, અથવા એક વર્ષ સુધી પોતે કેવા પ્રકારે અશ્વમેધના ઘોડા પછાડી ફર્યો હતો તેનો, કે પોતાની મનોહર સુંદરી સુભદ્રાને બલદેવના કોપ છતા યોગીવેશે કેમ હરણ કરી લાવ્યો હતો તેનો, કે પોતાના પ્રતાપી પુત્ર અભિમન્યુના મર્ણનો, કે પ્રેમળ ને સુભદ્રાના અધરોષ્ટનુ પાન કેવી પ્રીતિથી કરતો હતો તેનો, કે મણીપુરમા તેણે કેવુ ઘોર તુમુળયુદ્ધ કીધુ હતુ ને ત્યા તે માત્ર એકથીજ પરાભવ પામી છેતાયો હતો—એ સઘળાનો એ વિચાર કરતો હતો? અથવા શુ એ સમયે એ પોતાની અજીત કીર્ત્તિ, કે જે હમણા જતી રહી છે અને ગાંડિવ ધનુષ્ય, જે હમણા બાજુએ નકામું પડયુ છે તેનો, કે જે ધનુષ્યે લાખો જણના પ્રાણ લીધા તે ધનુષ્ય કાબા સામે કઇ ચાલ્યુ નહી તેનો અથવા શુ એવો વિચાર એ કરતો હતો કે મહાભારતના મહાયુદ્ધમા જે વીરોને સ્વધામ મોકલી દીધા છે તેઓ પાછા ઉઠી આવીને લડે તો કેમ? એના અંતઃકરણમા શુ હતુ તે કોણ જાણે? તે નિરાશ, તેજહીન ને ગર્વથી તજાયલો હોય તેવો હમણા બેઠો હતો

એની સામા યુધિષ્ઠિર ન્યાયી, શાંત અને ઉદાર, જો કે એના નં કરમાયલા ચેહેરાપર નિર્દયપણે દયાવગર બરફનો વરસાદ વરસતો હતો, ને તે પીગળીને કતરાવેલા, ને ખભા પછાડી વીંટાયલા ઝુલકામાથી પાણી પડયુ જતુ હતુ, તે બેઠો હતો—શાંત અને ઉદાર, તોપણ એની વૃદ્ધાવસ્થાથી થએલી બેહોલ આખોની નજર આવા પડતા બરફને લીધે પણ આકાશ તરફ હતી, અને એની ફીકાસપર જે સુસવાટા લાગતા હતા તેથી દાંતો કકડતા હતા, અને તે મનમા થતી પ્રાર્થનાના શબ્દો પણ ચુસની દેતા હતા, ને અતિ શૂન્યતા ને કંગાનિયતમા આવી ગયેલો જણાતો હતો તથાપિ, આ ધર્મન્યાયદયાનીમૂર્ત્તિજ, જો કે આંગળા તો ચડકને લીધે અકડાઇ ગયા હતા તોપણ રૂદ્રાક્ષની માળાના મણકા એકેક ગણીગણીને મુકતો હતો રે આ ન્યાય દયાની સાક્ષાત્ મૂર્ત્તિ, જેને રાજગાદી મળે તેમાટે ઘોર સંહાર થયો હતો તેની આ અવસ્થા! અને તેની બાજુએ એક નિમકહલાલ—જે આવિ વિપત્તિમા પણ પાંડવોની સમીપથી ખસતો નોહતો—કે જ્યારે હજારો દાસ તજી ગયા હતા, ત્યારે—તે બેઠો હતો—તે (યમ સ્વરૂપી) જબરો પણ નબળો કૂતરો (અપૂર્ણ)

# વિચારમાધુકરી.

## વિચાર ૧ લો. શકકાલ વિચાર.

૫. હવે વિક્રમાદિત્યે કેટલાં વર્ષ રાજ્ય કર્યું તે બરાબર સમજાતું નથી, તોપણ એટલું નક્કી છે કે તેનો શક કાસ્મીરમાં શરૂ થયા પછી પાંચ વરસ પૂરાં ન ગયાં એટલામાંજ તે મરણ પામ્યો. તેની પાછળ તેનો દીકરો પ્રતાપશીલ ઉર્ફે શીલાદિત્ય માળવાની ગાદી ઉપર બેઠો. થોડાંજ વર્ષમાં પ્રતાપશીલને ગાદીનો ત્યાગ કરવો પડયો; કેમકે તેના શત્રુઓએ તેને ઘણો હેરાન કર્યો. એ શત્રુ સુરાષ્ટ્ર દેશનો અધિપતિ હતો, એમ કલ્હણે જે આગળ લખ્યું છે તે ઉપરથી અનુમાન નીકળે છે. આ વખતે કાઠિયાવાડમાં "શાહી" નામના રાજાઓની સત્તા હતી. પ્રતાપશીલને બાપની ગાદી ઊપર બેસારવાને જે સુરાષ્ટ્રના લોકોની સાથે યુદ્ધ કરવું પડયું તે લોકો શાહિ વંશમાંના ચષ્ટનના* પુત્ર જયદામના લશ્કરના લોક હોવા જોઇયે. ઉજ્જયિનીનો રાજા ગર્દભિલ્લ નામનો હતો તેનું પારિપત્ય કરવાસારૂ કાલકાચાર્ય† નામના જૈન લોકોના આચાર્યને સિંધુનદીની પાસે શાહિવંશનો રાજા રાજ્ય કરતો હતો તેને શરણ જવું પડયું, એમ લોકો કહે છે. તે ઉપરથી એવી અટકળ થાય છે કે "ગર્દ" નામના ભિલ્લે જોરાવર થઈ પ્રવરસેનની પરવા ન કરતાં પ્રતાપશીલને ફરી માળવામાંથી હાંકી મુકયો. જે શાહિ રાજાની પાસે કાલિકાસૂરી ગયા અને જેણે ગર્દનો પરાભવ કરી માળવામાં પોતાનુ રાજ્ય સ્થાપ્યું તે શાહિવંશમાંનો રાજા "જયદામ"નો પુત્ર "રૂદ્રદામ" સમજવો. અવંતિ દેશમાં એટલે માળવામાં રૂદ્રદામનું રાજ્ય હતું એ

---

*. J. B. B. R. A S., January 1862, No XXII. શાહિવંશની ટુંકામાં હકીકત એ નંબરના પેહેલાજ નિબંધમાં છે, અને છેવટ શાહિવંશમાંના રૂદ્રદામના તથા ગુપ્તવંશમાંના સ્કંદગુપ્તના કાઠિયાવાડમાં સુદર્શન સરોવર પાસેના શિલાલેખો છે.

†. J. B. B. R. A. S., p 142, vol. IX.

વાત સુદર્શન મરોવરના લેખ ઉપરથી નિર્વિવાદ છે શાહિવંશની ગ-જધાની કઇ હતી અને તેઓનુ મૂળ રાજ્ય ક્યા હતુ તે બરાબર સમજાતુ નથી તોપણ ઉપલો લેખ રૂદ્રદામના સુબેદારનો છે માટે તે લેખમા જે દેશો આવ્યા છે તે દેશોથી શાહિવંશનુ મૂળનુ રાજ્ય જુદા દેશમા હોવુ જોઇયે શાહિવંશની સમાપ્તી થયા પછી અવંતિ દેશ ગૌતમીપુત્રના તાબામા ગયો અને ગૌતમીપુત્રની પછી ગુપ્તવંશના રાજાઓનું રાજ્ય ત્યા થયુ ગુપ્તવંશના રાજા માળવામા રાજ્ય કરતા હતા એમા "બાણોક્તિ"થી* જોતા કાઇપણ સદેહ નથી ગુપ્તવંશના રાજાઓએ વૈક્રમવંશની સાથે પોતાનો સબંધ કોઇ ઠેકાણે જણાવ્યો નથી, તથા તેઓએ પોતાનો ગુપ્તકાલ ચલાવ્યો તેથી વૈક્રમવંશનો લોપ આત્યતિક થઈ ગયો એવુ અનુમાન થાય છે જે અવંતિ દેશનુ સ્વાતંત્ર્ય પ્રતાપશીલ હર્ષવિક્રમાદિત્યનો દીકરો તેની સાથે લય પામ્યુ તેનો પુનર્જન્મ ગુપ્તરાજાઓએ કર્યો, પણ વૈક્રમવંશની સાથે તેઓનો સબધ હતો નહીં, માટે તેઓએ નવીન શક ચલાવ્યો અને તેથી વૈક્રમશકને ઘણા વર્ષ અજ્ઞાતવાસ ભોગવવો પડયો ગુપ્તવંશમાના મોટા પરાક્રમી રાજા સમુદ્રગુપ્ત, કુમારગુપ્ત અને સ્કંદગુપ્ત, એમા કુમારગુપ્ત સમુદ્રગુપ્તનો પૌત્ર અને સ્કંદગુપ્ત કુમારગુપ્તનો પુત્ર એ ત્રણ રાજાઓ મોટા પરાક્રમી થયા તેથી ગુપ્તકાલ ઘણો પ્રસર્યો રૂદ્રદામવંશની સમાપ્તિ કુમારગુપ્તે કરી એમ લોકો સમજે છે તે વંશની સમાપ્તિ શાહિ વર્ષ ૨૯૦ ને સુમારે થઇ શાલિવાહન શકની થોડે આગળ શાહિકાળ શરૂ થયો અને શા૦ ૨૪૧ થી ગુપ્તકાળ શરૂ થયો એ વાત નક્કી છે, તેથી કુમારગુપ્તે શાહિવંશની સમાપ્તિ કરી એમ માનિયે તો કુમારગુપ્તને ગુપ્તકાળના આરભમાજ નાખવો પડે છે, માટે કુમારગુપ્તે શાહિવંશની સમાપ્તિ કરી એ વાત સભવતી નથી ગુપ્તરાજાઓએ પોતાના નામના સિક્કા ચલાવ્યા તે શાહિવંશના રાજાઓના સિક્કા જોઇને એમા તો કાઇ શક નથી પણ તેટલા ઉપરથી કુમારગુપ્તે શાહિવંશની સમાપ્તિ કરી એવુ સિદ્ધ ન થાય કુમારગુપ્તના પુત્ર સ્કંદગુપ્તે કાઠિયાવાડ પ્રાંતને પોતાના તાબા હેઠળનો પ્રદેશ ગણી તેની સુબેદારી એક પર્ણદત્ત નામે હતો તેને

---

* પૃ૦ ૧૦૫, હર્ષચરિત કલકત્તાનુ

વંશપરંપરા આપી. એ પર્ણદત્ત તે વલ્લભીનગરના શિલાલેખમાં તથા તામ્રપટમાં "સેનાપતિ" અથવા "ભટ્ટારક" એ નામથી પ્રસિદ્ધ થયલો પુરૂષ હોવો જોઇયે. વલ્લભીનો વંશ સ્કંદગુપ્તના સેનાપતિથી નીકળ્યો એવી લોકોક્તિ પણ છે. સ્કંદગુપ્ત પરાક્રમી ન હતો તેથી તેનો "સેનાપતિ" સ્વતંત્ર થઈ કાઠિયાવાડ પ્રાંત કબજે કરી બેઠો એવો જે લોકોક્તિનો અંશ છે તેનો ત્યાગ કરવો જોઇયે; કેમકે શિલાદિ લેખોનો તે લેખ વિરોધી છે. જ્યાં શિલાદિ લેખનો વિરોધ હોય ત્યાં લોકોક્તિનાં પ્રામાણ્ય નો સ્વીકાર કરવો સયુક્તિક નથી; પણ જ્યાં શિલાદિ લેખનો વિરોધ નથી, ત્યાં લોકોક્તિ પ્રમાણુજ સમજવી. કેટલાએક વલ્લભીના લેખોમાં "ભટ્ટારક" ને સ્થાને "ભટ્ટાર્ક" એમ વાંચવામાં આવે છે. "ભટ્ટાર્ક" એ "ભટ્ટારક" શબ્દનોજ અપભ્રંશ સમજવો. "ગુહસેન" નામનો વલ્લભીનો* પ્રથમ રાજા હતો. તે "ભટ્ટાર્ક" નો છોકરો ન હતો. સેનાપતિના વંશમાં જે રાજાઓ થયા તેઓએ વલ્લભી પોતાના પરાક્રમથી કબજ કરી એવું કોઈ પણ શિલાલેખ ઉપરથી જોવામાં આવતું નથી. "મૈત્રક" નામના કોઈ શૂદ્ર અથવા શૂદ્રપ્રાય લોકો હતા. સુદર્શન સરોવરના શિલાલેખમાં જે "આર્યેતર" એટલે "અનાર્ય" લોકોનો નિગ્રહ વાંચવામાં આવે છે તે "આર્યેતર" લોક "મૈત્રક"જ હોવા જોઇયે; અને "મેહેતર" નામની જે અનાર્ય જાત ઢોરના મડાંનો વેપાર કરે છે તે મેહેતરનુંજ "મૈત્રક" એ સંસ્કૃતરૂપ સમજવું. તેનો માત્ર નિગ્રહ પેહેલે કર્યો એમ વાંચવામાં આવે છે. માટે એવું અનુમાન થાય છે કે પરમ વૈષ્ણવ ગુપ્ત રાજાઓનો પ્રતાપાગ્નિ મંદ થતો ગયો અથવા તે જ્યારે મુદ્દલ શાંત થઈ ગયો ત્યારે શૈવ થયલા અથવા આગળથીજ શૈવ રહેલા પૂર્વના સુબેદારના "ગુહસેન" નામના વંશે સ્વાતંત્ર્ય મેળવ્યું. ગુપ્તકાળના બીજા શતકની આખરે † બુદ્ધ ગુપ્ત થયો; અને વલ્લભીસંવત્ ત્રીજા શતકના આરંભથી અથવા ત્રીજા શતકનો પ્રથમ પાદ ગયા પછી શરૂ થયો. માટે ગુપ્તકાળ જે વલ્લભીમાં ગુપ્ત રાજાઓની ક્રાંતિ થયા પછી વલ્લભીના રાજાઓએ ચલાવ્યો તેજ વલ્લભીસંવત એમ કેહેવાને કાંઈ અડચણ નથી. "બીરૂણી" નામનો એક આરબ ક્રિસ્તો હતો. તે પણ વલ્લભી સંવત અને ગુપ્તકાળ એકજ એમ લખી ગયો છે. શાલિવાહન શકના ૨૪૧ મે વર્ષે ગુપ્તકાળ શરૂ થયો એમ સદરહુ "બીરૂણી" કહે છે. સારાંશ વૈક્રમ શકનો જે "આર્યાવર્ત" માં પ્રાયઃ લોપ થયો તેનું કારણ ગુપ્તકાળ ગુપ્ત પરાક્રમથી સર્વત્ર પસર્યો એજ. "ક્રમશઃ."

* J. B. B. R. A. S., VOL XI. એ વાલ્યુમમાંના વલ્લભીના તામ્રલેખ જુવો.

† J. B. B. R. A. S., page 246&247. vol VIII.

## વીર-નારી.

### અંક ૨ જો

### ગર્ભાંક ૧ લો

### સ્થળ-રાણીનું દીવાનખાનું.

[રાણી પલંગ ઉપર સુતેલી છે—દેવકી અને મંત્રી આવે છે.]

રાણી—મંત્રી, મને હવે પ્રબોધ આપવાનું પ્રયોજન નથી હું ગયલા બનાવની ગણતરી કરીને વૃથા હવે હૃદયને બીહકણું કરીશ નહિ હું હમણા પછવાડેની વાત ભૂલી જાઊંછું, સામે મારું એક માત્ર લક્ષ્ય છે (પડખું થોડું ફેરવીને) પરંતુ હૃદય કેમ અસ્થીર થાય છે? (રડે છે) મંગલની હવે આશા નથી, વિધાતા વિમુખ છે, દૈવ પ્રતિકૂલ થયા વિના શું કોઈની એવી દશા થાય? કેટલાક મહા યુદ્ધમાં દાહિરરાજને અટલ ભાવે પૃષ્ટે વહન કર્યા છે સો બાણ સામટા લાગવાથી જેનું શરીર ચારણી પેરે વીંધાયું, તોએ પગનું પણ પાછા ફર્યા નહિ, તે એનનન હાથી કેમ એક સામાન્ય બાણના આઘાતથી ભયભીત થયો, કેમ તેણે પાછી પાની કરી? જેનું સ્વદેશ સ્વાધીનતારક્ષાનું વ્રત હતું, જીવનના કરતા પણ સ્વાધીનતા જેને વધારે પ્રિય હતી, જેઓ વીર વિપત્તિમા પણ સ્થીર અને અશંકિત છતા ભીડેના, તે કેમ એકાએક છત્રભંગ થયા? વીરચુડામણિ મહાપુરૂષ બીજાયના ટપકાથી પાછા આવ્યા છતા અશ્વારોહણનો અવકાશ પામ્યો નહિ—શાલ્મલિતરૂ ક્ષુદ્ર પ્રાણીના નખાવાને છિન્ન થયો—હાય? દાહિરરાજ માર્યો ગયો વિધાતા વાદી ન થાય તો એ શું સંભવ છે? ઓ! વિચાર કર્યાથી છાતી ફાટે છે, સ્વાય દાહિરરાજ* બાનકનું રણુંદારાજ જોઈને

---

* આ નાટક ઐતિહાસિક છે એ વાચનારને જણાવવું અવશ્યનું છે મુસલમાન લોકોની ભરતખંડ ઉપર પેહેલી સવારી ઇ સ ૬૬૪ મા થઈ, તેમા ખલિફના મોકલેના મહમદ કાસીમે સિંધ દેશપર ચઢાઈ કીધી ત્યારે દાહિરરાજા ને તેના પુત્રો સાથે જે રણસંગ્રામ થયો તે ઉપરથી આ નાટકની રચના કીધેલી જણાય છે એ સબંધી ઇતિહાસનું વૃતાન્ત એલ્ફીન્સ્ટન સાહેબના ઇતિહાસના પાંચમા ખંડના પેહેલા પ્રકરણમા જોવું તંત્રી.

વંશનો ગૌરવ જાણ્યું હતું, તેને આદરથી જેનું જયસિંહ નામ પાડ્યું હતું,–તે કુમાર જયસિંહ યુદ્ધમાંથી કાપુરૂષની પેઠે ભાગી ગયો? સર્વ અદૃષ્ટનું ફળ છે–દૈવનિગ્રહ છે. [રડે છે.]

મંત્રી–(સ્વગત) નારીનું હૃદય સ્વભાવતઃ કોમળ હોય છે–સ્નેહ, મમતા, પ્રણય, દયા ઇત્યાદિ તેના નિત્યના ધર્મ છે. સ્વભાવને કોણ અતિક્રમ કરી શકે? (પ્રકાશ) પાછા અધીર થયાં? આ શું શોક કરવાનો વખત છે? શત્રુ સામે આવેલા છે–હાલ કર્ત્તવ્ય છે તે કરો; ત્યારપછી રડવાનો ઘણો વખત બાકી છે.

રાણી–નહિ, મંત્રીવર, હું હવે વિલાપ કરીશ નહિ. કર્ત્તવ્યજ્ઞાનથી હૃદયનો દરવાજો બંધ થયો, રડવું બંધ કર્યું–હવે શું કર્ત્તવ્ય છે તે કહો!

[પલંગ ઉપરથી ઉઠી બેઠી.]

મંત્રી–મારા વિચારમાં તો યુદ્ધ કરવું ઉત્તમ છે.

રાણી–"મારા વિચારમાં" એમ કેમ કહો છો? કોણ યુદ્ધના વિરોધી છે? એવો નીચ પુરૂષ કોણ છે કે હમણાં પણ યુદ્ધની આવશ્યકતા અસ્વીકાર કરે છે? મંત્રીવર! જો એવો નીચ પુરૂષ કોઇ હોય તો તેને કહો કે સિંધુ દેશમાં તેનું સ્થાન નથી તે જલદીથી આ જગા છોડે.

મંત્રી–નહિ, કોઈ યુદ્ધનો વિરોધી નથી.

રાણી–ત્યારે "મારા વિચારમાં તો યુદ્ધ કરવું ઉત્તમ છે" એવું બોલવાનું પ્રયોજન શું? એ આશંકા સાથ શું મારો સંબંધ છે? હું યુદ્ધ કરીશ નહિ? જો સિંધુરાજ્યમાં એક પણ મદદ કરવાવાળો ન થાય તથાપિ હું એકલી યવનની વિરૂદ્ધમાં યુદ્ધક્ષેત્રની અંદર પ્રવેશ કરીશ, કોઇ પણ રીતે તેમાં ફરક પડનાર નથી.

મંત્રી–આપના વીરત્વમાં સંદેહ કરે એવા આ રાજ્યમાં કોઇ નથી.

રાણી–ત્યારે તમારા વાક્યનું તાત્પર્ય શું?

મંત્રી–યવન સેનાપતિએ સંધિનો પ્રસ્તાવ કરવામાટે દૂત મોકલ્યો છે.

રાણી–(વિસ્મિત થઇને) એ કેવી વિપરીત વાત છે! વિજયી પક્ષથી સંધિનો પ્રસ્તાવ? એનું તાત્પર્ય શું?–ચતુરાઇજ લઘુચિત્ત યવનનું ભૂષણ છે. આ એક બીજી ચતુરાઈ છે!

મંત્રી—એ ચતુરાઈ ન હોય યવનો દિગ્વિજયની આશાથી આ દેશમા આવ્યા નથી,—રાજ્ય સ્થાપન કરવું એ તેઓનુ લક્ષ નથી તેઓ લુટવાવાળા છે,—ભારતનુ ઐશ્વર્ય ચોરવુ એજ તેઓની અભિલાષા જણાય છે

રાણી—તથાપિ વિજયી પક્ષથી સધિનો પ્રસ્તાવ શામાટે? જે જય લાભ કરે છે, વિપક્ષનુ સર્વ રાજ્ય તેનુજ છે, સઘળુ ઐશ્વર્ય તેનુજ છે—તે શામાટે સધિનેવાસ્તે આતુર થાય?

મંત્રી—યવન સેનાપતિ જય મેળવે છે ખરા, તથાપિ તે ક્ષત્રિયોનુ પરાક્રમ જુવે છે, દૈવાનુગ્રહ સિવાય જયલક્ષ્મી તેનો કદી પણ આશ્રય કરત નહિ, માલમ પડેછે કે તેઓ સમજ્યા છે, હમણા સુધી તેનો રસ્તો નિષ્કટક નથી, એ પણ તેઓ અનુભવ કરી શકે છે

રાણી—હુ સધિ કરીને કદી પણ તેનો રસ્તો નિષ્કટક કરીશ નહિ—યવનના જયપથે હમેશા આ કટક રહેશે કટક ઉદ્ધાર કરતા કાસિમનો પ્રાણ જશે, તથાપિ રસ્તો સાફ થશે નહિ મ્લેચ્છ સાથે સધિ? લુટનાર ચોરનારની સાથે સધિ? નારી જાતિના અમર્યાદાકારી અસુરની સાથે સધિ? આ પ્રાણ રહેતા કદીપણ નહિ એ યવન, ક્ષત્રિય વીર પુરૂષનુ પરાક્રમ જોયુ છે, હવે ક્ષત્રિય વીર નારીનુ પરાક્રમ જો મત્રિ, આપ તત્પર થાઓ—પહેલા રાજ્યના જેટલા વીર પુરૂષ હોય તેટલાઓને નિમત્રણ કરવાને હુકમ મોકલો હુ જલદીથી આમત્રણગૃહમા આવીને યવનદૂતની મુલાકાત કરીશ.

મત્રી—જેવી આપની આજ્ઞા, હુ પણ કામ બજાવીને આવુ છુ.
[જાય છે]

---

### ગર્ભાંક ૨ જો

**સ્થલ—આમત્રણગૃહ.**

[રાણી અને સુરગીની બેઠા છે, બે દાસી ઉભી છે, મત્રી યવનદૂતને લઇને પ્રવેશ કરે છે]

દૂત—(પાઘડી ઉતારીને) જય ખલિફાનો જય, જય ખસરાધિપતિનો જય ગુલામ તેનોજ નોકર છે, સેનાપતિ મહમદ કાસિમના હુકમથી અહીંઆ આવ્યો છુ

રાણી–(સ્વગત) આજ ક્ષત્રિયના ગૃહમાં યવનનો જયનાદ ! હવે સહન થતો નથી. ઇચ્છા થાય છે કે આ પળમાં એને યમાલયમાં મોકલું, પરંતુ આ દૂત, અવધ્ય છે, વિશેષતઃ એનો અપરાધ શો છે ? પ્રભુની જયઘોષના કરવી એ નોકરની ફરજ છે ખરી. (પ્રકાશ) દૂત, યવનસેનાપતિએ તને જે કહેવાને હુકમ કર્યો હોય તે વગર હરકતે કહી દે.

દૂત–પરાજિત પક્ષને પીડા આપવી એવી અમારા સેનાપતિની ઇચ્છા નથી. દાહિરરાજ જ્યારે મર્યો ગયો છે, આપનો પુત્ર જ્યારે ભાગી ગયો છે ત્યારે બસ્રાધિપતિની આધીનતા સ્વીકારવી એ આપની ફરજ છે.

રાણી–મારી જે ફરજ હશે તે હું પોતે બજાવીશ; યવન સેનાપતિને તેને માટે ચિંતા કરવાની જરૂર નથી. ક્ષત્રીય નારી યુદ્ધમાં પાછી પાની કરે તેવી નથી.

દૂત–પરંતુ સેનાપતિ આપની સાથે યુદ્ધ કરવા રાજી નથી. સ્ત્રી જાતની સાથે યુદ્ધ કરવામાં ગૌરવ શું છે? જે કાર્યમાં જય મળવે તો અપયશ થાય, તેમાં કોઈ બુદ્ધિમાન મનુષ્ય હાથ નાખનાર નથી.

સુરંગિની–ત્યારે યવન સેનાપતિને જઈને કહો કે તે સ્ત્રીવેશ ધારણ કરીને યુદ્ધમાં પ્રવેશ કરે. નહિ તો અપયશ નિવારણનો બીજો કોઈ ઉપાય નથી. ક્ષત્રિય કન્યાનું પણ અપમાન થશે નહી.

રાણી–દૂત, એ ઘણી નાદાન છે. એ પાત્રાપાત્ર વિચાર કરતી નથી; મશ્કરી કરવી એજ એના જીવનનું પ્રધાન કામ છે. એની વાત ઉપર તમે વિરક્ત થશો ના.

દૂત–(થોડો ક્રોધાયમાન થઈને) મુસલમાનો ક્ષુદ્રમતિ સ્ત્રીના ઉપહાસ અગ્રાહ્ય કરે છે. હું કેવળ આપના-ઉત્તરની આતુરતા રાખું છું.

સુરં–(સ્વગત) સ્ત્રી જાતિના ઉપર યવનની કેવી વિજાતીય ઘૃણા છે ? એની સાથે વાત કરવી એ પણ અન્યાય છે.

મંત્રી–દૂતના પક્ષે સમુચિત શિષ્ટતા શિખવી ઉચિત છે–આ ક્ષત્ર ગૃહ–યવનનું અંતઃપુર નથી.

રાણી–મંત્રિ, વિવાદ કરવાનું પ્રયોજન નથી. (દૂતના પ્રતિ) દૂત, જો યવન સેનાપતિ સ્ત્રીની સાથે યુદ્ધ કરવાને ન ઇચ્છતો હોય તો તેને આ દેશ છોડવો ઉચિત છે.

દૂત–તે ગજી છે, પણ પહેલા આપને એ વિષયમા ગજી થવુ પડશે

રાણી–કયા કયા બે વિષયમા ?

દૂત–પહેલા આપને યુદ્ધનો ખર્ચ અને દર વર્ષે રાજકર આપવો પડશે ખસરાધિપતિની આધીનતા સ્વીકારવા શિવાય આપ તેના અનુગ્રહલાભના અધિકારી થઇ શકનાર નથી

રાણી–ક્ષત્રનારી પરાનુગ્રહે રાજ્ય અને સ્વાધીનતા ભોગવવા ચાહતી નથી–તે નિષ્કય આપીને શત્રુના હાથથી સ્વદેશનો ઉદ્ધાર કરતી નથી–તે હથીઆરની મદદથી જન્મભૂમિની રક્ષા કરે છે, જ્યારે હથીઆર પરાસ્ત થાય ત્યારે તેના જીવનનો છેડો આવે છે

દૂત–એ પ્રસ્તાવ તમે અગ્રાહ્ય કર્યો છે, પણ બીજા પ્રસ્તાવમા જો રાજી હો તો આપ અનુગ્રહલાભમા વચિત થશો નહિ મુસલમાનો કેવલ ધનની આશામા આ દેશ આક્રમણ કરવા આવ્યા નથી, સત્યધર્મપ્રચાર કરવો એ તેઓનો પ્રધાન ઉદ્દેશ છે સેનાપતિની ઇચ્છા છે કે આપ પવિત્ર મુસલમાનધર્મ ગ્રહણ કરો–કાફરના પ્રતિ અનુગ્રહપ્રદર્શન મુસલમાનધર્મના નિયમવિરુદ્ધ છે

રાણી–આર્ય મતાનો હથીઆરની મદદથી કદીપણ ધર્મપ્રચાર કરતા નથી અને હથીઆરના ભયથી કદિપણ સ્વધર્મ છોડતા નથી તેઓ પ્રાણ આપીને ધર્મની રક્ષા કરે છે

દૂત–જ્યારે તમો કોઇ પ્રસ્તાવમા રાજી થતા નથી ત્યારે સેનાપતિને છેલ્લો હુકમ જણાવવાને હુ બધાયલો છુ

રાણી–કહો–નિ શક ચિત્તથી કહો ,–ક્ષત્રનારી કોઇ ભયસકટ જોઈને ડરતી નથી ,

દૂત–સેનાપતિનો આ હુકમ છે કે–જો કોઈ પ્રસ્તાવમા તમો રાજી નહિ થાઓ, તો તે અચિરાત્ આ આસેર નગરમા પ્રવેશ કરશે,–આ મહળો મહેલ પાડી નાખશે–સયતાનિ હિદુધર્મને કચડી નાખશે અને દેવમૂર્ત્તિને ચૂર્ણ વિચૂર્ણ કરીને પગનીચે દલન કરશે–હિદુ ગૃહની પરમ સુદરી રમણીઓને બદીવાન કરીને ખલિફાની આગળ ભેટ મોકલાવશે

રાણી–દૂત, એ યવનસેનાપતિની ઉપયુક્ત વાત છે ખરી ,–તેઓ સ્ત્રીજાતિને એવુ માન આપે છે પરતુ તેને માધ્ય નહોતુ આજ ક્ષત્રિ-

ય કન્યાની સામે ઉભો રહીને એ વાત બોલે, તો હમણા તેનું માથું ધડથી જુદું થાત. પરંતુ દૂત અવધ્ય છે, તેથીજ તારૂં વાક્ય સહન કરવું પડે છે. તું તે નારી જાતિના નિગ્રહકારીને કહેજે કે ક્ષત્રિય સંતાનો યવનો પ્રમાણે એટલા ભાગ્યવાન્ નથી કે તેઓ શૈયાસહચરિનો વિશ્વાસ કરી શકે નહી, બંદીવાન પ્રમાણે અંતઃપુરમાં ગોંધી રાખતા નથી. ક્ષત્રિય કન્યા વાંદરીની પેઠે ઘરે ઘરે નાચતી ફરતી નથી ; યવનદુહિતાની પેઠે સુખના લોભથી તથા પ્રાણભયથી મોહોબ્બત ને અમર્યાદા કરતી નથી. એક દિવસે આ આલોર નગર શ્મશાનક્ષેત્ર થઇ શકશે, તથાપિ એક ક્ષત્રિય પુરૂષ-એક ક્ષત્રિય નારી જીવિત રેહેતાં આ જગા યવનની આધીનતા સ્વીકારશે નહિ. દૂત, તારા છેલ્લાં વાક્યનો હવે ઉત્તર આપી શકતી નથી ; તું હમણ યવન સેનાપતિની છાવણીમાં જઇને કહે-તે યુદ્ધનેવાસ્તે તૈયાર રહે-હું જલદી તેના આયુષ્યનો કાલ પૂર્ણ કરીશ. (સિંહાસન ઉપરથી ઉભી થઇ.)

દૂત-સેનાપતિ યુદ્ધમાં ભય કરતો નથી, કેવળ આપની મંગળ કામના એ તેનો ઉદ્દેશ હતો. કુબુદ્ધિ વિપદને બોલાવે છે.

[ગર્વિત ભાવથી જાય છે. સર્વ નિષ્ક્રાંત.]

---

## ગર્ભાંક ૩ જો.

સ્થલ-મંત્રીનું ગૃહ-દિવાનખાનું.

મંત્રી-(ચિન્તાન્વિત થઇને પાદચારણ કરતો કરતો) વિપદમાં મનુષ્યની બુદ્ધિ સ્થિર રહેતી નથી. હું સિંધુ દેશનો મંત્રી છું-બુદ્ધિ કૌશલમાં કેટલાં મુશકેલ કામ કર્યાં છે, પરંતુ આ સામાન્ય વિષયમાં હાલ મારી મતિ પોંહોંચતી નથી. એટલા પત્રો છુપાવ્યા, તથાપિ એ અબોધ બાલિકાના પ્રતિ સેનાપતિનો વિરાગ પેદા કરી શકયો નહિ. મારી કન્યાનું એવું શું રૂપ તથા ગુણ છે, જે જોતાં સેનાપતિ એટલો મોહિત થયો, મારા નિષ્કલંક કુલને કલંકિત કરવાને તૈયાર થયો ? હાલ પણ પત્ર,-જાણતો નથી આ પત્રમાં શું લખ્યું છે.-

[જમણા હાથમાં ચાકુ ને ડાબા હાથમાં પત્ર લઇને એકાએક સુનીતિનો પ્રવેશ.]

પાપિષ્ઠ રાક્ષસી-પિતૃવધનો અભિલાષ ? ત્યારે આવ, હુ હવે તને શો-કીશ નહિ, મારા કુલનુ કલક જોવાના કરતા પ્રાણુ તજવો સારો છે કેમ ઉભી રહી છે ? આવ, છાતીમા ચાકુ માર, મને આ યત્રણા અસહ્ય થઇ પડી છે, કન્યા થઇને હાલ પિતૃયત્રણાનો છેડો આણ

સુનીતિ-(બાષ્પાવરૂદ્ધ કંઠથી અને અશ્રુપૂર્ણ લોચનથી,) બાપા, હુ પાપિષ્ટ નથી-રાક્ષસી નથી-તમારી સ્નેહની કન્યા છુ સુનીતિ પિતૃરક્તથી આ હાથને કલકિત કરવા આવી નથી, પિતાની આગળ આત્મઘાતિની થવા આવી છુ મારૂ નસીબ ખરાબ છે, તેથીજ સ્નેહની કન્યાના પ્રતિ પણ પિતાનો એવો સદેહ છે

[શોકાભિભૂત થઇને કાપતી જમીનપર પડી જાય છે]

મત્રી-(પાસે આવીને ઉદ્વિગ્ન ચિત્તથી) સુનીતિ ! (માથા ઉપર કરાવાત કરીને) સર્વ નાશ ! શુ થયુ, વાત કહેતી નથી ?

સુનીતિ-(મૃદુ સ્વરથી) બાપા, થોડુ પાણી આપો (સામેના વાસણમાથી મત્રી પાણી લાવી આપે છે) હા વિધાતા, મારૂ હમણા મરણ કેમ ન થયુ ? આત્મહત્યાનુ મહાપાપ શુ નસીબમા છે ?

મત્રી-સુનીતિ, બેહેન શાવાસ્તે એવી અમગળ વાત બોલેછે ? તને શુ થયુ છે,-આત્મઘાતિની શાવાસ્તે થવુ ?

સુનીતિ-તે શુ તમારૂ અજાણ્યુ છે ?

મત્રી-સુનીતિ, તમારા પિતૃકુળગૌરવ ભૂલશો ના, સિંધુરાજ્યની મત્રીકન્યાની, અયોગ્ય વાત મોઢામા લાવશો ના

સુનીતિ-પિતાની સામે સુનીતિએ કઇ અન્યાયની વાત કહી નથી સિંધુરાજ્યનો મત્રી કદીપણ પરસ્વાપહારી તથા પરપીડક નથી,-તેણે કોઇ દિવસે પારકાની સ્વાધીનતા હરણ કરી નથી-હમણા શુ અસહાયાવસ્થા કન્યાની સ્વાધીનતા અપહરણ કરશે ?

મત્રી-સુનીતિ, તુ વયમા છે ખરી, પરતુ તારી બુધ્ધિ હજી કાચી છે-પોતાનુ મગલ કેમ થાય તે જાણતી નથી પિતાના ઉપદેશની અવગણના કર નહી,-પિતાજ તારો એક માત્ર પૂજ્ય અને એક માત્ર પ્રીતિનુ પાત્ર છે

સુનીતિ-પિતા વિશેષ પ્રીતિનો પાત્ર છે પરતુ એક માત્ર નથી પ્રી

તિ જલસ્રોતના પ્રમાણે એક તરફથી જનારી નથી, જલોચ્છાસના પ્રમાણે એની મધુર કણા ચો તર્ફ વિસ્તૃત, સ્નેહ, ભક્તિ, બંધુત્વ અને પ્રેમ છે.

મંત્રી–ત્યારે શું બંધુત્વના અનુરોધથી પિતાના ઉપર અભક્તિ દેખાશે ? એ શું કન્યાનો ધર્મ છે ?

સુનીતિ–સુનીતિ સર્વ સુખની જલાંજલી આપવાને તૈયાર છે; તથાપિ પિતાની અવગણના કરશે નહિ.

મંત્રી–જો તારું મન અને મોહું એક હોય તો સ્વીકાર કર કે મારા પવિત્ર કુલમાં કલંક લગાડીશ નહિ,–સેનાપતિની સાથે કદી પણ લગ્ન કરીશ નહિ.

સુનીતિ–(ભાંગેલા સ્વરથી) તમે તેનો પ્રીતિનો રસ્તો ખુલ્લો મૂકો, જો લગ્ન કરવામાં તમારી ચાહે એટલી આપત્તિ હોય તોપણ તે સુનીતિ અન્યથા કરશે નહિ. તમારી કન્યા કેવળ ચાહવાનો અધિકાર ચાહે છે–હૃદયની સંતૃપ્તિ ચાહે છે–બીજું કંઇ ચાહતી નથી. (રડે છે.)

મંત્રી–મૂર્ખ દિકરી, સેનાપતિના શિવાય જગતમાં બીજો કોઇ મોહોબતને ઉપયુક્ત પાત્ર નથી ? માધવિલતા સહકારે તરૂનો આશ્રય લે છે, આકંદને દેહાવલંબન કરતી નથી.

સુનીતિ–માણસ ગુણથી ખેંચાય છે, કેવળ કુલથી નહિ. હું સેનાપતિના શિવાય બીજા કોઇને જાણતી નથી. તે મારો હૃદયેશ્વર છે. હું તેના શિવાય બીજા કોઇને પણ વરીને દેહ અને હૃદયને અપવિત્ર કરીશ નહિ ; વરં ચિરકાલ કુવારી રહીશ, તથાપિ જો તમારું મત ન હોય તો હમણા છાતીમાં ચાકુ ભોકીશ અને તમારા કુલનાશની આશંકા દૂર કરીશ.

[ઉતાવળમાં ચાકુ ઉઠાવે છે અને મંત્રી ચાકુ અને હાથ પકડેછે.]

મંત્રી—(સસ્નેહથી) બેહેન, આ દુ:સંકલ્પ છોડ ; મને કન્યાહત્યાનો પાતકી ન કર ; હું હવેથી તારી મોહોબતમાં અવરોધ કરીશ નહિ. હું સ્વેચ્છાથી સેનાપતિને પત્ર લખ.

સુનીતિ–(સજલ નયનથી) અહો પિતા ! હું નિર્લજ્જની પેઠે ઘણી વાતો બોલી છું, સ્નેહ કરીને અબોલ બાલિકાનો અપરાધ ક્ષમા કરો. સેનાપતિનું મનુષ્ય વાટ જુવે છે તેને આ પત્ર આપો. [જાય છે.]

## કવિઓના ગુરૂઓ.

"भाषाने शू वळगे भूर
जे रणमा जीते ते शूर"

ધન્ય છે જ્ઞાની અખા ભક્તને ! જ્ઞાનીજનો શબ્દવાદીઓને નિંદે એમા નવાઇ નથી નૈયાયિકો પણ ભાષાનુ પ્રાધાન્ય ન ગણતા અર્થને શ્રેષ્ટ ગણે છે દયારામ ભાઇ પણ કહે છે કે, "શુ જાણે વ્યાકરણી, વસ્તુને, શુ જાણે વ્યાકરણી" તેમ જેમનામા અર્થ વિચાર વગેરેનો અખૂટ ખજાનો ભરેલો હોય છે તેઓ માત્ર ભાષાનેજ વળગી રેહેતા નથી તેઓ ભાષાને પોતાના વિચાર વગેરે બીજાને જણાવવામા સાધનરૂપ ગણે છે તે સાધન શુદ્ધ ને સારૂ હોય તેમા અમે નારાજી નથી, પણ તેનેજ પ્રાધાન્ય આપી હાલ કેટલાએક નામધારી પંડિતો પ્રાચીન ને અર્વાચીન કવિઓનુ ગુરૂપદ ધારણ કરવાનો ફાંકો રાખે છે એ તેમનુ અજ્ઞાન જોઇ અમને હાસ્ય ઊપજે છે કાવ્યશાસ્ત્રના ગ્રંથોનો પાકો અભ્યાસ કરી તે લખનારાઓ પ્રાચીન ને અર્વાચીન કવિઓમાથી દોષ બતાવે, તો અમે મોટી ખુશીથી માન્ય કરીએ પણ તે બડેખાં તો તેમનામા ભજે નહીં ત્યારે હ્રસ્વ, દીર્ઘ સમાસ, જોડાક્ષર અને તેમની કવિતામા કરેલા વિષયભોગના વર્ણનને વળગે છે પણ એમા કવિતાનેજ લગતા એવા તેઓ શા દોષ બતાવે છે તે એઓ કોઇ પ્રકારે સમજી શકતા નથી તેઓ જણાવેછે કે જેઓ મુખ્ય કવિતા કરીને કવિપણામા ગણાયા તેમણે વિષયભોગની ને શૃંગારની કવિતાઓ કરીને જીવન વ્યર્થ ગાળી નાખ્યુ પણ અમારા પોપટપંડિતોએ આટલુ ખૂબ સમજી રાખવુ કે સઘળા પુરાણમા શ્રેષ્ઠ એવુ શ્રીમદ્ભાગવત તેમા પણ શૃંગારરસ છે, મહાકવિ કાળિદાસની કવિતામા શૃંગારરસ છે, જયદેવ કવિની અષ્ટપદીમા શૃંગારરસ છે, વ્રજ ભાષામા સૂરદાસ, કેશવદાસ અને બિહારી, પદમાકર વગેરે આખા હિંદુસ્તાનમા પંકાયલા ઉત્તમ કવિયોની કવિતામા શૃંગારરસ છે, નરસિંહ મેહેતા, પ્રેમાનંદ, સામળ ને દયારામની કવિતામા શૃંગારરસ છે

ની (ચાળા ચેષ્ટાએ) અવજ્ઞા ન થાય તેમ ગાજો, (કારણ કે) સર્વ પ્રાણીના ધર્મના પિતા રાજી થાયછે (ગણાય છે).

तद्युवां हृष्टमनसौ । श्वः प्रभाते समाहितौ ॥
गायतां मधुरं गेयं । तंत्री लयसमान्वितं ॥

અર્થ—તમે બેઉ જણ હર્ષિત મનથી આવતી કાલે પ્રાતઃકાળથી સાવધાન થઇને તંબુરાનો સ્વર અને લય સહિત મધુર ગાયન ગાજો.

એમ ઘણી રીતે રાત્રીનાં શિખામણ આપી. તે પ્રમાણે કુશ લવે કરવાનો વિચાર કર્યો.

પ્રાતઃકાળ થયો એટલે કુશ અને લવ બેઉ ભાઇઓ સ્નાનસંધ્યાદિક નિત્યકર્મ કરી અગ્નિમાં હોમ કરીને જેમ રાત્રિએ વાલ્મીક ઋષિએ શિખામણ આપી હતી, તે પ્રમાણે ગાયન ગાતાગાતા ફરીફરીને જ્યાં શ્રી રામચંદ્ર યજ્ઞ કરતા હતા ત્યાં યજ્ઞસ્થલના દ્વારપાસે જઇને ગાવા લાગ્યા. તે કુશલવનું (ગાયનના આચાર્ય ભરતમુનિએ બનાવેલ શાસ્ત્રના) નિયમ સહિત અપૂર્વ (કોઈ દિવસ ન સાંભળેલ એવું) રામાયણકાવ્યનુ સ્વર અને રાગમાં તથા પાઠ કરવામાં શોભે એવી રીતે બહુ પ્રમાણ અને સ્વર તાલ સહિત બાલકોના મુખનું ગાયન સાંભળીને શ્રી રામચંદ્ર વિસ્મય પામી ગયા. તેથી પ્રતિદિવસ જે યજ્ઞ કર્મ ચાલતું તે મધ્યાન્હે પૂર્ણ થયા પછી સાંભળવાનો વિચાર કરીને શ્રી રામચદ્રે મોટા મોટા મુનિઓને, રાજાઓને, પંડિતોને, નૈગમોને (વેદ જાણનારાઓને), પુરાણીઓને, શબ્દવિદોને (વ્યાકરણીઓને) વૃદ્ધ બ્રાહ્મણોને, સ્વરનાં લક્ષણ જાણનારાઓને, રામાયણ શ્રવણ કરવાની ઊત્સાહવાળાને, બીજા ઉત્તમ બ્રાહ્મણોને, સામુદ્રિક લક્ષણ જાણનારાઓને, સંગીતશાસ્ત્ર જાણનાર ગંધર્વોને, પુરવાસીઓને, પદ અક્ષર અને સમાસ જાણનારાઓને, ગાયત્ર્યાદિ છંદશાસ્ત્ર જાણનારાઓને, કલા અને સ્વરની માત્રા જાણનારાઓને, જ્યોતિષ જાણનારાઓને, જુદી જુદી, રીતની ક્રિયા અને કલ્પ (બનાવટ) જાણનારાઓને, જુદા જુદા કામમાં હુશિયાર જનોને, વ્યવહાર અને યુકિતમાં કુશલ જનોને, તર્કશાસ્ત્ર જાણનારાઓને, બહુશ્રુત જનોને, ચિત્ર જાણનારાઓને, ચિત્રકાવ્ય જાણનારાઓને, ધર્મશાસ્ત્રથી સદાચાર જાણનારાઓને અને ગાયન તથા નૃત્ય જાણનારા વ-

ગેરેને બોલાવીને સભા કરી વચ્ચે ગાયણુ કરનાર કુશ લવને બેસવા કહયુ કુશલવ સભા વચ્ચે સૌને યથોચિત નમન કરી બેઠા અને તરતજ ગાયન શરૂ કર્યુ

तत प्रवृत्त मधुर । गाधर्व मति मानुष ॥
नच तृप्तिं ययु सर्वे । श्रोतारो गेय सपदा ॥

અર્થ—તદનતર માણુમથી ન ગવાઈ શકે એવુ મધુર ગાયન ગાવા માંડયુ (તે સાભળીને) ગાયનની અગાધ શકિત અને ખુબીથી સર્વે શ્રોતાજનો તૃપ્ત ન થયા (હજી સાભળ્યાજ કરીએ એવી ઇચ્છા રહી)

हृष्टा मुनि गणा सर्वे । पार्थिवा श्च महौजस ॥
पिबत इव चक्षुर्भि । पश्यतिस्म मुहु र्मुहुः ॥

અર્થ—સર્વે મુનિઓ અને મહા તેજસ્વી રાજાઓ ખુશી થઈ ગયા અને નેત્રોએ કરીને પાન કરતા હોય તેમ વારવાર (કુશ લવને) જોવા લાગ્યા

પછી પરસ્પર કેહેવા લાગ્યા કે આ બેય જણા શ્રી રામચદ્ર સરખાજ લાગે છે જો જટા અને વટકલ વસ્ત્ર ન હોય તો શ્રી રામચદ્ર અને આ ગાયન ગાનારાઓમા કાઈ પણ ન્યુનાધિકપણુ જાણી ન શકાય એમ પુરના અને દેશના લોકો વાતો કરતા હતા ને કુશ લવે પ્રથમ સર્ગથી રામાયણનુ ગાયન કરવા માડયુ, તે ત્રીજે પોહોર (અપરાન્હ કાળ) પૂર્ણ થયો, ત્યા સુધીમા વીશ સર્ગ ગાયા એટલે શ્રી રામચદ્રે પોતાના ભાઇઓને બોલાવીને કહ્યુ કે આ ગાનારાઓને અટાર હજાર સોના મ્હોર આપો અને બીજુ પણ જે માગે તે એકએકને જુદ જુદુ આપો તે પ્રમાણે રામચદ્રના ભાઇઓ સોના મ્હોરો વગેરે લાવીને આપવા લાગ્યા તે લેવાની કુશ લવે ના પાડી ને કેહેવા લાગ્યા કે—

वन्येन फल मूलेन । निरतौ वनवासिनौ ॥
सुवर्णेन हिरण्येन । किं करिष्यावहे वने ॥

અર્થ—વનના ફલ મૂલનો આહાર કરીને વનમા રેહેનારા અમે સુદર સોનાના દ્રવ્યને વનમા શુ કરીયે?

એમ કુશ અને લવે કહ્યું તે સાંભળીને ગાયન સાંભળવાને બેઠ હતા તે અને શ્રી રામચંદ્ર સર્વે વિસ્મય પામી ગયા; અને એ સમય રામાયણકાવ્ય સાંભળવાની તથા જાણવાની ઇચ્છાથી શ્રી રામચંદ્રે વાલ્મીક ઋષિના શિષ્યોને પુછ્યું કે આ કાવ્ય કોણે રચ્યું અને આ કાવ્યના રચનાર ક્યાં છે. શ્યાવાસ્તે રચ્યું અને કેટલું પ્રમાણ છે વગેરે પુછ્યું. એટલે કુશ લવે ઉત્તર આપ્યો કે આપના યજ્ઞમાં વાલ્મીક ઋષિ આવેલ છે. તે આપનાં ચરિત્રના વર્ણનકર્તા છે, તેણે ચોવીશહજાર શ્લોકના પ્રમાણમાં કલ્યાણ અને ખ્યાતિના કારણમાટે આપનાં પવિત્ર ચરિત્રનું વર્ણન કરયું છે. તે જો સંપૂર્ણ શ્રવણ કરવાની ઇચ્છા હોય તો યજ્ઞનું કર્મ થઇ રહ્યા પછી રોજ સાંભળતા જાઓ. એવાં કુશ લવનાં સુવાક્યથી પ્રસન્ન થઇને શ્રી રામચંદ્રે રોજ ગાયન સાંભળવાનો અતિ ઉત્સાહથી સ્વીકાર કર્યો. ત્યારપછી કુશ લવ શ્રી રામચંદ્રની આજ્ઞા લઇને વાલ્મીક ઋષિના ઉતારાને સ્થાનકે ગયા અને શ્રી રામચંદ્ર પણ પાછા યજ્ઞકર્મ કરવાને કર્મશાલામાં ગયા. ત્યારપછી રોજ શ્રવણ કરવાનું ચાલુ રાખ્યું; તેમાં જ્યારે એવી કથા આવી જે સીતાજી વાલ્મીક ઋષિના આશ્રમમાં જસે; ત્યાં બે પુત્રનો પ્રસવ થશે તે વાલ્મીક ઋષિ પાસે શિખીને શ્રી રામચંદ્રના યજ્ઞમાં ગાયન ગાતા ગાતા જાશે. તે સાંભળતાંજ સર્વે ગાયન સાંભળનારાંઓએ તરત કુશ અને લવને ઓળખ્યા કે આ તો શ્રી રામચંદ્રના પુત્રો છે. તેથી સૌના મનમાં અતિશય આનંદ થયો અને શ્રી રામચંદ્રને કુશ અને લવનો સ્વીકાર કરવાનું સૌએ કહ્યું તેથી શ્રી રામચંદ્રે યથાવિધિયે કુશ અને લવનો સ્વીકાર કર્યો.

# ગંગા.

## એક ગુર્જર વાર્તા.

### પ્રકરણ એકવિસમુ.

"જીતેગામો બીબી, હારેગાસો લોડી."

જ્યારે દરવાજા નજીક એક બાજુએ તાની, મોતી ને નનરોઝ આવેળાએ મશગુલ વાનમા થયા હતા, ત્યારે રોહેરી લશકરમા સૂરલાલ, મણી અને બીજા નાના નાના સરદારો ફરીને શીપાઇને ઉશકેરતા હતા. પણ શીપાઇઓનુ જોસ હવે ચઢી ચુકયુ હતુ અને તેઓના પાણી વસતા થયા હતા ધીરજની હવે આખર અવસ્થા આવી હતી એટલે શીપાઇઓ ચાહતા હતા કે જેમ બને તેમ જલદી તુટી પડી આ પાર કે પેલો પાર કરવામા આવે તો ઠીક ઘણો વાર જોસમા ને જોસમા ઉભા રહી પછી લડાઇમા ઝપલાવવામા આવે ત્યારે પરિણામ સાનકુળ ન આવે સામા શત્રૂ જોરાવર થાય ત્યારે બીજો પક્ષ મદ પડી જાય એટલામાટે તાતે ધાએ લડાઇમા એકદમ ઝપલાવવામાં આવે તોજ જય પરાજયની આશા બહુ જાણવા યોગ્ય થઈ પડે

સૂરલાલ મધળાને જોમ ચઢાવતો હતો પણ દાત કચકચાવીને બેઠેલા આરબો ને પઠાણોતો કેહેતા કે કયારે અમને હુકમ આપો છો, શામાટે અટકાવ્યા છે, અને કેમ જવા દેતા નથી આ ટોળા લુરકાવના જવાનોના શબ્દ બાણુ સાભલી સૂરલાલ ગભરાયો, પણ તે નિડર રહ્યો ને શેહેરી લશકરના બળથી તેઓને જણાવ્યુ કે "હવે વિલબ નથી, હમણાજ તમે દોડીને શત્રૂને કાપી નાખશો"

"હમે અમારો આવો બેસુબો સમય વ્યર્થ ગાળવા માગતા નથી, અમને હુકમ આપવામા ધીલ નજ થવી જોઇએ," પઠાણોનો માનો એક એકદમ આગળ ધસી આવીને બોલ્યો "શી હરકત છે કે હવે શત્રૂને મારી હઠાવવામા આનાકાની થાય છે જનાબ, કાફર લોકો લઢવાને નારાજ છે કે આપણાથી જબરા છે કે તેઓ ભાગી ગયા છે? અમારો નબાબ બેવકુબ

છે તો પછી અમે કોણનાપર આધાર રાખીએ ને કેવી રીતે કામ કરીએ. હમણા અમને હુકમ દીધામાં આવે તો પછી અમારો હાથ જો જો, પણ બેગમ સાહેબ એસ આરામમાં મઝા મારવા કોણ જાણે ક્યાં ભાગી ગયા ને અમને આકાશ વચ્ચે ખડા કીધા."

"ચૂપ રહો ખાનસાબ !" સુરલાલ બોલ્યો. "તમે જાણો છો તે કરતાં વધારે સારી રીતે આ લશકરને દોરવનારા જાણે છે કે ભય કેમ છે અને હવે કેમ વર્તવું જોઇએ. પણ તારી. બેમર્યાદ લુલીને આગળ ચઢાવીશ તો તને સ્વાદ આ તરવારથી ચખાડીશ. બેગમસાહેબનેમાટે કુવચ્ય બોલનાર તું એ મરવતને જાનથી દુર કરવો એમાં જરાપણ હરકત જેવું નથી."

"કાફર બહુ બોલે છે, તો આવી જા, તારી તરવાર ને મારી તરવાર-બંને કેવા જોસાથી કામ કરે છે તે જો. સમાલ." આમ બોલતા પઠાણોના એક આગળ પડેલા એ તરવાર કાઢી અને સૂરલાલને મારવા ઉગામી, અને સૂરલાલે પણ સાવધ થઇને પોતાની તરવાર મ્યાનમાંથી ખેંચી. એક ક્ષણમાં શત્રૂસાથે લડવા જતા માંહોમાંહે લડાઇ થઇને શેહેરનું સત્યાનાસ વાળવાનો સમય આવ્યો હતો, પણ એક અકસ્માત બનાવથી આ ખાનસાહેબની તરવાર તરવારને ઠેકાણે રહી ને તે ખોદાતાલાને બંદગી કરવાને પહોંચી ગયો ને વળી લશકરમાં પણ બેદીલી ન ઉત્પન્ન થઇ. જો આ બારીક પ્રસંગે માંહોમાંહે લડાઇ સળગી હોત તો બાકીની લુંટફાંટ શિવાજી સુખેથી કરત, અને જે રીતે તેને હવે સુરતની પ્રજા તરફથી ત્રાસ બતાવવામાં આવ્યો હતો તેનો પુરેપુરો બદલો લેત. શિવાજીનો સ્વભાવ ઘણો ચિહિડિયો હતો-અને તેમાં પણ જ્યારે એની કરેલી યોજના સામા કોઈ દુર્ઘટ પાહાડ આવી અટકાવ નાંખે ત્યારે એ અતિસે ક્રોધથી તે પાહાડના તુકડેતુકડા કરી નાંખવાને તૈયાર થતો હતો. ઘણે સ્થળે તેણે અસંખ્ય વૈરની ખુમારી હિંદુ કે મુસલમાન કોઈ પણ તરફ બતાવી છે તેનું મુખ્ય કારણ એજ છે. તે એમજ સમજે કે મારા સામાં કોઈ પણ થવો જોઇએ નહી. આવા વિચાર હમણા સુધી હતા. જે સામા મેદાનમાં એ હમણા રાતો પીળો થતો બેઠો હતો ત્યાં પણ એ એવાજ વિચાર કરતો હતો ને તે આવી કોઇ તકની ચાહના તો ચાતક પેરે રાખતો હતો, તો પછી સમય આવે એ કેમ ચુકી જાય ? પણ શિવાજીના ત્રણ દિવસના સંહારથી અને સ્ત્રી ને બાલકપર જે અસહ્ય જુલમ કીધો હતો તેથી ઇશ્વિરપણ દુઃખાયો હોય ને તેજ હવે એના કાર્ય

સામા નફતર રૂપ હોય તેમજ ગમે તેવી એની બાજુ સંબંધી થવાનો પ્રસંગ આવે તોપણ તેમાથી એનુ નસીબ આડુજ ફાટતુ હતુ ખાનસાહેબે હવણા તરવાર ખેંચી છે ને સુરલાલ તેનાપર તરવાર નાખવાનો વિચાર કરે છે, જો સુરલાલની તરવારથી ખાનસાહેબનુ મર્ણ થાય તો પઠાણો સુરલાલને એક કાફર સમજી કયા તો રીસાઈ જાય કે કાતો સામા થઈ મોહોમાહેજ કતલ ચલાવે પણ એ વખત ઘણો વેગળો હોવાથી એક ત્રીજાના હાથથીજ ખાનસાહેબનું મર્ણ થયુ ને તેથી તુરત ઉતરી શાનિ પથરાઈ ગઈ.

મોતી, ને તાની વાતમા હતા તે વખતે અકસ્માત નસરોઝ ત્યા જઈ પહોચ્યો તે આપણે ગયા પ્રકરણમા જોઈ ગયા છિયે નસરોઝ આ નવી નાઝનીનને તુરત પીછાની ગયો ને તે કંઈક ગભરાયો ખરો, પણ મોતીએ સર્વ રીતનો જલદીથી ખુલ્લો કીધો નસરોઝને પણ કેમ કરવુ તે તુરત તો સુઝયુ નહી તેવી ચિત્તભ્રમ જેવો થઈ પડયો પણ આવો બારીક કાળ કોઈવાર પણ આવેલો ને તેમાથી બચેલો ને બચાવેલા તેવી તુરતાતુરત પોતાના મનસાથ સર્વ પ્રકારે નક્કી કરીને તે બોલ્યો

"મોતી, આ પ્રસંગ ઘણો બારીક છે, ને હવે કેમ વર્તવુ તે જો કે મને સુઝતુ નથી, તોપણ મારાથી બનસે તેટલુ કરી તારા ખાવિંદને બચાવીશ "

"બસ, મારે બીજુ કંઈ જોઈતુ નથી માત્ર એટલુજ જોઈએ છે કે હુ મારા ખાવિંદને બચાવી શકુ " મોતીએ જોસમા જવાબ દીધો

"અને તેમા કાંઈ હરકત પડનારી નથી " તાનીએ વાક્યપુરતી કીધી, "હવણા મગજ જે રીતે રોકાયા છે તે રીતમા તેઓને ઝબે કરવા એ બહુ વિસાતની વાત નથી "

"વફાદાર બેટી! તે જે રીતે આશ્રય આપવાનો વિચાર કીધો છે ને અમારા માલીક ગ્યાસુદીન રૂમીને બચાવવા તે જે શ્રમ લીધો છે તે અમને માટે તારો આભાર ઘણો માનવાને હુ ચુકીશ નહી, પણ હવે તુજ કંઈક યુક્તિ બતાવ કે જેથી સહીસલામત કામ પાર ઉતરે " નસરોઝે વિનયથી તાનીને પુછયુ

"યુક્તિ? યુક્તિ બહુ સેહેલી છે " તાનીએ આશ્ચર્યથી કહ્યુ "ઓ બુઢા સરદાર, તને યુક્તિ નથી જડતી કે હુ તારી બેટીની આટલી મસલ્લત કરેછે?"

"નહી! નહી! લડકી; એ ખ્યાલ તું દૂર કર;" નવરોઝે સપ્રાઇબંધ ઊત્તર આપ્યો. "તું જે આજે અમારા હિતમાં આટલો શ્રમ લે છે તેનેમાટે આવી ઠઠ્ઠામશકરી હોય? એવા ખ્યાલી વિચાર કદાપી કોઇ બીજે પ્રસંગે કર, પણ જે બારીક વખત અમણા આવ્યો છે, તેમાંથી જ્યારે તું આટલાં બધાં સંકટથી બચીને અમારા રક્ષણમાટે આવી છે ત્યારે તારાજ કોઇક વિચારથી અમે બચીશું એવી મારી ખાત્રી છે. તુને કેવાં કેવાં સંકટથી બચાવી છે એ વાતના વિચારે મને લાગે છે કે તારી બાજુએ પેગમ્બરનો સાહો છે." ૦૮

"તેં ખરૂં કહ્યું, ઓ મુજના પિતા!" મોતી બેગમ બોલી. "એના સંકટથી એમજ ખાત્રી થાય છે કે એ આજે કોઈ ઇશ્વરની મદદથી આ પરાક્રમ કરવાને શક્તમંત થઈ છે." તે તાની તરફ ફરીને બોલી: "આજે તેં જે કર્તવ્યકર્મ કીધું છે અને જે સંકટથી તું બચી છે તેથી અમને આશા છે કે હવે તુંજ અમને બચાવશે. હવે તું વિલંબ ન કર, અને તારા વિચાર હોય તે જણાવ."

"મારી દિલોજાન બેહેન! બેફીકર રહે, તારા ખાવિંદને કોઇપણ ભયથી બચાવી તને સુખી કરીશ." તે ઘણા મમતાળુ શબ્દમાં તાબેદાર માફક અને અતિઅપરાધી માફક બોલી. "હું કોઇપણ સમયે તારી તાબેદાર છું, તારો હુકમ હોય તે બજાવ. હું જાણું છું કે તારો પ્રીતમ પ્રાણાત્મા જે સંકટમાં છે, જે અનિવાર ભયમાં છે તેમાંથી ઇશ્વર બચાવે તોજ બચે, પણ જેની પક્ષે વિધોણા છે તેને કંઇપણ ભય આપવાનો હોય તોપણ તેનો બચાવ થશે. આપણીજ ફતેહ છે એમ જાણી તું ઉમંગમાં સઘળી તૈયારી કરાવ. જો વિલંબ કરીશું તો વખત હવે ઘણો થોડો છે: એકદમ હવે ઝંપલાવવાનું છે, ને મારો વિચાર છે કે પેહેલાં ઘોડેસવાર તુકડીને આગળ રાખી ભયચિન્હ જણાતાં એકદમ ઝોકાવી દેવું એ સર્વથી વધારે યોગ્ય છે. કદાચિત તેમાં આપણો પરાજ્ય થયો તોપણ યાદ રાખજે કે તારા પતિને તો માગ શિરનો મુકટ ગણીને બચાવી લાવીશ, પછી કદાપી મારો શિરચ્છેદ થયો તો ફીસ ગણતીમાં. હું તારી ને તારા અમીર ઉલ ઉમરાવ ખાવિંદની સેવા એક લોંડી માફક બજાવીશ; અને હવણા હું પવિત્ર કોલથી જણાવું છું કે જ્યાં સુધી તારો પતિ તને ભેટે નહી ત્યાં સુધી હું કદીપણ અન્નાહાર કરીશ નહી."

---

મુંબઈ:—"ગુજરાતી" પ્રીંટીંગ પ્રેસ.

# આર્યજ્ઞાનવર્ધક.

વર્તમાન ચર્ચા અને સાક્ષરત્વનો માસિક ગ્રંથ.

## આગસ્ટ, ૧૮૮૪.

## એક પોટોગ્રાફ છબી ઉપરથી ઉપજેલા વિચાર

"બિદાને આગે રામ જનકપૂર, દશરથજીકે લાયા રે"—એ રાગ

લલિત અંગની લલના નિરખી, રૂપે રતિ એ બીજી રે લલિત ટેક

માનનિકેરા મુખનુ વર્ણન, માનવિથી ક્યમ થારો રે,
છેલછબીલી છબિને જોતા, મનમોહિત થઈ જાગે રે લલિત ૧

ઉપમા એ મુખને શી આપુ, કવિ ઉપમાને હઠાવે રે,
માન મુકી દે પદ્મિની પોતે, નિજમુખચંદ્ર છુપાવે રે લલિત ૨

ચીતારાએ નથિ કદિ ચિતરી, કવીશ્વરે નથી કલપી રે;
મુનિવર સરખા માઝા મૂકે, કાન્તિ રહી એમ ઝળકી રે લલિત ૩

ગોરી માત્રનો ગોર વરણ લઈ, એક સ્થળ જ્યમ રાખ્યો રે,
શ્વેત વરણ સુંદર ગોભામા, યથામતી એમ ભાખ્યો રે લલિત ૪

અદ્ભુત એના ગૌર વરણમા, રંગ મળ્યો ચંપકનો રે,
કોમળતા નિજ કુળતણિ દેવા, મત મળિયો પંકજનો રે લલિત ૫

ભરપુર ભાળ વિશાળ દિસે છે, તેજભર્યું ને તરતુ રે,
ભવ્ય ભાગ્ય દરશાવે એતો, જોતા જન મન હરતુ રે લલિત ૬

વક્ર ભમર રૂપવતી રાજે, આકૃતિ ધનુષની આપે રે,
ચાપ મરવમા એ ચઢિયાતુ, ચિત્ત હરે છે ચોપે રે લલિત ૭

ભમર ઉભય મધ્ય ભાગ ભયેગે, શ્યામ સમિપ અતિ રોગે રે,
ભમરતણુ ઘડિ ભાન ભુલાવે, લલિતપણાના લોભે રે લલિત ૮

અવર કલ્પના એવી ઉપજે, વેલ વિલક્ષણ વિલસે રે ;
શ્વેત રેતની ભૂમિ વચમાં, દ્યુતિમય આ અતિ દીસે રે. લલિત. ૯

તિલડીનો વળિ તાળ મળ્યો છે, ઝબુકે વિજળી જેવી રે;
મતિ વિમંત કવિની ત્યાં થંભે, અનુપ છબી છે એવી રે. લલિત. ૧૦

નેત્રતણી શોભા નિરખીને, જળે કમળ કુળ વસિયું રે;
વનમાં વાસ પુરયો મૃગલીએ, એજ મીન મન ડસિયું રે. લલિત. ૧૧

કોઈ કવિની મતિએ વળિ કલ્પ્યાં, ખંજન જાણે ઝાસ્યાં રે;
અનેક શુભ ઉપમાઓ આપી, મન રસિકોનાં મ્હાલ્યાં રે. લલિત. ૧૨

ઉપમા જેવી અક્કી સૂઝી, તેવી હું દરશાવું રે ;
દુષિત હશે તો દોષ સુધરશે, સુજમન એમ મનાવું રે. લલિત. ૧૩

અમરાપુરીની પરિયો જાણે, રમણિક મ્હેલ વિષે રાખી રે;
લાગ તકાને નિકળી જાવા, જગમોહન કરતી ઝાંખી રે. લલિત. ૧૪

શસ્ત્ર સંવર્યાં શર નિજ પાસે, ફેકે ચોગમ ફરતાં રે;
વિકારિ જનને વેગે વાગે, ભલપણને સુખ ભરતાં રે. લલિત. ૧૫

પાંપણતુલ્ય વહું શી ઉપમા, હિરના રેસા ભાસે રે ;
ઝાલર જડિ મનહર પડદાને, ઉચરૂં એમ ઉલાસે રે. લલિત. ૧૬

તર્કતરંગ અવર એક ઉપજે, જતન રતનનું કરવા રે;
ઢાલ ધરી રાખી છે ધીંગી, હાર અસીભય હરવા રે. લલિત ૧૭

વાંક વળ્યો છે નાસીકાનો, શુકના નાક સમાને રે ;
રંભા રૂપને જેવું જોઇએ, શોભીતું તે સ્થાને રે. લલિત. ૧૮

કપાળ ઘાટીલું છે કેવું, ટળ ઉતરતું ધાર્યું રે ;
સ્ફાટિકને પણ શરમ લગાડે, નિર્મળ એવું ન્યારૂં રે. લલિત ૧૯.

અધર પાતળા નાજુક અદ્ભુત, મધુરા લાગે મનને રે;
કોરી કાઢયા શકે સલાટે, જન જોઇ કહેશે જનને રે. લલિત. ૨૦

અધર રંગની જૂની ઉપમા, પ્રસિદ્ધ પંડિત જનમાં રે ;
લાખ પ્રકારે લાગુ પડતી, મગ્ન થઇ કહું મનમાં રે. લલિ

અધર ઉભય શું એક સપ થઇ, દંત છુપાવી દીધા રે,
કારણમર અટકળ કરિ કહું છુ, સુંદર મનહર સીધા રે લલિત ૨૨

હડપચિ આગળ હદ આવી ને, અવધી રચના એની ર ;
આરસ ઉપર ઓપ ચટાવ્યો, ઝળકી એવી જેની રે. લલિત ૨૩

લાક કોટનો છે લટકાળો, જોતા જન મન રાજી રે
કપોતગ્રીવા કવિ સરખાવે, જાય નેટ તે લાજી રે. લલિત ૨૪

આછી સાડી અંગે ઓઢી, વેણી તેથી નિહાળી રે ,
મુક્તાફળને ફુલની વાડી, ભરપુર નેહે ભાળી રે લલિત ૨૫

કિંચિત્ વર્ણન કટિ સુધીનુ, અધુરૂ અહીંથી રાખુ રે ,
સ્હેજે રસિક જનો તે સમજે, માટે મે નથિ ભાખ્યુ રે લલિત ૨૬

વય વચલીની વનિતા વરણી, છબી ઉપરથી છાપી રે ,
ગુણવતી ગભીર છે ગોરી, મુજમતિએ એમ માપી રે લલિત ૨૭.

કવિતા કરિ જાણુ નહિ જરિએ, રુચિ મમ નવિ રમગાજે રે;
વાગ્વિનોદના મનોભાવથી, ચરણુ રચ્યા કે આજે રે લલિત ૨૮

સત્વગુણુ પોષક રમ શાન્તિ, સુજ્ઞજનો એ જાણે રે ;
મુજ મતિ પણ એ રસમા રાજી, મન જેમા નિત માણે રે લલિત ૨૯

**છોટાલાલ સેવકરામ.**

# પાંડવ હિમાળે ગળવા ગયા

(ગયા અંકથી ચાલુ.)

તાદથી ઠરી ગએલા પાંડવો પોતાના કુમળા શરીરને અગ્નિથી જાગૃત કરતા હતા ત્યારે બરફનો મારો તો ચાલુંજ હતો. દ્રૌપદિના આખા શરિરપર તે સેહેવાતો નહોતો, અને તે જ્યારે ને ત્યારે ઊંડો નિશ્વાસ નાંખતી હતી. તેનાથી માહકષ્ટે બોલાતું હતું. તે આ વિપત્તિથી ઘણી કંટાળી ગઈ હતી. પાછો હિમાળો ઉતરીને સઘળા ચાલે તો કેવું સારૂં, એમ તે ધારતી હતી. પણ તે બનવું ઘણું મુશકેળ હતું. મિનારા જેવો લાંબો પડછંગ ભીમ દ્રૌપદિને સુખ આપવાને હવે અશક્ત હતો, ને બીજા બધા કરતા તે મરવાને વધારે તત્પર હતો. જે પુરૂષે દુશાશનનો રક્તોશ્વા ફીધો હતો તે પુરૂષના રૌદ્રરૂપમાંથી હવે દીર્ઘશ્વાસ છુટતો હતો–ત્યારે જાણે બીજો પર્વતરાજ પર્વત કંપાવવાને ઉઠતો ન હોયની તેવો દેખાતો–પણ મોળો પડેલો શક્તિહીન હતો.

પાછું દ્રૌપદિએ રડવા માંડયું. પણ આક્રંદનો એક શ્વાસ નિકળે એટલે પવન જોસબંધ વાયો. આંખમાંના આંસુને તેના સુંદર ગાળપર પડતાજ ઠારી દીધા, ને તે જરાપણ બોલી શકી નહી. તેનો ચેહેરો કરમાઇ ગયેલો, ધૈર્યતા વિનાનો, દુઃખરૂપ જણાતો હતો. અને આ તે કોઇ સાક્ષાત દ્રૌપદિ છે કે કોઇ વનદેવી છે કે દમયંતિ ત્રાસ પામેલી છે કે બાળકોને ભક્ષ કરનારી બાહુકા છે કે કૃષ્ણને બિહવડાવતિ પૂતના છે કે કોઇ ડાકણી છે એનો વિચાર થતો હતો.

આ મંડળ પડયું હતું તે સ્થળે હવે મહાઝમ રાત્રી પુરી થઈ ને સફેત અજવાળું પડયું. પ્રભાતનો પોહર થયો પણ આ છાવણીમાં બહુ ગડબડાટ થયો નહી. પૂર્વ બાજુની એક ટેકરી કે જેનાપર બરફના ઢગળે ઢગળા પડેલા હતા, તેમાંથી ચકચકાટ નિકળ્યો, અને તે ચકચકાટવાળા બરફમાંથી પાછા ફીરણ મારતા હતા તેથી તેનો પ્રકાશ આ દુઃખમૂર્ત્તિ પાંડવોપર પડતો હતો, જો કે હજી તેઓના મોંપર સૂર્યના કીર્ણો આવવા પામ્યા નોહતા. આ તેજથી, અજવાળું, પ્રકાશ અને સ્વચ્છ હવા નિકળ-

પાથી પાડવોનો સળગાવેલો અગ્નિ મદ પડી ગયો ને તે બળતો હતો તેમાથી મેહેજમાજ સર્પાકૃતિનો પ્રકાશ અહીં તહીંથી નિકળતો હતો, કેમકે પીગળતુ બરફ તેપર પડી આવો ચમત્કારિક દેખાવ કરતુ હતુ અન્જવાળાએ ભટકતા પાડવોને તેઓના નિરાશ આરામમાથી ઉઠાડયા—જો એને આરામ કહીએ તો આટલાબધા દિનમા માત્ર એજ રાતના તેઓએ તે લીધો હતો, કેમકે હસ્તીનાપૂર છોડયા પછી એક પણ દિવસ કે રાત્રી તેઓએ સ્વસ્થતા પકડી નથી પણ સ્વર્ગે જવાની આશાએ ચાલ ચાલ કરયા કરતાં હતા ઉઠતા પેહેલા સઘળાએ અવયવોને અમળાવી બગાસુ ખાધુ, ને હાથ સાથે હાથ ઘસીને ગરમ કીના, ને કોઇએ અગ્નિપર પણ ધર્યા, અને ભીમે પોતાની આખ ઉઘાડી ખૂબ જોરમા ખરાડો પાડયો ને પોતે હજી જાગૃત છે એમ જણાવ્યુ યુધિષ્ટિર જાગૃત હતો તે ઊભો થયો પોતાના હાથસાથે હાથ મેળવી પૂર્વના ચળકતા દેવતા, અદિતિના પુત્રને નમસ્કાર કીધા, ને પોતાનો પ્રવાસ નિર્વિઘ્ને પાર પડે તે માટે જાણે યાચના કીધી હોયની તેવો તે જણાયો, જો કે તેનો શબ્દોચ્ચાર જરાપણ સભળાયો નહોતો એ પછી પોતાના મસ્તક તરફ આગળી કરી, એક ટેકરી, કે જેનાપર સૂર્યના કીર્ણ પડતા હતા ને તેથી તે જગ્યા સઘળી સુન્નાના જેવી જણાતિ હતી ને ત્યા થઇને હવેથી જવાનો માર્ગ હતો તે બતાવી એ ને એની સાથે એના સઘળા બધૂઓ એકદમ બોલ્યા કે "જુઓ જુઓ પેલો કૈલાસ, તે કેવો સુદર દેખાય છે અરે એ પર્વતરાજ પ્રત્યે ચાલો, આપણે જલદી જઈ પહોચી જે સર્વથી શ્રેષ્ટ સુખ છે તે આપણે ભોગવિયે ! ઉઠો, રસ્તે પડો, ભાઈઓ રસ્તે પડો પૃથ્વી, પેલી સુસ્ત, પાપી, નારાવત પૃથ્વી કે જે આપણે મુકીને આ અક્ષય અજરામર સોનાની પૃથ્વી, * કે જ્યા નિરાશા કે દુ ખ, પાપી વિચાર કે મદોત્પત્તિ, વિકાર કે ઇર્ષા, રાગ કે દ્વેષ, શત્રૂ કે મિત્ર, હાર કે જીત, જેમાનુ કઇ નથી, ને પેલી પૃથ્વી તો પાપ શોકનુજ માત્ર ધામ છે—જોકે આપણે તો તેને ચાહી, તેને માટે

---

* જેઓ હીમ પ્રદેશમા જઈ આવેલા છે તેઓ કેહે છે કે, નીચાણ પ્રદેશ કરતા ઉચાણ પ્રદેશમા સૂર્ય વણા આકરા લાગે છે ત્યા ઘણી ગરમી મળતી નથી, કેમકે મેઘગર્જનને લીધે ત્યા વધારે થંડક આવે છે તે ગરમીને દુર કરે છે પણ બરફપર પડતા કીર્ણના પ્રતિબિંબથી આખ ઝાખ મારે છે

લડયા, અઘોર સંહાર કરાવ્યો, જેપર રાજ્ય કીધું, જેપર ઉછરયા, અને આપણા સ્નેહી ને માતપિતા પણ જે પૃથ્વીપર અગ્નિ સંસ્કારને પામ્યા છે, ને આપણે જેને સર્વેથી શ્રેષ્ટ માન આપ્યું છે અથવા આપતા હતા, તેનો હવે આશા વગરનો ત્યાગ કરી આવ્યા છિયે, ને નિરંતરના સુખધામમાં જવાને માટે તૈયાર થયા છિયે." "આપણે કયાં જઇએ છીયે, ભાઇઓ," માત્ર યુધિષ્ટિર એકલોજ બોલ્યો, "જે સ્થળે નિરંતર સુખજ છે એવા સાક્ષાત્ પિતાના મેહેલમાં, કે જ્યાં અંધકાર કદીપણ થતોજ નથી. અને આવા મોતે આપણે મરવું. હા, એજ મોતે મરવું સજાવર છે ? એમ જ મરીશું. આપણે હવે સ્વર્ગની નજીકજ આવી પહોંચ્યા છિયે. ચાલો, જરાક જોર રાખો, ને જલદી કરો, હવણા તે અક્ષય ધામમાં પહોચી વળીશું."

આટલું બોલી રહ્યો કે યુધિષ્ટિર ઉપડયો, ને ઊત્તર તરફનો રસ્તો લીધો. તેની પછાડી અર્જુને પોતાનું પગલું માંડયું, ને પેલો મીનારા જેવો ઉચો, પણ હવણા તાઢથી ધ્રુજતો હતો તેવો ભીમ પણ ઉઠયો ને અર્જુનના પગલામાં પોતાનું પગલું મુકયું. દીશા બદલાઇ હતી ને ભીમની જગ્યા હવે અર્જુને લીધી હતી. ભીમ રાક્ષસના પગલામાં સહદેવ પોતાનું પગલું મુકતો હતો, ને સહદેવ પછાડી નકુળ ચાલતો હતો. નકુળની અડોઅડ પેલી સુંદરી, આહા સુંદર વર્ણવાળી, હજીપણ જેનો ચેહેરો—ખવાયલો, ખાધેલો, કરમાયલો, દુઃખથી સોહરાયલો, ગર્વ નાશ પામેલો, ગાલમાં ખાડા પડેલા, શરીર ચીરાયલું, એટલું છતાં પણ તે સુંદર ચેહેરામાંથી સ્મિત હાસ્ય નિકળતું હતું તેવી સુંદરી, મનોરમા, સાધવી, સતી, પતિવ્રતા, એક વચની, નિર્મળ અંતઃકરણની, ફુટડી, રતીને કોરણે બેસાડે તેવી, જનકતનયાથી પણ વધારે ધીરી, દુઃખમાં સુખ આપનારી, પુરપાતનવાળી, પણ હવણા હૃદયભંગ, પોતાના વલ્લભ અર્જુનપરથી પણ હમણાં પ્રીતિ ઊઠેલી છે તેવી ધૃષ્ટદ્યુમ્નની બેહેન હીંડતી હતી. તે છેલ્લી નોહતી, પણ તેની પછાડી એક વફાદાર, કરકટીયા જેવો કુત્રો, કે જેના મોંમાંથી લાળ નિકળતી તે મોંપરને મોંપર ઠરી જતી હતી, ને પગ તો જાણે સલકડીના હોય તેવા વાંકાચુંકા થઇ જતા હતા તેવો દેખાતો, પણ પોતાના સ્વામી સાથે, ખરેખરે કાળે યથાયોગ્ય સેવા બજાવવા સ્વામીધર્મ પાળવાને જતો હોય, ને તેથી લગાર

પણ ખેદ પામતો ન હોય તેવો ચાલતો હતો તેના મોંમાથી એક પણ અવાજ નથી નિકળ્યો, જ્યારથી તેને ઇંદ્રપ્રસ્થ છોડયુ ત્યારથી, તેણે નથી જળપાન કીધુ કે નથી ભોજન કે નિદ્રા લીધી, ને પણ પોતાના સ્વામિઓ સાથે સુખે દુખે હીંડતો હતો.

સઘળાનો આગેવાન યુધિષ્ટિર હતો, જે સર્વને દોરવતો હતો જે ધારેલી ટેકરી હતી તે તરફ સૌ પવન ને બરફના મપાટા ખાતા, ધીમે ધીમે ચાલ્યા જતા હતા રસ્તો ઘણો નિકટ હતો માત્ર એકેકજ ચાલી શકે તેવો પગથીવાળો હતો, ને બાજુએ મો ઉઘાડીને પડેલા ઊંડાણ ખાડા, જે વિકાળ ને ભયંકર લાગતા હતા ને જે બરફથી ભરાઈ ગયા હતા તે જાણે આ પ્રવાસીઓને ગળી જવાને પોતા તરફ ખેચતા હોયની તેવા જણાતા હતા , ને નીચે ઊતરાણમા જતા તેનાથી અજવાળુ કે તેજ કંઇપણ જણાતુ નહોતુ , ને કદાચિત ઉચી જગ્યામા નવો ઊગેલો સુર્ય દેખાતો તે આ ભટકતા પાંડવોને આરામ આપતો નહોતો પણ તેમની આખને ગભરાવતો હતો * પગપર બરફના બચીષ્ટર પડયા હતા, શરીર ચીરાઈ ગયેલા હતા, આખમા અગ્નિ બળતો હતો ઉજાગરાથી, અને ઇશ્વરની આપેલી શકિત તેનો અનાદર કરીને અવયવો ચાલવાને ના પાડતાં હતા, એવી નબળી સ્થિતિમા આવ્યા છતા પણ આરાવતોએ, મધ્યાન્હ કાળે સુર્ય મસ્તકપર આવ્યો નહી ત્યાસુધી ચાલ્યાજ કીધુ શ્વાસ પુષ્કળ ચઢી ગયો હતો, ને સાતે ભટકતાઓએ જરાપણ વિશ્રામ લીધો હતો નહી તેથી થાકીને લોથપોથ થયા હતા પણ મોટી છે આશા જેમને તેઓ કદીપણ હઠયા વગર, જેમ યુદ્ધમા જય મેળવ્યો હતો તેમજ આ સ્થળે પણ જય મેળવવાને યત્ન કરતા હોય તેમ ઘૂમતા હતા.

બે ટકરીની વચેનો માર્ગ કાપતા હતા તેવામા, વચેનો ખાડો, કે જે આકાશમાથી પડેલા બરફથી ભરાઇ ગયો હતો, પણ પડેલા બરફથી પથરાઇને સાફ જમીન બનાવી નહોતી તે જગ્યા ઓળગતા દ્રૌપદિનો પગ તેમા ગરી ગયો અને બરફમાથી પગ ખેચવાને તે તદન અશકત જણાઈ તેનાથી જરા

---

* આ બધો હેવાલ આલ્પસપર ચઢનારા અને ઉત્તર ધ્રુવમા મુસાફરી કરનારાઓએ બરફને લગતો વર્ણવ્યો છે

પણ રડાયું નહી ને છાતિમાંથી શ્વાસ પણ નિકળ્યો નહી. તે તદન વિભ્રાંત થઇ ગઈ અને શરદીથી તેનું શરીર અકડી ગયું હતું તેથી બીજાના જોરે પણ તે હાલવા અશક્ત જણાઇ. જે જગ્યાએ તેનું છેલ્લું ફગલું પડયું હતું તે જગ્યાજ એની સ્મશાનભૂમિ થઇ પડી. નહી લાકડાં કે નહી અગ્નિ તેવી જગ્યાએ એને દટાવું સર્જેલું હતું, તેથી વધારે ચાલવાને માટે ટટાર થઇ નહી. પાંચ દશ પગલાં સઘળા આગળ વધ્યા; ને જ્યારે નકુળે પોતાની પછાડી પગલાંનો અવાજ ન સાંભળ્યો, ત્યારે તેણે ચમકાટથી પાછળ ફરીને જોયું, ને એકદમ યુધિષ્ટિર તરફ ફરીને બુમ મારીઃ— "બંધૂ, ઊભા રહો, હવે દ્રૌપદી વધારે આગળ ચાલી શકે તેમ નથી." સઘળા થંભ્યા, ને દ્રૌપદિને બરફમાં ગડાતી જોઇને પાછા વળ્યા. ભીમે કહ્યું, "હું જઇને એને અગાડી લાવીશ." આ અપૂર્વ પ્રેમથી ભીંજાયલો પતિ પોતાની પત્નિને મુકવાને હજી પણ જરાએ રાજી નહોતો. પ્રેમની હવેતો પરિસીમા થઇ. જે દુઃખ પડતું હતું તે જેવું તેવું નોહતું, પણ ભીમને તો હજી દ્રૌપદીજ પ્રીય હતી. "ભાઇ, જ્યાં સુધી તું લાવે નહી ત્યાં સુધી થોભજે," અર્જુને ભીમને કહ્યું ને તેની આંખમાં આ સ્વયંવરની સુંદરીને દટાયલી જોઇ, તે જે પીડાથી પીડાતી હતી તે નિરખી ઝળઝળિયાં ભરાઇ આવ્યાં, પણ પવનના સુસવાટાથી તે બહાર નીકળી શકયાં નહી. પણ યુધિષ્ટિર, જે પતિ તરીકે જરાપણ યોગ્ય નહોતો, ને બહુ જ્ઞાની એટલે શઠતા જેનામાં વધારે આવેલી હતી તે બોલ્યો, "ભાઇઓ, તમે ઘેલાં કાઢો છો ! અહીં નથી લાકડાં કે આપણે અગ્નિ મળે ; દેવદાર વૃક્ષોને તો આપણે દેઠ નીચે મુકી આવ્યા છિયે, કે જ્યાંથી બીજાં આપણે લાવી શકવાં દોહેલાં છે, અને પર્વતની ટોંચપર એ વૃક્ષ મૂળેજ ઉગતાં નથી. આપણે દ્રૌપદીને માટે અહીં થોભીશું તો યાદ રાખો કે સઘળા વિના મોતે, અગ્નિ વગર ટાઢથી ઠરી મરી જઇશું, જેથી એને કંઇ લાભ થવાનો નથી, ને ઉલટા આપણે આપણા શપથ તોડીશું ને સ્વર્ગપુરીમાં જવાનો કાળ વ્યર્થ ગુમાવીશું. શું સ્વર્ગે જવાના આપણા સમ આપણે તોડીશું ? ના ભાઇ, ના, મને નથી લાગતું કે તમે જેને સારૂં નથી કરી શકવાના તેનેમાટે પેલું અલૌકિક, દિવ્ય સ્વર્ગ જવા દેશો. એને એકલી પડી મુકો ! એ કુદતિ છે. એ સર્વથી વધારે નબળી છે, તેથી પેહેલી ગળવીજ જોઇએ

પાડ માનો કે તે રાત્રીનાજ ન ગળી બાકી મને આટલી આશા નોહતી" ભી
મ ને અર્જુનને આ વસમુ લાગ્યુ ને પોતાની આંખમાથી અર્જુને આપ્પ
બિંદુનો ધેધવો પાડયો તેનાથી ન ખમાયુ એટલે તે કઈ બોલવા જતો
હતો, પણ માત્ર ભીમજ આટલુ બોલી શકયો "જેનેમાટે આપણે આ-
પણુ રાજપાટ ગુમાવી વૈરવાળવા ધ્રુમ્યા તેને આમ એકલી અટુલી મુકી
જતા તમને વિચાર નથી થતો ભાઇ" પણ દ્રૌપદી પોતાની અવસ્થા વિ-
ચારી ઘણે કુમળે સાદે બોલી-"સ્વામીનાથો ! મેં મારી જીદગીમા
આવની કઇજ સેવા બજાવી નથી, ને આપણા ચર્ણારવિંદની પૂજા
કરવામા હુ આપના અનહદ ઉપકાર, આગળ કઇજ કરી શ-
કી નથી સ્વામીનાથો, હવે હું જાણુ છુ કે મારો કાળ નજીક આ-
વી પોહોચ્યો છે જ્યા તમે એક કલાકમા જઈ શકશો ત્યા લગણ
પણ હવે હુ ચાલવાને શકિતમત નથી જે સ્વર્ગ પોહોચવાનુ તમે 'પણ'
લીધુ છે ત્યા જવાને હવે હુ અટકાવ કરતી નથી, તે તમારૂં 'પણ' રહે તે
માટે મારી પૂર્ણ ઇચ્છા છે રે પ્રિય અર્જુન ! તે મારે માટે જેજે કીધુછે
ને હમણાની મારી સ્થિતિમા તુ મને જોય છે તેથી તારામા શુ થાય છે
તે હુ જાણુ છુ મૂજના પતિઓ ! તમે મારે માટે આક્રદ કરતા નહી, ને
મારી આ સ્થિતિ માટે જરાપણ શોક કરતા નહી, તમને દુખ ને શોક
એ મારૂ કુમળુ કાળજુ બાળી નાખશે પતિનાથ ભીમ, તમે ઘણુ સહન
કરયું છે, પણ મુજ રંક દાસીથી કશી સેવા થઇ નથી, ને પ્રાણનાથ યુધિ-
ષ્ઠિર ! તમે મારા પ્રત્યે ભાવ રાખ્યો છે તેવો કોણ રાખશે ? સહદેવ નકુળ !
તમારી પ્રીતિભાવના મારા પ્રત્યે અવર્ણીય હતી તમે હવે જાઓ અને
સ્વર્ગદ્વાર તમારેમાટે મોકળા છે પણ તમે મારા કાજે અમૂલ્ય હીરો ગુ-
માવતા નહીં, પણ આ દાસીના પતિઓજે, તમારી મુસાફરી શરૂ કરો તે
પેહેલા મને તમે કૃપાસાગરો, મારા કઇપણુ કામથી તમને નારાજીપો થયો
હોય કે તમારી આજ્ઞાનો ભગ કીધો હોય, કે સેવા ઉઠાવવામા આદરથી
પાછળ પડી હોઊં, કે અજાણતા અજ્ઞાનતાથી અપ્રિતિ ખેંચી ગુન્હા કીધો
હોય તો મને માફ કરી મનમાથી કાઢી નાખી મારો ઓધાર થાય
તેમ કરો મને મારી આપો, ને મારી આ મૃત્યુ, ટાણાની છેલ્લી, બક્ષિસ,
માટે વિનતિ છે" આ સાભળતા સર્વે ગદગદ કંઠે થઈ ગયા ને યુધિષ્ઠિરથી

'કુળ સુધી સઘળા એકેકે પછી બોલ્યા—"અમે તને સઘળા માફ કરીએ છીએ, પતિવ્રતમાં કદાપી પણ તારાથી ભંગ થયો નથી, ને તું કદી પણ ચુકી નથી. અરે! દ્રૌપદિ, તારા જેવી સ્ત્રી, કદી પણ પૃથ્વીમાં થઇ નથી ને થશે પણ નહી. સત્યતા, સ્વામિભક્તિ, પ્રિતિ, આજ્ઞાંકિતદાસપણું, ને ભક્તિભાવમાં તું સર્વથી શ્રેષ્ટ છે." * દ્રૌપદિની ફીકાસ મારી જતી ભુરી મુદ્રા કે જે પર મોત પોતાની શક્તિ ઘણી ઉતાવળી હોડથી ચલાવતું હતું, ત્યારે, જેમ ઉનાળાના વાદળામાંથી સમયે વિજળીનો ચમકારો નિકળતો ન હોય તેમ તે તગતગતી દીપવા લાગી, ને બંનો હાથે આશિર્વાદ દીધા; ને તે નીરાંદી પુતલીએ મોટો જય મળ્યો હોય તેવો ઉમંગ બતાવ્યો. સઘળાએ છેલ્લી નજર નાંખી. નિમકહલાલ કુતરે પણ પોતાની નજર નાંખી અને આ મહાભારતની નાયકાની સાથે અડી, તેનો થડો હાથ પોતાના કપાળપર ફેરવી તેનો આશિર્વાદ લીધો, † અને પછી ઘણી ઝડપથી દોડી નકુળની પછાડી જઇ ઉભો. દ્રૌપદિ માત્ર એકલી બરફમાં ગરક જતી હતી પણ તેની આંખ, જે ટોળું જતું હતું તેની તરફ ઘણીજ મીઠી, અતિપ્રેમાતુર ને અતિશય ભાવનાથી ભરેલી હતી તેથી એકી ટગરે જોતી હતી; તેમ છેલી નજર પડતી ત્યાં સુધી અર્જુન ને ભીમ પાછા ફરી ફરીને જોતા જતા હતા. અને દ્રૌપદીથી જ્યાં સુધી જોવાયું ત્યાં સુધી સૌને જોયા.

સઘળાં દેખાતા બંધ પડયા. દ્રૌપદિનો આત્મા સ્વાસ લેતો તુરતજ બંધ પડયો. ઠરી ગયેલા બરફમાં તેણી હવે સ્વસ્થ થઇ—અને જ્યાંથી તે ફરીથી ઉઠીજ નહીં, અને એકપણ નિરાશાનો સ્વાસ લીધા વગર તેનો પવિત્ર આત્મા પાંડવો પોહોચે તે પેહેલાં જગતનિયંતા હજુર જઇને ઉભો.

(સંપૂર્ણ)

---

* લગ્નકાળે જે પંચધર્મ પતિપ્રત્યે કરવાનું જે વચન આદર સહિત આપ્યું હોય છે, તેના સંબંધમાં મહાભારતમા દ્રૌપદના બહુ વખાણ કરવામાં આવ્યાં છે કે તે એક સંપૂર્ણ ધર્મપત્નિ હતી, અને જે વર્તણુક એની જોવામાં આવી છે તે માટે આટલું તો સર્વ પ્રજા માન્ય કરે છે કે સંપૂર્ણતાની આ સુંદરી દિવ્યદેવીપદને યોગ્ય હતી. એના સર્વથી શ્રેષ્ટ ગુણ આજ્ઞાંકિતપણું ને પતિભક્તિ હતાં. અને કોઇપણ પુરૂષ એતો સ્વીકારશે કે એજ બે મુખ્ય કારણો એક પત્નિને પતિવ્રત પાળવાને બસ છે.

† સતીઓનો હાથ મસ્તકપર મુકવો એ બહુ શુભ દર્શક ભાગ્ય આર્યો માને છે. અહલ્યા, સીતા, તારા, દ્રૌપદિ ને દમયંતી એ પાંચ સતી સોળ સતીમાં મુખ્ય ગણાય છે.

# વીર–નારી.

## અંક ૨ જો.

### ગર્ભાંક ૪ થો

સ્થલ–અજોર નગરનો રાજમાર્ગ (કેટલાક સૈન્યની સાથે વાવટા હાથમા, ભેરીવાદક–ભેરીનાદન કરતા કરતા આવે છે)

વાવટો પકડનાર–જોરથી વગાડ, લોકો સારી રીતે સાભળી શકે

વગાડનાર–(મુખવિકૃત કરીને) સવારથી વગાડુ છુ, છાતી ફાટી ગઇ તોપણ કહે છે જોરથી વગાડ હુ શુ માણસ નથી? શુ મારૂ માણસનું શરીર નથી?

(થોડે દૂર એક બ્રાહ્મણ અને સૈનિક કર્મચારી ઉભેલા છે)

બ્રાહ્મણ–વીર પુરૂષ, આ શાના વાજા વાગે છે? ગજભવનમા શુ કંઇ મહોત્સવ છે?

સૈનિક કર્મચારી–હા મહોત્સવ છે ખરો (થોડો હસીને) પરતુ ફળાહારની કઇ વ્યવસ્થા નથી

બ્રાહ્મણ–(સવિસ્મય) એ શી વાત! ગજભવનમા મહોત્સવ છે અને ફલાહારની વ્યવસ્થા નથી! ત્યારે આ ગરીબ બ્રાહ્મણના પેટનો ઉપાય શુ થશે? તમે ઉપહાસ તો કરતા નથી?

સૈનિક–આપ બ્રાહ્મણ છો, આપનો ઉપહાસ કરવો એ શુ અમને યોગ્ય?

બ્રા૦–તો તે ખરૂ છે, તોપણ આજ કલિકાલ છે–પૃથિવી પાપથી પરિપૂર્ણ છે નહિ તો બ્રાહ્મણ એટલીવાર અનાહારી રહે? કોઇએ ખબર લીધી નથી (વ્યગ્રભાવથી) મહારાજ એક બ્રાહ્મણને પણ ખાવાનુ શુ મળશે નહિ કે! એટલી પણ યોજના કરવામા આવી નથી?

સૈનિ–આજે કઈ ક્રિયાકાંડ નથી ને!

બ્રા–હમણા તમે કહ્યુ હતુ કે મહોત્સવ છે, વળી કહોછો કે ક્રિયાકાડ નથી? બ્રાહ્મણ આગળ મિથ્યા વાત? ઉપહાસ! હર! હરે!

સૈનિ–દ્વિજ, ક્રોધ કરશો ના, હું કંઈ મિથ્યા કહેતો નથી.

બ્રા–(સક્રોધ) નહિ, મિથ્યા કહેતા નથી, તને સત્યના અવતાર છો તે જાણું છું લાઇ?

સૈનિ–(સ્વગત) બ્રાહ્મણ ઘણા દિવસનો ઉપવાસી જણાય છે, ક્ષુધાથી ઘણો પીડિત છે. કંઇ ખાવા આપું. (અંગરખામાંથી કાહાડીને–પ્રકાશથી) મહારાજ આ લો.

બ્રા–(હાથ લંબાવીને) તમે દીર્ઘાયુ થાઓ. મહારાજ જો ઉપહાસ ન કરતા હોતો કહો, આ વ્યાપાર શો છે?

સૈનિ–યવનની સાથે યુદ્ધની યોજના થાય છે.

બ્રા–યુદ્ધ! યુદ્ધ! હા! હા!

સૈનિ–ભય પામશો ના. એમાં કંઈ ભયનું કારણ નથી; શત્રુપક્ષ હીનબલ છે.

બ્રા–(માથા ઊપર હાથ ઘસતો ઘસતો) નહિ–નહિ–ભય નહિ–તો તમે શામાટે મહોત્સવની વાત કહી હતી?

સૈનિ–ક્ષત્રિયના પક્ષે યુદ્ધના જેવો બીજો મહોત્સવ કયો હોય? ઘણો કાલ યુદ્ધવિના ગયો હતો–હથિયાર વ્યવહારમાં ન આવ્યાથી એટલા દિવસમાં તે કટાઇને મલિન થયાં હતાં, અનેક કાલની યુદ્ધપિપાસા એટલા દિવસબાદ યવનરક્તથી નિવારણ થશે, હમણા રાત દિવસ દિલ્લીમાં જેવો મહાકાંડ થાય છે–સૈન્યનું સોત્સાહથી પાદચારણ થાય છે. રણસૈન્યનું આ યોજન થાય છે–શાણિત અસ્ત્રનું પ્રદર્શન થાય છે, તે જોયાથી સમજાય છે કે એનાથી વધારે બીજો મહોત્સવ નથી.

બ્રા–(સ્વગત) એમાં દરિદ્રી બ્રાહ્મણને કંઇ લાભ નથી, સર્વ પ્રકારની નુકશાની છે. યુદ્ધારંભ થયો ત્યારથી ભિક્ષા મળતી નથી (પ્રકાશથી) બીજું તો કંઇ અમંગલ થનાર નથી તો?

સૈનિ–યવન જાતિના હાથથી શું અમંગળની આશંકા? યવનનો ઘણો મદ વધ્યો છે,–આ વેળાએ સઘળો ગર્વ ચૂર્ણ થશે. એક એક યવનના શરીર વિદારણ કરીને, શૃગાલ કુતરાઓના મુખે ફેકશું. આ હથીઆરથી–(કોશમાંથી તરવાર બાહાર કાહાડે છે.)

બ્રા–(ચમકીને પછવાડે દોડે છે અને ચિત્કાર સ્વરથી) નિરપરાધી દરિદ્રી બ્રાહ્મણની રક્ષા કરો–રક્ષા કરો.

સૈનિ–દ્વિજ તમને ભય શાનો છે ? મે કેવળ આપને દેખાડયુ છે, આ તરવારથી હજારો યવનના મુડચ્છેદ કરીશ, પૃથિવીમા યવન નામનુ ચિન્હ રાખીશ નહિ–રાખીશ નહિ

(પછવાડેથી પુષ્કલના એકત્ર અવાજથી "ચિન્હ રાખશુ નહિ રાખશુ નહિ "રાખશુ નહિ")

સૈનિ–સૈન્યગણુ, તમે ચાલના માડો આ જયભેરીના અવાજની સાથે તમારી જયધ્વનિ એકત્રે સમિલિત કરીને સર્વ સિંધુવાસીને એક વખત આમંત્રણ કરો

બ્રા–આ શુ તમારૂ સૈન્ય છે ?

સૈનિ–હા, હું એઓનો અધિનાયક છુ

બ્રા–એઓ કયા જશે ?

સૈનિ–આજે ઉડતી રાજનિશાન અને વાગતા જયભેરી પેલી તર્ફ જાય છે, આ સૈન્યો એઓની સાથે એકત્ર થઇને સિંધુ રાજ્યના જેટલા અસ્ત્રધારી તેટલાને સ્વદેશરક્ષાનેમાટે નિમત્રણ કરવાને બાહાર નિકળ્યા છે

બ્રા–તમે શુ એઓની સાથે જશો ?

સૈનિ–હા

બ્રા–ત્યારે જાઓ (સ્વગત) એઓ આ તરફ આવે છે–શુ કહે છે તે આગળ થઇને સાભળુ

સૈન્યગણ–(એકતાન સ્વરથી) ક્ષત્રિય હો, વૈશ્ય હો, રાજા હો, પ્રજા હો, ધનવાન હો, દીન હો, જ્ઞાની હો, મૂર્ખ હો, બાલક હો, વૃદ્ધ હો, એક વાર જેઓએ અસ્ત્ર વાપરવાનો અભ્યાસ કર્યો હોય તેઓ સ્વદેશરક્ષાનેમાટે તૈયાર થાઓ–શાણિત અસ્ત્રથી સમરક્ષેત્રમા પ્રવેશ કરો, દુરાચારી યવનના રક્તમા તરવાર સુરજિત કરો–કોઇ કાપુરૂષ પ્રમાણે ઘરના ખુણામા છુપાઇ રહેશો ના, રહેશો ના–રહેશો ના–નહિ તો સ્વદેશની સ્વાધીનતા જશે જશે–જશે–એ જાતિની આબરૂ રહેશે નહિ,–રહેશે નહિ,–રહેશે નહિ, યવનો "વીર" નામને અયોગ્ય છે–નિષ્ઠુર–ચોર–ઘાતક–તેઓ પાત્રાપાત્રનો વિચાર કરતા નથી–બાલક સ્થવિરના લોહીથી તેઓની તરવાર કલકિત થયલી છે સિંધુરાજ્યના પ્રત્યે ઘરની ગૃહલક્ષ્મીઓ આ રક્ષાબધથી મોકળી છે જ્યા વીર હોય ત્યાથી આવીને મળે

ધ્યા-(વિસ્મય થઇને) કેવી વાકચાતુરી ! કેવો મોહન મંત્ર જાણે છે ; દેશના સઘળા લોકોને એકીવારે શૂરપર આણી મૂક્યા છે. નિર્બોધ વર્વેરો દલે દલે આવે છે-આ રાખડી બાંધે છે-એઓને શું કંઇ મૃત્યુનું ભય નથી ? કીડીની પેઠે જવલંત અગ્નિમાં કુદકો મારવાને આગળ પડયા છે. નિર્બોધ ! પહેલાં પોતાનો પ્રાણ કે સ્ત્રી જાતિની આબરૂ ? શાસ્ત્રમાં લખ્યું છે-

"आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि"

શાસ્ત્રજ્ઞાનહીન મૂર્ખો એવી રીતે શાસ્ત્રનું શાસન ન માનતાં આત્મઘાતી થાય છે. (રાજમાર્ગેથી ચાલ્યા જાય છે.)

---

## गर्भांक ९ मो.

(સ્થલ-રાણા સરોવરનો કિનારો.)

(કુંદલતા, વીરજા, દેવલા વગેરે સ્ત્રિયો માથા ઉપર બેડાં લઇને હાસ્ય પરિહાસ કરતી ઉભેલી છે.)

કુંદલતા-(ભેરિવાદન સાંભળીને) આ શાનાં વાજાં સંભળાય છે ? (થોડી દૂર દૃષ્ટિ કરીને) પેલા રાજના વાવટા શાના દેખાય છે ?

વીરજા-કેવું આશ્ચર્ય ? તમે શું હમણા સુધી સુતાં હતાં ? ક્ષત્રિય કન્યા થઇને રાજ્યની ખબર રાખતાં નથી ? (કૌતુક સ્થળે) નહિ તેમાં તમારો અપરાધ શો ? નવી મોહોબતની ઊંઘ, એટલે પછી કેમ જાણવામાં આવે ?

કુંદ-તમે કેવલ ઊપહાસ કરી જાણોછો. ઉપહાસ કરવો સહેલો છે, જેના શરીરમાં કદી લાકડાનો દાંડો લાગ્યો નથી તે બીજાના શરીર ઉપર અસ્ત્રનો ડાઘ જોયાથી હસી શકે છે.

વીર-જે પ્રીતિમાં ડુબ્યાથી દેશના ઉપર મમતા રહેતી નથી, દેશનાં દુઃખ વિપદ ભુલી જવામાં આવે છે, કેવળ 'પ્રાણનાથ,' 'પ્રાણવલ્લભ,' એ મંત્રનો જપ કરવામાં વખત ગાળવામાં આવે છે, વીરજા તે પ્રણયને હૃદયમાં જગા આપવા ચાહતી નથી. ઇશ્વર કરે ને આવી દુર્ગતિ કોઇને પણ ન ભોગવવી પડે.

દેવ-બ્હેન, જન્મ, મૃત્યુ અને વિવાહ એ વિધાતાનો નિર્બંધ છે, પોતાનું ધાર્યું થતું નથી ; વિધાતાનું ફુલ ફુટયા પછી માબાપ રોકી શકતાં નથી.

વીર–પરંતુ હું રોણી શકીશ

કુદ–તમે ઘણી ઉત્તમ કન્યા છો; બીજો એક ઝગડો બનાવવા ચાહો છો? એક ખ્વાતમા મને સાત હાથ પાણી અંદર લઇ ગયા છો, હમણા કહો જોઇએ આ વ્યાપાર શો છે?

વીર–યુદ્ધની તૈયારી થાય છે

કુદ–તે તો હુ જાણુછુ–એ સર્વ શામાટે થાય છે?

વીર–(હસ્ત મુખ ભગિ કરીને) નવો સ્વામી મળ્યાથી ઘરમા છુપાવી રાખ્યો છે; ને વળી પૂછે છે કે મર્મ શામાટે થાય છે?

કુદ–તુ ફરીફરીને એક વાત વારવાર કહે છે, તને અદેખાઇ આવે છે કે? પાલવે તો તું પણ કોઇને પકડી આણ

દેવ–હુ હમણા મારા વૃદ્ધની આગળથી માભશ્રી આવી છુ–યુદ્ધમા લોક પકડવાને વાસ્તે રાજભવનમાથી ચોતર્ફ લોકો ગયા છે, તેને પણ પકડવાની કોસેશ થઈ હતી–કાપી નાખવા ગયા હતા, અને બુદ્ધિથી ત્યાથી ભાગી આવ્યા

• વીર–હા, એવો વીર પુરૂષ તો ક્યા મળનાર નથી? બેહેન, તમારો સ્વામી યુદ્ધ કરવાને પાત્ર છે ખરો?

દેવ–તારી ન્હાની ઉમર છે, તારી સાથે વાતમા જીતવુ મુશકેલ છે (કુદના પ્રતિ) બહેન તારા શરીરમા હજી સુધી વિવાહના ફુલ ચદનનો વાસ આવે છે, સ્વામી જોતામા કાર્તિકના જેવો છે–ગુણમા પણ તેવોજ છે બહેન જો જો, ક્ષત્રિયના છોકરા યુદ્ધની વાત સાભળતાજ તરવાર લઇને દોડે છે તમે તેને આ યુદ્ધમા જવા દેતા ના સમજાવીને ઘરમા રાખજો

વીર–હા, એ ઉત્તમ વાત છે (કુદના પ્રતિ) કાર્તિકને ઘરમા બાધી રાખ્યાથી પુત્રલાભ થશે

કુદ–(દેવલાના પ્રતિ) બહેન તે તેની ઇચ્છા હુ શી રીતે બાધી શકીશ?

વીર–કેમ પ્રેમની શાકળવતી?

દેવલા–(કુદના પ્રતિ) કેવી અબોધ છોકરી છે? સ્વામી ઘરનો માણસ છે, તેને કેમ રાખવો તે વળી શુ પુછવુ જોઇએ? જો તે ન જાણતી હોય તો મારી પાસે આવજે, હુ શિખવીશ હુ ઇચ્છા કરૂ તો હમણા ખુદાને લઇને મોહોલામા વાદરા નચાવી શકુ

વીર–બ્હેન, તમે બુઢા કાકાની સ્ત્રી–આંધળાની લાકડી–જે તર્ફ ચલા વો તે તર્ફ ચાલે છે. પેલીનો જુવાન સ્વામી, તે કેમ સાંસળે?

દેવલા–ચાહે તો જુવાન હો, ચાહે તો બુઢો હો. પૃથિવી સર્વ. સ્ત્રીને વશ છે. સ્ત્રીજ સર્વની કળની ચાવી છે.

કુંદ–એ કંઇ અન્યાય કાર્ય નથી, તે જવા ચાહે તો હું નિષેધ કરી શકું?

દેવલા–(વિસ્મૃત થઇને) યુદ્ધમાં પ્રાણ આપવા જવું એ શું અન્યાય નથી?

કુંદ–યુદ્ધમાં ગયાથીજ પ્રાણ જાય છે એમ નથી, જો વિધાતાની એ વી ઇચ્છા હોય તો તેનો નિયમ કોણ તોડી શકે છે? સ્વદેશ રક્ષાનેમાટે દેહનિપાત કરવામાં ક્ષત્રિય પુરૂષ દીનહીન થતા નથી, ક્ષત્રિય કન્યા પણ તેનો કુળ–ધર્મ પાળવામાં નિષેધ કરતી નથી. (રડે છે.)

વીર–કુંદલતા, એ ક્ષત્રિય કન્યાને યોગ્ય નથી, બળ, ઉત્સાહ આપો.

દેવલા–(વિદ્રુપચ્છલથી) કેવું આશ્ચર્ય! સ્વામી યુદ્ધમાં પ્રાણ આપે તેનો નિષેધ કરશે નહિ–ઉત્સાહ આપશે? ક્ષત્રિય કન્યાને વૈધવ્યમાંજ સુખ છે? સ્વામીના આધીનમાં રહેવું અસુખનો વિષય છે??

વીર–(ઉત્તેજિત ભાવથી) ભીરૂ! કાપુરૂષ! સ્વામીના બિછાનામાં સુવા કરતાં વર વૈધવ્યમાંજ સુખ છે.

કુંદ–(ઉત્તેજિત ભાવથી) ક્ષત્રિય કન્યા સહિષ્ણુતા વિનાની હોતી ન થી, તે વિધવા થઇને અત્યાચારથી દૂર રહી જાણે છે, તે મૃત સ્વામીની શૈય્યાની અવગણના કરતી નથી.

દેવલા–(સક્રોધ) કેવલ ક્ષત્રિય કન્યા જાણે છે, બ્રાહ્મણકન્યા જાણતી નથી? બ્રાહ્મણની એટલી નિંદા કરવી સારી નથી. જલદી તેનું ફળ મળશે.

(જાય છે.)

વીરજા–ભય કરનારાઓ એવા અભિસંપાત કરી શકે છે.

(બંને જતાં રહે છે.)

દ્વિતીય અંક સમાપ્ત.

---

## અંક ૩ જો

### ગર્ભાંક ૧ લો

સ્થળ–મુસલમાનની છાવણી

(મુસલમાન સેનાપતિના તંબુની સામે કેટલાક સૈન્ય એકત્ર થયલા છે)

ઇસફ્ખા–(વેગથી તંબુમાથી નિકળીને) કોઈ પહેરગવાળાઓ નથી, હથીઆર બાધો

જૈનખા–દૂર થા વરે? એકીવારે આનદમા આધળો થઇ ગયો, શુ થયુ છે કેહે?

ઇસફ્ખા–હિંદુ સેનાપતિને લાચ આપીને વશ કરવાને લોક ગયા છે આ વખતે જોશુ કેવી હિંદુની રાણી છે–ક્ષત્રિયની છોકરી–કેવી જીદ કરી હતી, તેની હિંદુયાની છોડાવીશ–ઇમાનમા લાવીશ (ચિંતા કરીને) અને જો–(નિસ્તબ્ધ)

• જૈન–કેમ ઇસફ, ચુપ થયો, બીજુ શુ?

ઇસફ–(થોડો વિચાર કરતો) નહિ બીજુ કઈ નહિ, બિબિઓની બાદિ કરીને એ ત્રણ હિંદુકન્યાને દેરામા લઈ જઇશ

જૈન–નિર્બોધ! હિંદુઓની બાયડીઓ ઘણી રૂપવાન હોય છે–સાદિ ન કરતા બાદિ શાંમાટે કરીશ?

ઇસફ–સાભળ્યુ છે કે ખુબસુરત છે ખરી જયસિંહની સ્ત્રી સ્વર્ગની અપસરા જેવી છે (હાથ મારીને) પરંતુ મારી અભાગણી આશા!!

જૈન–ત્યારે સભાગણી આશા કોની?

ઇસફ–સેનાપતિ અને ખલિફાની

જૈન–તેઓ કેટલી ચાહશે? હિંદુની બાયડીઓ ઘણી ખરી સુદરી છે

ઇસફ–તેનો શુ કઇ હિસાબ છે? તેઓને જેટલી મળશે તેટલી ચાહશે (ખેદથી) મોટા માણસ થયા હોત તો સારું થાત કાજી મોલ્લાનો ભય કરવો પડતો નથી, તેઓ કેવળ ગરીબ દુખીઓને લઇને ઝગડે છે કુરાનમા લખ્યુ છે કે છથી વધારે સાદિ કરવી નહિ, પરંતુ મોટા મોટા નેબ્બિયોના જનાનામા ૭ હજાર પુરી રાખે છે, તેમા દોષ થતો નથી અમે

બ દુ:ખીઓ છની જગા ઊપર સાત કર્યાથી મુસકેલીમાં પડીએ છિયે-
ને પૈસા આપો તો બચો. એ ધર્મનો ઢોંગ!

જૈન-(સંદિગ્ધ ચિત્તથી) પરંતુ એમાં શું સુખ છે? મને માલમ પ-
ડેછે કે એટલા લોકો મોહબત ચાહે છે, ને તે એકની પણ મોહોબતને ચાહતી નથી.

ઈસફ-(કાતર સ્વરથી) ભાઇ સાદિ એક કરો અથવા દશ કરો, બા-
યડીઓના મન કોઇ રીતે પારખી શકાતાં નથી, બાયડીઓ જ્યારે જેઓની
પાસે રહે છે, ત્યારે તેના ગુણ ગાય છે. તેના કરતાં કોઇને પણ જગતમાં
વધારે ચાહતી નથી, થોડી વાર ન જોયાથી જાણે પળને પ્રલય જાણે છે.
પરંતુ જ્યારે આંખ મીચાઇ એટલે તે કબરની માટી સુકાવાની પણ વાટ
જોઇ શકતી નથી ; તરત નવી મોહોબત કરે છે.

જૈન-(ઇષદ્રિકત ભાવથી) કેવળ શું તેઓનોજ દોષ છે? તમારો કંઇ
નથી? તમો શું કદી તેઓને ચાહોછો? તેઓ વર કબરની માટી શુકાવ-
વા દે છે, તમે તો તેને કબરમાં ન ગઈ હોય ને નવી સાદિ કરો છો. જે
જેઓને ચાહતા નથી તે શું તેને ચાહી શકે છે? તેઓનો પણ મનુષ્યનોજ
આત્મા છે- મનુષ્યનું હૃદય છે.

ઈસફ-(સક્રોધ) શું સ્ત્રીઓમાં મનુષ્યનો આત્મા છે? મનુષ્યનું હૃદય છે?
મૂર્ખ, એ વાત મુસલમાનની કોઈ કેતાબમાં શું છે? તું કાફરના દેશમાં
આવીને એકીવારે ધર્મ વિનાનો થઈ ગયો છે.

જૈનક-સૈનક-સેખજિ! હિંદુના દેશમાં આવીને હિંદુ થયા છો, તેને
એક હિંદુ સ્ત્રી કરાવવી જોઇએ. એ ઉપરથી જણાય છે કે હજી સુધી એણે
સાદિ કરી નથી.

જૈન-(મજાકમાં) ઘણી નુકશાની નથી, હિંદુની કન્યા પ્રીતિ કરી
જાણે છે, સ્વામીનેમાટે પ્રાણ પણ આપવા તત્પર રહે છે.

ઈસફ-હા! હિંદુઓ ઘણા ડાહયા છે, જ્યારે પોતે મરે છે, ત્યારે સ્ત્રીને
સાથે લઇ જાય છે ; જીવતાં માણસને ચિતામાં બાળી નાખે છે.
...ઓ એકને પણ જોર કરીને ચિતામાં નાખતા નથી. મેં ઘણુ-
જગ્યા ઉપર જોયું છે કે સતીઓ પોતાની ઇચ્છાથી ચિ-

કરતા નથી ખરા, પરંતુ શાસ્ત્રના જોરથી કરે

છે મુર્ખ સ્ત્રી જાતને શાસ્ત્રનું ભય દેખાડીને કામ કરાવે છે આપણા શાસ્ત્રમા પણ એવી એક સહરા હોત તો સારૂ થાત, જો પહેલા ભરત તો સ્ત્રીને લઇને ઘેરમા જાત

મૈનિક—(જૈલખાના પ્રતિ) સેખજિ, હિંદુની કન્યાની સાથે માદિ કરશો તો ત્યારે દાહડી કેમ રાખશો? હિંદુની કન્યા દાહડી ઉપર ઘણી નારાજ હોય છે (નેપથ્યમા ઘટાનો અવાજ)

સર્વ આમટા—ચાલો પહેરાનો વખત થયો છે (જાય છે)

---

# ગંગા.

## એક ગુર્જર વાર્તા.

"તે સુજના પવિત્ર પ્રભુ, જગતના નિયતાના ચરણારવિંદપર હાથ ધરી કમમથી કહુંછુ કે હુ કદીપણ તને વીરી મુકી તારા જાનને જોખમમા જવા દઇશ નહી" મોતી એકદમ પ્રેમાવેશમા બોલી ઉઠી

"અને ત્યારે હવે આપણે જલદી તૈયારી કરવી એક ક્ષણપણ હવે ખોવી વૃથા છે, એકદમ હવે તૈયારી કરીને પછી પગલા ઉપાડવાને તૈયાર થાઓ" તાનીએ કહ્યુ

"ચાલો આપણે લશકરની બરાબર ગોઠવણ તપાસીએ ને તેઓને આગળ કરીએ" નવરોઝે વિચાર બતાવી લશકરની બાજુએ ચાલવા માંડ્યુ થોડે દુર ગયા એટલે બે સમશેર હવામા ચમકતી માલમ પડી અને ખાનસાહેબ, ને સુરલાલને પીછાની હવણા સુરલાલનુ શિર ગયુ છે એમ જાણી નવરોઝે પોતાના ઘોડાને એડ મારી એકદમ ત્યારે ઘોડે તરવાર મ્યાનમાથી કહાડી, જતા વારને એક ઝટકે ખાનસાહેબનુ શરીર છુટું કરી નાખ્યુ અને એકદમ પઠાણના લશકરમાથી-શાબાશીનો પોકાર ઉઠ્યો

જે મારામારી થનાર હતી તેમા પઠાણોના લોહી નિસરી આવ્યા હતા, તે ઠેકાણે પડયા, ને જે વિચાર એક ઘડીપર હતા તે હમણા તદન બદલાઈ ગયા સુરલાલપર જે વેરની ઝુમ હતી તેને બદલે દયાની ઝુમ છુટી, અને તે બચી ગયો ને ખાનસાહેબ મુવા તેથી તેઓ રાજી થયા

"સરદારે અચ્છી બજાવી દીધી," લશકરમાંથી એક પઠાણ બોલ્યો.

"એ કમજાત, બડી,હેવાનયતથી.કામ કરતાથા, કુરાન, ઔર પેગમ્બર દોનોકી.મનાઇથી, લેકીન કાફરને શરાબ લીયાથા, ઉસકી શિક્ષા અચ્છી હુઇ." બીજા પઠાણે તેના પર લ્યાનત નાંખી.

"સબર! સબકા બોલના અબ રવા હૈ," નવરોઝે કહ્યું."એ કમબખ્ત ઉસકા ગુન્હાકી શિક્ષા કે લાયક હુવાહૈ, લેકીન તુમ સબ મેરે તાબેદાર માફક ઔર એ તુમેરી બેગમ, તુમેરી રક્ષા કરનેવાલીકા તાબેદાર હો કે નહી? જો અમેરેસે તુમ બેદીલ હુવા હો તો તુમ તુમેરે રસ્તે ચલા જાઓ, મેં ઓર મેરા ખુદા દોનો ઓ લુઠારેકે.સામને લડનેકું જબરજસ્ત હું. તુમ એસા મત જાનો કે મેં કુચ એ કાફરકી સામને જાનેસે ડરતાહું,લેકીન જો પાક પેગંબરકે કસમસે અમેરી સાથ સબ જગે જાનેકા કોલ દીયા હૈ ઓ કોલ તુમ અબી બજાનેકું આતુર હો યા નહી એ જાનનેકી મેરી બોતસી ખાયસ હૈ. યાદ રખો, જો અબ ભાગ જાયગા ઓ નામર્દ હોગા, ઓર ઊસકી માતકા હરામકા દુધ પીયા હોગા, ઓ બડા કાફર હોગા, પણ તુમ સબ યાદ રખો કે ઓ બચનેવાલા નહી. અમ હારેગા તો મરાઠા સીપાહ તુમ સબકૂં કાટ ડાલેગા, ઓર તુમેરા એ શરીરકા તુકડા કર કર સુવરકું ખાનેકું દેગા. ઉસ વાસ્તે તુમકું જાનના જરૂર હૈ કે તુમેરા મોત ઇસ રીતસે નહી તો ઊસ રીસસે આ રહા હૈ. લેકીન સુનો! અયે સીનેબાજ સીપાહો! જો તુમ મેરે સાથ રેહેકર લડેગા તો તુમ બીબીકી જગાકે લાયક હોયગા, પેગંબર શાબબી તુમકું હજુર રખેગા, પણ શિવાજી કાટ ડાલેગા તો તુમ મરેગા ઔર લોંડીકી જગાકે લાયક હોગા. તુમકું કૌનસી જગાકી આરજુ હૈ, બીબી કે લોંડી?"

"બીબી!" એકે સ્વરે એક મોટો અવાજ થયો.

"પેગમ્બરકે નામસે મેં તુમકું કેહેતાહું કે તુમેરા એક બાલકી પ્રજાકે,ખાતર મે મેરા શીર દઉંગા. ઇમાનસે અબમજાનેકા બખત આયા હૈ તો તુમ તુમેરા સબ જોર અજમા દો." આમ બોલી નવરોઝ ત્યાંથી એકદમ બેગમને લઇને ચાલી ગયો. પઠાણો પણ જોરમાં આવ્યા. બીજા લશકરમાં તેઓ ફરીવળ્યા પછી સુરલાલ સાથે વાતચીત કરી, પોતાની તૈયારીમાં વિચાર કરતો હતો તેવામાં એક મોટો તોપના જેવો ધડાકો થયો.

"એ શું થયું ?" નવરોઝે પુછયુ

"નવાબ બહુ ભયમા છે ?" તાનીએ જવાબ દીધો અને મોતીના મોહનું નૂર ઉતરી ગયુ

---

## પ્રકરણ બાવીસમું.

### દંદ્વ યુદ્ધ.

જે રીતની યોજના, અને જે રીતનુ ભય હવણા અમે મો આગળ આવ્યા છિયે તે અતિશય ઇંતેઝારી લાવે તેવું છે–(અગર જો કેટલીક રીતના પ્રકરણો જીજ્ઞાસુ પણ જણાય છે), અને તેથી સુશીલ વાચનારોને જણાવિયે છીયે કે હાલનો બનાવ સૂર્યપુરની પૂર્વ બાજુના મેદાનમા બને છે, જ્યા કઈ મીજલસ નથી જે વાતોના તડાકા ચાલે, અથવા ટોલટપ્પા, અથવા પ્યારના ઉભરા, અથવા નીતિના વ્યાખ્યાનો, અથવા ધર્મનો બોધ આપવામાં આવતો હોય ; એ જીદગીના સાધારણ બનાવો બહુ ચમત્કારિક છે, પણ આ બનાવ તો દિલને કંપાવે તેવો અને જીવ સટાસટના સોદાનો છે ; અહી કઈ સેકડો જીવનો બે ત્રણ અમૂલ્ય પ્રાણીની જીદગી ઉપરજ આધાર રાખવામા આવ્યો છે મતલબ આ પ્રમાણે છે–મોતી, પોતાના પતિ ને પ્રીતમથી વખુટી પડેલી છે–જેમ એક ઘેટીનું બચુ પોતાની માથી વખુટું પડયુ હોય ને ઘેટું પોતાના પોષણકર્તાથી પડયુ હોય ! નવાબ પોતાના હરીફ હમનમર્દ સામા મરવાને તત્પર થયો છે, જ્યારે તેના મો આગળ દુનિયાની જન્જાળ જતી રહી છે, અને માત્ર બેજ છબીઓ સાક્ષાત્ સનમુખ આવીને ઊભી છે–તાની ને મોતી , તાનીનુ લક્ષ નવાબની જીદગીના આધાર ઉપર છે અને તે એટલુજ ઇચ્છે છે કે તાનીજી મારુસરેનુ મોત થાય અને પ્રભુ વિહોણા નવાબ યવનની વારે આવે આ ત્રણમાથી કોણ બચે છે ને કોણ સંસાર વિલાસ સુખ ભોગવે છે, એ મોટો ચમત્કાર દેવાધિન હોવાથી હમણા તેપર સૌનુ લક્ષ ખેચાયુ છે

આજ બનાવના રંગને હવણા અમે રંગીયે છીયે–પછી તે કૃત્રિમ હો, કદી મતલબસર હો, વાસ્તવિક હો, કે અદ્ભુત હો તોપણ તે રસજ્ઞ વાચનાર માટે લક્ષપૂર્વક અવલોકન કરવા યોગ્ય છે

નવાબ મેદાનમા અડગ ઉભો છે–જેમ સાહારાના રણમા એકાદ દો-

ડવો–નાજુક છોડવો ઊભો હોય ને તે એમ ધારતું હોય કે પશ્ચિમનો સુસવાટો ક્યારે આવશે કે તેના જડ મૂળને પણ ઉખેડી નાંખશે. તાનોજી માલુસરે એક તાલીમબાજના જેવો વેશ લીધો છે, ને શિવાજી, દાદોજી, બલાલ વિગેરે તેના સાહયો સામા બિરાજ્યાછે, અને સઘળા ચિંતાતૂર છે કે પરિણામ કેવું આવે છે, પણ તે સઘળાકરતાં નવાબ વધારે ચિન્તાને અધિન થયો છે. તેનું મોં ફીકુ પડી ગયું છે. જાણે મોંપર લોહીજ ન હોય. પણ તેણે પોતાનું હીર જવા દીધું નથી. ઉમંગથી ઉભો રહો છે, અને થોડુંક કૃત્રિમ ને થોડુંક સ્વભાવિક બળ પોતાના મનમાં લાવીને અલ્લાનું નામ દઇને લડવાને હામ ભીડી છે.

"પરશ્રરામ અવતાર ! જુઓં જુઓ ! પેલો મલેચ્છ કેવી રીતે સીનાથી ઊભો છે." બલાલે શિવાજીને કહ્યું. "એ ગમે તેવો છે તોપણ ઘણો સારો અને વિરલો છે; જોઇયે માલૂસરે કેમ ભીડાવે છે."

"બલાલ, તું માલૂસરેનું તેજ ન હણ !" શિવાજીએ ઘણી દિલગિરી સાથ કહ્યું. "એના જય પરાજયપર ઘણી મોટી આશા છે, અને જો એ હાર્યો તો મેં નક્કી કીધું છે આપણી દોલત ધૂળ મળવાની. મને ઘણા અપશુકન થાય છે અને એ માનશુકનનું ફળ ખચીત નબળું આવશે. દાદાજી, હવેતો ઇલાજ શો છે ? તમોં કંઈ બતાવો કે સુખરૂપ એકવાર જઇયે. પણ તમે ખચીત યાદ રાખો કે રામદાસસ્વામી જીવતા છે તો હું સૂર્યપૂરના લોકોને છોડીશ નહી. આ તેમની કરણીના ફળ ઘણાં ભુંડાં ચૂખાડીશ."

"ભાઇરે હવે તો જે બને તે તું જો. માલુસરે કંઇ ગાંજ્યો જાય તેવો થી તો પછીની ચિન્તા શું કામ કરે છે," દાદોજીએ હીમ્મત આપી.

મને ચિન્તા નથી, પણ મહાશ્રમે મેળવેલું આ દ્રવ્ય સહજમાં લુટાઇ જશે તેનો કંઈ વિચાર કીધો ? આ યવનોથી ભરતખંડ સ્વચ્છ કરવો છે, તેમાં આ પેહેલું વિઘ્ન ઘણું દિલને કંપાવે તેવું છે. માહરાજે મને કહ્યું હતું કે તું ઘણી સારી રીતે જય મેળવીને આવશે, જ્યાં યવન હશે ત્યાં; ને પુષ્કળ દ્રવ્ય પણ હરણ કરશે, પણ આ જોઇને તો હું ઘણો દિલગિર છું કે મારી મુરાદ મારા મનમાં રહી, ને યવનરાજ્યમાં આ પેહેલો પરાજય થવાનો વારો આવ્યો છે."

"માહરાજને દોષ ન દે! તેઓએ તને રૂડુંજ કહ્યું હતું, અને તેનાથી

તને લાભજ થયો હશે, પણ કાંઇક તાગ હોય હશે તથાજ આની અવ-
સ્થાએ તું પોહોચે છે. પણ હવે આ બધા વાતોના ગપાટા છોડી દે, ને
ઝટપટ આં રગઅખાડો મળે ને છેવટ આવે તેમ કરવાપર મેહેનત લે;
કેમકે કદાચીત આ બાહિયાઓએ એવી રચના કરી હોય કે પાછી રાત્રી
પડે તો એકદમ હલ્લો કરી ઘાસની પેઠે સૌને કાપી નાખવાને તેને માટેજ
આટલી તાંતમેળ કરતા હોય તો પછી એક તરણા મીનારે આપણી
અવસ્થા થઈ જશે, ને રાત્રીના બચાવ વગર એકલા અટવાઈ જઇશું. શેહે-
રના લોકો અવળી જગાથી વાકેફ હશે, તેઓ કોઈ પણ રીતે પધાડી લાગશે
તો ઇલાજ નથી, ને કદાપી નવસારીવાળાઓ આવશે તો બનો બાજુથી
ઓગરડો વળી જશે. મારી મરજી તો હવે દેર કરવાની નથી. મને તો
એજ સુઝે છે કે જેમ બને તેમ આજ રાત્રીના નામતી પકડવી. કાલનો
દિવસ ઘણો વિપરીત છે, ને આજે જાણે આપણાપર ઈશ્વરજ રૂઠેલો
હોય તેમ આકાશ પણ જોની, કેવું કાળુ થતા આવ્યું છે! આ વાદળ
શા હમણા? પણ એ વિપરીત અવસ્થા દર્શાવે છે" આમ નિગત મુખડે
દાદોજી બોલ્યા તેની અસર ફરસુરામ અવતાર માહરાજને એટલી લાગી કે
તેઓની જમણી આંખ ફરકફરક થવા લાગી, ને તેથી વધારે વિશેષ
ચિન્તાતુર થયા.

'મને પણ મોટુ ભય જણાય છે, ને હું ચાહુછું દાદોજી, કે ભવાનીને
ભોગ આપવો જોઇએ"—શિવાજીએ શિથિલતાથી દાદોજીને જણાવ્યું
"મારી જમણી આંખ ફરકે છે, ને નક્કી આજનો દિવસ ઘણો વિરુદ્ધ જ-
ણાય છે. મે તો ધાર્યુંજ હતુ કે આટલુંબધુ દ્રવ્ય આપણે પચવાનુ
નથી, ને તેમજ થયુ. પણ હવે તો જેવી નિઠોરાની ઇચ્છા. તેના
આધારપર સૌનુ જીવન છે. પણ મહાદેવ આપણી વાહરે ચઢે અને આજે
બચીએ તો મોટા યાગ કરી પછીથીજ આપણી લડાયક શક્તિનો ઉપયોગ
કરીશુ"

"હશે, એ બધી વાત પડતી મુકો, નકામી કથા પિંડ યાગ ને દાનની
કરો છો મહારાજ—" બતાસે કહ્યું "આપણે આપણા નસીબપર હમણા હાથ
મુકો, કે મારુમરેનો જય થાય. જુઓ હવે બનો તત્પર થયા છે. ખરે
હવે તો ખરો રંગ જામ્યો છે"

આ કચેરીમંડલે પોતાની નજર ફેરવી તો બંનો પ્રતિપક્ષીઓ ઘણા જોસ્સામાં આવી રહ્યા હતા, ને બંનેની મરજી ઘડીપળમાં પોતાના શત્રુને સ્વર્ગમાં મોકલી દેવાની હતી. નવાબ તો હવે રાક્ષસ જેવો બન્યો હતો; ને તાનીએ જે વિધિ, ને ચમત્કારી ગોળા આપ્યા હતા, તેથી ધાર્યું કે એવુ ઘર ફુટ્યું છે તો મારો જયજ છે. ખુદા જેને આપે તેને ભલું, પણ મારે પણ બે હાથ છે, ને એને પણ છે, હું તરવાર, બરછી ને ભાલો સારી રીતે વાપરી જાણું છું તો પછી એ શી રીતે મારાપર ફાવી શકશે?

એમ વિચારી એકદમ એણે પોતાનો દગલો કાઢી નાંખી, અંદર જે બખતર પેહેરેલું હતું તે બતાવ્યું, અને શત્રુને મોહ ઉપજાવ્યો. ભાલો હાથમાં લઈ, તેની ધાર તપાસી ને જંબૈયો બાજુએ બરાબર સમાળ્યો, ને સૌને પોતપોતાની જગ્યાએ ગોઠવી દીધા. ગોળાઓને નીચે મુકયા, જેનાપર કોઇની નજર પડી, કોઈની નહી, પણ સઘળાં આ ગોળાથી ઘણાખરા બેદરકાર રહ્યા. જો કે, લડાઇમાં કેમ ઉપયોગ કરવા એ કેટલાક મરાઠા જાણતા હતા, તોપણ તેઓના લક્ષમાં આ વાત રહીજ નહી, ને કદી એમ પણ હોય કે તેઓ એવા વિચારમાં રહ્યા હોય કે મરાઠાઓની શોધેલી વસ્તુ મુસલ્લા ક્યાંથી જાણે.

મુસલ્લા નવાબે પોતાની છાતીનો સીનો કાઢયો. માલ્કમરે તેથી લે ધાયો ને તાનીપર જે પાપદૃષ્ટિ કીધી હતી તે આ વેળાએ તેને સાંભરી આવી ને તેના વિચારમાં એક મીનીટ ગુમખાઈ ગયો.

પણ તે પાછો તૈયાર થયો, પણ જ્યાં એકવાર તેજ ઉતર્યું તે ઉતર્યું; પાછું ચઢવું મુશકેલ થઇ પડે છે. તેમજ માલ્કમરેની અવસ્થા મતી. એટલામાં એકદમ નવાબ ગ્યાસુદ્દીન રૂમીએ, સામી ઝબી જરાક ઘાયલી જોઈ કે બુમ મારી—

"એ કાફર, હવે ખુદાની દરગાહમાં જવાની કીતની વાર છે". આ ને એવા તો જોસ્સામાંબોલ્યો કે બીજા આસપાસ ઉભેલાઓ તો સિરમંદાજ પડી ગયા. માલ્કમરેને ઉત્તર દેવો સુઝ્યો નહી, પણ જાતે શામેલ તેથી જ્યાં બીજી વેળાએ નવાબે બુમ મારી કે "એ કાફરના બચ્ચા, હવે

તારા ખુદાને યાદ કર, તારી ગરદનપર મારી તલવાર આવી ચુકી છે" એટલે માલુસરે જવાબ દીધો –

"ઉભો રેહે, ઉભો રેહે, ગૌહત્યા કરનાર પાપી ચંડાળ! ચોર! એ નપુંસક! અરે વેસ્યાપુત્ર, ગોત્રગામી, તુ ઉભો રેહે. હવે નાસતો નહી, ને તારો બચાવ તારાજ ખુદા પાસે થશે તમે મુસલ્માનો શું આ ભરતખંડપર ગૌહત્યા કરશો? અરે રામ રામ કરો, તમારા ખુદાને યાદ કરો, ને હવે મરવાને તૈયાર થાઓ"

"ચલ! ચલ! છોકરી, લોંડી, તુ શુ કરી શકે છે તે હમણા બતાવીશ–" નવાબે તેનો પુરતો ધીકાર બતાવ્યો અને પોતાની તરવાર મ્યાનમાંથી કાઢી કહ્યુ "ખુદાના કસમ, હવે તને જીવતો છોડીશ નહી. તારી મુરાદ બર આવશે, અને તારા પેલા પાપી ચોર ચંડાળ શિવાજીની પણ હાડકેહાડકી કાપી નાખીશ, કે જેણે સુર્યપુરના નાજુક સ્રી ને બાળકને રડાવ્યા છે એ પાપનો બદલો શુ તને નહી મળશે? હવે તારો અને મારો ખુદા છે, તો કોહુને, સાહ્ય થાય છે, સમાલ" એમ કહી ધસી જઈ પોતાની તરવાર તાનાજી માલુસરેની તરવારપર એની તો સખ્તાઇથી મારી કે તાનાજીના હાથમાની તરવાર ઉડી ગઈ ને તે માત્ર મુઠ પકડીનેજ ઉભો રહેલો નવાબે આ ચમત્કાર એટલી તો ઝડપથી કીધો હતો કે સવળાઓ જોઈ રહ્યા ને જો કે બીજા કોઇ બોલી શક્યા નહી, મનમાંજ સમજીને બેસી રહ્યાં હતા તોપણ દાદાજી ને ચાર મુસલમાન પઠાણોએ શાબાસીનો ઘણો મોટો પોકાર કરી નવાબની આ ચમત્કારીક ફતેહ આકાશ સુધી પોહોચાડી દીધી, તે જાણે તેને વરવાને હુરમો આવે તેકનાજમાટે

તાનોજી તદન અશક્ત, સુનમ્રઠ અને જમીનમા ગરક થઈ ગયો, અને શિવાજી આ પોતાના જ્વામર્દની માહ્યતાથી ઘણો આનંદ માની ગર્વથી ફુલાતો હતો, તેનુ મો લેવાઇ ગયુ

"રાવ સાહેબ, હવે પાછા જાઓ, ને તમારા શિવાજીને કહો કે મુસલમાન સાથે લડવાથી કદી હિંદુઓ જીત્યા નથી," નવાબે તાનોજીને ટોણો માર્યો ને તે સરળા હિંદુઓને ઘણો લાગ્યો 'પણ કરે શુ? થયુ પણ તે બુજ, એટલે સો તો અબોલ રહ્યા, પણ અંતે પોતાની આબરુના બચાવમાટેજ તાનોજીએ નવાબને જવાબ દીધો

"અરે બાંડિયા! તું ગર્વથી ફુલાઇશ નહી, કદી બકરાએ વાઘપર જય મેળવ્યો સાંભળ્યો છે? ગમે તો હવે મારો હાથ જો ને પછી તારી અવસ્થા કેવી થાય છે તે તને બતાવીશ. ખબરદાર! હંઇયાથી પગલું પાછું ભર્યું તો," નવાબે હસીને પોતાના સાથીઓ તરફ નજર કરવાને પાછા ફરીને જોયું એટલે તેનો ઊલટોજ અર્થ લઇને તાનાજીએ કહ્યું. "ઊભો રહે, તને નાશવાથી હવે કશુંપણ ફળ મળવાનું નથી, તારૂં આવીજ ચુક્યું છે બચ્ચાજી, તમે જશો ક્યાં? છાવણી મરાઠાની છે, મુસલ્લાની નથી."

"મોં સંભાળ! બુતપરસ્ત! કૃત્ય કરી બતાવ, મોની ફડાકી મારવાથી શું યશ મળશે? કદીપણ આશા રાખતો નહી કે તને હું જવા દઇશ, ને હવે તારે જવાની આશા રાખવી પણ નહી. જો જે હવે મારો હાથ, જેને તું છોકરો ગણે છે તે મહમદના કુળનો છે ને તેની પીઠપર મહમદનો સાહાય્યો છે તે તને અંધને સુઝસે નહી, પણ હવે તપાસતો રેહેજે કે તારે નાશવું નહી પડે."

નવાબના આ વેણુ તો તેના કાલજામાં કોતરાયાં. બોલવાનું બોલવાને ઠેકાણે રહ્યું ને ધીમે ધીમે તેજહરણ કરવાથી તે તદન ગાફેલ થતો ગયો. આ મોંપર થતો ફેરફાર શિવાજીએ જોયો ને તે ઘણો ગભરાયો. જો તેનાથી બને તો આ રીતના દ્વંદ્વયુદ્ધનો અંત લાવવા માંગતો હતો, કેમકે મુસલમાન સરદારની હોશિયારી જોઇને તે ઘણો આશ્ચર્ય પામ્યો હતો.

તાનાજીએ હવે તો મરવું કે મારવું એવોજ નિશ્ચય કીધો. હવે કંઇ તેનો ઊપાય નહોતો કે આમને આમ અપમાન લઇને પાછા હઠાય; કેમકે પાછા હઠવાથી તે જીવતી નહી પણ મૂલા જેવી જીંદગી ગુજારત. તેણે ધાર્યું કે આમ લડવાથી કદી ફાવિયે કે નહીએ ફાવિયે, તેથી મરાઠાઓની હંમેશની રીત મુજબ પ્રપંચ કરવો ધાર્યો. તે નક્કી જાણતો હતો કે મુસલમાનો આ છાવણીમાંથી જઇ શકવાના નથી, પણ તેટલું છતાં એ પોતાના એક સાથીદને-જો બને તો-સરદારનું કાટલું કરવાના વિચારથી ઉશકેરી મુકયો હતો તેને બોલાવ્યો :

"તપાસતો યશવંત!" તાનાજીએ બુમ મારી-"એને નાસતો અટકાવજે, એ હવે બચવાનો નથી. હમણા હું એનું માથું ધૂળ ભેગું કરૂં છું, ને એના આત્માને એના વડવાઓ પાસે નર્કમાં મોકલાવી દઉંછું."

યશવંત નવાબની પીઠપર ગયો ત્યા ચારે પઠાણો, પોતાના પ્રાણ આપવાને તત્પર હતા, તેઓએ યશવંતને તરવારથી સલામ આલેકુમ કીધી યશવંતે પોતાની મદદે બીજા પાંચને રાખ્યા હતા તાનોજીએ પોતાનુ ખડ્ગ કાઢયુ તે તપાસીને દુશમનપર ધસવાને તૈયાર થયો નવાબ પણ હવે સાવધ હતો તે સઘળુ ચેતી ગયો હતો ને યશવંતને તપાસવાને પોતાના પઠાણ-બોડીગાર્ડ તરફ આખ ફેરવી અને પોતાની કમરમાથી ઘણો સરસમા સરસ જમૈયો કાઢયો, ને તેને એવી રીતે બતાવ્યો કે મુર્ખે એમજ માન્યુ કે આ છાતીમા ભોકવાની નિશાની છે

"પંઢરપુરવાળા વિઠોબાના કસમ ખાઈ કહુ છે કે"—આ દક્ષણીએ ઊંચા હાથ કરીને કહ્યુ—જ્યારે નવાબ તો ઇશ્વરની પ્રાર્થના કરતોજ હતો—"આજે એને સલામ મોકલીશ એ તેજ મુર્ખ છે કે જે મને અહમદનગરમા મળ્યો હતો ને મે એની છાતી ચીરતી બચાવી હતી"

હવે કઈ વખત નોહતો કે એક બીજા સામસામા જોયા કરે તાનોજી ને નવાબ બનો પુરતા જોસ્સામા આવ્યા હતા, અને નવાબે પોતાના પઠાણને કહ્યુ કે "પીઠ સમાલજો, શત્રૂ પીઠપર ખડો છે," એટલુ બોલીને તે તાનોજીપર ધસ્યો ને ઘણીજ ત્વરાથી તાનોજીના હાથમાથી ખડ્ગ પડાવી નાખ્યુ અને જોરમા ધક્કો મારી પાછો હઠાવી બીજી વેળાએ પણ તેને મૂર્ખ બનાવ્યો

"કેમ હેરાક! હવે મુગદ બર આવી?" નવાબે તેને ખૂબ ખીજવવામાટે ટચકો માર્યો "અરે! બેરેહેમ તું સમાલ, હવે તારા હાથમા શસ્ત્ર પણ નથી ને તારો કોઇ સહાયકારી પણ નથી હમણા તને પાયમાલ કરશું 'જ્યા ખુદા મેહેરબાન ત્યા ગધા પેહેલવાન' તેમ હુ ખુદાનો બદો તેના સામા તારી શી તાગાદ!"

"ચૂપ! ચૂપ!" તાનોજીએ અકળામણમા શરમાના શરમાતા ગણગણુને સાદે કહ્યુ "હવે નહી બચે, તું તપાસ તારી પીઠ યશવંત! જોય છે શુ, હવે બીજો ઇલાજ નથી એ મલેચ્છ બચવો ન જોઇએ"

આટલુ બોલતા સાથે યશવંતે નવાબપર પીઠથી ઘમારો કીધો અને તાનોજીએ છાતી સામો કીધો "અરે! જરૂર, જમરૂદ પીઠ સમાલજો, હમણા એ સઘળાને ખુદા પાસે હુ મોકલીશ." "જી, ખુદાવદ! આપ

બેફીકર રહો, અમારા શરીરમાં જીવ છે ત્યાં સુધી તમારા બાલને પણ ઇજા થવાની નથી.” એમ કહીને સલીમ ને તાજક બંનો યશવંત સામા ગયા, ને નવાબ તો તાનોજી સામો રહ્યો. તાનોજી ભાલો લઇને ધસ્યો, પણ નવાબે દૂરથી તેને આવતાંજ પોતાનો ભાલો ઝડપથી લઇને તેની છાતી તરફ ધર્યો, જેથી તે અચકયો ને અચકાતા સાથે જેવો ધકો વાગ્યો કે તે પાછો હઠયો. સલીમે યશવંતને આવતાં આંતર્યો અને યશવંતે તાજકપર ઘા કીધો જેથી તે ઘોડાપરથી પડયો, એટલે બીજા મરાઠાએ તેની છાતિમાં ભાલો ખોસી દીધો. સલીમે યશવંતના પગપર ઘા કીધો કે તે ઘોડાથી પડયો, ને જફરે આવી તેનું માથું કાપી નાંખ્યું ને પાછો પોતાના ખાવિંદની પક્ષપર જઇને ખડો રહ્યો. નવાબ પણ હવે ગભરાયો, ને કંઇ ઇલાજ ન જણાવાથી તુરત તાનીના આપેલા ગોળાની અજમાયસ કરવાનો વખત નજીક આવેલો ધારી એક ગોળાને જમીનપર પછાડયો ને પાસે પથ્થર હતો તેપર ગોળો પછડાતા મોટો ભયંકર અવાજ થયો. અવાજ થતાં સાથે બંનો સૈન્યમાં મોટો ધભરાટ મચી રહ્યો.

---

મુંબઈ:–“ગુજરાતી” પ્રીંટીંગ પ્રેસ.

તાત, ત્યારે શું તારી વાણી ધ્વનિરૂપ છે, અને તે અમારી પાસે ધ્વનિરૂપે આવે છે કે કેમ તે કહે.

ના, તેમ નથી. એ સઘળી વાત આત્માને વિશે પ્રેરણારૂપ છે. એમાં કાંઇ ધ્વનિ નથી કે ભાષા નથી કે ચેષ્ટા નથી. હું વદું છું તે માત્ર આત્માજ બોલી શકે એવું અને વાગિન્દ્રીના પ્રયોગ વગરનું છે. હું કાન પ્રત્યે નહીં પણ આત્મા પ્રત્યે બોલું છું.

ત્યારે, હે તાત, તારી વાણી અમારી પાસે કેવે રૂપે આવે છે?

જ્ઞાનના સ્પષ્ટ પ્રકાશ-રૂપે, ઉદ્દીપક સંસ્કાર રૂપે, બળવાન પ્રેરણા રૂપે, જીવતરને વિશે માર્ગદર્શક શિક્ષા સૂચવે એવા ચમત્કારી વૃત્તસંયોગરૂપે, નિશ્ચિત કર્તવ્યકર્મ પ્રત્યે અખિલ આત્માને એકાએક ચેતન થાય તે રૂપે, બાહ્ય સૃષ્ટિ મધ્યે સૂચકચિન્હો લક્ષમાં આવે તે રૂપે.

હે પ્રભુ, તું અમને તારી આજ્ઞા કઈ ભાષા દ્વારે જણાવે છે?

એ હૃદયની ભાષા છે એમ જાણ. નહીં યાહુદી, નહીં ગ્રીક, નહીં સંસ્કૃત, નહીં અંગ્રેજી; પરંતુ હૃદયને વિશેજ ઉત્પન્ન થતી એવી સ્વાભાવિક પ્રેરણા અને વૃત્તિરૂપી સ્પષ્ટ ભાષા. હું પ્રત્યેક મનુષ્યને તેની પોતાની જન્મભાષામાંજ મારી વાણી સંભળાવું છું. તેનું હૃદય મારી પ્રત્યે મૌન યાચના અને અનુક્ત પ્રશ્નદ્વારે બોલે છે, અને હું તેને મારું વચન તેનાજ હૃદયની શ્રદ્ધા તથા પ્રેરણાદ્વારે સમજાવું છું.

જ્યારે તારી વાણી મનુષ્યને પહોંચે છે ત્યારે પ્રત્યેક વેળા તે એ વાણી સમજેછે શું?

હા, પ્રત્યેક વેળા હું મારા વત્સ પ્રત્યે બોલું તો જે હું કહું તે તેણે નિઃસંદેહ સમજવુંજ જોઇએ, નહીં તો હું મિથ્યા વદું છું એમ જાણ. મનુષ્યો મારૂં કહેલું સમજે અને તે પ્રમાણે ચાલે એજ હેતુથી હું નિત્ય બોલું છું. માટે ઇશ્વરવાણી નિત્ય સમજાય એવી છે એમ માન. એ વાણી જેને જોઇએછે તે બાળક છતે પણ સમજે છે. જેને એની ગરજ નથી તે વિદ્વાન છતે પણ ગરગડી પડે છે.

આ વિષય સંબંધી મારે તને વધારે પ્રશ્ન કરવા છે. પ્રભુ, મને તેમ કરવાની આજ્ઞા આપ.

હે વત્સ, તને આજ્ઞા છે તું સાભળવાને ખરેખર તત્પર છે તો મારે બોલવુ અવશ્ય છે.

તુ તારી વાણી પ્રત્યેક જનને સભળાવે છે કે માત્ર થોડા વિશિષ્ટ જનોનેજ? કેટલાએકે મને એમ કહ્યુ છે કે દશ લક્ષમા માત્ર એકનેજ તારો સદેશો ગ્રહણ કરવાનો અધિકાર છે, અને સામાન્ય જનસમૂહમાના કોઇને તારી વાણીનો પ્રસાદ મળતો નથી

મને પ્રિય હોય એવા વિશિષ્ટ જનોનો હુ ઇશ્વર છું એવો આરોપ લોકોએ પુન પુન મુકવો નહીં મનુષ્યોને લૌકિક રીતે હું માન આપતો નથી બ્રાહ્મણ અને શુદ્ર, યાહુદી અને જેન્ટાઇલ, એઓની વચ્ચે હુ કાઇ ભેદ ગણતો નથી માનવમાત્રને મારી વાણી સાભળવાનો અધિકાર છે હુ સર્વેનો પ્રભુછુ અને સર્વે પ્રત્યે બોલુ છુ વૃદ્ધ અને જુવાન, ધનવાન અને નિર્ધન, જ્ઞાની અને અજ્ઞાની, સાધુ અને પાપી, આર્ય અને ખ્રિસ્તી, સર્વે મનુષ્યોને મારી વાણી સાભળવાનો મે અધિકાર આપ્યો છે

ત્યારે, પ્રભુ, આ લોકો પોતાનીજ મેળે તે વાતનો નિષેધ કરે છે તે કેમ? મે મારા ઘણાએક આર્ય તથા અગ્રેજ મિત્રોને પુછયુ છે કે તમે ઇશ્વિરવાણી કદી સાભળીછે, પણ તેઓ એકમતે કહેછે કે—ના એટલુજ નહીં પણ તેઓ એ વિચારનેજ હસી કાહાડે છે

તેઓ સાભળે નહીં તેમા મારો દોષ નથી હુ છુ અને હુ બોલુછુ—એ બન્ને વાતો કેવળ એકસરખી ખરી છે

કૃપા કરીને આ વાતની સમજ પાડ તુ તારી અતિ નીચ પ્રજા પ્રત્યે બોલે છે તેમ છતા તે તારી વાણી સાભળતી નથી એ કેમ બની શકે?

કેટલીક વેળા એ લોકોથી તેમના પાપને લીધે સભળાતુ નથી કેટલીક વેળા તેઓ નાસ્તિક હોવાને લીધે સાભળતા નથી અને કેટલીક વેળા તેઓ સાભળે છે તોપણ એ વાણી પોતાનીજ છે એમ ગર્વ કે અજ્ઞાનતાને લીધે માની લેછે

પ્રભુ, તે મને તારી વાણી કદી સભળાવી છે?

દશલક્ષ વેળા

મારા નાથ, ક્યાં અને ક્યારે?

તારા આત્મા પ્રત્યે, પ્રાતઃકાળે તથા સાંયકાળે, દિવસે તથા રાત્રે, અંધવાડીએ અજવાડીએ, અને વર્ષે વર્ષે.

કેવી રીતે?

વત્સ, મારી પાસે આવ, અને તારા શિર ઊપર મારો હાથ મુકવા દે અને તને આશિષ્ દેવાદે, પછી હું એ વાતની સમજ પાડવા માંડું.

હું દીન પાપીછું અને નીચો વળીને તારે પગે પડુંછું. હે પ્રભુ તારા પાવન કરનારાં જ્ઞાનનો પ્રસાદ મને આપ.

તને કાંઇ ચેતન થાય છે?

શું?

તારા આત્માને વિશે કાંઇ અસાધારણ ઉત્કર્ષભાવ.

એવમેવ, પ્રભુ.

ત્યારે સાંભળ અને કહે. પ્રતિદિન તું ક્ષુધાતુર થાય છે, અને પ્રતિદિન તું અન્ન ખાય છે. શું મનુષ્યો એમ નથી કહેતા કે અમને ભૂખ લાગે છે તેથી અમે ખાઇએ છીએ, અને અમારે ખાવુ યોગ્ય છે એમ તેઓ ધારતા નથી? તું શું કહે છે? સત્ય તથા શ્રદ્ધાભાવે બોલ.

હું ખાઉંછું કેમકે તું કહે છે "વત્સ ખા". અને જ્યારે હું તાપે પીડાઉછું ત્યારે મને તારો ઉપદેશક શબ્દ થાય છે—"ખા નહીં".

એવે પ્રસંગે હું તને મારી વાણી કેવી રીતે સંભળાવુંછું?

ક્ષુધાદ્વારે અને તાપદ્વારે.

હું સ્પષ્ટ સમજાય એવી રીતે બોલુંછું?

એવમેવ, તાત. હું કાંઈ ધ્વનિ સાંભળતો નથી તોપણ તારી વાણી મારા આત્માને વિશે કેવળ સ્પષ્ટ રીતે સમજાય છે?

જ્યારે તું કાંઇ ખોટું કૃત્ય કરવા જાય છે ત્યારે અંદરથી તને વારવાને કાંઇ ઉપદેશવાણી થાય છે, અને તારા સાથીને વ્યથા ન કરવી, અસત્ય ન બોલવું, તારી સ્ત્રી તથા સંતાનને ભુખે ન મારવાં, નિર્દોષ જનને પીડા ન કરવી, એમ તને કોઇ કહે છે? જો કહે છે તો એ બોધ ક્યાંથી આવે છે?

હે પ્રભુ, નિ સશય તુજ મોકલે છે જે કાઈ ખોટુ હોય તેનો ત્યાગ કરવા વિશે તુજ મનુષ્યના હૃદયને ઉપદેશ કરે છે, અને અમને કહે છે કે તમારા ભિન્નભિન્ન કર્તવ્યકર્મ કરો અંત કરણ એજ તારી વાણી છે એમ સ્પષ્ટ થાય છે

અને વળી તારા જીવના વિપત્તિ કે સપત્તિ રૂપી જે વિશેષ પ્રસગો બને છે તેપણ મારી વાણી નથી?

હા, પ્રભુ, તે દ્વારે પણ ઘણી વેળા તારી પ્રજાને નમ્ર, ધીર અને પવિત્ર થવાની તુ આજ્ઞા કરે છે વળી વિશેષ સ્થિતિ દ્વારે પણ તુ કોઇકને વણિક થવાની અને કોઇકને ધર્મોપદેશક થવાની શિક્ષા દે છે.

આમ આવ, આ સુદર પુષ્પ ભણી જો એ તને કાઈ કહે છે?

હા, એ પ્રફુલ્લિત પુષ્પ દ્વારે તારૂ પ્રસન્ન મુખ મને કહે છે કે "વત્સ, મારો તારા ઉપર પ્રેમ છે, અને તે પ્રેમની આ મનોરજક ભેટ હુ તને આપુછુ "

તુ મારી વાણી સાભળે છે?

હા, પ્રભુ, હુ તારો પાડ માનુછુ અને કહુછુ કે ધન્ય છે તને.

---

જગત્પત્રિકા. *

લખનાર કેશવચદ્રસેન, પ્રભુનો દાસ અને આર્યાવર્તની રાજધાની પવિત્ર કલકત્તા નગરી મધ્યેના નવવિધાન મડળનો [અગ્રેસર] ઇશ્વરદૂત

પૃથ્વી ઊપરના સર્વે મહા પ્રજામડળ જોગ, અને પુર્વ તથા પશ્ચિમ મધ્યેના પ્રધાન ધર્મમડળ જોગ,

મુસાના, ઇસુના, બુધના, કન્ફ્યુસસના, ઝોરેસ્તરના, મોહમદના, તથા નાનકના શિષ્યો જોગ, અને આર્ય ધર્મમડળની પ્રશસ્ત અનેક શાખાઓ જોગ,

એ સર્વ ધર્મમડળના રૂવીયો તથા સાધુઓ જોગ, અધ્યક્ષો તથા અગ્રેસરો જોગ, આચાર્યો તથા ઊપદેશકો જોગ

તમને ઇશ્વરપ્રસાદ તથા અખડ શાતિ થાઓ

---

* શ્રી કેશવચદ્રસેન કૃત મૂળ અગ્રેજી ઉપરથી ભાષાતર

જુઓ કે આપણા પરમ પિતાના પરિવાર મધ્યે સાંપ્રદાયિક ક્લેશ તથા કલહ, ભેદ તથા વૈરભાવ ચાલી રહ્યા છે, અને તેમાંથી અત્યંત ખેદ તથા દુખ, મલિનતા તથા અસત્યતા, અને યુદ્ધ, હત્યા, તથા રક્તપાત પણ ઉત્પન્ન થાય છે.

અને એ પ્રમાણે ધર્મને નામે ભાઈની સામે ભાઇ અને બ્હેનની સામે બ્હેન એવો વિરોધ થવાથી અનેક અનર્થ નિપજ્યા છે અને તે વિરોધ ઇશ્વરની તથા મનુષ્યની સામે પાપરૂપ છે.

માટે પુણ્યમય ઇશ્વિરે કૃપા કરીને આ લોકમાં શાંતિ તથા પ્રેમનો, ઐક્ય તથા સમાધાનીનો શુભ સંદેશો મોકલ્યો છે. તેણે

અનન્ત કરૂણાએ આ નવ વિધાનનો પ્રસાદ પુર્વ ખંડમાં અમને આપ્યે છે, અને તે વાત પૃથ્વી ઉપરની પ્રજાઓમાં પ્રસિદ્ધ કરવી એવી અમને આજ્ઞા દીધી છે.

પ્રભુએ આ પ્રમાણે કહ્યું:—ધર્મભેદ ઉપર મહારો અત્યંત અભાવછે. અને ભ્રાતૃવિરોધ હું સહન કરવાનો નથી. મને પ્રેમ તથા ઐક્ય વહાલાંછે, અને હું જેવો એક છું તેમજ મહારી પ્રજાએ પણ એકદીલ થવું.

કાળે કાળે મેં મહા પુરૂષોદ્વારા વાણી કરી છે, અને મારા અનેક તથા વિવિધ પ્રકારના વિધાન છતાં તેમાં ઐક્ય રહેલું છે.

પરંતુ એ મહા પુરૂષોના શિષ્ય જનોએ માંહોમાંહે વિરોધ તથા યુદ્ધ કર્યો છે, અને તેઓ પરસ્પર ભેદ તથા દ્વેષબુદ્ધિએ જુવે છે.

વૈકુંઠ ધામમાંથી આવેલી વાણીના ઐક્યનો તેમણે નિષેધ કરયો છે, અને તે વાણીને જોડીને એકત્ર કરનારાં વિજ્ઞાન ઉપર તેમની દ્રષ્ટિ પડતી નથી તેમજ તેમનાં હૃદયમાં તેનો સ્વિકાર થતો નથી.

શ્રુણુ ભો માનવ, એક સંગીત પણ અનેક વાદિંત્ર છે, એક શરીર પણ અનેક અવયવ છે, એક આત્મા પણ અનેક પ્રકૃતિ છે, એક લોહી પણ અનેક પ્રજા છે, એક ધર્મ પણ અનેક શાખા છે.

ધન્ય છે શાંતિકારોને કે જેઓ સમાધાન કરીને પરમ પિતાને નામે શાંતિ, સદ્ભાવ તથા ભ્રાતૃસંબંધ સ્થાપે છે.

આ શબ્દો પ્રભુએ અમને કહ્યા છે, અને તેનું નવું વિજ્ઞાન અમને પ્રકાશિત કરી આપ્યું છે, જે વિજ્ઞાન અત્યંત આનંદમય છે.

તેણે આ ભુમિમધ્યે સાર્વજનિક ધર્મની સ્થાપના કરી દીધી છે, અને તેમા સર્વે સિદ્ધ જનોનુ તથા સર્વે શ્રુતિઓનુ સુશોભિત ઐક્ય કર્યું છે

અને આ શુભ વાર્તા પૃથ્વી ઉપરના સર્વે પ્રજા મડળો પ્રત્યે પ્રગટ કરવી એમ પ્રેમી પિતાએ મને તથા મ્હારા સાથીઓને આજ્ઞા કરી છે, કે જેથી એ મડળો એક લોહીના છતે શ્રદ્ધાએ પણ એક થાય અને એક પ્રભુમા હર્ષ માને

એ પ્રમાણે સઘળો કલહ મટી જશે અને પૃથ્વી ઉપર શાતિનુ રાજ્ય ચમે એમ પ્રભુએ કહ્યુ

માટે, ભાઇઓ, હુ તમને નમ્રતાથી વિનવુ છુ કે આ સર્વવ્યાપી પ્રેમમય નવી વાણીનો સ્વીકાર કરો

તમે પરસ્પર દ્વેષબુદ્ધિએ નહીં પણ પ્રેમબુદ્ધિએ જુઓ, અને જેમ પરમ પિતા એક છે તેમ તમે પણ ભાવે તથા સત્યે એક થાઓ

ગમે તે ધર્મ મડળમા કે પ્રજા મડળમા જે જે પ્રકારની ભ્રાતિ તથા મલિનતા દેખાય તે સર્વેનો તમારે ત્યાગ કરવો, પરતુ કોઇપણ શ્રુતિની કે સિદ્ધ જનની કે ધર્મમડળની નિદા કરવી નહીં

સર્વ પ્રકારનો વહેમ તથા ભ્રમ, નાસ્તિકતા તથા સશય, દુર્ગુણ તથા વિષય કહાડી નાખો, અને પવિત્ર તથા સપૂર્ણ થાઓ

પ્રત્યેક સાધુજન, પ્રત્યેક સિધ્ધજન અને પ્રત્યેક ત્યાગી વીરજન ઇશ્વરનો ખરો દાસ છે એમ ગણીને તેને તમારે માન તથા પ્રેમભાવે જોવો

પૂર્વ તથા પશ્ચિમ મધ્યેના જ્ઞાનનો સગ્રહ કરો, અને સર્વે કાળના સાધુજનોના આચરણ સ્વીકારીને હૃદયમા ઉતારો, કે

જેથી પૃથ્વી મધ્યેના શ્રેષ્ટ જનોની અતિ ઉત્સાહી ભક્તિ, અગાધયોગ વૃત્તિ, અત્યત ત્યાગવૃત્તિ, અતિ આગ્રહી પરોપકારવૃત્તિ, અતિ દૃઢ ન્યાય તથા સત્યવૃત્તિ, અને અતિ ઉચ્ચી પવિત્ર વૃત્તિ તમારી થાય

સર્વોપરિ ઉદેશ એજ કે પરસ્પર પ્રેમભાવ રાખો અને સર્વ પ્રકારનો ભેદ સર્વવ્યાપી ભ્રાતૃભાવમા સમાવી દો

પ્રિય ભાઇઓ, અમારો પ્રેમ સ્વીકારો, અને તમારો પ્રેમ અમને આપો, અને પુર્વ તથા પશ્ચિમ મધ્યેની પ્રજાઓ એક દીલથી નવવિધાનના ઉત્સવમા ભાગ લો

એશિયા, યુરોપ, આફ્રિકા તથા અમેરિકા અનેક વાદિત્રવડે નવવિધાનના ગુણ ગાઓ, અને ઇશ્વર પિતૃતુલ્ય અને મનુષ્ય ભ્રાતૃતુલ્ય એવો નાદ કરો

શાપ પણ તુને ઘણો કામ લાગશે. આ શાપથી એક વર્ષ ગુપ્ત રેહેવું છે તે રેહેવાશે ને આ શાપ એક વર્ષ સુધી તુને લાગશે. એક વર્ષ પછી તુ શાપમુક્ત થઇશ ને પુરૂષત્વમાં આવીશ. એવાં ઇંદ્રના વચન સાંભળી પ્રસન્ન થઇ ઇંદ્રની આજ્ઞા લઇને અર્જુન પૃથ્વી ઉપર આવ્યો, ત્યાં પોતાના ભાઇઓ સાથે વનવાસની મુદત પૂર્ણ થઇ ત્યાં સુધી વનમાં રહ્યો. પછી એક વર્ષ ગુપ્ત રેહેવાસારૂ વિચાર કરીને પાંડવો જૂદાં જૂદાં નામ અને ભિન્ન ભિન્ન વેશ ધારણ કરીને અનુક્રમે વિરાટરાજાને ત્યાં જઇને જૂદાં જૂદાં કામ ઉપર રહયા. તે સાથે અર્જુન પણ પોતાનું નામ અને વેશ બદલીને બૃહન્નલા નામ ધારણ કરીને વિરાટ રાજા પાસે ગયો. તેને જોઇ વિરાટ રાજાએ નામ અને ગુણ કર્મ પુછયાં, એટલે અર્જુને પોતાનું નામ બૃહન્નલા કહી, પોતાના ગુણકર્મ કેહેવા લાગ્યો કે,

गायामि नृत्याम्यथ वादयामि ।
भद्रोस्मि नृत्ये कुशलोस्मि गीते ॥
त्वमुत्तरायै प्रदिशस्व मां स्वयं ।
भवामि देव्या नरदेव नर्तकः ॥

અર્થ—ગાયન કરૂંછું, નૃત્ય કરૂં છું અને (વાજીત્ર) વગાડું છું. નૃત્યમાં પવિત્ર છું અને ગાયનમાં કુશલ છું. હે નરદેવ! તમે પોતે મુને ઉત્તરાને (તમારી છોકરીને) સોંપો. હું ઉત્તરાને નૃત્ય શિખવનાર થઇશ.

વિરાટરાજાએ અર્જુનની માંગણી સાંભળી વિચાર કરીને અર્જુનને કહ્યું કે.

ददामि ते हंत वरं वृहन्नले ।
सुतांच मे नर्त्तय याश्चतादृशीः ॥

અર્થ—હે બૃહન્નલા! ખુશીથી વરદાંન આપું છું (કે) મારી કન્યાને તથા બિજી એવી છોકરીઓ હોય તેને નૃત્ય કરાવ (નૃત્ય શિખવ)

અર્જુનને એ રીતે કહીને વિરાટ રાજાએ ગાયન, વાદ્ય અને નૃત્યમાં અર્જુનનું કુશલપણું જોઇને પોતાના જુદા જુદા મંત્રિઓ સાથે વિચાર કરીને સ્ત્રિયો પાસે અર્જુનની પરીક્ષા કરાવી તેના છેવટમાં,

अंपुरं मत्स्यस्य निशम्यच स्थिरं ।
ततः कुमारीपुरमुत्ससर्ज तं ॥
सशिक्षया मासच गीत वादितं ।
सुतां विराटस्य धनंजय प्रभुः ॥

અર્થ—અર્જુનનું સ્થિર એવું નાન્યતરપણું સાંભળીને પછે અર્જુનને (પોતાની) કુંવરીને ઘેર (શિખવવા સારૂ) મોકલ્યો. તે સમર્થ અર્જુન વિરાટ રાજાની છોકરીને ગીતગાયન વાદિત્ર (આદિ) શિખવવા લાગ્યો.

તે એક વર્ષ સુધી ગુપ્ત રહેવાનું હતું ત્યાં સુધી ઉત્તરા વગેરે કુમારીકાઓને નર્તનાગારમાં ગીત વાદ્ય અને નૃત્યનો અભ્યાસ કરાવ્યો. જે વાત વિરાટપર્વમાં પ્રસિદ્ધ છે

**પ્રાણજીવન વિ. શીવરામ વ્યાસ.**

## પ્રિયા પ્રેમ પત્રિકા.

(સાંધન પૃષ્ઠ ૨૪૫થી.)

ઉપરમે * પરમેશ્વરિ સારખી,
સરસમાં રસમાં રતિ પારખી;
જનકજા †—નકજા કુડિ આદરે,
શુ નયના—નય નાથ શું વાપરે? ૨૧

લટકતી—ટકતી રતિરંગમાં,
શું વનિતા—વનિ—તાલ પલંગમાં?
શું વચના—વચનામૃત ઊચરે,
શું વધુ તું વધુ તું સુખ દે ખરે. ૨૨

સદમતી—દમતી ન કહું રતી,
અમસતી—મસતી નહિ ધારતી;
ચપળ તું—પળ તું કયમ વીસરે,
સદનમાં—દનમાં નિત્ય સાંભરે. ૨૩.

પ્રકરતી—કરતી નહિ સાલનું,
ઉચરતી—ચરતીજ રસાલ તું;
રવડતી—વડતી નવ તું કદી,
મશકરી—શકરી નવ તું વદી. ૨૪.

હબકતી—બકતી ન વિવાદ તું,
વલગતી—લગતી ગલસાથ તું;
ચમનથી—મનથી દિન ગાળતી,
જનમથી—નમથી અનિતી રતી. ૨૫.

ન ભગતી—ભળતી કહિ વાતમાં,
કુદરતી—દરતી, કુડિ ઘાતમાં;
ચિવટમાં—વટમાં-વર કામની,
મુ ચતુરા— ચતુરાઇ નહીં કમી. ૨૬.

---

* બીજી લક્ષ્મી જેવી. † સીતા જેવી.

ધમકતી-ધરતી પદ ધારતી,
ઠમકતી-ઠમકો કરિ હારતી ;
તમકતી-નભમા જયમ વીજળી,
ખમકતી-ખુરિમા ત્યમ તુ બલી  ૨૭.

દમકતી-રદપંકતિ ઊજલી,
ચમકતી સુ પદીકનિ આવલી ;
ઝમકતી શિરમાહ્ય સુ ગોફણી,
વમકતી-પદ ઘૂઘરિયો ઘણી  ૨૮.

### ઉપેંદ્રવજ્રાવૃત.

નિભાવતી-ભાવતિ ભાન પ્યારી,
સમાવતી-માવતિ કાંતિ તારી ,
બનાવતી-તાવતી બાળને તુ,
જગાવતી-ગાવતિ ગીતરે તુ  ૨૯.

રમાડતી-માડતિ પ્રેમમાઝ,
મનાવતી-નાન-તિખો મિજાઝ ;
મિધારતી-ધારતી આમિમેવા,
નિહાળતી-હાલત-હાલ કેવા ?  ૩૦

વિલક્ષણી-લક્ષણિ રે લલીત,
અપક્ષિ તુ પક્ષિતુલ્યે ત્વરીત ,
નકામની-કામનિ વૃત્તિ મારી,
તુ કામની-કામનિ એક મ્હારી  ૩૧
સ્વભાવથી-ભાવથી તુ ભરેલી,
ગુમાનથી-માનથિ ના મચેલી ,
પગાગથી-રાગથી પ્રેમનતી,
સમાનની-માનનિ-હેત ખતી.  ૩૨
કલાવતી-લાવતિ લાજ સીધી,
તુ તારૂણી-તારુણિ વિશ્વનીધી ,

શિ આવડી–આવડિ સર્વ વિદ્યા,
ન સૂંપતી–સૂ–પતિને તું નિંદ્યા. ૩૩.
સમારતિ–મારતિ–સેજ–આણુ,
નિવારતી–વારતિ–ક્રોધ–આલ ;
વિસારતી–સારતિ–દોષ–કામ ;
પ્રભાવતી–ભાવતિ–પ્યારિ ભામ. * ૩૪.
ચિતારતી–તારતિ–ચિત્ર–સ્વામી,
પ્રભા–રતી–ભારતિ–હેસગામી ;
અપાવતી–પાવતિ ક્લેશ નામ,
પ્રભાવતી–ભાવતિ પ્યારી ભામ †–૩૫.
કવિ પ્રિયા અને વિજળિ પ્રત્યે ઉક્તી.

## વિદ્યુદ્વિલાસ.

વસંતતિલકાવૃત્ત–શ્લેષાલંકાર.

તું આવતો નિરખિને વરસાદ ‡ વ્હાલી,
પંડે અધીરિ બનિ પાછળ આવિ ચાલી ;
એવી પતિ સમિપ, પ્રીત ધરી ઘણી રે,
વ્હાલી પ્રિયા વિજળિ§ ઓ! વરસાગણી રે!
સ્થીતી કરી રહિ નભે, ‖ નિજ સ્વામિ સાથે,
સોહામણી ઝબુકતી પ્રિય નાથ સાથે ;
ગાજે પતી તવ મુદીત થતી ઘણી રે,
વ્હાલી પ્રિયા વિજળિઓ! વરસાગણી રે! ૩૬.
નીપૂણુ નાથતણું નીરખિ નીર ¶ જાતે,
ખુશીથિ હાસ્ય કરતી ફરતી સંગાથે ;

---

* † ૩૪–૩૫ ની કડી યથાસંખ્યાલંકારની છે.
‡ વર–સાદ ધણીનો અવાજ અથવા મેઘ.
§ તે નામની કવિપ્રિયા અથવા વિદ્યુત્.
‖ નભે–ટકે–નભે–આકાશમાં–અથવા ન–ભે જેને ભય નથી એવી
¶ નીર–દૈવત–પાણી.

તારી ભલી ચપળતા— ન જશે ભણી રે,
વ્હાલી પ્રિયા વિજળિઓ ! વરણાગણી રે !—૩૮

પ્રાબલ્ય તારૂ પરમે ન લહે અજાણ,
પાડે પ્રકાશ મય, વિશ્વવિશે પિછાણ,
કુલીનતાનનિ સુતા તુ સુભાગણી રે !
વ્હાલી પ્રિયા વિજળિઓ ! વરણાગણી રે ! ૩૯
કોપે કદાપિ તવ પર્વત ફાડિ નાખે,
રાકતી છતા ખુબ ક્ષમા તનમા તુ રાખે;
પરમારથે પરનિ પીડહરા શુણી રે,
વ્હાલી પ્રિયા વિજળિઓ ! વરણાગણી રે ! ૪૦

અપૂર્ણ

---

# વીર-નારી

## અંક ૩ જો

## ગર્ભાંક ૨ જો

### સ્થલ-યુદ્ધક્ષેત્ર.

[છાવણીમા પરિક્રમણ કરતા ફરતા સેનાપતિ મંત્રીકન્યાનો પત્ર વાંચે છે]

સેના—"વીર પુરુષ, મારો પત્ર ન મળ્યાથી અનુયોગ કર્યો છે હુ નિષ્ઠુર થઇ રાકુ છુ, પરંતુ તમોને ભૂલી શકતી નથી તમે યુદ્ધક્ષેત્રમા હોવા છતા પણ મને ભૂલિ શકતા નથી, એ મારૂ પરમ સૌભાગ્ય છે ખરૂ પરંતુ પ્રેણયના અનુરોધથી કર્તવ્ય ને ક્ષત્રિય કન્યાની મોહોબતમા લુબ્ધ થઇને યવનના પદતળે સ્વદેશની સ્વાધીનતા વિસર્જન કરી, લોકો જાણે એ કલકની રટના કરવામા સુયોગ ન પામે સ્વદેશરક્ષાનેમાટે જો મને પણ ભૂલવી પડે તો તે પણ ઉત્તમ, તેનેમાટે હુ દી। યદંશ નહિ ત-

ઓને પ્રીતિ કરવી મારૂં સુખ છે, પ્રણયના પ્રતિદાનની આશામાં પ્રીતિ કરતી નથી. હું સર્વદા પત્ર લખીને તમારા કર્તવ્યમાં વિઘ્ન આપવા ચાહતી નથી; અપરાધ થયો હોય તો ક્ષમા કરજે." સ્ત્રીઓની મોહોબ્બત એવી નિઃસ્વાર્થજ હોય છે ખરી, પછી પ્રીતિ કરીશ એમ નહિ, પ્રીતિ કરવાની ઇચ્છા થાય છે તેથીજ પ્રીતિ કરે છે. પરંતુ સુનીતિએ, કેવળ મને નિઃસ્વાર્થ પ્રીતિ જણાવી નથી, તેનું હૃદય સ્વદેશની મંગળ કામનામાં કેવું વ્યસ્ત છે, તેનું ઉર્જ્વલ પ્રમાણ આ પત્રથી જણાય છે. ક્ષત્રિયને સ્વદેશ જીવનથી પણ અધિક પ્રિય હોય છે; પરંતુ સુનીતિ તો આ દેશથી પણ હજારો ગણી પ્રિય છે. મંત્રીતનયે, તમે જો મારા હૃદયનો ભાવ જાણત તો આ સામાન્ય અનુરોધનેમાટે એટલી વાત કદી કેહેત નહિ જે જીવતરને અગ્રાહ્ય થાય, જાતીય કલંકનું કારણ થાય, હું તે ઘૃણિત-તુચ્છ જીવતર લઇને શું કરૂં? હું યવનની સાથે યુદ્ધ કરવામાં જો પ્રાણ ગમાવીશ તથાપિ આ મારી સાન્ત્વનનું કારણ થશે કે હું તમારી પ્રીતિ અને સ્વદેશનો આશિર્વાદ લઇને મુવો. પ્રાણેશ્વરી! તમારો પ્રણય હમણા મૃત્યુને મારી આગળ મધુર કરે છે, હું હવે મૃત્યુનો ભય કરતો નથી, કોઇ ભય, કોઇ પ્રલોભન હવે મને વશ કરી શકશે નહિ—હું હાલ જયીત થયો. [એક રક્ષક પ્રવેશ કરે છે.]

રક્ષક—એક સન્યાસી આપને મલવા ચાહે છે.

સેનાપતિ—સારૂં, તેને લાવો. [રક્ષક જાય છે.]

(સ્વગત) આ યુદ્ધસ્થળમાં સન્યાસીનું શું પ્રયોજન? જગતના શુભાશુભ કોઇપણ સમાચાર એઓને અગોચર હોતા નથી. અમારા સંબંધમાં કંઇ ખબર હોય તો ભલે, વગર પ્રયોજને બ્રહ્મચારી કદિ એટલા દૂર આવે નહિ. (થોડો ગભરાયલો થઇને) કોઈ અમંગળ ખબર હશે કે?

[સન્યાસીને લઇને રક્ષક પ્રવેશ કરે છે]

સન્યાસી—સેનાપતિની શુભ બુદ્ધિ થાઓ.

સેનાપતિ—પ્રણામ મહારાજ પ્રણામ.

[સન્યાસી હાથ ઊઠાવીને આશિર્વાદ દેછે.]

સન્યાસી—સેનાપતિ! મારે એકાંતમાં મલવાની જરૂર છે.

સેનાપતિ—(રક્ષકના પ્રતિ) તું હાલ વિદાય થા. [રક્ષક જાય છે.]

દેવ આ મગ્રામસ્થાન છે—યવનસ્પર્શથી દૂષિત છે, સામાન્ય કારણ થી આપના પવિત્ર પગે, આ અપવિત્ર સ્થાનને સ્પર્શ કરવો યોગ્ય નહિ હોય.

સન્યાસી—આપની મગળ કામના એનુ મૂળ છે

સેનાપતિ—આધીનના પ્રતિ વિશેષ અનુગ્રહ છે પણ જે હુકમ હોય તે સેવક ગ્રહણ કરવાને તત્પર છે

મન્યાસી—સાધુ! સાધુ! ક્ષત્રિય સતાન કદિ પણ મિથ્યાચરણ કરતા નથી, દેવ બ્રાહ્મણની આજ્ઞા અગ્રાહ્ય કરતા ના સેનાપતિ આપ જો મગળ ચાહતા હો તો યુદ્ધનો સકલ્પ છોડો

સેનાપતિ—દેવ, દાસની અમર્યાદા ક્ષમા કરજો, હુ યુદ્ધનો સકલ્પ છોડીને મગળ ચાહતો નથી યવન જાતિનુ નિપાતસાધન અથવા પોતાનુ પ્રાણવિસર્જન એ બનેમાથી એક મારો સકલ્પ છે

સન્યાસી—દેવતાઓ એ યુદ્ધમા પ્રસન્ન નથી

સેનાપતિ—જે દેવતાઓ સ્વદેશના ઘોર ઉપદ્રવકારી "આતતાયી" (આપણો ગ્રન્હો કરનાર)ના પ્રતિ હથિયાર ચલાવવામા નિષેધ કરે છે, ક્ષત્રિય સતાન તે દેવતાઓની પ્રસન્નતાની આકાક્ષા કરતા નથી

સન્યાસી—યૌવન કાળોચિત ગર્વમા દેવધર્મની અવગણના કરો છો

સેનાપતિ—ક્ષત્રિય સતાનની આગળ સ્વદેશ સર્વ કરતા પૂજ્ય છે અને સ્વદેશની સ્વાધીનતારક્ષાજ તેનો પ્રધાન ધર્મ છે તે કુળધર્મ રક્ષા કરે છે, જો તે ઊર્ધ્વગતિ આપનાર હોય તોપણ તેના પક્ષે તેજ સ્વર્ગ છે

સન્યાસી—તમે શુ મનમા એમ સમજો છો કે કેવળ તમારૂ બાહુબળજ આ રાજ્યની રક્ષા કરી શકશે? હાય! અતિ દાંભિકતાથી મનુષ્ય આત્મશક્તિનુ તોલન કેવુ કરે છે?

સેનાપતિ—મારા બાહુબળથી આ દેશની રક્ષા નહિ થઈ શકે, પરંતુ જ્યાસુધી આ બાહુસ્થ શિરામા છેલ્લુ લોહીનુ ટીપુ ચાલશે ત્યાસુધી 'આતતાયી' યવનના વિરૂદ્ધમા હથિયાર ચલાવવામા હુ કદિ પણ પાછી પાની કરીશ નહિ

સન્યાસી—તમારૂ મૃત્યુ નક્કી થયુ છે, નહિતો હુ બ્રહ્મચારીનુ વાક્ય અગ્રાહ્ય હોયજ કેમ?

સેનાપતિ—દેવ, તમારો ઉપદેશ અગ્રાહ્ય કરતો નથી, જે આજ્ઞા

હોય તે કહો, પરંતુ ક્ષત્રિય સંતાન મૃત્યુભયથી કાયર થતા નથી, તે પરાધીનતા કરતાં મૃત્યુને ઉત્તમ ગણે છે.

સન્યાસી–મારી ઇચ્છા નથી; વિધાતાની એજ ઇચ્છા છે. તમેં મુસલમાન સેનાપતિ સાથ સલાહ કરો–કુળલક્ષ્મી સહાય થશે–તમારી પુષ્કળ સંપત્તિ થશે.

સેનાપતિ–(સક્રોધ) આર્ય સંતાનની આગળ એવી વાત,–યવનોચિત વાક્ય! બ્રહ્મચારી, તમે બ્રહ્મતેજ ગુમાવ્યું છે, તમે હવે મારા પૂજ્ય નથી. અનાર્ય, કોઇ ક્ષત્રિય સંતાન અર્થલોભથી તરવાર મ્યાન કરતા નથી? ક્ષત્રિયો ધન, માન, અને અન્નની આશાથી અસ્ત્રશિક્ષા ગ્રહણ કરતા નથી; સ્વદેશરક્ષાનેમાટે શસ્ત્રાસ્ત્ર ધારણ કરે છે, પાપીપુરૂપ, ઇચ્છા થાય છે કે હું હમણા અસ્ત્રાઘાતથી તમારા બે ટુકડા કરૂં.

સન્યાસી–(ભયાકુલ થઇને) અલ્લાની દોહાઇ, એકદમ જાનથી મને મારી ન નાખશો.

સેનાપતિ–(સક્રોધ) શું છદ્મવેશી મ્લેચ્છ! તારી એટલી સ્પર્ધા, ક્ષત્રિયની છાવણીમાં બ્રાહ્મણના વેશમાં મ્લેચ્છ? હમણા તારા બે ટુકડા કરીશ, કહે તું કેમ અહીં આવ્યો છે, કોણે તને મોકલ્યો છે?

સન્યાસી–(સભય) આજ્ઞા–એ–એ–એ–

સેનાપતિ–બોલ શું આજ્ઞા છે?

સન્યાસી–ગોલામ! સેનાપતિ–મહમદ કાસિમનો માણસ, મારી રક્ષા કરો?

સેનાપતિ–બોલ, શા માટે મોકલ્યો છે?

સન્યાસી–આજ્ઞા–એ–એ–એ–

સેનાપતિ–વળી આજ્ઞા? બોલ શા વાસ્તે મોકલ્યો છે.

સન્યાસી–તમોને લાંચ આપીને વશ કરવાને.

સેનાપતિ–(સક્રોધ) ભીરૂ! તને વધ કરીને મારી તરવારને કલંકિત કરીશ નહિ. નીચાશય, તારા સેનાપતિને જઇને કહે કે ક્ષત્રિય સેનાપતિ તેના જેવો નીચ અને વિશ્વાસઘાતક નથી. પૃથિવીના સર્વ ઐશ્વર્ય એકત્ર થઇને આ પદતળે રોળાઇ જતાં છતાં પણ સ્વદેશના વિરૂદ્ધમાં ક્ષત્રિય કોઈ દિવસ પણ શસ્ત્ર ઉઠાવતા નથી. અરે! નારકી પ્રાણી! જો મંગળ ચાહતો હોય તો હમણા પલાયન કર. [ભયથી સન્યાસીનો બનાવટી પોશાક ઉતરવો અને વેગથી પલાયન.]

---

ગર્ભાંક ૨ જો

સ્થળ-યુદ્ધક્ષેત્ર.

[ચારે બાજુથી ક્ષત્રિય સેનાગણનું આગમન અને ગડબડ-તલવાર ધારી રક્ષિત સૈન્ય હારદોર ઉભેલું છે]

ગગાદિન સિંહ-(તરવારધારી સેનાના પ્રતિ) બાલપણથી તમોએ હથિયાર ચલાવવાનો અભ્યાસ કર્યો હતો પુષ્કલ દિવસથી તમારી તરવાર મ્યાનથી છુટી થઈ નથી, કોઈ દિવસે અભ્યાસ કરેલી વિદ્યાની પરીક્ષા થશે એવી આશા નહોતી-ઈશ્વર કૃપાથી આ વખતે તે સુભાગ્યનો દિવસ આવ્યો છે, પ્રકૃત ક્ષત્રિયના સતાનના પ્રમાણે આ સુયોગ આદરથી ગ્રહણ કરો છો, ભીરૂની પેઠે ઉપેક્ષા કરતા નથી, એ તમારો ગૌરવ છે યુદ્ધક્ષેત્રમા આ દેહ જો પાતિત કરવામા આવે તો હાનિ નથી, તથાપિ તમારી પછવાડે પાદમાત્ર ભૂમિ ગમન કરતા નથી સૈન્યગણ તમે હારદોર થઈને રણનિપુણ રક્ષિત સૈન્યગણના પછાડે ઉભા રહો

[સૈન્યગણનુ તેમ કરવું]

ભીમસિંહ-(રક્ષિત ધનુંધારીઓના પ્રતિ) તમો એ અસિધારી સૈન્યના પછવાડે ઉભા રહીને શત્રુપક્ષના પ્રતિ સચોટ બાણુ ફેંકો કે તેઓ જાણે શ્વાસ કાહાડવાનો પણ અવસર ન પામે

ધીરસિંહ-(આમત્રિત ધર્નુધારીગણના પ્રતિ) એટલા દિવસમા તમારા બાણ દૂરના આકાશપથગામી પક્ષીનો દેહભેદ કરે છે, કોઈ દિવસ શત્રુદેહભેદ કર્યો નથી એવો સુયોગ આવ્યો છે, તમારૂ આશ્ચર્યજનક બાણનિક્ષેપકૌશળ દેખાડીને ક્ષાત્રકુળનો ગૌરવ વધારો ક્ષત્રિયો એકનાત્ર રક્ષિત સૈન્યદ્વારા સ્વદેશની રક્ષા કરતા નથી, પ્રત્યેક ક્ષત્રિયસતાન વિપત્તિકાળે સ્વદેશની રક્ષા કરવા સમર્થ છે, એનો મ્લેચ્છ જાતિને વિશેષ રૂપે અનુભવ કરવા સિદ્ધિદાતા તમારા મદદગાર થાઓ તમારા રક્ષિત ધર્નુધારીઓના પછાડે ઉભા રહો (સૈન્યગણનુ તેમ કરવુ)

રણવીરસિંહ-(અશ્વારોહી સૈન્યગણના પ્રતિ) જ્યારે સર્વ ક્ષત્રિયનુ બળ પરાસ્ત થાય છે, ત્યારે તમોજ સ્વદેશ રક્ષાના છેલ્લા આધાર છો, અને

નાગી તરવારના સાધનથી સ્વદેશનીરક્ષા કરજો, નહિ તો આ તરવારની પથારીમાં રણક્ષેત્રમાં શયન કરજો હમણા તમો નિર્ભયઃ સ્થાને ઉભા રહો

[અશ્વારોહીગણનું તેમ કરવું. અશ્વારોહણમાં સેનાપતિ પ્રવેશ કરેછે. સેનાગણો અસિસંચાલનદ્વારા અભિવંદન કરેછે.]

સેનાપતિ-સૈન્યગણ, તમો જે નિર્ભયસ્થાન લીધું છે; હમણાં જે અદીઠ કામ બજાવવાનો સમય આવ્યો છે. આજે સ્વયંરાજેશ્વરી તમારી સહાયક છે, એ વાત કોઇએ ભૂલવી નહિ.

[તરવાર કમરમાં લટકે છે, ધનુર્બાણ હાથમાં ધર્યા છે અને વીરવેશે અશ્વપર બેસી રાણી પ્રવેશ કરે છે.]

(સેનાપતિ અને સૈન્યગણો મસ્તક નમાવે છે અને તરવાર ઊંચકી માન આપે છે.)

રાણી-(સૈન્યગણના પ્રતિ) આજ ક્ષત્રિય કન્યાનું પરમ સૌભાગ્ય છે; દેશના સઘળા વીરપુરૂષ તેના નિમંત્રણને માન આપવાને માટે અહીં આવ્યા છે. યુદ્ધ, ક્ષત્રિયસંતાનનો કુળધર્મ છે-યુદ્ધમાં પ્રવૃત્ત થવાને માટે તેઓને ઉત્તેજન આપવું પડતું નથી. સ્વદેશ રક્ષામાં ક્ષત્રિયની તરવાર સર્વદા છુટી છે. પરંતુ આજ કેવલ સ્વદેશની રક્ષા નથી, આર્યનીતિની ધર્મરક્ષા છે, આર્યકન્યાઓનાં પતિવ્રતની રક્ષાનો બોજો તમારા હાથમાં છે, ક્ષત્રિય કુળમાં એવા કુલાંગાર નીચ પુરૂષ કોણ છે કે પરપીડક યવનનું જય નિશાન ભરતભૂમિપર સ્થાપિત થવાની ઇચ્છા કરે? આર્ય જાતિનો સનાતન ધર્મ ભંગ થાય, આર્યનારી યવનના પદતલે રોળાય, ને પીડિત, અને ઘરરહિત થાય, એમ ભારતજનનીને લજાવનાર કોણ છે?

[સૈન્યોમાંથી ચિત્કાર-સ્વરથી-નહિ એવો નીચ પુરૂષ કોઈ નથી-કોઇ નથી -કોઇ નથી] હું પણ કહું છું "કોઇ નથી" તમારી ધ્વનિ આ આકાશમાં ઉત્પન્ન થઇને કહે છે "કોઈ નથી" ચારે બાજુએ વ્યાપ્ત થઇને કહે છે "કોઈ નથી". પાતાલમાં પ્રવેશ થઇને ગંભીર સ્વરથી કહે છે "કોઈ નથી". (ઉપરથી શંખનો અવાજ અને "નહિ નહિ".) આ સાંભળી વળી દેવતાઓ સ્વર્ગથી આશ્વાસ વાક્ય કહે છે "કોઈ નથી". ત્યારે હવે વિલંબની પણ જરૂર નથી. સ્વદેશની પ્રીતિ, દેવતાઓના આશિર્વાદ લઇને વીરો હમણા નિર્ભય ચિત્તથી શત્રુ પક્ષના સમરમાં ટુકડેટુકડા કરી નાખો,

તેઓની છેલ્લી પધારી આ તૃણાચ્છાદિત ક્ષેત્ર જે વિસ્તૃત છે, તેમા થવા દો

[સૈન્યોમાથી જય ભારતનો જય, જય ભારતનો જય, જય સિંધુદેશાધિશ્વરીનો જય, જય સિંધુદેશાધિશ્વરીનો જય ]

(બીજી બાજુએથી સૈન્યમા મુસલમાન સેનાપતિનો પ્રવેશ)

(સેનામા જયનાદ—અલ્લાહો અકબર ! જય ખલિફાનો જય, જય બસરાધિપતિનો જય )

કાસિમ-(સૈન્યોના પ્રતિ) સૈન્યસીપાહો આગળ પડો, આ ભારતનુ કુંવરક્ષેત્ર આજથી તમારૂ છે—તમારૂ પ્રભુત્વ સ્થાપન કરો, ભારતનુ મોટુ ઐશ્વર્ય લૂટો, કાફરના દેવતાઓનો નાશ કરો, આ નાગી તરવારની મદદથી પવિત્ર મુસલમાન ધર્મપ્રચાર કરો, હિંદુ સ્ત્રીઓને લોડી કરીને પોતાની સેવામા રાખો——

રાણી-સૈન્યગણ, હવે નીચાશય યવનના નીચ વાક્ય પર લક્ષ ન આપો હમણા એઓની પાપી જીભ કાપી નાખો

(સૈન્યગણમાથી અસ્ત્ર છુટના અને બાણ નિક્ષેપ, બને સૈન્ય, વચ્ચે ઘોર યુદ્ધારંભ )

(રાણી અને ક્ષત્રિય સેનાપતિઓમા માચૈં માચૈં રણે” શબ્દ)

(મહમદ કાસિમ અને તેઓના અધીનસ્થ સેનાપતિયોમા “અલ્લા હો અકબર” શબ્દ )

(રાણીના દક્ષિણ પદમા બાણભેદ અને કેટલાક સૈન્યની થોડી વ્યાકુલતા )

રાણી-(ઉચ્ચા સ્વરથી) એક સામાન્ય બાણ માત્ર છે, હુ હમણા કાહાડી નાખીશ (બાણ ખેચી કાહાડીને દેખાડે છે) આ જુઓ સામાપક્ષનો સામાન્ય બાણ છે, મને કાઇપણ ઇજા કરી શકનાર નથી સૈન્યગણ-તમો આગળ પડો , આ જુઓ શત્રુઓ પ્રાણભયથી પછવાડે ભાગે છે, કેળના ઝાડના પ્રમાણે તીક્ષ્ણધાર અસ્ત્રના આઘાતથી તેઓ ટોળે ટોળે જમીન ઉપર પડી જાય છે

(મુસલમાન સૈન્યોમા “ભાગો ભાગો” અવાજ અને ભાગવાની મેહેનત કરે છે )

રાણી-સૈન્યો આગળ વધો, ભાગનારાઓને પકડો, મારો, પરંતુ સાવધાન રેહેજો કે જેઓએ હથિયાર છોડયા હોય, જેઓ શરણાગત હોય, તથા જેઓ જખમી થયા હોય, તેઓના પ્રતિ હથિયાર ચલાવશો ના ક્ષત્રિયના હથિયાર ‘આતતાયી’ના વધને માટે છે, પરતુ શરણાગતની રક્ષાને માટે છે

(મુસલમાન સૈન્યને નમાડી કરીને ક્ષત્રિય સૈન્યોનુ જવુ )

# વિધવાવિવાહ અશાસ્ત્ર કે સશાસ્ત્ર?

(સાધન પાને ૭૫ થી.)

"सकृत्कन्या प्रदीयते" ઇત્યાદિનો કુલ્લુકભટે જે અર્થ આપ્યો છે તે આ પ્રમાણે:–પિત્રાદિક ધનવિભાગ ભાઇઓનો એકવાર થાય છે. પિત્રાદિકોએ કન્યા એકવાર આપી જાય. એકવાર આપેલી કન્યા પુનઃ બીજાને આપી જાય નહિ. ગાય ઇત્યાદિક દ્રવ્યનું દાન એકવાર થાય છે. તસ્માત્ એ ત્રણ સાધુનાં એકવાર થાય છે એજ ખરો અર્થ છે.

૧૪. "नोद्वाहिकेषु मंत्रेषु" ઇત્યાદિકનો કુલ્લુકભટે અર્થ આ પ્રમાણે આપ્યો છે:–"अर्यमणंनु देवं" ઇત્યાદિ વિવાહમન્ત્રોમાં નિયોગનું વિધાન કોઇપણ ઠેકાણે કહ્યું નથી તેમજ વિવાહવિધિમાં વિધવાનો પુનર્વિવાહ પણ કહ્યો નથી.. એનોજ સર વિલ્યમ જોન્સે આપેલો અર્થ:–"such a commission to a brother or other near kinsman is no where mentioned in the nuptial texts of the Veda, nor is the marriage of a widow even named in the laws concerning marriage." એ પ્રમાણે સ્પષ્ટ અર્થ છતાં તેનો ઇશ્વરચંદ્રાદિકે જે અર્થ ફેરવ્યો છે તે મને ન ગમે તેમાં નવાઇ શું છે? શું કુલ્લુકભટ અને સર વિલ્યમ જોન્સ ખોટા ને ઇશ્વરચંદ્ર ખરા એનો કોઈ સાક્ષી પ્રાચીન પંડિત શોધી આપશો? જેમ કેટલાંક ભક્તિમાર્ગના પદ કે ભજન વિષયી જીવોને શ્રૃંગારપર લાગુ પડતાં જણાય છે તેમ ઇશ્વરચંદ્રાદિકને એવાં વચનો વિધવાવિવાહને અનુકૂલ ભલે જણાય પણ ખરેખરું જોતાં તેમ નથીજ.

૧૫. વળી મનુનાં વચનમાં પુનર્વિવાહનો નિષેધ હોય તોપણ તે કલિયુગમાં ચાલતું નથી. પણ પરાશરનું ચાલે છે. કારણ "कलौ पाराशरा स्मृताः" ઇત્યાદિ ઉપરથી આપ લખોછો. પરંતુ એમાં છેલ્લું પદ "स्मृताः" છે, તેનો અર્થ જો માનવા એવો કરશો તો કલિયુગના ધર્મ કથવા પ્રવૃત્ત થયલા પરાશરે બીજા યુગના ધર્મનું પણ વિધાન કર્યું એમ સિદ્ધ થશે. તેથી "स्मृताः"નો અર્થ 'માનતા આવ્યા' અથવા 'માન્યા' એવો કરવો. કેમકે "स्मृताः" એનો અન્વય ચારે ચરણને સમાન છે. હવે અમ

કાળમા અમુકે ધર્મ કીધો એટલાનુંજ એ દ્યોતક છે તેથી "कलौ पाराशरा स्मृता." એ વાક્યથી બીજા સ્મૃતિકારો અને પુરાણોએ કલિયુગને વિષે કહેલા ધર્મ માનવા નહિ એમ સિદ્ધ થતુ નથી માટેજ હાલમા વિધવા વિવાહ સબધમા તો સ્પષ્ટ દિસે છે કે દિનપરદિન પરાશર સ્મૃતિ કરતા કલિયુગને અર્થે કહેલા પુરાણાતરના વિધવાવિવાહના નિષેધ વચનને અધિક વજન આવતુ ગયુ ઘણા વ્રત સબધી તથા મહાત્મ સબધી ગ્રથોમા તે વ્રત અને મહાત્મને મહત્વ આવે માટે "व्रतानामुत्तम व्रत" એવુ એવુ લખે છે તેથી તેનાથી ભિન્ન વ્રતો વગેરે વ્યર્થ થયા નથી બજાગની જણસની પેઠે દરેક પોતાના માલને સર્વોત્તમ કહે છે તેથી "कलौ पाराशरा" કરીને ઉપોદ્ઘાતમા કહયુ તેથી તેને કાઇ વિશેષ બળ આવતુ નથી અર્થાત્ ઇતર સ્મૃતિ પુરાણ તેમ પરાશર સ્મૃતિ પણ એક પ્રમાણ જાણવુ પણ એવી એક સ્મૃતિ ખાતર બીજા બધાને કાઇ નાખી ન દેવાય

૧૬ "नष्टेमृते" એ વચન વાચાદત્તાપર લઈ જવુ એ શાસ્ત્ર રીતે કોઇપણ ગેરવાજબી નહિ કહી શકે, કારણ કે એમા "अपतौ" એવો પદચ્છેદ કરવો પડવાનો અન્યથા "पतौ" એ સપ્તમીનુ એકવચન સિદ્ધ થશે નહિ કેમકે "पाते समासएव" એવો વ્યાકરણશાસ્ત્રનો નિયમ છે "अपतौ" નો અર્થ "पतिभिन्न पातिसदृश" અથવા અલ્પાર્થક "नञ्" લેવો' તેવી જેમ "अनुदरा कन्या" એનો "અલ્પોદરા કન્યા" એવો અર્થ થાય છે તેમ "अपतौ" એટલે "अल्पसस्कार युक्तवर" તે નષ્ટમૃત ઇત્યાદિ થયો હોય તો બીજો પતિ કરવો એવો અર્થ નદપડિત તથા ભટોજી દીક્ષિતાદિક ગ્રથકારના અભિપ્રાયથી નીકળે છે તે સયુક્તિક છે

બીજુ એજ વચનનો માધવાચાર્યે કરેલો અર્થ પણ સયુક્તિક છે કારણ કે "पुनरुद्वाहस्य क्वचिदभ्यनुज्ञा दर्शयति" એ તેના વાક્ય ઉપરથી એવો અર્થ થાય છે કે જેમ "गवातु यानपृष्टेन सर्वत्रैव विगर्हित" એટલે "બળદિયાની પીઠપર બેસી ગમન કરવુ એ સર્વથા નિદિત છે" એ વાક્યમા પૃષ્ઠયાન નિષિદ્ધ કહયુ છે તેથી બળદિયા યુક્ત શકટમા બેસવાનો નિષેધ નથી થતો તેજ પ્રમાણે કલિમા સ્ત્રીને અન્ય પતિનુ વિધાન નથી એવુ એવુ કહયુ તેથી યુગાતરમા અન્ય પતિનો નિષેધ નથી એવું સિદ્ધ થાય છે એ પક્ષમા શિષ્ટાચાર તથા નિષેધ વાક્યોને પરાશર સ્મૃતિ

હ્જી ૩૧૦૬૪ વર્ષની વાર છે એમ તમારાજ લખવા ઉપરથી સિદ્ધ થાય છે ત્યારે ત્યા સુધી યુગાતરમા "अद्यप्रभृति मर्यादा मयालोके प्रातिष्ठिता एक एवपतिनार्या· यावज्जीव परायण" એવો દીર્ઘતમા રૂપીએ પુનર્વિવાહ બધ કર્યો છે તેમ સહુએ ચાનવુ કારણ એ ભારતવચન કાઇ સ્તાવક નથી "મોટા કહે તેમ કરવુ" એ પ્રમાણુ તો આપેજ આપેલુ છે

૧૯ વાયવીયસહિતા, ઋતુસહિતા, બ્રહ્મપુરાણ તથા ભારતઆદિ સાથે 'नष्टमृते' ની પાછલા અર્થ પ્રમાણે એકવાકયતા થાય છે

બ્રહ્મપુરાણ અને આશ્વલાયન સ્મૃતિની પ્રાતપ્રાતની લખેલી નિર નિરાળી પ્રતો જે જૂની મળી આવે તે મવળી મેળવી જોયા વગર તેમાનુ વચન ક્ષેપક છે કે કેમ તે નક્કી કહી શકાય નહિ. એમ તો ભારત વગેરેમા પણ પરસ્પરવિરોધી એવા વચનો જોયામા આવે તેમા આપણને જે ન રૂચે તેને ક્ષેપક કેમ કેહેવાય? એ બાબતમા ઘણો શોધ થવો જોઇયે પોતાની તરફના અધ્યાયના અધ્યાય અથવા વચનો ઘુમાડી દે છે એ આપનુ કેહેવુ સત્ય છે પણ આમા તેમ થયુ છે કે નહિ તેનુ વધારે મજબૂત પ્રમાણ જોઇએ

બૃહત્પરાશર જો પૂર્વેની ન હોય તો લઘુપરાશર એ નામ ક્યાથી પ્રાપ્ત થયુ? માટે તમે બૃહત્પરાશરીને નવી કહો છો તે સભવિત નથી જણાતુ જે મોટા હોય તે પોતાના વાકયપર પોતાની સમતિ આપે નહિ "कलौ पाराशरा स्मृता" એમાના છેલ્લા પદમા ભૂતાર્થમા "त" પ્રત્યય છે તેથી પ્રથમમા વૃદ્ધપરાશરે કહેના જે ધર્મ તે લેના જો કેહેશો કે પોતાની સ્મૃતિમા પોતાનુજ નામ આપ્યુ છે તો તે વાજબી ન ગણાય કારણ કે ધર્મશાસ્ત્રમા કહ્યુ છે કે "आत्मनाम गुरोर्नाम नामातिं कृपणस्यच। श्रेयस्कामो न गृण्हीयात्। ज्येष्ठापत्य कलत्रयो" ત્યારે શુ પરાશર ઋષિ શ્રેયસ્કામ નોહોતા કે ઠેકાણેઠેકાણે પોતાનુ નામ દેતા ર્થયા? જુઓ લઘુપરાશરીમા –

| | | | | | |
|---|---|---|---|---|---|
| अध्याय— | १ | ६ | ७ | ८ | १० |
| श्लोक | २४-३४ | १ | १ | ३० | २२ |

-"कलौ पाराशराः स्मृताः" "पराशरेण चाप्युक्तं" "पराशरेण पूर्वोक्ता" "पराशरवचो यथा" "ऊक्तं पराशरेणैव" "शुद्धिं० पाराशरो ब्रवीत्"

એ સઘળાં વચનો ઉપરથી સિદ્ધ થાય છે કે લઘુપરાશરીમાં જે જે સ્થળે પરાશર શબ્દ વાપરવામાં આવ્યો છે ત્યાં વૃદ્ધ કિંવા બૃહત્પરાશરજ સમજવો. ત્યારે બૃહત્પરાશર એ ગ્રંથ નવો કેમ કહેવાય?

વ્યાસે ૧૮ પુરાણો બનાવ્યાં એમ સહુ પંડિતો પણ માને છે. તેનું પ્રમાણ. "ब्राह्मं पाद्मं वैष्णवंच शैवं लैङ्गं चगारुडम् नारदीयं भागवतं माग्नेयं स्कांदमेवच ॥ १ ॥ भविष्यं ब्रह्मवैवर्त्तं मार्कंडेयंच वामनम् । मात्स्यं कौर्मंचवाराहं तथा ब्रह्मांड संज्ञितम् ॥ २ ॥ "अष्टादश पुराणा निव्यासोक्तानि विदुर्बुधा"

"नवा कस्यचित्पुराणस्य प्रामाण्यं कस्यचित्वाप्रामाण्यमित्यपि संभवति । सर्वेषांव्यासप्रणीतत्वा विशेषेण तथा कल्पयितुम शक्यत्वात्"

આ ઉપરથી એ સઘળાં પુરાણો વ્યાસે રચેલાં છે એ પ્રસિદ્ધ છે. એક વ્યાસે અનેક દેવોની ઉપાસના અને નિંદા કેમ લખી તેનું સમાધાન આર્યવિદ્યાસુધાકરના છેલ્લા ભાગમાં જોવામાં આવશે. વ્યાસે પોતે નિયોગ કર્યો તેમાં તેને પુનર્વિવાહનો નિષેધ લખવાને શી અડચણ? શું નિયોગ અને પુનર્વિવાહ એકજ છે? "कृच्छ्रहीनस्तु यो विप्रो, ब्रह्महत्या पदे पदे" એવાં એવાં મારા લખી મોકલેલા પત્રોમાં સ્તાવક નિષેધક વચનો આવ્યાં હોય એવું મને માલમ નથી. પુરૂષ તો એક સ્ત્રી જીવતી હોય તોપણ તે ઉપર બીજી કરી શકે છે પણ સ્ત્રીથી એકપર બીજો પતિ થઈ શકતો નથી. ત્યારે હિંદુશાસ્ત્ર પ્રમાણે તેમની સરખામણી થઇ શકેજ નહિ. "विशील : कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः उपचर्यः : स्त्रिया साध्व्या सततं देववत्पति :" ॥ मनु अ० ५ अधिवि-

આ તુયા નારિ નિર્ગચ્છેદ્દુષિતા ગૃહાત્ । સા સદ્ય સન્નિરોદ્ધવ્યાતાઽત્યા વા કુલ સન્નિધૌ ॥ ૨॥ વાલ્યે પિતુર્વશે તિષ્ઠેત્પાણિગ્રાહસ્ય યૌવને। પુત્રાણા ભર્તરિ પ્રેતે ન ભજ સ્ત્રી સ્વતન્ત્રતામ્ ॥ ૩ ॥ મનુ ॥ વળી લઘુપરાશરીમા "દરિદ્ર વ્યાધિત ધૂર્ત ભર્તાર યાવમન્ય તે। સા શુની જાયતે મૃત્વા સૂ કરીચ પુન પુન ॥ આપણે જેમને ધર્મજ્ઞ કહિયે છૈયે તેમણે આ પ્રમાણે કહ્યું છે વળી "ભર્તુ શરીર શુશ્રૂષા" ઇત્યાદિ ઉપરથી પતિની પગચપી વગેરે કરવાનુ કહ્યુ છે પણ કોઇ ધર્મજ્ઞ એમ નથી બોલ્યો કે ધણીએ ધણીઆણીની પણ શરીરસેવા કરવી અન્યાય ને પક્ષપાત ને જુલમ ન થાય એવી રીતે આનો અર્થ કેમ કરી શકાય? અર્થ તો જેમ હોય તેમજ થવો જોઇયે પછી આપણને તે ગમો અથવા ન ગમો આ પણી બુદ્ધિને શુ વાજબી લાગે છે તે વિષે કાઇ વાદ છેજ નહિ બાકી હુ પણ જો સહુ લોકો મારી શીખામણ માનવા રાજી હોય તો એમ કહું કે જો પુરૂષ એક સ્ત્રી જીવતી છતે બીજી કરે તો સ્ત્રીએ પણ એક પતિ જીવતે બીજો કરવો ત્યારે તો બેઉ જાતિને સરખો ઇનસાફ આપ્યો કહેવાય પણ એવો સરખો ઇનસાફ આપણા શાસ્ત્રકર્ત્તાએ આપ્યો નથી પરાશરજી અબળા વિધવાઓના હિમાયતી તે પતિ ગત થાય તો સ્ત્રીનેમાટે બ્રહ્મચર્ય ને સહગમન લખી ગયા, પણ પુરૂષે સ્ત્રી એની ગુજરી જાય તો વાંઢાપણામા હરિભજનમાં દિવસ કાઢવા અથવા પોતાની પત્નિ પાછળ બળી મરવુ એવુ કાઇજ લખી ન ગયા એવા પરાશરજી પુણ પક્ષપાતી ને અબળા જાતિને ગેરઇનસાફ આપનારા!!! એટલા કારણથી પણ હુ કેહેતો હતો કે એવા એવાઓને કોરે મુકીને આપણી નજરમા આવે તેમ ચાલવુ લોકોને લાભ જણાશે તો આપણી વાત ઉપાડી લેશે, એક તો શાસ્ત્રમા એવા વિષયમા કાઇ નિશ્ચય નથી થતો ને વળી ઉપર જણાવ્યા એવા અન્યાય ને પક્ષપાત ને જુલમ ગુજરે એના વચનો ત્યારે એવાને કોરે મુકવામાજ માલ આપ લખો છો "સ્ત્રીઓ અબળા છે, તેમનુ કોઈ નથી" તે સાચુ હોય તોપણ પરાશરના મતથી વિરૂદ્ધ છે કારણ કે લઘુ પરાશરીમા કહ્યુ છે "જિતો ધર્મોહ્યધર્મેણ। સત્યચૈવાનૃતેનચ ॥ જિતઃ

श्चैरैश्वराजान : स्त्रीभिश्च पुरुषा : कलौ" એ રીતે પુરૂષને જે જીતનારી તે અબળા કેમ કેહેવાય તેને તો સબળા કેહેવી જોઇયે.

કોઇપણ પ્રકારને સ્વાર્થ અથવા બુરી દાનતથી સ્ત્રીઓ ઉપર જુલમ ગુજારવામાં આવે ને તેઓ શાપ દે તે વાજબી. પરંતુ તેમનું ભલું કરવા જતાં જો શાપ દે તો ચિંતા નહિ. એ તો ગુજરાતીમાં એક કેહેવત છે કે "સતી શાપ દે નહિ ને અસતીનો લાગે નહિ." બ્રહ્મચર્યનો મહિમા મહામુનિ પરાશરેજ વખાણ્યો છે તેથી વિધવાને ચિરકાલનું સુખ પ્રાપ્ત થાય. આ લોકનું સુખ ક્ષણભંગુર છે તેની લાલચમાં નહિ ફસવા દઇ જેથી 'પર લોકનું' અનંત કાળનું અખંડ સુખ વિધવાને પ્રાપ્ત થાય તેનેઅર્થે યત્ન કરતાં શાપ દે તે ન લાગે. માતપિતા કે બીજાં સગાં વિધવાનાં વેરી તો થોડાંજ હોય છે. વિધવાને બ્રહ્મચર્ય પલાવે છે તેમાં તેઓ શાસ્ત્રવિરૂદ્ધ કરે છે એમ તો કાંઇ નથીજ. મનુ કહે છે કે "पतिंयानाभिचरति मनोवाग्देह संयता ॥ सा मर्तृलोक मामोति सद्भि : साध्वी तिचोच्यते" એમાં ભરતાર સાથે બ્રહ્મચર્ય પાળવાથી વિધવા સ્વર્ગમાં રહે એમ કહયું. હવે એક સ્ત્રીએ એક મુવે બીજો, બીજો મુવે ત્રીજો એમ પાંચ પતિ કર્યા તો તે પાંચમાંના કયા સાથે સ્વર્ગમાં રહે? કાંઇ પાચે પાંડવની પેઠે સગા ભાઇ તો હોયજ નહિ કે હલીમલીને રહે!! કદાચ સ્વર્ગમાં પાંચેની ધમાચકડી પણ મચે ખરી!!

વિધવાવિવાહ સશાસ્ત્ર કે અશાસ્ત્ર તે સમજી લેવું એજ હેતુથી આપની સાથે આ પત્રવ્યવહાર ચલાવ્યો છે. સ્ત્રીઓને વિધવાને કે તેની સંતતીને મારે મારવાની કે નિંદા કરવાની કાંઇ જરૂર નથી. વિધવાઓ તો બિચારી ભાગ્યહીણી છેજ પણ છતી ધણીવાળી એવી કાંઇ હજારોના ભીતરભડકા જ્યારે મારા જોવામાં આવે છે ત્યારે મારૂં કાળજું કંપે છે. તેથી વિધવાઓની સાથેજ એવી સોવાસણોના દુખનો પણ અંત આવે. અને આખી પૃથ્વી તે જાણે ઇંદ્રનું નંદનવન હોય એવી જરાવસ્થારહિત સ્ત્રી પુરૂષોને લાગે એવો કોઇ અભિનવ ઉપાય આપણા દેશહિતકારી ને પરદુખભંજક સુધારકો અમલમાં આણાવે તો બહુ સારૂં એવી હું અંતઃકરણપૂર્વક આશા રાખું છું.

**લા. સવિતાનારાયણ ગણપતિનારાયણ.**

તા૦ ૩૦–તમારા તમામ પત્ર ઉપર પશ્ચાદવલોકન કરતાં જે જે શંકાઓ ઊપજે છે તેમાની મુખ્ય આ પ્રમાણે –

૧ નિયોગ અને પુનર્વિવાહ એ બેની પેહેલા પત્રમા છુટ આપોછો તે કલિયુગમા પરાશરે શુ બન્નેની છુટ આપેલી છે? જો તમે તેમ માનતા હો તો પરાશરે માત્ર ઔરસ ને દત્તક બેજ પ્રકારના પુત્ર કહ્યા છે એમ લખો છો તેને વિરોધ આવશે જો ભારતના દૃષ્ટાંતથી તેમ કરવુ એમ કહો તો કલિયુગમા પરાશરનુજ માત્ર પ્રમાણ માનવુ તેને વિરોધ આવશે

૨ બીજા પત્રમા લખો છો "સ્ત્રીએ સહગમન કરવુ ઇત્યાદિ સબધી પુરાણવચનો વેદવિરૂદ્ધ છે" ત્યારે પરાશરે પણ સહગમન કરવાનુ લખ્યુ છે તે પણ વેદવિરૂદ્ધ?

૩ ત્રીજા પત્રમાં "अनन्य पूर्विकात्व" અને "आविप्लुत ब्रह्मचर्यत्व" એ બેને સરખાવો છો પરતુ "अन्य दत्तातुयाक॰" "भर्तृगोत्र परित्यज्य" "आसपुत्राश्रये जाता" "यान्यपूर्वा" ઇત્યાદિ પરપૂર્વા સબધી જેવા શાસ્ત્રવચનો છે તેવા વિપ્લુત બ્રહ્મચર્યવાળાનેમાટે લખેલા શાસ્ત્રમા કોઈ સ્થળે પણ દેખાડશો?

૪ શુ અર્વાચીન કાળમા લોકો સર્વ પ્રકારે શાસ્ત્રને અનુસરીનેજ વરતે છે? પુનર્વિવાહ સશાસ્ત્ર છે એમ લોકોને સમજાવવાને દેશસુધારકો પ્રયત્ન કરે છે તો બીજુ સઘળુ તો તેઓ શાસ્ત્ર પ્રમાણેજ કરતા હશે? માત્ર વિધવાવિવાહજ બાકી રહ્યો હશે!!!

૫ પુનર્વિવાહ કરતા સ્વયવરનો ચાલ અમલમા આણવાને યત્ન પ્રથમ કરવામા આવે તો તે હુ વધારે પસદ કરૂ અજ્ઞાની અને રોગી એ બે સરખા જાણવા સુધારાવાળા વૈદ્યોમા રોગીને રૂચતું ઓસડ આપનાર વિરલાજ મળી આવશે શાસ્ત્રકારોને જે વાજબી જણાયુ અને આપણને હાલમા જે વાજબી જણાય છે તેમા ઘણુ અતર છે વિધવાવિવાહ ન કરવો એમ હુ કહેતો નથી માત્ર તે સશાસ્ત્ર છે એ બાબતમા મને શક છે આ પત્રનો ઉત્તર આવેથી આપને વિશેષ તસદી નહિ લેવી પડે એમ હુ ધારૂ છુ

ત્રિ॰ સવિતાનારાયણગણપતિનારાયણ.

## વિચાર ૧ લો—શકકાલ વિચાર.

રા. ત. ના પૃષ્ટ ૩૮, શ્લોક ૪૭૭ માં બાલાદિત્યનો ભાઇ વિક્રમાદિત્ય એણે "द्वाचत्वारिंशतिसमा :" [1] રાજ્ય કર્યું એમ લખ્યું છે. પણ અસલ પાઠ તો "द्वाचत्वारिंशतंसमा :" એ છે. પૃષ્ટ ૩૫ માં રત્નપ્રભા દેવીનો પુત્ર યુધિષ્ઠિર એણે [2] "द्नांचद्वात्रिंशतिसमा :" રાજ્ય કર્યું એમ છે. પણ [3] સંગ્રહતરંગિણીના છેવટમાં જોતાં અને શ્લોકમાં સમુચ્ચય ન હોવાથી "च" ને વૈયર્થ્ય આવે છે, માટે "द्नांचत्वारिंशतसमा :" એવો પ્રાચીન પાઠ હોવો જોઇયે. પ્રથમ તરંગિણીના છેવટના સંગ્રહ શ્લોકમાં अष्टत्रिंशति राजसु" એમ આપણે વાંચિયે છૈયે. પણ ગણી જોતાં રાજાઓ થાય છે એકવીસ, માટે છેવટના સંગ્રહમાં આપેલો "एक विंशति राजसु" એજ પાઠ પ્રાચીન એવો નિશ્ચય થાય છે. પાંસઠમા પૃષ્ટમાં "षट् त्रिंशाब्दा त्यथाव्धि" એમ વાંચવામાં આવે છે, પણ તે તરંગમાં સઘળું વૃત્તાંત ૩૬ મા વર્ષે સુધીનું છે માટે "षड्वि शाब्दा त्ययावधि" એવો કલ્હણનો પ્રાચીન પાઠ હોવો જોઇયે. આ બધો અપરાધ લેખક, છાપનાર કે તપાસનારનો અગર તે ત્રણેનો ભેગો હોય પણ કલ્હણને માથે એ બાબતમાં દોષ મુકવો એ બરાબર નથી. માટે લલિતાદિત્યે ૨૬ વરસ રાજ્ય કર્યું એમ સમજવું, ૩૬ વર્ષ નહિ. સંગ્રહમાં પણ લલિતાદિત્યનાં નામની આગળ ૨૬ નોજ આંકડો છે. જયાપીડે એ પ્રમાણે ૨૧ વરસ રાજ્ય કર્યું અને "જજ્જ"નાં ત્રણ વરસ જુદાં ન લેવાં તે એકવીસ વરસમાં આવી ગયાં એમ જાણવું.

| નામ. | વર્ષ. | માસ. | દિ. |
|---|---|---|---|
| દુર્લભ વર્ધન … … | ૩૬ | ૦ | ૦ |
| દુર્લભ …… …… | ૫૦ | ૦ | ૦ |
| ચંદ્રાપીડ………… | ૮ | ૮ | ૦ |
| તારાપીડ … … … | ૪ | ૦ | ૨૪ |
| લલિતાદિત્ય ……… | ૨૬ | ૭ | ૧૧ |
| કુવલયાપીડ ……… | ૧ | ૦ | ૧૫ |

---

૧ શ્લોક૦ ૪૭૭, પૃષ્ટ ૩૮, રાજત૦ Cal. Edit.

૨ શ્લોક૦ ૩૮૧, પૃ૦ ૩૫, રાજત૦ Cal. Edit.

૩ "સંગ્રહ" કિંવા "તરંગિણીસંગ્રહ" એ "રાજતરંગિણી"ની શેવટે છાપેલો છે.

| | | | |
|---|---|---|---|
| પજ્જાદિત્ય . | ૭ | ૦ | ૦ |
| પૃથિવ્યાપીડ | ૪ | ૧ | ૦ |
| સગ્રામપીડ | ૦ | ૦ | ૭ |
| જયાપીડ . ... | ૨૧ | ૦ | ૦ |
| લલિતાપીડ . . | ૧૨ | ૦ | ૦ |
| સગ્રામપીડ . | ૭ | ૦ | ૦ |
| ચિપ્પટ જયાપીડ . | ૧૨ (૮૮ ૪ મા લૌકિક વર્ષે પરલોક ગયો) | | |
| અજીતાપીડ વગેરે | ૪૨ (૩૧ મે વર્ષે અવતીવર્માને અભિષેક થયો) | | |
| | ૨૩૧ | ૫ | ૨૭ |

અવતિવર્માનો અભિષેક શાલિવાહનના ૭૭૭ મે વર્ષે થયો માટે તે ૭૭૭ માથી ૨૩૧ વરસ ૫ મહિના ને ૨૭ દિવસ બાદ કરવા, એટલે ૫૪૫ વરસ ૬ મહિના અને ૩ દિવસ શાલિવાહન શકના ગયા ત્યાર દુર્લભવર્ધન તખ્તારૂઢ થયો દુર્લભવર્ધન તથા તેના પુત્ર દુર્લભે મળી ૮૬ વર્ષ રાજ્ય કર્યું તે ઉપરના ૫૪૫ વર્ષોમા મેળવવા પછી શાલિવાહનના ૬૩૧ વરસ ૬ માસ ને ૩ દિવસે ચદ્રાપીડને અભિષેક થયો એમ નક્કી થયુ એવી રીતે વિચાર કરી જોતા શાલિવાહન શકને ૬૩ મે વર્ષે ચદ્રાપીડે ચીનના બાદશાહ પાસે મદદ માગી એમા કાઈપણ કાળવિરોધ નથી કાશ્મીરથી પેકિન કાઇ દશ બાર દહાડાનો રસ્તો નથી અને મદદ આવી પોહોચવાનુ કામ પડ્યુ બાદશાહી, માટે કગર વગેરે કરવા જે લોકોને બાદશાહે મોકલ્યા તે ચદ્રાપીડ સ્વર્ગસ્થ થયા પછી કાશ્મીરમા આવી પોહોચ્યા એમ માનિયે તો કાઇ અસભાવ્ય નથી ચીનના બાદશાહે ચદ્રાપીડને રાજાના વસ્ત્ર મોકલ્યા એ વાત તો ચીનાઇ ગ્રથકારોનો પ્રલાપ માત્ર છે ચદ્રાપીડની પેહેલાના અથવા પછીના કોઇ કાશ્મીરના રાજાએ ચીનના બાદશાહને ખડણી આપી એવી વાત ઇતિહાસમા વાચવામા આવતી નથી આવી માત્ર એક બડાઇ ભરેલી વાત ઉપરથી ચદ્રાપીડ ૬૪૧ મે વરસે દેવલોક ન પામતા ૬૪૨ મે વર્ષે પરલોકવાસી થયો એમ બોલવુ એ વાજબી નથી કાશ્મીરના રાજાને "કિનિતો" ૫ કહી હલકા સમજતા હતા એવુ "સગ" લખી

૪ એ બેઉએ લૌકિક વર્ષો છે એ ૮૮ મા વર્ષની અગાઉનો રાજતરગિણીનો ભાગ છે તેમા "લૌકિક" વર્ષ કોઇ ઠેકાણે પણ આપ્યા નથી અહિથીજ લૌકિક વર્ષનો આરભ થયો

૫ P 93, Cunninghum's Ancient Geography of India

ગયો છે. "કિલિતો" એ "કર્કોટ" ૬ શબ્દનો અપભ્રંશ જણાય છે. તે વંશના રાજાઓને હલકા માનતા હતા તેનું કારણ એ કે તેઓ રાજબીજ ન હતા. ઉપરની કાળગણના કરતાં "ગોનંદ"થી ૭ આગળ વર્ષ ગણવાનું મુકી અવંતિવર્માની પાછળનાં વર્ષો ગણ્યાં તેનું કારણ એ કે અવંતિવર્માથી જે ઇતિહાસ ચાલ્યો તે ઘણોજ વિશ્વાસનીય છે; અને કર્કોટ તથા અવંતિવર્માનો વંશ એ બે વંશોની વચમાં બીજો વંશ નથી તેથી કોઇપણ રીતે ભ્રાંતિ રેહેવાનો સંભવ નથી. કર્કોટ વંશના રાજાઓએ રાજ્ય કર્યું તેના વર્ષો સંગ્રહકારે તરંગિણીની છેવટે આપ્યાં છે તે ઘણાંજ દોષયુક્ત છે. માટે ઉપર તથા નીચે લખેલી ખટપટ કરવી પડી:—

| નામ. | વર્ષ. | માસ. |
|---|---|---|
| મેઘવાહન............... | ૩૪ | ૦ |
| તુંજીન ... ............ | ૩૦ | ૦ |
| હિરણ્ય ............... | ૩૦ | ૨ |
| માતૃગુપ્ત ............... | ૪ | ૯ |
| માતૃગુપ્ત... ............ | ૧૦ | ૦ |
| પ્રવરસેન............... | ૬૦ | ૦ |
| યુધિષ્ઠિર ............... | ૩૯ | ૩ |
| નરેંદ્રાદિત્ય ............. | ૧૩ | ૦ |
| રણાદિત્ય ............... | ૩૦૦ | ૦ |
| વિક્રમાદિત્ય ............ | ૪૨ | ૦ |
| બાલાદિત્ય ...... ...... | ૩૭ | ૪ |
| વર્ષ | ૬૦૦ | ૬ |

૬ "મેઘવાહન"ના વંશમાંનો છેલ્લો રાજા બાલાદિત્ય એની "અનગલેખા" નામની છોકરી હતી." બાલાદિત્યની રાણીને "કર્કોટ" નાગથકી ગર્ભ રહી એ પુત્રી અવતરી અને તેથી "કર્કોટ" એ નામ વંશને પ્રાપ્ત થયું. એ પુત્રી બાલાદિત્યે એક કાયસ્થને આપી અને તે કાયસ્થ બાલાદિત્ય સ્વધામ પધાર્યો પછી રાજા થયો. તે ઉપરથી એ રાજા રાજબીજ નથી એ ખુલ્લું છે. એના સંબંધમાં રાજતરંગિણીના ચોથા તરંગની શેવટનાં એ પાનાં વાંચવાલાયક છે.

૭ "ગોનંદ"થી "કલ્હણે" ક્રમવાર રાજાનાં નામો આપવાનો યત્ન કર્યો છે. ૨૩૩૦ વર્ષો પોતાના કાળ સુધી ગયાં એવું કલ્હણે લખ્યું છે તે આ "ગોનંદ" રાજ્ય કરવા લાગ્યો ત્યારથી (શ્લોક ૫૩, પૃ૦ ૩, રાજત૦) Cal. Edit.

# આર્યજ્ઞાનવર્ધક.

વર્તમાન ચર્ચા અને સાક્ષરત્વને માસિક ગ્રંથ.

## અક્ટોબર, ૧૮૮૪.

## વિચારમાધુકરી

### વિચાર ૧લો–શકકાલ વિચાર.

૧ હર્ષવર્ધન પ્રભૃતી પરાક્રમી રાજાઓનો પરાક્રમ છુપાવના સારૂ કલ્હણે રણાદિત્યનું રાજ્ય ૬૦૦ વર્ષ વધાર્યુ તે તો મહા સાહસ કર્યું એમ કહ્યા વગર ચાલે તેમ નથી રણાદિત્યે જો ૩૦૦ વર્ષ રાજ્ય કર્યું તો તેના છોકરાઓની અને તેઓના છોકરાઓની ઉમર તે મરી ગયો ત્યારે કેટલી હોવી જોઇયે!! પ્રવરસેન અને કલ્હણનો સરવાળો મળતો આવે છે તરંગિણીમગ્રંહમા જે ઠેકાણે ઠેકાણે સરવાળા આપવામા આવ્યા છે તે મેળવતા કલ્હણની સાથે વધારે વિરોધ આવે છે, માટે તેના ઉપર વિશ્વાસ સુદ્દલ રાખવો ન જોઇએ કંઠોર [illegible]શમાના લલિતાદિત્ય અને જયાપીડ એ બન્નેએ ઘણા દેશ ઉદ્ધસ્ત કર્યા અને ગૌડમા બેઉનો સબંધ હતો અને ત્યા ગુપ્તકાલનો પ્રસાર ન હતો, એટલુંજ નહી તો જ્યોતિષીઓની પણ વિશેષ કૃપા હતી માટે વૈક્રમ શકની ફરી ધીરે ધીરે પ્રવૃત્તિ થવા માડી

---

(૬) ૧ "શક" શબ્દ "शक्नोति" ધાતુથી નિકળ્યો જેથી કાલ જાણવો શક્ય થાય છે તે 'शक" એવો જે "કાલ" તે શકકાલ અથવા શકનૃપ "શકકાલ" તથા "શકનૃપ" અહીંયા કર્મધાર્ય સમાસ સમજવો– "शाककालस्तस्य राज्ञश्च" એ વૃદ્ધ ગર્ગના વચન ઉપરથી "શકકાલ"નો ભિન્ન અર્થ હોવો જોઇયે યુધિષ્ઠિરના રાજ્યાભિષેકથી જે કાલ ગણાયો

બોલવામાં કાંઇ હાંસલ નથી. એવી રીતે એક રાજાએ બીજા રાજાને મદદ કરેલી રાજસ્થાનના તથા ઇતર દેશના ઇતિહાસમાં પણ વાંચવામાં આવે છે. મુસલમાનો જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેઓએ અનેક લોકોને વટલાવ્યા. જે હિંદુઓ એક વખતે વટલી ગયા તે પોતાની જન્મભાષા તથા જન્મભૂમિ ભૂલી જઈ નવા ધર્મની શાથે તે ધર્મ પાળનારાઓની ભાષા તથા રીતરીવાજ આદરતા ગયા. અધિકારી પણ પ્રાયઃમુસલમાનનેજ મલતો હતો. કોઈ હિંદુને જો થોડો ઘણો અધિકાર મળે તો તેમેં મુસલમાની શક માન્યા વગર ચાલે નહીં, કેમકે સર્વ સત્તા મુસલમાનોના હાથમાં રેહેતી હતી. વળી મુસલમાનોનું રાજ્ય મહારાષ્ટ્ર દેશમાં એકજ હતું અથવ તે માત્ર પાંચ દશ વર્ષ ચાલી ડુબી ગયું એમ થયું નથી. શાલિવાહનના તેરમા સૈકામાં મુસલમાનોની સત્તા મહારાષ્ટ્ર દેશમાં સ્થાપિત થઇ તે સોળમા સૈકાના અર્ધના આખરી સુધી એટલે શિવ છત્રપતિના જન્મ સુધી અવ્યાહત ચાલી; માટે મુસલમાની શકનો મહારાષ્ટ્ર દેશમાં પ્રસાર થયો તેમાં આશ્ચર્ય માનવા લાયક કાંઇજ નથી. ઇસિવી શકનો હાલ થોડાં વર્ષોમાં ઘણોજ પ્રસાર થયો છે ખરો, પણ તેનું કારણ થોડું ભિન્ન છે. ઘણું કરીને જેટલા અંગ્રેજી ભણેલા તેટલા બધા અંગ્રેજ બની જઈ તેઓને આપણા જૂના લોકો તથા તેઓની ચાલચલગત બધું જંગલી ભાસે છે અને તેઓને પોતાના ધરમનું અથવા શક વગેરેનું જ્ઞાન બીલકુલ રેહેતું નથી. મુસલમાની રાજ્યમાં જે મુસલમાન થતા હતા તેઓને હિંદુ ધર્મનો તથા રીતરીવાજનો તિરસ્કાર આવતો હતો. અંગ્રેજી રાજ્યમાં તો અંગ્રેજી ધર્મનો આદર કર્યા વગર કેવળ અંગ્રેજીમાં પંડિત થઇ અસ્સલનું બધું ભૂલી જવા અને હિંદુ ધર્મનો છળ કરવા માગે છે. માટે મુસલમાની સત્તાથી અંગ્રેજી સત્તાનો પ્રભાવ અધિક છે, એ વાત કબૂલ કર્યા વગર ચાલે નહીં. ત્યારે ઇસવી શકનો થોડાં વરસોમાં અનેકત્ર પ્રસાર થયો તેમાં કાંઇજ નવલ નથી. તોપણ જે લોકો હાલ અસ્સલ હિંદુ રહયા છે એટલે જે લોકોમાં અંગ્રેજી વિદ્યાનો બિલકુલ અથવા વિશેષ પ્રવેશ થયો નથી એવા જે ઘણા મારવાડી તથા ગુજરાતી લોકો છે તેઓમાં હરેક કાગળ પત્રમાં એતદ્દેશીય શકજ વપરાય છે. જો વકીલના હાથમાં એ કાગળ જઇ તેના હાથથી તેમાં ઇસિવી શક પડે તો ઇલાજ નહિ. સારાંશ જેમાં

મુસલમાની શકની આપણામા પૂર્વે પ્રવૃત્તિ થઈ અથવા જેમ ઇસવી શકની હાલ પ્રવૃત્તિ થઇ છે તેમજ શક નામક અનાર્ય લોકોના શકની આપણામા પ્રવૃત્તિ થઈ એવુ અનુમાન* સયુક્તિક લાગતુ નથી પ્રથમ તો મહારાષ્ટ્ર દેશમા "शक" લોકોનુ રાજ્ય હતુ એ વાતજ સિદ્ધ થતી નથી એક ક્ષણભર કબૂલ કર્યું કે મહારાષ્ટ્ર દેશમા શકરાજ્ય હતુ તોપણ તે સેકડો વર્ષ ચાલ્યુ અને જેઓના ઉપર તે હતુ તેઓ શકધર્મી અને શકાચારી થઇ મોટા અધિકાર જે શકધર્મના અથવા શકજાતના હતા, તેથી જેમ પ્રથમ મુસલમાનમય થઈ હાલમા અગરેજમય થઇ ગયો છે તેમ સઘળો મહારાષ્ટ્ર દેશ શકમય થઈ ગયો એમ માનવા પ્રમાણ શુ ? માટે "શક" એટલે "અનાર્ય લોકો" અને તે જ્યારે ભરતભૂમિમા આવ્યા ત્યારે "શક કાલની" પ્રવૃત્તિ થઇ એવુ બોલવુ પોકળ સમજવુ જોઈએ એમ છતા ષષ્ઠીતત્પુરૂષ કરવાનો આગ્રહ જો જતો ન હોય તો "शक"નો જે કાલ (મૃત્યુ) અર્થાત્ તેઓનો પરાભવ કરનારો, એવી રીતે નિર્વાહ કરવો "शक" લોકોનો વિક્રમાદિત્યે† પરાભવ કર્યો એ વાત કાસ્મીરના સરખા હિન્દુસ્તાનના ઉત્તર દિશાના એક ખૂણામા આવેલા દેશમા પણ પ્રસિદ્ધ હતી "शक" શબ્દનુ નિર્વચન તો "शक्नोति" ધાતુથી નિકલ્યો તેજ તે ખરૂ ન હતે તો ગર્ગના હાથથી યુધિષ્ઠિરના રાજ્યકાલને "शक" શબ્દ ન લાગતે આ પરિષ્કાર ઉપરથી એમ નહિ સમજવુ કે "शक" શબ્દનું મ્લેચ્છગણવાચકત્વ અમને કબૂલ નથી "શકકાલ" "શકનૃપ" વગેરે જે શબ્દો કાલવાચક છે તેઓમાના "શક" શબ્દ મ્લેચ્છગણવાચક નથી એજ અમારી મતલબ છે

"ભગવદ્ભક્ત".

---

* P 73&71, Vol X, Jour B B R A S.

† श्लोक १२८, पृष्ट २६, राजतरंगिणी

# સંસારમાં સર્વ પદાર્થ તથા સ્થિતિના અસ્થિરપણા વિષે.

"નાથ કૈસે ગજકો બંધ છુડાયો" એ રાગ.

મૂરખ નર ફોગટમાં અતિ ફૂલ્યો, સત્ય જ્ઞાનનો મારગ ભૂલ્યો. ટેક.
નિર્ણય સાર અસારનો કરવા, ધીરજ જરિ નવ ધારી;
અલ્પ લાભની લાલચમાં તું, બાજી ગયો બધી હારી. મૂરખ નર-૧.
સ્થીર નથી સંસારમાં કાંઈ, ફેર પડે વ્હેલો મોડો,
કાંતો સુધરે કે કાંતો કથળે, ગર્વ ધરે તે ગાંડો. મૂરખ નર-૨.
ભવ્ય જે ભાનુ તેજથી તપતો, સાંજ સમે કેવો ઝાંખો,
ઇંદુ બિચારો વળી અવિલોકો, અંગે નથી રહેતો આખો. મૂરખ નર-૩.
ફૂલ પ્રફૂલિત સુંદર આજે, કાલે જુઓ તેની કાયા;
વિશ્વમાં વ્યાપી છે અસ્થિરતા એમ, ચેતી ચાલે નર ડાહ્યા. મૂરખ નર-૪.
સાગરમાં પણ થોડીવારમાં, ભરતી ઓટનો વારો;
ઘડિમાં ભરપૂર થઇને ગાજે, ઠાલો ઘડીમાં થનારો. મૂરખ નર-૫
નદિ નાળાં ભરપૂર બહુ ભાસે, વર્ષાઋતુ જ્યારે આવે;
સ્થિતિ વિપરીત પછીથી વિલોકો, જળ બધું જવ વહી જાવે. મૂરખ નર-૬.
જોબન જરતણા મદમાં માતા, ડરતા ન કોઇના ડરાવ્યાં;
અનેકતણા ઓશિયાળા થઇ તે, દુઃખમાં દીઠા દટાયા. મૂરખ નર-૭.
સુંદર નારીઓ સુઘડ સલુણી, મોહની રૂપે મનાતી;
ડાચાં ગયાં મળી ડોશીઓ થઇ તે, ખોઇ જોબનની ખ્યાતી. મૂરખ નર-૮.
પૂજાતા જેઓ દેવ પ્રમાણે, પડતા જ્યાં ત્યાં પોબારો;
જોયો નથી શું તેવા જનોનો, વીતકણાંનો વારો. મૂરખ નર-૯.
ચાર દિવસનું ચાંદરણું છે, પાછળ ઘોર અંધારૂં,
ટાલાલ કહે બધું જગમાં, આળપંપાળ વિચારૂં. મૂરખ નર-૧૦.

# ગંગા.

## એક ગુર્જર વાર્તા.

## પ્રકરણ તેવીસમું

### જેમા ગ્યાસુદ્દીન રુમી પ્રૌઢુ પરાક્રમ કરે છે ને શિવાજિ ચકિત થાય છે.

પાછલા પ્રકરણમા કહી ગયા તેમ નવાબે પછાડેલા ગોળાથી ક્ષણની શાંતિમા હતા તેમાથી બનો પક્ષના લડવૈયાઓ એકદમ જાગ્યા, અને પોતાના કામ માટે તૈયાર થવા એક બીજાને મદદ કરવા લાગ્યા હતા તેઓએ પોત પોતામા ખળભલાટ કરી મુકયો, જેથી બનો લશકરમા એકદમ તૈયારી થઈ રહી દરેક જન પોતાના કામ માટે લાયક હતો, જે તે વેળા એક રીતે ઘણુ અગત્યનું હતુ, અને બેશક પોતાનો ધર્મ બજાવવામા જોખમકારક પણ હતુ દરેક જન પોતાના માથાપરનો સૌથી મોટો જોખમ જોઇને ભયથી મુંજાતુ હતુ, તેમ દરેક જન મોતના મોમા પોતાને મુકેલુ સમજતુ હતું ઘોડેસ્વારોએ પોતાના હમેશના સાથી ઘોડાઓની પીઠપર હાથ ફેરવ્યો, અને રણમગ્રામના સદાના સાથી સાથે પોતાની જીદગીની સલામતી, મરવુ કે જીવવુ એ વિષેનો સઘળો આધાર તેમના ઘોડાઓપર મુકયો મરેઠાઓના ઘોડા ઘણા કદાવર ને લડાઇમા તેહેવાયલા હતા, ને પૂર્વની લડાયક પ્રજાને જે રીતે ઉપયોગમા આવી શકે તેવી રીતની સઘળી તબીયત આપવામા આવી હતી દરેક ઘોડો પોતાના સ્વારની રક્ષા કરવાને માટે તૈયાર હતો, ને દરેક સ્વાર પોતાના ઘોડામાટે પ્રાણ આપવા તત્પર હતો જાણે પોતાના કુટુબનુ મનુષ્ય હોય તેમ ઘોડાની સંભાળ લેવાતી હતી, તે ઘોડાઓપર જીન કસી, સ્વારોએ પાગડામા પગ મુકી ભાલાઓ હાથમા પકડયા લગામ છુટી મુકી ને તેવી અવસ્થામા મોપર ચણાનો તોબરો બાધ્યો સ્વારે પોતાના હાથમાના ચણાપૌવા ને સાકર ફાકવા માડયા હવે ખોટી માત્ર દુશ્મની હતી

નવાબની ભય ભરેલી હાલત જોઈને નવાબનું લશ્કર ચકિત, બેબાકળું ને બાવરૂં બન્યું હતું. તેઓ પેહેલાં તો અતિશય ગભરાયા, પણ નવરોજે તરવાર ને ભાલો હાથમાં લીધો એટલે સૌ તૈયાર થયા. મોખરાપર ૩૦૦ ઘોડેસ્વાર થયા, ને પછાડી લશકર દોરાયું. આ વેળા નવાબની પડોસમાં તુરતના આવેલા બે ઘણા ગંભીર પોશાકમાં બીજા નવા સરદારો ઊભા. તેઓએ તો કેસરિયાંજ કીધાં હતાં. ભય હતું તે દૂર નાંખ્યું હતું, ને જીવને સાટે જીવ બચાવવાને તૈયાર બન્યા હતા. નવરોઝે તેઓને પોતાની જમણી બાજૂએ રાખ્યા. "આજના જેવો તોફાની દિવસ મેં કદી પણ જોયો નથી, ને મને આજ કરતાં વધારે ભય કદીપણ પ્રાપ્ત થયું નથી. પણ આજના જેવું મધુરામૃત જેવું પાણી કદીપણ મારી જીંદગીમાં હું પીશ નહી, ને આજનાથી વિશેષ આનંદ મને કદીપણ થશે નહી"–એમ નવરોઝ બોલ્યો.

"આ તમે કુરાનની ભાષામાં બોલ્યા છો, નહી ?" પેલા બે નવા સરદારમાંનો એક બોલ્યો, "આપ તો ખરેખર આ નગરીના શણગાર ને રણના રત્ન છો."

"ભલે, આપ મેહેરબાન એમ કહો," પેલા મુસલમાને પ્રતિઉત્તર આપ્યો, "મારી જન્મભૂને ખાતર ને મારા નવાબને ખાતર આજે તમારી સાથે રહી જે પરાક્રમ હું કરીશ તે કંઇ દેવતાઓને પણ પ્રસન્ન પડતું થાય. જીંદગીમાં કંઇપણ રૂડું કે ભુડું કરવું, પછી યારી આપનાર તો તે સાહેબ છે."

"હાસા, તમે સત્ય કહ્યું," બીજા નવા સરદારોએ જવાબ દીધો–નીચા નમીને. "પણ હવે વિલંબ શો છે ? આ શત્રૂઓ સમક્ષ આપણે ઘણું કરવાનું છે, ને મહાસાગરના મોજાં ઘણાં ઉછળે છે માટે ઘણી ઝડપથી દોડ કરવી જોઇયે. ન પોહોચી વળાશે તો હંમેશગીની બદનામી માથાપર ચોંટી બેસશે, ને તેમાંથી આપણો બચાવ નથી."

"તમે બેફીકર રહો, મારા લક્ષમાંથી કશુંએ ગયું નથી," તે વૃદ્ધ સરદારે કહ્યું. "મારા સાથી ને મિત્રોની સહાયતાથી દિવસના દશમા ભાગ માં શત્રૂને નામોશી સાથ નસાડીશ. લસ્કરની વ્યવસ્થા બરોબર છે ને આપણે પણ સઘળી રીતે દરોબસ્ત બન્યા છિયે—"

"પણ રે સાંભળો, બીજો અવાજ થયો," એકદમ ચમકતાની સાથ બીજા નવા સરદારે નવરોઝને આંગળી કરી આકાશમાં અંગારો બતાવ્યો.

નવાબને બીજી વેળા ગોળો અફાળવાની જરૂર એટલાજ માટે પડી કે તાનોજીએ તેનાપર બીજા ચાર મરેઠાઓને મુક્યા, કે જેઓ ગમે તે પ્રકારે એનું ખુન કરે ચારો સ્વાર નજીક આવી પોહોચ્યા, પણ નવાબ જેમમાં આવેલા કોઇ તયેસ્માતથી બડો શૂરવીર બની ગયો હતો તેના સાથીઓ બહુ કાએલ હતા, પણ તેનાથીએ એણે સવાયુ પરાક્રમ બતાવ્યું ચાર ચડાળોમાના એકને તો ધસતાજ કાપી નાખ્યો, ને જમરૂદનો ઘોડો ખાલી પડયો હતો તેપર સ્વાર થયો તાનોજી વિશેષ લજ્જિત થયો, ને તે દાત કચંકચાવી આ તરકડાને મારી નાખવાને દાવ શોધતો હતો તેટલામા એક ગોળ કુંડાળામા નવાબને ઘેરી લેવા મચળા સિપાઇઓ આસપાસ ફરી વળ્યા પ્રસંગ અતિ બારીક હતો, ને જીવ સટોસટના સોદા હતા નવાબે અલ્લાનુ નામ જીભપર લઇ પોતાનો ઘોડો શત્રૂઓની સીનમા ફેરવ્યો, ને પાચ દશને ભાલાથી વિંધી નાખ્યા, ને તેજ આવેશમા બીજો ગોળો જમીનપર અફાળ્યો–એમજ માનીને કે હવે મદદ ન આવી પોહોચે તો એકલે હાથે મરણ કામ બજાવવુ, પણ જનુનીની કુખ લજાવવી નહી આ વેળાનો તેનો વિક્રાળ ચેહેરો, તેનુ બાહુબળ, તેનો સીનો ને તેની કાબેલિયત એવા તો ઉત્તમ હતા કે "ધન્ય છે એના માત પિતાને" એમ મુખોચ્ચાર કરાવ્યા વિના રેહેતો નહી જનાની વૃત્તિવાળો છતા મરદામીમા તે એક્કો બન્યો હતો, ને તે કાળના એક્કા કરતા પણ વધારે કદાવર દેખાતો હતો

શિવાજી તેની આ મરદુમીપર હેરત પામ્યો, ને એક તરૂણ રાજપુત જેવો, આટલી ત્વરાથી, આવી સરસ રીતે શત્રૂઓને હફાવે એ તેના કાનજામા કોતરાયુ તેણે ધાર્યુ કે કેટલાક સ્ત્રીપુરૂષ ને બાળક નિરદોષના ઘાતની આ ગેબી સજા કરવા ઇશ્વરે તો આને નહી પ્રેરયો હોય ગમેને એ કુર્ચંડવાણ કાઢી નાખે એવા વિચારથી તે આ અજીત્ય શત્રૂને મારવાને બહુ આતુર બની ગયો તેણે બીજા પંદર સ્વારને આ શત્રૂપર મારો ચલાવવા મોકલ્યા નવાબ હવે ગભરાયો, ને તેણે જાણ્યુ કે ખચિત કઇ દગો થયો આટલું છતા પણ હટયો નહી, પોતાના ચાર માથી, જે હજી પણ સલામત હતા તેમને પાસેના પાસે ઉભા રેહેવાનુ સૂચવી, યાહોમ કરી પેલા પંદરે જવામર્દ સામા ઘોડાને ઝોકાવ્યો ત્રણના માથા ધડથી જૂદા કર્યા, તે પોતાના સાથીઓ સાથે પાછો હટયો, ને મરાઠાઓ અચબો

પામી રહ્યા. શિવાજીએ આ બધો ચમત્કાર જોઇને એકદમ પોતાના માણસોને અટકાવ્યાં, ને નવાબ સાથે વાત કરવી ધારી. નવાબને વચન આપ્યું કે ખુલાસો કરે ત્યાંસુધિ તને કશી ઇજા દગાફટકા કે કાવત્રાંથી થશે નહી. વિચાર કરી નવાબે તરવાર મ્યાન કીધી, ને ભાલાને હાથમાં રાખ્યો.

સત્તરની સદીનો આ 'નાઇટ', જ્યારે તેને બોલાવવામાં આવ્યો ત્યારે નવાબની હજૂરમાં ઘણા દબદબા ને દમામ સાથે ઉભો રહ્યો, ને પોતાના તોરમાં શિવાજીને જરા પણ માન ન દિધું. જો કે એ શિવાજીને બીલકુલ જાણ્યો નોહતો કે કોણ છે? ને એ પોતે પોતાનો દબદબો સાચવવાને માટે જરાપણ ખંતિ નોહતો, તથાપિ જ્યારે એણે જોયું કે રાજબીજના ગુણનું ઉલંઘન કરવામાં આવે છે ત્યારે એને શી દરકાર રહી? જે પુરૂષે મોતના મોં સામું જોયું તેને બીજાનો ભય શો? રાજદરબારની રીતભાતથી સંપૂર્ણ માહિતગાર છતાં એણે આ અવિવેક પ્રયત્નજ કીધો, જો કે તે કારણસર હતો. માહારાજની બાજુએ તે ને તેના સાથીઓ ઉભા રહ્યા, પણ ભાલાને નિચા નમાવ્યા નહી, જો કે એ કાળમાં ભાલાને નમાવવો એ મોટા માનની એંધાણી હતી. બાજૂએ બેદરકાર પણ નિડરતાથી ઉભા રેહેવા પછી માહારાજાએ પુછ્યું.

"તમે કોઈ મોટા સરદાર છો કે?" શિવાજીએ પ્રશ્ન કીધો. "તમને સરદારની પદવી કોણે આપી ને ક્યારે મળી છે?"

"આલમગીર બાદશાહે મેહેરબાન, દિલ્લીપતિએ," સુરતના નવાબે ઉત્તર દિધો.

"શસ્ત્રક્રિયા તમે સારી જાણો છો. નહી વારૂ? તમે હમણા જે પરાક્રમ બેસી તે સરદારને બહુ માન અપાવે તેવી છે. હાલના સમયમાં તમે જે યુદ્ધનિપુણતા બતાવી તે ખરેખર તમારી કીર્તિમાં વધારો કરશે; તો પણ તમે નથી જાણતા કે આ તમારી બહુ મૂલ્યની લડાયક શક્તિ માટે તમને મોટું ઇનામ આપનાર કોઇ નથી. તમારો નવાબ તો ક્યારનોએ મર્ણ પામ્યો છે, અને હવે તમે કોકટ વખમાં મારી છુપ આપવા શામાટે તત્પર થયા છો? તમારી કીર્તિ પીછાનનાર હવે કોઇ નથી, ને તમે યુવાવસ્થાને ચાહતા હો તો ભલે તમે તમારે રસ્તે જાઓ, તમારા આવવાનું ને જવાનું કશું પણ કારણ અમે જાણવાને રાજી નથી.

ઇચ્છા હોય તો મારો ભોમિયો તમને સલામત છાવણી બહાર પોહોચાડશે, કશી પ્રકારની ઇજા થશે નહી તમે શુ કહો છો સરદાર ?"

નવાબે બોલવાનો યત્ન કીધો, પણ પોતાના ઉભરા દર્શાવવા અશક્ત હતો પોતે જાતે સલામત છે છતા આવુ દાવપેચવાળુ બોલવુ સાભળી બહુ વીમાસણમા પડી ગયો

"નિરઉત્તર ન રહો, શત્રુઓએ હુકમને તાબે રેહેવુ જોઇયે, ને તાબેદારોએ પોતાના ખુદાવદોને માન મરતબાથી જોવા જોઇયે હમે તમારો મોટો ગુન્હાપણુ માફ કરિયે છિયે, કેમકે તમે બહુ ઉદાર દિલના પરાક્રમી સરદાર છો"

શિવાજીએ પોતાની તીક્ષ્ણ આખ આ સરદાર તરફ રાખી, ને સ્મિત હાસ્યથી પોતાના બોલવાની શી અસર થાય છે તે જોવા લાગ્યો નવાબે આ બધા બોલનાની મતલબ શી તે સમજવાનો યત્ન કીધો, પણ તેમા તે નિષ્ફળ ગયો શિવાજીના મોપર નિખાલસ ને હર્ષ આનદ પ્રકટ દેખાતા હતા એટલે પ્રપચ છે એમ માનતા અચકાયો

"જો એથી આપ આનદ પામતા હો તો, માહારાજ" મુસલમાન સરદારે કહ્યુ, "એમ કરવામા વિલબ નથી ખુદાવિદે આટલી દયા આ નગરીના લોકપર અવશ્યે કરવી હતી તમો નામદારની મરજી આજે જણાવી તે પેહેલા એજ પ્રમાણે વર્ત્યા હોત તો બેશક અમે વર બાહાર થાત નહી, ને આટલા જીવપર આવત નહી આ નગરના લોકોના ત્રણ ત્રણ દિવસ થયા જીવ લીધા, ને બાળક સ્ત્રી ને વૃધ્ધોને રડાવતા, કાપતા જરા પણ ડરયા નહી એ આપના અમીરી ખવાસને શરમાવે તેવુ છે અમે અમારી સુકીપાકી રોટલીપર ગુજારો કરીએ છીએ, ને બીજાને જરા પણ ઇજા કરતા નથી તે વેળાએ તમે આ જે સીતમ ગુજારયો છે, તેનો, તમારો ને અમારો અલ્લા એકજ છે ત્યા જવાબ દીધા વિના છુટકો થશે નહી'

"પુષ્કળ દ્રવ્યની અમને જરૂર હતી, ને આ નગરમા પરદેશીઓના સમાગમથી દ્રવ્યની રેલછેલ થઇ રહી છે તો તેમાથી થોડુ અમે ઉપયોગ માટે માગીએ છીએ એવી આલમગીર જાલમનો શિરચ્છેદ કરી ભરતખડમા એક અરસ રાજ પ્રવર્તાવીશુ"

"તમારી પોતાની ઇચ્છા પ્રમાણે કરવા આ પ્રમાણેનો અધર્મ કરવો

યોગ્ય છે ?" સતરમી સદીના રાજવીરે પુછયું. "પણ જો તમે માહારાજની ઇચ્છા હોય તો, અને અમારાપર તમારો પુરતો વિશ્વાસ હોય તો, જે દ્રવ્ય છે તે મુકીને ચાલ્યા જાઓ, અમે તમને જોઇતાં સાહિત્યો પુરા પાડીશું, તમારી મદદમાં રહી અમારા બાહુબળથી કીર્ત્તિ અપાવી, તમને રાજકાજમાં મદદ કરીશું. નહી એમ બનશે તો યાદ રાખો તમે સઘળાં, આ અલ્લાહના કસમથી કહું છું કે જીવતા જવા દેવાને માટે બહુ વિચાર કરીશ."

"ચંડાળ, મ્લેચ્છ પુત્ર, ગોઝારા, શું તું અમને ડરાવે છે ?" માલુસરે જે આટલો વાર અબોલ ઉભો હતો તે એકદમ ખીજવાઇને પોતાના કારસ્તાનીયા સાથી સહિત આ અમીરજાદાપર ધસ્યો, ને નવાબે સાવધ થઇ તેના આગળ ધસતા બીજા સરદારને ભાલો ઘોંચી તેનું માથું ભાલાપર લઇ સૌને ભય ઉપજાવે તેમ બતાવ્યું. "સેતાન, પલીતને બસ, મારો," એમ બોલી ગીધ પેઠે તુટી પડયા. નવાબે કશાપણ આચકા વગર સૌને સામો જવાબ દીધો. કાપાકાપી ચાલી, ને તેટલામાં નવાબે, અવકાશ મળતાં ત્રીજો બાકી રેહેલો ગોળો જમીનમાં પછાડી અતિ ભય ઉપજાવ્યો.

સુરતના લશકરમાં પુષ્કળ ભય પથરાયો, ને ચેતવણી મળતાં એકદમ લશકરે દોડ ચલાવી. મરેહાઓ બેઠા ને તૈયાર હતા તે સઘળાપર નગરજનનું લશકર તુટી પડયું, ને કેર વરતાવ્યો.

ઈ. સુ. દેસાઈ.

---

# વીર-નારી

સ્થલ-આનોર નગર-રાજભવન

[ઘણા સ્ત્રી પુરૂષ એકત્ર આવે છે]

રાણી-(નિરાશાની સાથે) દૈવ જેનુ પ્રતિકૂળ છે તેને જયલાભની આશા ક્યાથી હોય ? યુદ્ધના પછી યુદ્ધમા અમે જય મેળવ્યો હતો, ક્ષત્રીય વીરપુરૂષો અતુલ સાહસથી શત્રૂપક્ષને વારવાર આક્રમણ કરીને પરાસ્ત, હત અને આહત કરતા હતા, પરતુ કોણ જાણતુ હતુ કે એમનીપર એવી વિપદ આવશે-માણસની શકિત જે કરી શકે છે તે સઘળુ સિંધુ દેશના વીર પુરૂષોએ, અને આ રાજ્યની વીર કન્યાઓએ તો કરવામા બાકી રાખ્યુ નથી વીર પુરૂષો અનાહારે પણ કાતર થયા નહોતા, યુદ્ધક્ષેત્રમા અવિચલિત ભાવથી શત્રૂપક્ષને વારવાર આક્રમણ કરતા હતા વીરનારીઓ પોતે અનાહારી રહીને યુદ્ધક્ષેત્રમા ખાવાની સામગ્રી મોકલતી; બાલક બાલકીઓ પણ હરબડી ન જતા પોતાના આહારનો ભાગ આપતી, સુકેશા અગનાગણુ માથાના વાળ કાપીને ધનુના છિન્નબધન રજ્જુ બનાવતા હતા, ધન્ય વીરપુરૂષો ! ધન્ય વીરનારીઓ ! ધન્ય તમારો સ્વદેશાનુરાગ ! તમો એ સ્વદેશની સ્વાધીનતારક્ષાને માટે જે ત્યાગ સ્વીકાર કર્યો છે, તે ક્ષત્રકુળને ગૌરવકર છે, સ્વર્ગીય પિતૃપુરૂષોને તૃપ્તિકર અને ક્ષત્રિય ધર્મને સપૂર્ણ અનુકૂલ છે હાય ! એટલેજ સોચ થાય છે કે એટલુ સાહસ, એટલો પ્રયત્ન વિફલ થયો શત્રૂપક્ષ ક્ષત્રિયોના પરાક્રમની આગળ પરાસ્ત થયો હતો, પરતુ દૈવબળથી ક્ષત્રિયોના પરાક્રમને પરાભૂત કર્યો, હવે કઈ આક્ષેપ કરવાનો સમય નથી, વિચાર કરવાનો અવસર નથી, હાલ યવનની અધીનતાનો સ્વીકાર તથા જીવન પરિહાર, કેવળ માત્ર એ બે આપણી સામે છે, જે ઉત્તમ જણાય તેનુ અનુકરણ કરો

જનસમૂહમાથી-આપની ઇચ્છા શી છે ?

રાણી-મારી ઇચ્છા મૃત્યુ

જનતામાથી-અમારી પણ બીજી શી હોય ? ક્ષત્રિયમતાન મૃત્યુ-

ભયથી સ્વાધીનતા શું વેચશે? શું ધર્મને વિસર્જન કરશે?

રાણી–તમારી સબળાઓની જો એક ઇચ્છા થાય તો ઉઠો–પાછી મ્યાનમાંથી તરવાર કહાઢો, યવનસૈન્યમાં પ્રવેશ કરીને દેખાડો કે ક્ષત્રિયો કેવી રીતે પ્રાણપરિત્યાગ કરે છે.

સૈન્યગણ–અમે આ ઉઠયા, આ તરવાર બહાર કહાડી હમણાજ શત્રૂદલમાં પ્રવેશ કરશું, પરંતુ આપનાં રક્ષણનો ઉપાય શું!

રાણી–સ્વયં અગ્નિદેવ અમારી રક્ષા કરશે, અમો તેમાં પ્રવેશ કરીને હમેશાને માટે નિરાપદ થશું, યવનનો કોઇ અત્યાચાર હવે અમોને સ્પર્શ કરી શકશે નહિ. (દાસીના પ્રતિ) ચિતાસજ્જાની તૈયારી કર.–

સૈન્યગણ–શું સર્વની ઇચ્છા છે?

વહુ–દાસીની ઇચ્છા–સાસુજીનું અનુસરણ.

બીજી કુલ કન્યાગણ–અમારી પણ ઇચ્છા ચિતારોહણ કરવાની છે, એજ ક્ષત્રિય કન્યાનું ધર્મવ્રતપાલન છે.

સૈન્યગણ–ત્યારે હમણા અમે નિશ્ચિંત થયા. પરંતુ બાલકોનો ઉપાય શો?

કુલ કન્યાગણ એકત્રે–માતૃક્રોડજ અસહાય બાલકોનું આશ્રયસ્થાન છે, અમે તેઓને છાતીએ લગાડશું, તેઓ એ ક્રોડમાં ચિરનિદ્રામાં નિદ્રિત થશે. (અશ્રુત્યાગ.)

સૈન્યગણ–ક્ષત્રિય નારીઓ, અશ્રુ રોકો, તમારાં આંસુ જાણે અમોને કર્ત્તવ્ય કર્મમાં વિઘ્ન ન નાંખે. બાલકોને જલદીથી બોલાવો, આ જીવનની છેલ્લી ઘડીએ એકવાર તેઓનું મુખચુંબન અને સ્નેહઆલિંગન કરીને વિદાય થઇએ. (કંઠ બાષ્પથી અવરૂદ્ધ થાય છે.)

(કુલ કન્યાઓ છેડાથી આંસું લુછે છે અને પછવાડેથી બાલકોને લઇ આવે છે. દશ, અગીઆર, બાર, વર્ષનાં બાલકો શ્રેણીબદ્ધ થઇને એકત્ર થઇ ઉભાં છે.)

સર્વે એકત્રે–જનનિ, આપો અમોને સામરિક વેશ, આપો તરવાર, આપો ધનુર્બાણ, અમે પણ પિતાની સાથે એકઠા યુદ્ધમાં પ્રવેશ કરશું, ક્ષાત્રબાલક પરાધીન જાતિના પ્રમાણે દાસત્વ કરતા નથી, ઘાતકના હાથમાં પ્રાણદાન કરતા નથી, યુદ્ધમાં વીરની પેઠે પ્રાણ સમર્પણ કરે છે. મા,

આપો તરવાર, આપો ધનુર્બાણ, આપો સામરિક વેશ, હવે વિલંબ ન કરો, આપો—હમણા આપો

જનનીઓ એકત્રે—(રડતી રડતી) બેટા બેટો, મા થઇને હાય કયા કઠણ પ્રાણથી તમોને વિદાય આપીએ, શત્રૂની તીક્ષ્ણ તરવાર, શત્રુના કઠિન બાણ— અતિ ઘણા જતનથી પાલન કરેલા, આ કોમલ દેહનો ભેદ કરશે, મા થઇને કેવા કઠિન હૃદયમા એ સહન કરશો? બેટા યુદ્ધમા જવાનુ કંઇ કામ નથી—યવનના નિષ્ઠુર પાપહસ્તથી પ્રાણ આપવાનુ કંઇ કામ નથી આવો તમોને છાતીમા લઇને તાપિત પ્રાણને શીતલ કરીએ ખોળાનુ ધન ખોળામા રહો, આનમા પ્રવેશ કર્યાથી જ્યારે ચારે બાજુએથી અગ્નિ દેહને બાળશે, ત્યારે જાણે તમારૂ મુખ ચુંબન કરીને મરીએ

બાલકો એકત્રે—(માતૃનયનથી) મા અપગડ બાલકો રહ્યા, તેઓને લઇને અનલમા પ્રવેશ કરો, મૃત્યુકાલે તેઓનુ મુખચુંબન કરો અમોને યુદ્ધમા જવાને માટે ન રોકો, અમે જ્યારે ક્ષત્રિય ધર્મમા દીક્ષિત થયા છૈયે, અસ્ત્રચાલનાનો અભ્યાસ કર્યો છે, ત્યારે યુદ્ધમા મૃત્યુજ અમારા પક્ષે પ્રાર્થ્ય છે; ક્ષત્રિય સંતાનને બીજી મૃત્યુની કામના કરવી પડતી નથી જે મૃત્યુ સ્વર્ગલાભનો માર્ગ છે, તે મૃત્યુમા વિઘ્ન નાખશો ના

જનનીઓ એકત્રે—બેટા તમો યુદ્ધમા જાઓ, જીભમાથી એ વાત નિકળતી નથી હૃદયને એ વાતજ સહન થતી નથી, ત્યારે કેમ વિદાય કરૂ? જો એકાંત જવુ થાય તો લો આ સામરિક વેશ, લો આ તરવાર, લો આ ધનુર્બાણ—ધરો માનુ આ આશિર્વચન ભયમા કાતર થશો ના, હાથમાના હથિયાર નાખી દેશો ના, અસહાયનો નાથ તમારી રક્ષા કરો (અતિ ક્રંદનની સાથે) બેટા આવો એકવાર ખોળે, આવી દુ ખિનીના ખોળાનુ ધન ખોળામા આવો, એક વાર ખોળે આવીને અભાગિનીનુ હૃદય શીતળ કરો જન્મનુ છેલ્લુ આલિંગન અને મુખચુંબન કરીને જીવનનુ સાર્થક કરીએ (રડતી રડતી આલિંગન અને મુખચુંબન) હાય, આ જન્મમા શુ આ સુખ હવે ભોગવીશ નહિ—આ મુખચંદ્ર હવે ચુંબન કરીશ નહિ? એ સુખનો શુ આ છેડો આવ્યો? (શોકમા નિમગ્ન થાય છે)

વીર પુરૂષગણ—બાલકો, જના યોગો, અમે પણ એકત્રે વિદાય થઇએ, અમે તમારા અગ્રગામી થઇએ, શત્રૂના અસ્ત્ર અમારા શરીર ઉપર

હું એ દુઃખ કયાં રાખું–હૃદય તો એ દુઃખભાર હવે સહન કરી શકતું નથી. શરીરના પક્ષે પણ એ યંત્રણા અસહ્ય થઇ પડી છે. જે કહે છે, રાજ્યનું સુખ,–ઐશ્વર્યનું સુખ, અંગનાઓના ઘરેણાનું સુખ, રાજાની કન્યા, રાજાની વહુ થઈ તે સુખ, તેઓને અનુભવ થાય તો જોય કે એમાં કંઇજ સુખ નથી. આજ જો આ રાજ્યની ધણી દુઃખિની, ભિખારણીની સાથે મારી સર્વ સંપત્તિ વિનિમય કરવાથી પ્રાણેશ્વરને મળાતું હોય તો, હું આ પળમાં સર્વ વિનિમય કરી નાખું. જે ચાહે, તે આવો–રાજ્યેશ્વરી થાઓ; આ સઘળો ઐશ્વર્યનો અધિકાર કરો, ત્યાર પછી એકવાર જુઓ કે મારી આ દુઃખનો બોજો સહન કરી શકોછો કે નહિ. સુખ–રાજ્યમાં નથી, સુખ ઐશ્વર્યમાં નથી, સ્નેહ, ભક્તિ, પ્રેમ, બંધુત્વના આદાન પ્રદાનમાં સુખ છે, દયાવિતરણમાં સુખ છે, અસહાયને આશ્રય આપવામાં સુખ છે, વિપન્નની વિપદ નિવારણમાં સુખ છે, કદી તો પરનિગ્રહભોગમાં પણ સુખ છે, અને જેને સંસારના કોઇ સુખની આશા નથી તેને મૃત્યુજ સુખ છે. અભાગિનીને આજે એ છેલ્લું સુખ છે–મૃત્યુચિતામાં આજ મને પરમ સુખ છે. પ્રાણેશ્વર અધિનીને છેલ્લી ભિક્ષા આપવા એકવાર પાસે આ મૃત્યુવખતે દર્શન આપો. મેં શું એવો અપરાધ કર્યો છે કે હમેશાને માટે મને પરિત્યાગ કરી ? નહિ વર હું હમેશાની અપરાધિની થઇ છું. ક્ષમાને અયોગ્ય વ્યવહાર કરયો છે, દાનવીરતા પ્રમાણે નિષ્ઠુર વાત કહી છે, પરંતુ તમે તો નિષ્ઠુર નથી, તમે તો અભાગિનીપર હમેશા પ્રીતિ કરો છો, ત્યારે યુક્ત મહત્વ દેખાડો, એકવાર, કેવળ એકવાર દર્શન આપો. તમારી તરવાર–પિતૃદત્ત ભેટ, છાતીમાં ભોંઇને હૃદય શીતળ કરૂં છું. (તરવાર હૃદયમાં મારી અને મૂર્છિત થઇને ભૂતળે પડે છે.)

નેપથ્યમાંથી અલ્લા હો અકબર અલ્લા હો અકબર.

સૈન્યગણ એકત્રે–છોડો, હવે છોડો–આ યવનો આવ્યા છે, તમો ચિતાનું આયોજન કરો, અમે હમણા શત્રૂને હટાડીએ છિયે. (જાય છે.)

બાલકો–આ પ્રણામ કરીએ છિયે, આશિર્વાદ કરો, અમે પણ જઇએ છીયે. [પ્રણામ કરી ત્યારપછી જાય છે,]

[ક્ષત્ર નારીઓ ચોઢા ઉપર છેડો દઇને રડે છે. એક માણસ મંચ ઉપર ચઢીને યુદ્ધક્ષેત્ર જોય છે બીજી બાજુએ ચિતાનું આયોજન થાય છે.]

રાણી-(સ્ત્રીના પ્રતિ) ચિતા સુસજ્જિત છે, આવો હવે આપણે સર્વ પટવસ્ત્ર પહેરીને માળા ચદનથી સુશોભિત થઇએ, ચિતાપ્રદક્ષિણા કરીને અગ્નિદેવની વદના કરીએ

[સર્વેનું અતરાલમા જઇને વસ્ત્રપરિધાન અને માળા ચદન લઇને આવવુ ]

માણસ-ધન્ય વીરપુરૂષો, ધન્ય તમારી હિમત, ધન્ય તમારૂ યુદ્ધકૌશલ્ય! શત્રુ-નિપાત ન કરતા કોઇ સમરશય્યામા સુતા નથી ધન્ય બાલકો! ધન્ય તમારી વીરતા, ધન્ય તમારી અસ્ત્રશિક્ષા, નિડર થઇને શત્રુના સામે અસ્ત્રચાલના કરે છે, શત્રુને આઘાત કરે છે, એક સગે બનેના દેહ ભૂતલમા પતિત થાય છે

[સ્ત્રીઓની ચિતાપ્રદક્ષિણા અને અગ્નિ વદના ]

માણસ-આહા કેવી ખરાબી, હવે ક્ષત્રિય સૈન્યનુ ચિન્હ દેખાતુ નથી, સર્વ નિપતિત થયા!

નેપથ્યમા-અલ્લા હો અકબર અલ્લા હો અકબર, જય ખલિફાની જય, બમરાધિપતિનો જય, લુટો, લુટો, પકડો, સુદરીને પકડો, બદી કરો, પ્રેમાલિગન કરો

રાણી-(વ્યગ્રતાની સાથે) સર્વ તૈયાર થાઓ, અનલમા પ્રવેશ કરો, અમે જઇએ છિયે, પરતુ ભારતના સુસતાન જો કોઇ રહે તો તે સ્ત્રીઓના અપમાનકારી અસુરોની પાપજિહ્વા ખડ ખડ કરો, ભારતમા વર જાણે આર્યકુલ વિલુપ્ત થાય તથાપિ એક આર્યસતાન જીવતો રહેના એવા દાનવો ભારતના વક્ષમા જાણે વિચરણ ન કરે

નેપથ્યમાં-પકડો પકડો સુદરીઓને પકડો

[કુદીને સર્વ અગ્નિમા પ્રવેશ કરે છે ]

(યવનિકા પડે છે)

સમાપ્ત.

નાટકપાત્ર.

રાણી........................લોહીરાજની સ્ત્રી.
વહુ......... ............... " પુત્રવધુ (જયસિંહની સ્ત્રી.)
દેવકી........................રાણીની સખી.
સુરંગિની....................વહુની સખી.
સુનીતિ......................મંત્રીની કન્યા.
સરમા... ......... ......... " " સખી.
કુન્દલતા }
વીરજા } ..................ક્ષત્રિયકન્યા.
દેવલા... ............ ......બ્રાહ્મણની સ્ત્રી.
ગંગાદીનસિંહ }
ભીમસિંહ }
ધીરસિંહ } ............સેનાનાયક.
રણવીરસિંહ }
મહમદ કાસિમ...... ......યવનસેનાપતિ.
જૈન ખા }
ઈછકુ ખા } ................સૈનિક કર્મચારી.
છડીદાર, મંત્રી, દૂત, અશ્વવૈદ્ય, સેનાપતિ, બ્રાહ્મણ સન્યાસી, દાસી ઇત્યાદિ.

ના૦ હે૦

# "સ્લિપિ હોલો"

## અથવા

## ઉંઘણસી ગુશની દંતકથા.

સાધણ, પૃષ્ઠ ૩૫૬ થી

તેની નિશાળ એક નીચી બાંધણીના મકાનમા બેસતી હતી તે મકાન જંગલી રીતે લાકડાનુ બાંધેલુ હતુ અને તેને માત્ર એક મોટો ઓરડો હતો બારીઓમા થોડાક ભાગમા કાચો જડેલા હતા અને બાકીના ભાગમા જુની પુરાણી કોપીબુકોના પાના જોડી દીધા હતા નવરાશના વખતમા બારણામા ઝાડોના ડાંખળા અને બારીમા સળિયા ઘાલી તે મકાનનો કબજો એવી તો હુશિયારીથી મજબૂત કીધો હતો કે અગરજો ચોર તેમા સેહેલથી દાખલ થઇ શકે તોપણ તેને બહાર નાસી જવાને ઘણો સામા પડે તે મકાન એકાંત પણ ખુશનુમા જગ્યામા એક ઝાડીવાળી ટેકરીની તળેટીમા આવેલુ હતુ, તેની નજીકમા એક ઝરો વેહેતો હતો અને તેને એક છેડે એક જબરજસ્ત "બર્ચ" નામનુ ઝાડ ઉગેલુ હતુ એને લીધે, પ્રાઠપઠન કરતી વખતનો નિશાળિયાનો ગણગણાટ ઉન્હાળાના ઊંઘણસી દહાડામા એક મધપુડાના ગણગણાટ જેવો સભળાતો હતો, તે ગણગણાટમા વચે વચે, હુકમ અથવા ધાક બતલાવનો મહેતાજીનો ચમકાવતો અવાજ કાને પડતો, અથવા તો જેવો મહેતાજી કાંઈ ગફલતીયા છોકરાને બોધ આપતો તેવામા "બર્ચ"નો ખડખડાટ કરતો અવાજ વચેથી સભળાતો સાચુ કહીએ તો તે એકચિત્ત ચોડીને કામ કરનારો પુરૂષ હતો, અને પેલી કીમતી કહેવત હમેશ મનમા રાખતો કે "મોટી ચમકાવવી ઊંચી મુકી કે છોકરા બગડયા વિના રહે નહી" ઇચેબોલ્ડ ક્રેનના નિશાળિયા બેશક બગડયા નહોતા

એમ છતા, હુ એવુ કહેવડાવવા માગતો નથી કે તે એક નિશાળનો એવો ઘાતકી હૃદયનો સરદાર હતો કે જેઓ પોતાની પ્રજાને ચમકાવવામા

૪ રાજી રહે છે; એથી ઉલટું, હમેશ સખ્તાઇને બદલે વિચારની સાથે તે ન્યાય અદા કરતો હતો; અને મારનો બોજો નબલાના વાંસા ઉપરથી ઉઠાવી જબરાના ઉપર ઓંસતો. બિચારું મરકટિયું છોકરૂં, જે સોટી જોઇને હબકી જાય, તેના તરફ રેહેમથી અખાડા કરતો, પણ જે બળિયા, તોફાની, માતેલા, અને મસ્ત થઇ ફરતા હોય તેમને બેવડો માર મારી ન્યાયને હરકત થવા દેતો નહી. આને તે એક માબાપ તરીકેની ફરજ બજાવવાનું કહેતો, અને જ્યારે સજા કરતો ત્યારે તે એવી સખત કરતો કે જેને પડે તે આખી જીંદગાની સુધી યાદ રાખ્યા વિના રહે નહી.

જ્યારે નિશાળનો વખત થઇ રહેતો ત્યારે મોટી ઉમરના છોકરાઓ સાથે રમતમાં પણ સામેલ થતો; અને તેહેવારને દિવસે, જેઓને ઘેર સુંદર બેહેનો અથવા ભલી માતાઓ હોય તેવા નાહના છોકરાઓને ઘેર પણ લઇ જતો. ખરેખર, તે પોતાના નિશાળિયા સાથે ઘણી સારી રીતે ચાલતો. તેની નિશાળની આવક ઘણી થોડી હતી, અને તેથી તેની રોજની રોટલી પણ પુરી કરવી મુસ્કેલ થઇ પડત, કેમકે અગરજો શરીરે પાતળીઓ હતો તોપણ તેનો આહાર રાક્ષસી હતો; પણ તે દેશના રીવાજ પ્રમાણે જે ખેડુતોના છોકરાને તે શિખવતો હતો તે ખેડુતો તેને ખાવાને સિધાંપાણી પૂરા પાડતા. પોતાના ગામડિયા આશ્રય આપનારાઓ, જેઓ નિશાળે ભણાવવાનો ખરચ એક મોટા દુઃખદાયક બોજા તરીકે ગણતા અને મહેતાજીઓને આળસુ મધમાખીઓના જેવા માનતા તે ખેડુતોને પોતે બોજો નહી થઇ પડે તે માટે તેઓને ખુશ રાખવાને અને ઉપયોગી થઇ પડવાને તે તરેહવાર યુક્તિઓ રમતો. કોઇ કોઇવાર ખેતીવાડીના નાહના સુના કામમાં તે ખેડુતોને મદત કરતો; તે ઘાસતું કુંડવું કરવા લાગતો, વાડ બાંધવા લાગતો; તેઓના ઘોડાઓને પાણી પાવા લઇ જતો; ગાયો ખેતરમાંથી હાંકી લાવતો; અને શિયાળાની તાપણી માટે લાકડાં પણ કાપી આણતો. નિશાળના મકાનના પોતાના નાહના રાજ્યમાંની પોતાની આપખુદી અને નવાબી તે નિશાળ બહાર બીલકુલ મુકી દેતો, અને ઘણો નરમ અને કહ્યાગરો દેખાવ આપતો. વિશેષે કરીને નાહના છોકરાઓને લાડી લડાવીને તે માતાઓની મેહેરબાની મેળવતો; અને જાણે સિંહ હોય તેમ એક છોકરાને તે પોતાના એક ઘુંટણીયા ઉપર બેસાડતો અને પોતાના પગના તળિયાંવડે કલાકના કલાક સુધી તે પારણાંને હલાવતો.

તેના બીજા ધંધા રોજગારની સાથે, વળી તે આજુબાજુનો ગાયન શિક્ષક હતો, અને જુવાન પુરૂષોને સંગીતશાસ્ત્રનો બોધ આપી ઘણાએ ચકચકતા પોળિયા તે પેદા કરતો ચુંટી કાઢેલા ગાનારાના એક ટોળા સાથે દેવળની ગેલરીની સામે ઉભા રહી આદિત્યવારને દહાડે ગાવુ એ કાંઈ તેને થોડી મગરૂરીનુ કારણ નહોતું, અને એ ગાતી વખતે એના મનમા તે એમ સમજતો કે દેવળના પાદરીને તેણે તદન મારી ઉતાર્યો હતો એ તો ખરૂ છે કે, તે ગાયનટોળામા એનો અવાજ સૌથી મોટો નિકળતો, અને હજુએ તે દેવળમા કેટલાક અવાજના એવા ખાસ તાનો નીકળે છે કે જે રવિવારની શાંત સવારે, ગીરણીના તળાવની છેક સામી બાજુએ અડધે માઇલ સુધી દૂર સંભળાય છે, અને જે તાન રાગને માટે એમ કહેવાય છે કે તે ઇચેબોલ્ડ ક્રેનથી ઉતરી આવેલા છે આ પ્રમાણે તાણી તોસી અક્કલબાજીથી વિવિધ યુક્તિઓ રચી, આપણા માનવંતા પંતોજી પોતાનુ ગાડુ ઠીકઠાક ચલાવતા, અને જેઓ મનની મેહેનત વિશે કાંઇ સમજતા નહી, તેઓ તેને મહાસુખવાસીયો ગણતા

ગામડાના બૈરામંડળમા પંતોજી ઘણુ કરીને કેટલેક દરજ્જે વજનદાર માણસ ગણાય છે, કેમકે થોડુ કામકાજવાળો, અને તેની સાથે જંગલી ગામડિયાથી લાયકીવાળા ગુણો અને ફેશનમા ઘણોજ ચડિયાતો અને વિદ્યામા માત્ર પાદરીથી તે ઉતરતો ગણાય છે તેથી કરીને, જ્યારે તે કોઇ ખેડુતને ત્યાં ચાહ પાણી માટે બોલાવતા ત્યારે તેમને માટે જરા ખાસ તૈયારી કરવામા આવતી, ક્યાં તો ચાહની સાથે "કેક" અથવા મીઠાઇની રકાબી મુકતા, અથવા કોઇ વખત રૂપાના પ્યાલામા ચાહ પાણી આપી ભપકો કરવામા આવતો તેથી કરીને, આપણા વિદ્વાન પંતોજી ગામડાની સઘળી બાઇ સાહેબોની મેહેરબાની મેળવવામા ખાસ કરીને ભાગ્યશાળી હતા આદિત્યવારને દિવસે પ્રાર્થનાનો વખત આવે તેની વચ્ચે દેવળમા તે કેવા રોફની સાથે ભપકો મારતો! લેડી સાહેબો માટે આસપાસના જંગલી ઝાડો ઉપરથી દ્રાક્ષો ચુંટી લાવતો, તેઓને ખુશ કરવા માટે કબર ઉપરના જુદા જુદા સ્મરણ લેખો ગાઇ સંભળાવતો, અથવા તો પાસેની ગીરણીના તળાવના કિનારા ઉપર લેડીના ટોળા સાથે લઇ ભટકતો, અને શરમાળ ગામડિયાઓ તેનો ચડિયાતો દેખાવ અને વાચાળતા જોઇ, અદેખાઇના માર્યા પાછળ પાછળ ગેટાની માફક ચપાયા કરતા.

તેની અડધી ભટકતી વૃત્તિને લીધે, જાણે તે એક જાતનું 'ફરતું ગેઝેટ હતું'; એક ઘેરથી બીજે ઘેર તે ગામની આખી ગપસપ લઈ જતો, અને તેથી સર્વે ઠેકાણે તેને સૌ કોઈ ખુશીની સાથે બોલાવતા. વળી, બૈરાં મંડળ તેને મહાપંડિત તરીકે ગણતા, કેમકે તેણે કેટલીક ચોપડીઓ તો અથથી ઇતિ સુધી વાંચી હતી; અને કોટન મેથરની ન્યુ ઇંગ્લંડના પિશાચોનો ઇતિહાસ તેણે સંપૂર્ણ રીતે પાકે શીખ્યો હતો, અને એ પીસાચોની વાતો તે ખરી તરીકે શક વિના માનતો હતો.

ખરી રીતે જોતાંએતો, થોડીક લુચાઈ અને કેવળ ભોળાપણું એ બે ગુણો તેનામાં વિચિત્ર રીતે મિશ્રિત થયા હતા. અતિશયોક્તિ માટે તેની ક્ષુધા, અને તે પાચન કરવાની તેની શક્તિઓ પણ તેટલી વિચિત્ર હતી; અને જાદુઆઈ પ્રદેશમાં રહેવાથી આ બંને શક્તિઓ ઘણી વધી પડી હતી. ગમે તેવી વાત કરો, પણ તેના સાદુસી મગજમાં તે બીભત્સ અથવા કદરૂપી લાગનાર નહી. પાછલે પહોરના નિશાળ છોડી મુક્યા પછી, તેની નિશાળની પાસે થઈને વહી જતા ઝરાના કિનારા ઉપર લીલા ઘાસના મેદાનમાં જઈ લાંબા છટ પડવામાં તે મોટી ખુશી માનતો, અને જ્યાં સુધી સાંજ પડી અંધારૂં થઈ તેની આંખ આગળ અંધકાર વળતો ત્યાં સુધી તે ત્યાં બેસી જુના મેથરની શોક ઉત્પન્ન કરતી વાતો વાંચ્યા કરતો. પછી, જેવો તે નદીના ખાબોચિયામાં અને ઝાડ ઝાંખરામાં થઈને પોતાના ઘર તરફ વળતો ત્યારે તે પિશાચને ફરવાની ઘડીએ કુદરતી નિકળતો દરેક અવાજ તેની કલ્પનાને ભડકાવી મારતો—કોઈ વખતે ઝાડીમાંથી આવતા દેડકના ભયંકર સાદથી, કોઈ વખત ટેકરી ઉપરથી આવતા પક્ષીઓના સાદથી, ઘુવડના ભયંકર ઘુઘવાટથી, અને પક્ષીઓ એક ઠેકાણેથી ઉડી બીજે ઠેકાણે બેસે તે ફફડાટ વિગેરેથી, એ વારંવાર પીશાચની શંકાથી ચમકી ઉઠતો. કોઈ વાર આગીયો જે રાતના અંધારામાં ઘણો ચળકાટ આપે છે, તેના દેખાવથી ચમકી ઉઠતો; અને જો જોગ જોગે વાંડો ઉડી તેની સાથે અથડાતો તો તે એમ સમજતો કોઈ ડાકણ આવીને તેને વળગી છે. આવે સમયે, તેના વિચાર બંધ પાડવાને અથવા પિશાચને હાંકી કાઢવાને તેની પાસે એકજ ઇલાજ હતો, અને તે એકે તેવે વખતે તે ગાયન ગાવા વળગી પડતો—અને તે "સ્લીપી હોલો"ના ભલા લોકો સાંજના બારણા આગળ બેઠા હોય તેઓ તેનો દૂરની ટેકરી ઉપરથી આવતો ભયંકર અવાજ સાંભળી ભયથી ચમકી ઉઠતા.

# વિધવાવિવાહ અશાસ્ત્ર કે સશાસ્ત્ર?

## પત્ર નબર ૮

ભાઈ સાહેબ,

આપનો ચોથા આકનો પત્ર મને પુનામા મળ્યો, પણ તેનો આજ સુધી ઉત્તર ન લખાયો તેનુ કારણ એ કે ગયા મહિનાથી હુ ગુજરાતમા ગયો હતો તે અમણાજ પાછો આવ્યો છુ એટલે હવે ફુરસદ થઇ

૧ ધર્મને હાની ન પોહોચે એવા યુક્તિથી અર્થ કરવો એ સત્ય આપ માનો છો

૨ "શ્રુતિર્વિભિન્ના." એ યુધિષ્ઠિરનુ વચન છે, તેનો અર્થ સર્વ શાસ્ત્રવચન કોરે મુકવા એમ નથી પણ ઘણા લોક અજ્ઞાની તેમને શાસ્ત્રનુ સ્મ્રર જડે નહીં માટે મહાજન જેમણે શાસ્ત્રનુ મથન કરી શાસ્ત્રનો યથાર્થ નિર્ણય કર્યો છે તેમણે જે માર્ગ સ્થાપન કર્યો છે તે પ્રમાણે ચાલવુ એવો અર્થ માલમ પડે છે હવે પુનર્વિવાહ વિષયક શાસ્ત્રાર્થનો વિચાર વિદ્યાસાગર પડિત, વિષ્ણુ પરશુરામ પડિત અને વિષ્ણુશાસ્ત્રી બાપટ ઇત્યાદિ વિદ્વાનોએ કરી ગ્રથ લખ્યા છે તેજ મહાજન સમજવા "યદ્યપિ શુદ્ધ" એ વચન શાસ્ત્રનુ નથી કોઇ કવિયે કરેલુ છે એવા મતલબી વચન સુભાષિતમા ઘણા છે જેમ "आत्मार्थं सकल त्यजेत्" એ લૌકિકી વચનો છે સિદ્ધાતના નથી સિદ્ધાત તો એજ છે કે જે શુદ્ધ તેજ કરવુ "सत्यमेव जयतेनानृत" લોકોનુ મન જ્યારે અસત્યનુ ગ્રહણ કરે છે ત્યારે તેમને સત્ય સારૂ નથી લાગતુ કોઇ હિદુ લોકોને કહે કે તમે તાબુત કેમ કરો છો? ફકીર કેમ થાઓ છો ને પછી મુસલમાન થઇને ફરી હિદુમા કેમ આવો છો ત્યારે તે એમજ કહે છે કે એ રૂઢી ઘણા કાળથી આવેલી છે તે અમે મુકી દઇયે નહી પણ ઉપદેશકર્તાએ ખરૂ હોય તેજ બોલવુ ઘટે છે લોક એકમત થાય કે ન થાય પણ લોક રૂઢીને પકડી બેસા છે માટે સત્ય ન બોલવુ એવો નિશ્ચય કરિયે તો દેશ-

નાં સુખની વૃદ્ધિ કોઇ કાળમાં ન થાય, વિચાર ફેરવનારા લોકોને મળશે. અસત્ય માર્ગ બતાવનારા પણ લોકોને મળશે, તથાપિ ઉપદેશકર્ત્તાએ પોતાનો ટેક અને સત્યનો પક્ષ મૂકવો નહી. પતિવ્રત ધર્મ શાસ્ત્રાનુકૂલ છે પણ તેથી વિધવાવિવાહનો પ્રતિબંધ થતો નથી; કારણ કે અલ્પ ઉમરમાં લગ્ન થાય છે અને ચાર વરસની છોડી રંડે ત્યારે તેને પતિવ્રત ધર્મ બતાવે તો એવા ધર્મીજનોને હું રાક્ષસ તુલ્ય ગણું છું. ભર્તૃહરી કહે છે કે "તે મી मानव राक्षसाः परहितं स्वार्थं विनघ्नंति ये निघ्नंति निरर्थकं परहितं 'ते, के न जानीमहे ॥ પુનરપિ "अप्रियस्यच पथ्यस्य श्रोतावक्ताच दुर्लभः" भारते—न सा सभा यत्र न संति वृद्धा वृद्धा न ते ये न वदंति धर्मं ॥ धर्मः स नोयत्र न संति सत्यं सत्यं न ते यच्छलमभ्युपैति ॥ પંડિતો પોતાના વિષયમાં જેવા જોઇયે તેવા જણાય છે એમ લખો છો પણ મને નથી લાગતું કે તેવા છે. તેનું કારણ એ કે તેમને જેટલાં સાધન જોઇયે તેટલાં નથી મળતાં. મોટી મોટી શાળા, પુસ્તકસંગ્રહ, ધર્મચર્ચા, પરદેશનો પ્રવાસ અને દ્રવ્ય ઇત્યાદિ તેમને નથી તેથી તેમના મનમાં અજ્ઞાન બહુ રહે છે. તે ત્રણસેં વરસ પેહેલાં યુરોપ ખંડમાં પંડિત હતા કે જેમનું "સ્કોલાસ્ટિક" અથવા સ્કૂલમેન એવું નામ છે તે ઘણા આગ્રહી, તર્કવાદી, ધર્મભોળા અને કુતર્કી હતા તેવા આપણા હાલના પંડિત છે. તે કાંઈ નવું માન્ય કરે નહીં. કોલમ્બસ પોતાનો વિચાર જાહેર કરતો ત્યારે તેને એ તોડી પાડતા. પણ લોર્ડ બેકન જેવા પુરૂષોએ ઉત્પન્ન થઇ એવા એવા દુરાગ્રહી લોકોના હાથથી લોકોને છોડાવ્યા ત્યારે યુરોપખંડના લોક સુવિચારી થયા. તે પ્રમાણે આપણા પંડિત પણ થશે. પણ તેમને હજી મોટો સંસ્કાર થયો નથી. ઘણા કાળથી શાળા, પરિષદો અને વિદ્યાવૃદ્ધિનાં સાધનો બંધ પડી ગયાં તેથી એ પરિણામ થયો. પુનામાં વિધવાવિવાહ વાદ થયો તેમાં જે લોકો પ્રાપ્ત હતા તેમની માયા, કુતર્કરીતિ, પક્ષપાત, અસત્યસ્વીકાર અને મમત ઇત્યાદિ ગુણ એ વાદ વાચતાં માલુમ પડે એવા છે. બધા પંડિત નિર્વાહને અર્થે લોકાધીન તે લોક ચાહે તેમ બોલે. ધર્મ જાણતા હોય તો પણ ચુપ રહે. એ કરતાં પણ બીજું કારણ એમ છે કે પુરાણાદિકમાં અસત્ય પ્રતિપાદન ઘણે ઠેકાણે છે. જેવો ભાગવતનો

ભૂગોળ, નાના મતમતાંતર તેનો અભ્યાસ કરે તેને પકડીને બેસે, પણ એમ ના જાણે કે તુત્રાદિક, યામલ, નો અભ્યાસ કરે તે અનાચારી થાય પુરાણો તો એવા છે કે કોઇની આબરૂ રાખતા નથી એક કવિ કહે છે કે,

"ख्यात शक्रो भगाको विधुरपि मलिनो माधवो गोपिजार । वेश्यापुत्रो वसिष्ठो रतिपतिरतनो सर्वभक्षो हुताश ॥ व्यासो मत्स्यो दरीयो लवणजलनिधि पाण्डवो जारजात । रुद्रोप्रेतास्थिधारि त्रिभुवन विषयो कस्य दोषोन दत्त ॥

વેદમા મડુક ઉપનિષદમા પંડિતોપર દોષ મુક્યો છે કે,

"अविद्याया बहुधा वर्तमान वयकृतार्था इत्याभिमन्यतिबाला"

"अधेनैव नियते यथाधा "

સ્વામી દયાનંદ અને વિષ્ણુ પર્શુરામ પંડિત જેવા મોટા પંડિતોને હુ કૂપમંડુક ન્યાય પંડિત ગણતો નથી તથાપિ સાધારણ પંડિતો ઘણા અજ્ઞાન હોય છે તેનું કારણ એ કે સ્વદેશીય વિદ્યાસાધનવ્યવસ્થા હજારો વર્ષથી બગડી ગયેલી, અનેક કારણથી દેશ દ્રવ્યહીન થયો તેથી સદ્ગુરૂ મળતો નથી, શાળા નથી, પુસ્તકસંગ્રહ નથી તેથી અલ્પ વિદ્યામા પંડિતો ગર્વિષ્ટ અને ધર્મભોળા થાય છે તેમા કોઇ હિંદુ રાજા વિવેકી નહિ તે પંડિત કોણ, અપંડિત કોણ તે જાણે નહિ તેથી અનેક દુરાચાર વધી ગયા અલ્પ ઉમરમા પરણાવવું, સતી જવા દેવી, વિધવાવપન, છોડિયોને જન્મતાજ મારી નાખવી, પોતાના છોકરાને મંદિરોમા અર્પણ કરી વ્યભિચારી કરવા જેવા ખંડોબાના વાધ્યા અને મુરલી તુળજાપુરના ભૂતિયા તથા જળસમાધીઓ લેનાર, રથતળે પડીને મરનાર, પાહાડથી કૂદીને મરનાર, પાડાનો વધ કરનારા* અને વિધવા વિવાહનો નિષેધ કરનારા—મંત્રશાસ્ત્રી, વામમાર્ગી, અ-

---

*"रक्तमासै सुराभिश्च बलिं दद्यात् विधानत
पूजनोत्तर कालेच माहिषस्य च हिंसन ॥ १ ॥
खड्गेन कुर्यान्नृपति देविप्रीतिचिकिर्षया
देविमुद्दिश्य कर्त्तव्यो तत्र दोषो न विद्यते ॥५॥
हिंगुलाद्रिखडे

नष्टशौचा मूढधिया यत्रदेवसुरासव
भागवते

ચોરી અને શરભંગી એવા પંથ—આ બધા દુરાચાર સામે એક પંડિત પણ આખા દેશમાં બોલવા ઉઠ્યો નથી. હજારો વર્ષથી આ દુરાચાર ચાલતા આવ્યા છે. તે દુરાચારને પુષ્ટિ આપનારા એવા ગ્રંથ પંડિતોએ ઉત્પન્ન કર્યા છે. જેમ સપ્તશતીમાં મહિષવધ લખીને પાડા મારવાને ઉત્તેજન આપ્યું. કાલિની ઉપાસનાપર કાલિકાપુરાણ લખીને રૂધિરાધ્યાય પ્રસિદ્ધ કીધો, તેથી બલિદાનાદિ નિંદ્યસંપ્રદાય હજારો ઠેકાણે ચાલતા થયા. કાશીની દુર્ગા, ગયાની મંગલા, કલકત્તાની કાલી, મિરજાપુરની વિંધ્યવાસિની, કોંડલપુરની ભવા-ની, જિંજુરીના ખંડોબા મલ્હારિ, તુળજાપુરની તુકાઈ, અંબાજી અને હિં-ગુળા માતાદિકની આગળ લોહિનો પ્રવાહ ચાલે છે તે કાંઇ પંડિતોની સહાયતા વિના નહિ. તેજ પ્રમાણે પોતાનાં ક્ષેત્ર અને નદિયોનાં મહાત્મ્ય પ્રચારનારા તે પણ આધુનિક પંડિતજ. જુઓ એમનાં વાક્યો :—

"या गति र्योगयुक्तानां मुनीनां ऊर्ध्वरेतसां
सा गति : सर्वजंतूनां गोदातीरनिवासिन :

पंचवटीनासिकमहात्म्य.

"दक्षिणाभिमुखे गंगा । यत्र देवो नृकेसरि
तत्र श्री विजयो तीर्थकाख्या शतगुणं भवेत्

गोदामहात्म.

"काश्यां तु मरणान्मुक्ति: स्मरणादरुणाचल"

अरुणाचलमहात्म्य.

"शालिग्रान सहस्रेषु तडागं दशकूपयो:
कोटियज्ञ सहस्रेषु ताम्रमस्यावगाहने ॥"

ताम्रनतिमहात्म्य.

---

पशुपुष्पार्ध्य धूपाद्यै पूजनीयं महेश्वरी :

चंडिपाठे.

मद्यमांसं पशूनांतु कौलिकानां महत्फलं
मद्यान्येकादशैकानि भुक्तिमुक्तिप्रदानि च ॥१॥
मद्यमांसविहीनेन न कुर्यात्पूजनं शिवे
मकार पंच संयुक्तै पूजयेद्भैरवेश्वरं ॥२॥
मद्यमांस विनाभक्त कुलपूजां समाचरेत्
जन्मांतर सहस्रस्य सुकृतंतस्यनश्यति ॥३॥

એવા હજારો ભ્રામક વાક્યો લખ્યા છે એ ગ્રથમા કાઇ સાર પણ મળશે તથાપિ ભ્રામક, વિચારહીન એવા વચનો ઘણા એમ જણાય છે કે આધુનિક પડિતોએ આજ હજાર પદરમો વગ્ગ થયા કેવળ ભગડ થઇ બહુ નીચ ગ્રથો લખ્યા તેનો પરિપાક આખા દેશમા માલમ પડે છે, અને તેની અસર સર્વ પડિતોના મનપર થઇ છે તર્ક અને વિચાર સુઇ ગયા છે જેનામા તર્ક જાગૃત છે એવા પડિતો વિગ્લાજ મળી આવશે ઉધા વિચારનો ઘણા છે વ્રતોની કથા જોશો તે પણ એવીજ સોમવતી વ્રતની કથામા સોમાસ્વોબણુ, ગજગૌરી વ્રતની કથામા અર્જુને બાણ મારી સ્વર્ગ સુધી રસ્તો બનાવ્યો એવી એવી અસભાવ્ય કથા લખનારાઓએ પોતાની પતીજ નહિ તેથી મોટાના નામથી લખી અજ્ઞાની લોકોમા પ્રસિદ્ધ કરી તેથી જણાય છે કે,

"पंडितास्वोदरार्थैवै पाखाडानिप्रथक् पृथक्"
प्रवर्तयति कलिनामेरिता मदचेतसा ॥ १॥

રૂપીકાળ પછીના પૌરૂપ ગ્રથ અને પડિત એમની સ્તુતિ કરવા લાયક ઘણો ભાગ નથી એમ મારો વિચાર છે. આપે એ વિષે અભિમાન બતાવ્યો છે માટે મને પણ વિગતવાર લખવુ પડયુ એ વિષે આપ ઊડો વિચાર અને તપાસ કરશો તો એકમત થશો એમ મને લાગે છે

૪ હવે આપની ત્રીજી કલમનો પ્રકૃત વિષયક વિષે ઉત્તર એમ છે કે યાજ્ઞવલ્ક્યે "अनन्य पूर्विका" એ વચન લખ્યુ છે તેમા આવશ્યક અને કામનિક એવા ભેદ કરો છો તે ઠીક છે આવશ્યકમા તમે કુવારિને ગણો છો તે મને કબુલ નથી. કન્યા કુવારી (अनन्यपूर्विका) હોય કે ગતભર્તૃકા હોય તો તે લગ્ન કરવા યોગ્ય છે તેથી પરલોકમા કાઈપણ અડચણ પડે તેમ નથી તમે એમ પૂછશો કે ત્યારે અનન્યપૂર્વિકા એ શબ્દ કેમ લખ્યો છે? તેનો ઉત્તર એ છે કે શાસ્ત્રની પદ્ધતિ સર્વત્ર ઉત્તમ પ્રકાર લખવાની છે ગોદાન કેમ કરવુ ? તો પ્રત્યક્ષ ગાય આણીને સવત્સ, સશૃગાર, સદક્ષિણા આપવી પણ એ પ્રમાણે ન બને તો પ્રત્યામ્નાએ કરીને ફકત પૈસા આપવા કે ગાયત્રી સહસ્ર જપ કરવો કે રૂદ્રાભિષેક કરવો કે ઉપવાસ કરવો એ પ્રકારના ગોદાન તુલ્ય ફલ અન્ય ગ્રથોથી માલુમ પડશે કેવલ ગોદાનકલ્પ લઇને બેસો તો ગોદાન પ્રત્યક્ષ કરવુ એમજ સિદ્ધાત થશે પણ

એક વચન ઉપર નિર્વાહ થતો નથી. "अरोगिणीं भ्रातृमतीं" "दशदोष विवर्जितां" એ વચનો યાજ્ઞવલ્ક્યાદિક રૂપિના વિવાહપ્રયોગમાં લખ્યાં છે પણ કોઇ કન્યાને ભાઇ ન હોય તો તેને ન પરણાવવી એમ નથી. બીજા ગ્રંથમાં લખ્યું છે કે वैवाहिको विधिस्त्रीणां औपायनिकः स्मृतः હવે ભાઇ વિનાની કન્યા હોય ત્યારે કેમ કરવું? તેનો ઉત્તર એજ કે ભ્રાતૃમતી કન્યા મળે તો ઉત્તમ પક્ષ અને ભ્રાતૃહીન કન્યા હોય તો ગૌણ પણ અશાસ્ત્ર નથી. તેમજ કુંવારિ કન્યા હોય તો ઉત્તમ, વિધવા હોય પણ કુંવારી હોય તો ચાલે અને કુંવારી ન હોય તોપણ પરણવાની ઇચ્છા હોય તો ચાલે. યાજ્ઞવાલ્ક્યનાં વચનથી એકસ્વરૂપ અને પરાશરનાં વચનથી તેને વધારે ખુલાસો થયો. બે સમાનબળ માટે એને ચારિતાર્થ આપવો કે યાજ્ઞવલ્કયે ઉત્તમ પ્રકારનો વિવાહ બતાવ્યો ને પરાશરે દયાથી વિધવાનો વિવાહ વિધિ બતાવ્યો. યાજ્ઞવલ્ક્ય આગળ વિધવાનું પ્રકરણ ન હતું તેથી તેણે કુવારી કન્યાનો વિવાહ બતાવ્યો તેથી પરાશરનું વચન ખોટું નથી થતું. શ્રાદ્ધકલ્પમાં લખ્યું છે કે, "देवानां हिरण्यं पितृणा रजतदक्षिणा" તેથી પૈસા ન આપવા ને સોનું હોય તોજ આપવું એમ નથી. વચનનો પ્રસંગ, પ્રકરણ અને બીજા ગ્રંથનાં વચનો એ સર્વ જોઇને તેનું સાર કાઢવું. એજ પ્રમાણે સર્વ શાસ્ત્રાર્થ લોક કરે છે. પરંતુ પુનર્વિવાહ વિષયમાં માત્ર હજાર સંશય કાઢે છે તેનું કારણ શાસ્ત્ર નહિ પણ રૂઢી ઉપર લોક સજ્જડ થઇને બેઠા છે. તેથી તેમને સમજ પડતી નથી. કન્યાનો ફરી વિવાહ કેમ થાય એમ પુછે છે પણ પુરૂષની સ્ત્રી મરી જાય છે ત્યારે તે ફરી વિવાહ કેમ કરે છે? અગ્નિહોત્રીની સ્ત્રી મરી જાય તો તેનું અગ્નહોત્રવ્રત ભંગ થાય છે. પણ ફરી પરણે ત્યારે અગ્નિહોત્ર સિદ્ધ થાય છે એ પ્રમાણે પુનરૂપનયન, પુનશ્રાદ્ધ ઇત્યાદિ ક્રિયા બીજી વાર થાય છે પણ વિધવાનો પ્રશ્ન આવ્યો કે લોક મહા સંકટમાં પડે છે. અને આમ તેમ જુએ છે તો એક પણ વિધવા પરણેલી નથી જણાતી. કોઇ હોય તો તે ન્યાતબહાર. ત્યારે હાલના લોક રૂઢીના ગુલામ તે કહે છે કે એમ કેમ થાય? તર્ક વિચાર અને શાસ્ત્ર ઘણાં મંદ પડયાં છે. તેથી રૂઢી શાસ્ત્રને ઠેકાણે જબરદસ્ત થઇને બેઠી છે. બસે વરસ ઉપર એક વાત બનેલી તેનું સ્મરણ થાય છે તે એ કે શિવાજી મહારાજ છત્રપતિએ ૧૬૪૦ ને સુમારે મુસલમાની રાજમાં દિલ્હી અને

વિજાપુરના બાદશાહ સામે બંડ ઉભુ કરીને કેટલોએક મુલક હસ્તગત કર્યો, અને ત્રીસુ પાત્રીસ વર્ષ પછી શિવાજી ગન્ન જેવો પુના, સતારા અને કોકણ પ્રાંતમા સ્થાપન થયો ત્યારે એના મનમા એમ આવ્યુ કે હિંદુ શાસ્ત્ર પ્રમાણે પોતાને રાજ્યાભિષેક કરી લેવો અને મુદ્રા અને શક ચલાવવો તે વખત બધાએ દક્ષણી બ્રાહ્મણો કહેવા લાગ્યા કે શિવાજી શુદ્ર છે અને તેનુ ઉપનયન થયલુ નથી તો રાજ્યાભિષેક એ વૈદિકવિધિ તે કેમ થાય ? શિવાજીનુ બોલવુ કોઈએ કબૂલ ન રાખ્યુ પછી ગાગાભટ્ટ (જેનો ગાગાભટ્ટી ગ્રંથ છાપેલો છે) પંડિતને કાશીથી બોલાવ્યો તેણે દયાનંદ સ્વામી જેવો શાસ્ત્રાર્થ કર્યો તે એ પ્રમાણે કે જાતિ જન્મની પ્રશંસા કરે કે હુ બ્રાહ્મણના ઘરમા અવતર્યો તેથી હુ બ્રાહ્મણ પણ જેના ગુણકર્મ બ્રાહ્મણના છે તે તો સ્વયપ્રકાશ બ્રાહ્મણ તેને માબાપની જાતી કહેવાની જરૂર નથી શિવાજી મરાઠા છતા તેના ગુણકર્મ ક્ષત્રીયના છે, જેણે દક્ષણ દેશને મુસલમાનોના હાથથી મુક્ત કર્યો અને સ્વરાજ્ય સ્થાપ્યુ એના કરતા બીજો ક્ષત્રીય કોણ ? જન્મના ક્ષત્રી ઘણા હશે પણ તેમને ધિક્કાર છે શિવાજી એજ ક્ષત્રી ખરો તેનુ ઉપનયન નથી થયુ ને આપત્તિના કારણથી તેથી ઉપનયન કરી રાજ્યાભિષેક રાયગડ ઉપર જ્યેષ્ઠ શુદ્ધ ૧૩ શકે ૧૫૯૬ને દિને થયો, રાજ્યાભિષેક શક ચાલતો કર્યો, નિન છત્રપતિના નામનુ નાણુ પાડયુ અને એને "क्षत्रीय कुलावतंस छत्रपति शिवराजा" એવો કિતાબ આપ્યો પણ એવા ઉદાર મતના પરીક્ષક પંડિત ઘણા થોડા છે પરાશર વચન પ્રમાણે અને વેદાદિકના વચન પ્રમાણે વિધવાને વિવાહની છૂટ આપની એ યોગ્ય છે એજ ન્યાય છે

હવે અવિપ્લુત બ્રહ્મચર્ય જોઇયે પણ તેવો ન હોય તો ચિંતા નથી જેમ વિધવા अन्यपूर्वा, परपूर्वाને નિંદ્ય ગણી છે તે પ્રમાણે હતબ્રહ્મચર્યવાળા પુરૂષને નિંદ્ય નથી ગણ્યો અવિપ્લુત બ્રહ્મચર્યવાળા વર ઉત્તમ છે તેજ પ્રમાણે કુમારિ પણ ઉત્તમ તે પ્રમાણે ન હોય તો ગૌણ પણ શાસ્ત્ર વિરૂદ્ધ નથી વેદમા લખ્યુ છે કે વિધવા વિવાહ કરે તો "वासो हिरण्य दत्वा ते याति दिवमुत्तमाम्" अथर्वसंहिता का ९ અ૦ ३ મં૦ ૨૦ પરલોકમા કાંઇપણ નુકશાન થાય તે ભય આ શ્રુતિથી ગયુ अनन्यपूर्विका-

પૂર્ણ'' એ આવશ્યક ગુણ નથી. એ પણ સિદ્ધ થાય છે. વિપ્લુત બ્રહ્મચર્યવાળાને કન્યા આપે તો શાસ્ત્ર રીતે દોષ નથી. તેની મતલબ ઉત્તમ અને ગૌણ' એ ન્યાયથી સમજવાની. ઉત્તમ અને ગૌણ સર્વ ઠેકાણે ધર્મશાસ્ત્રમાં છે. કર્મકાંડમાં આચારમાં ને પ્રાયશ્ચિતમાં પણ છે. લૌકિકમાં પણ છે. પુરુષ બીજી વાર પરણે ત્યારે પ્રથમ સ્નાતક વર પ્રમાણે ધામધુમથી પરણતો નથી કારણ કે શોભે નહિ. ઉત્તમ વરતું લક્ષણ ઘણે ઠેકાણે બતાવ્યું છે.

"बुद्धिमते कन्या प्रयच्छेत्." आश्वलायनसूत्र.
"बुद्धिरूप शीललक्षण संपन्नामरोगायुपयच्छेत्
"काममामरणात्तिष्ठे गृहेकन्यर्तुमत्यपी
नचैवेनां प्रयच्छेत गुणहीनाय कर्हिचित् ॥मनु.

આ ઉત્તમ વિવાહ સમજવો. તે પ્રમાણે કુમારિ કન્યા હોય તોપણ ઉત્તમ.

"त्रिंशद्वर्ष षोडशाद्वां भार्याविंदेतनाग्निकां
दशवर्षाष्टवर्षा वाधर्मे सीदति सत्वर : मनु
उनषोडशवर्षा यांअप्राप्त : पंचविंशति
यद्याद्धत्ते पुमान्गर्भ : कुक्षिस्थ : सविपद्यते ॥सुश्रुत

રજસ્વલા થાય તો પણ કન્યાનો વિવાહ કરવો ;-

"दद्यादतु संख्यागा : शक्रकन्या पितायदि
उपोष्य त्रिदिनं कन्या रात्रौपित्वा गवांपय :
तांउद्वहेत्वर : श्वांपिकुष्मांडं जुहुयाद्यदि ॥
सं. कौ.

૩ કન્યાનાં અને વરનાં લક્ષણો ઠેકાણે ઠેકાણે લખ્યાં છે. તે સ્નાતક છે એમ મારૂં જે કહેવું તેને આધાર શો છે એમ પુછો છો? તેનો આધાર એ છે કે જે વચન જે પ્રકરણમાં લખ્યું હોય તે પ્રમાણે તેનો અર્થ લેવાય. હરેક વિધાનમાં અનેક વિધાન લખ્યાં હોય ત્યારે તેનો વિચાર કરી ઉત્તમ, મધ્યમ અથવા ગૌણ પ્રકાર સમજવા.

**રા. ગો. હ. દેશમુખ.**

મુંબઈ:-"ગુજરાતી" પ્રીંટીંગ પ્રેસ.

# આર્યજ્ઞાનવર્ધક.

વર્તમાન ચર્ચા અને સાક્ષરત્વનો માસિક ગ્રંથ

નવેંબર, ૧૮૮૪.

## વડવૃક્ષ વિષે

દોહરા.

વડાઇ વડ તારી વડી, ગુણવંતો ગંભીર ,
સુંદર ને સુખકારી તું, વડો દીસે શૂરવીર ૧
મંદિર મ્હોટાજનતણું, હોય વિશાળ અપાર ;
તેવો તુજ આવાસ છે, સંક્ષેપે કહુ સાર ૨
ભિન્ન ભિન્ન ખંડો ભલા, અનુપમ રચ્યા અનેક ;
મ્હોટા ન્હાના માપમા, છાયાવાળા છેક ૩
વૈભવ ને વસુ હોય જ્યા, શોભે સદન સદાય ;
ભોગી નર પેઠે ભર્યો, વિશ્વે તુ વખણાય ૪
શ્રીમતને ઘર સર્વદા, જન આવે ને જાય ,
તુજ પાસે પંખીતણું, ભારે જૂથ ભંગાય. ૫
સદભાગી ઘર સંચરે, અંતર ધરિ કંઇ આશ ;
લાખ વસી અભિલાષમા, નેટ ન થશે નિરાશ ૬
રીતિ રૂડી એવી ખરી, વડ તારી વિખ્યાત ,
પુરે કોડ ખગના પુરા, ભોજન દઈ ભલિભાત ૭
મ્હોટા જન જયમ મનથકી, મનને ભલુ દઇ માન ;
વડ તું મરે વિહગનુ, સદા કરે સન્માન ૮

ગુણવાળા ગુણ વગરના, વળિ રૂપવંત વિરૂપ ;
પોષાતા તુજ પાસ સહુ, ઉદાર નર તું અનૂપ. ૯.
સરસ નામ સોહામણું, બુલબુલ પંખી બેશ ;
કવિ ઇરાનનાએ કર્યું, (જેનું) અમર નામ હમ્મેશ. ૧૦.
આવે ધરી ઉમંગ તે, મળવા વારંવાર ;
પ્રેમ પામિ તુજ પાસથી, ઉચરે મધુર ઉચાર. ૧૧.
શ્યામળિ પણ સલુણી સદા, સુકંઠમાં વળિ શ્રેષ્ઠ ;
કોડિલિ એવી કોકિલા, ભાવે લે તુજ ભેટ. ૧૨.
ગાન કરે ગુલતાન થઈ, મદભરિ ધરિને મોદ ;
કુહુ કુહુ તે ટૌકા કરે, વરણી ન શકું વિનોદ. ૧૩.
મ્હાજનના મંદિર વિષે, બંદીજન ગુણ ગાય ;
મજરાનો મહિમા ખરો, તેવો તાલ મનાય. ૧૪.
વ્યાકુળ વાણિ ઉચારતા, "પિયુ પિયુ" કરિ પોકાર ;
વિયોગદુઃખ વિદારવા, ઉચરે દીન ઉચાર. ૧૫.
પાણીથી તરસ્યો મરે, એ ખગવર્ગ ખચીત ;
શું તે કારણ વલવલે, ચારૂ બપૈયા ચિત્ત. ૧૬.
ટેલ ભાખતો ટેલિયો, પડો હોય પિટનાર :
સાદ કરે સહુ સ્થાનમાં, ઉપજે એમ વિચાર. ૧૭.
સૂડા શુકના શબ્દ જે, શ્રવણે નિત્ય સુણાય ;
પઢતા જાણે પંડિતો, વિવાદ કાં વખણાય. ૧૮.
આવે છે તુજ આંગણે, કોમળ પંખિ કપોત :
સુશીલ ને નિર્દોષિ સમ, પ્રગટ કરે નિજ પોત. ૧૯.
કલબલ કરતી કાબરો, આવે ને ઉડિ જાય ;
જયમ શિશુ અણુસમજૂતણા, સ્હોર બકોર સુણાય. ૨૦.
વા મૂરખ મળિ નારિયો, કચકચ કરે અપાર ;
મગન થાય મનમાં ઘણી, નામે કાબર નાર. ૨૧.
વપુમાં છે વરણાગિયા, વિચિત્ર તીતર વેશ ;
(જાણે) છેલછબીલા છોકરા, ધર્યો વેશ બહુ બેશ. ૨૨.

ચકવા ચકવી ચતુર જે, તે પણ વડ તુજ પામ ,
સાંજ સમે આવી ચઢે, નાખે પછિ નિશ્વાસ ૨૩
શ્યામણો દેખાવ તે, જાણે સુખિ જિવ કોય ,
વિપત સમીપ વિચારિને, શોચ ધરે ઘટ સોય ૨૪
આંગ ઘણો વળિ કાગનો, તેને પણ સન્માન ,
કઠોર વાણી ઉચરે, ધરે ન તેપર ધ્યાન ૨૫
કનિષ્ટ જન કડવા વદે, વિના વિચાર્યાં વેણ ,
મેગળવત મ્હોટા વદી, કથે ન ક્રોધી કહેણ ૨૬
ખળભળાટ હોનાતણો, વારવાર વિશેષ ,
ભડકી ભાગે-સ્હેજમાં, નહિ કાયર ચિર લેશ ૨૭
ક્વચિત કલાપી ક્રૌંડથી, લે મળવાનો લાગ ,
મ્હોટા અવકારો મળી, જયમ જણવે અનુરાગ ૨૮
મોટા જન મોટા કને, કરે પ્રતાપ પ્રકાશ ,
કલાપિ તેમ કળા કરી, ઉરમાં ધરે ઉલ્લાસ ૨૯
આવાગમન કરે અતી, અવર વિહગ અનેક ,
સર્વે પામિ સત્કારને, વડનો વદે વિવેક ૩૦
પુણ્યશાળિ તું વડ પુરો, પરઉપકારે પ્રીત ,
અતિથી તારે આંગણે, જમે જમણ શુભ રીત ૩૧
ટાઢ અને તડકાતણા, વિકારને હરનાર ,
વાસ સરસ વિશ્રામનો, ભલપણનો ભંડાર ૩૨
*સુબોધ આપે સૂમને, કૃપણ ન થાશો કોય ,
પરહિતમાં વિત વાવરો, શ્રી હરિ ત્રૂઠે સોય ૩૩
વધ્યો અધિક વિસ્તાર તુજ, ફેલાયો ચોફેર ,
ગુણવિત્ત સપન સતતી, પૂરણ પ્રભુની મ્હેર ૩૪
ભાગ્યવાન જિવ કોઈ ભલો, જીવી ઝાઝા વર્ષ ,
પુત્ર પૌત્ર આદિક જુએ, હૈયે પામી હર્ષ ૩૫
તેવો વડ બડભાગિ તું, ઉભો આખે અંગ ,
પૂર્વજ પ્રૌઢ પ્રજાતણા, રંગ જિવન તુજ રંગ ૩૬

પરોપકારી પુરૂષના, ગુણ અગણીત ગવાય ;
સુકૃત્ય વડ તારાં વડાં, પૃથ્વીમાં પંકાય. ૩૭.

શરણું સંત મહંતનું, ત્રિવિધ હરેછે તાપ ;
વડ તુજ શરણું વિહંગને, આપે લાભ અમાપ. ૩૮.

વાય પવન કદિ વેગથી, જણવે જોર અપાર ;
હઠે ન અદભુત યુદ્ધથી, ટેકથિ રહે ટટાર. ૩૯.

વડૂ નામ રિધિ સિધિ વડી, વડાનિ એ ન નવાઇ ;
વડિમાં વડી વડાઇ તે, વડાઇ જન વખણાઇ. ૪૦.

વડાપણું તુજ નામમાં, ગુણનો વડો નિધાન ;
વડો વિશેષ પ્રતાપમાં, તરૂવર વડ તું મહાન. ૪૧.

આપઅર્થે ને ઓપટી, સાધે સહુ જન સત્ય ;
પરહિતમાંય કુશળ પૂરા, નર એવાનિ અછત્ત. ૪૨.

નિજ નિવાસની પાસમાં, વડનું વૃક્ષ વિશાળ ;
બેઠક ત્યાં મારી બની, સવાર સાયંકાળ. ૪૩.

કવિવર દોષ ક્ષમા કરો, નજરે જો નિરખાય ;
ઉચરે છોટાલાલ એ, પ્રણમી પ્રભુને પાય. ૪૪.

**રા. છોટાલાલ સેવકરામ.**

# વિધવાવિવાહ અશાસ્ત્ર કે સશાસ્ત્ર?

(સાધન પૃષ્ટ ૩૮૪થી)

શ્રાદ્ધમા પણ હસ્તશ્રાદ્ધ, હિરણ્યશ્રાદ્ધ, આમાન્ય શ્રાદ્ધ અને ઘટશ્રાદ્ધ એવા અનેક પ્રકારના શ્રાદ્ધ છે તેને કી રીતે સમજશો? કન્યા શબ્દનો અર્થ વિવાહેચ્છુ સ્ત્રી એજ છે. વેદથી એજ અર્થ નીકળે છે કન્યાના ચાર પતિ બતાવ્યા છે "सोम प्रथमो विविदे" એ પ્રમાણે તુરીય પતિ મનુષ્ય તોપણ "अर्यमणनुदेव कन्या" એ મત્રમા કન્યા એ શબ્દ છે તેથી આજ અર્થ બેસે છે મનુનુ વચન "पाणिग्रहणिका मत्रा कान्यास्वेव प्रतिष्ठिता" એ વચનમા પણ એજ અર્થ છે પુરૂષસંસર્ગ દૂષિતા કન્યાને "अकन्या" કહેવી ન જોઇયે ૪ વિવાહ તો આર્ય જાતિમા વેદમત્રથીજ થાય લઘુપરાશરીમા "दश वर्षा भवेत्कन्या अतऊर्ध्वं रजस्वला" પછી स विप्रोवृषलीपति" એ વચન છે પણ આપત્તિધર્મમા વિધવાનો વિવાહ કરવો એ વચન પણ પરાશરે લખ્યું છે "पचत्स्वापत्सु नारीणा पतिरन्यो विधियते" એ આપત્તિ ધર્મ સમજવો આપત્તિધર્મ સર્વ સ્મૃતિઓમા વ્યવસ્થાપૂર્વક લખ્યા છે. તે પણ ધર્મ છે બ્રાહ્મણોએ ક્ષત્રીય કે શૂદ્રની વૃત્તિનો સ્વીકાર કરવો એ આપત્તિધર્મ તેથી અધર્મ થતો નથી ૫ ઔરસ પુત્રનું લક્ષણ ઔરસ એ શબ્દથીજ નીકળે છે પુનર્વિવાહિત સ્ત્રીનો પુત્ર અને ઔરસ પુત્ર (પ્રથમ વિવાહનો) એને જુદી સજ્ઞા આપી છે તે પૂર્વયુગની સંજ્ઞા જ્યારે દ્વાદશ પુત્ર હતા તે વખતની વાત હાલ કલિમા પરાશરના વિધાયક વચનથી પુનર્વિવાહનો પુત્ર ઔરસમા ગણાય ગોલક પુત્ર એ વ્યભિચારી સ્ત્રીનો પુત્ર વિવાહનો નથી દમયતિને પરણાવવા ઇંદ્રાદિક દેવ આવ્યા એ વાત ખોટી છે પુરાણ સૃષ્ટિમાં સૂર્યાદિક દેવ કુતિને પુત્ર આપવા આવ્યા હતા તે ખરૂ ન સમજવુ જોઇયે પુરાણાદિક રૂમુજી ગ્રથોમા અલકારાર્થે અતિશયોક્તિ લખવામા આવે છે તેનો અર્થ જુદી રીતે કરવો યોગ્ય છે હાલના પડિત આવી ગપ્પો સાચી છે એમ કહીને પોતાની અવિવેકતા બતાવે છે એવી અલકારિક સહસ્રાવધી વાતો પુરાણાદિક

ગ્રંથમાં લખી છે. સ્વર્ગથી ઐરાવત હાથી લાવ્યો, હનુમાન પર્વત (દ્રોણાગિરિ) ઉપાડી લાવ્યો, અગસ્તે સમુદ્ર પીધો, સગરને સાઠ સહસ્ર પુત્ર હતા, ગંગાના પુત્ર ભીષ્મ ઇત્યાદિ રમુઝી વાતો છોકરાને હસવા વાસ્તે અલંકારિક રીતે લખી છે. પણ તેનો વિવેકપૂર્વક વિચાર કરવો. સાચું તે સાચું–ખોટું તે ખોટું એવો સારાસારવિચાર કરવો જોઇયે. "मनुष्यजाः" એ શબ્દ તમારા લખ્યા પ્રમાણે પાઠાંતરમાં અને છાંદસ હોય તો હશે પણ તે મંત્ર મૂકી દેતાં બીજા મંત્રો ઘણા છે, કે જેથી પુનર્વિવાહ સશાસ્ત્ર છે એવું માલમ પડે છે.

૭. મેં જે અર્થ લખ્યો છે તે સામવેદના મંત્ર બ્રાહ્મણમાં સોમઃ પ્રથમો વિવિદે" છે તેની વ્યાખ્યા લખી તે પ્રમાણે છે. સોમ, ગંધર્વ અને અગ્નિ એ ત્રણ પતિ કન્યાને હોય છે એ અસંભાવ્ય તેથી જનક, પાલક અને કામ-એ ત્રણ સંભાવ્ય છે. પતિ એટલે પાલક, ધણી, સંભાળનાર એ અર્થ ઠીક બેસે છે. ઇંદ્ર અગ્નિ ઇત્યાદિક રૂપ ધરે છે અને પૃથ્વિ ઉપર આવે છે, સગાઈ કરે છે એ બધી પુરાણવારતા છે. કોઈ અસમંજસ માણસ એવી વાતોપર વિસવાસ રાખે તો ભલે. ભ્રાંતચિત્તવાળા ભોળા માણસ ઘણા છે. અને આધુનિક પંડિત એવી વાતો ઠસાવવા વિષે ઘેરઘેર પુરાણાદિક કથા વાંચિને દૃઢતા કરે છે, પરંતુ તે પેટ ભરવાનો ઉપાય છે. પણ એવું અજ્ઞાન જે બ્રાહ્મણ લોકે ફેલાવ્યું છે તે કાઢી નાખવું એતું નામ સુધારો છે. મૂર્ખપણાની વાતો માનવી અને તેપર દૃઢ વિશ્વાસ રાખવો એનું નામ આસ્તિક અને સત્ય બોલે તે નાસ્તિક એવો ઠરાવ હાલમાં છે. પણ સત્ય ઉપર જેની શ્રદ્ધા હોય તે આવી વાતો અલંકારિક છે એમ સમજશે. "स्नातुं यातं द्विजाः सर्वे" એ પણ અલંકારિક છે. પિતર તૃષાર્ત હોય છે એ પણ કલ્પના છે. વિધિ લખનારાઓએ આવી વાતો લખી છે તેનું કારણ એજ કે વિધિને કોઇ મૂકે નહિ તેથી એ બીહીક બતાવેલી છે. તેનો ઠીકઠીક અર્થ કરવો. કેવળ ગાડરિયા પ્રવાહમાં પેસવું નહિ. આ દેશમાં ગાડરિયો પ્રવાહ બહુ ચાલે છે. લોક વિદ્યાહીન, અને જ્ઞાનહીન તેમાં બ્રાહ્મણ જેમતેમ કરી પેટ ભરવા ઉપર મંડ્યા રહે છે. તે લોકોમાં જેટલી ભ્રાંતિ વધે તેટલો આપણો ધંધો વધે એમ સમજી ઘેરઘેર પોથીનું પાનું લઈ ભ્રાંતિ વધારે છે. પણ મોટું કર્તવ્ય તો એજ કે છે

દેવ સમર્થ છે એ વાત ખરી. પણ દેવે નિયમ કરેલા છે તે નિયમ પ્રમાણે આખી સૃષ્ટિ ચાલે છે. કોઇ કહે કે અત્રિ મનુષ્ય હતો તેનો દીકરો ચંદ્ર જે આકાશમાં ઉગે છે તે; ત્યારે આપણે કેહેવું કે મનુષ્યના પેટમાં ચંદ્ર થાય એવો સૃષ્ટિનો નિયમ નથી માટે તે ખોટું. ચંદ્ર નામનો કોઇ મનુષ્ય હશે. પછી ભૂલથી ઉપરનો ચંદ્ર બતાવવા લાગ્યા. તેજ પ્રમાણે સૂર્ય નામનો મનુષ્ય હશે તેનો વંશ ચાલતો હશે. પણ ઉપર સૂર્ય ઉગે છે તેનો વંશ કોઇ કેહે તો તે કેવળ અસંભાવ્ય, સૃષ્ટિના નિયમથી વિરૂદ્ધ અને, વિચારી વાત–માટે માનવા લાયક નથી એમ કેહેવાને કાંઇ ચિંતા નથી. પણ જ્યાંસુધી લોક અજ્ઞાનમાં ઊંઘ્યા છે ત્યાંસુધી એટલો વિવેક બુદ્ધિમાં આવે નહિં. "દા" ધાતુનો પ્રયોગ દાન વિષે હોય છે અને બીજા અનેક પ્રસંગે અનેક અર્થ થાય છે, તેમાં મને કાંઇ પણ મોટો વિચાર છે એમ લાગતું નથી. હાલના પંડિતોમાં એ એક ટેવ છે કે કંઇ પણ ક્ષુલ્લક વાત હોય તેનો બહુ ભારે વિસ્તાર કરી દે છે. જેમકે કન્યાનું દાન કર્યું ત્યારે દાન કરી તે વસ્તુનું પુનરપિ દાન કેમ થાય? એવો વાંધો કાઢીને ક્ષુલ્લક વિચારમાં મોટી વાત જવા દે. એમ ન સમજે કે કન્યાનું દાન કર્યું હતું પણ તેનો પતિ નિવૃત્ત થયો, હવે એ દાન રદ થયું ત્યારે ફરી દાન કરી ઘર માડે, સરળ વિચાર કરવાની શક્તિ નથી. ઊંધા વિચાર કરવામાં બહુ પ્રવીણ હોય છે.

૮. માધવે "नष्टेमृते" એ વચનની વ્યાખ્યા પરાશર માધવીમ કરી તેમાં એ વચન પુનર્વિવાહપર છે એમ લખીને" अयं युगांतरीय विषय :" એવું લખ્યું છે તે અમને કબુલ નથી. કારણ પરાશરસ્મૃતિ કલિયુગની છે એવું "कलौ पाराशरास्मृत :" ઇત્યાદિ વચનથી માલમ પડે છે. તો માધવની એ ભૂલ થઈ છે. એ સ્પષ્ટ છે. ભૂલ થવાનું કારણ એજ કે આચાર નહિ તેની યુગાંતરમાં પુનર્વિવાહ કરતા હતા એમ લખ્યું. પણ યુગાંતરમાં કરતા હતા અને કલિમાં વિશેષવિધિ છે એવું લખવાનું હતુ તે તેણે નથી લખ્યું તે ભૂલ આપણે કાઢી શકિયે છૈયે. બન્ને વાત કબૂલ કરવાની જરૂર નથી. માધવની ટીકા છે તે કાંઈ શ્રુતિ કે સ્મૃતિ નથી.

૯. કશ્યપે જે આપત્તિ લખી છે તે તેના મત પ્રમાણે, પણ પરાશર

વિના બાકી બધી સ્મૃતિયો પૂર્વ યુગની છે માટે પરાશર માન લેનો એમ તમે કહોછો તે ઠીક છે ફક્ત પરાશર લેશો તો ચિંતા નથી પછી મનુનુ પણ કારણ રેહેતુ નથી કલિ વિષે પરાશર સ્મૃતિ ઉત્પન્ન થઈ એમ તેના પ્રથમાધ્યાયની કથાપરથી નીકળે છે પછી કલિમા રજા આપી કે નહિ તે જોવાનુ નથી આશ્વલાયને ગમે તે પ્રાયશ્ચિત લખ્યુ હશે પણ મુખ્ય સ્મૃતિમા આશ્વલાયન છેજ નહિ કદાપિ હશે પણ વેદવચનથી રદ થશે સર્વોપરિ વેદવચન છે પછી મનુ, કુલ્લુકભટ, માધવ અને નંદપંડિત એમણે બતાવેલો અર્થ ખરો છે એમ કેહેવાનુ બાકી રેહેતુ નથી તેમણે વહિવટ નથી એમ સમજીને વિધવાવિવાહને ઉડાવી દીધો અને તે સુંદભરેલો અર્થ સર્વમાન્ય છે તેમા કાંઈ આશ્ચર્ય નથી કારણ કે બહુ વરસનો વહિવટ નથી તેથી લોક પોતાને અનુકૂલ આવે તે માન્ય કરે છે સ્ત્રિયોના દુખપર નજર કરતા નથી પોતાનુ સુધારેલુ છે એક સ્ત્રી કરે, પાચ કરે, જીવતા કરે ને મરતા કરે પછી એમને પરદુખ શાથી માલમ પડે? વિધવા છો મરતી ને દુખી થતી!! "परदुःखेन दुःखिता विरला" એ ન્યાયે કરીને વિચાર કરતા નથી નંદપંડિત અને કુલ્લુકભટ એમણે જેવો વિચાર કર્યો તેવો લોક પણ કરે છે સ્ત્રીઓ ઉપર જે દુખ પડે છે તે વિષે બેફિકર રહે છે આ અવિદ્યાનો પરિણામ છે

૧૦ યૂપનો દૃષ્ટાંત વેદમા લખીને અનેક પતિનો નિષેધ કર્યો છે તે એક સમયે અનેક પતિ ન કરવા વિષે છે એવુ ऐतरेय ब्राह्मण મા "नैको बह्व्यः सहपतयः" એ વચનથી માલમ પડે છે એ કરતા વિશેષ કાંઈ માલમ પડતુ નથી શ્રુતિવચન "पुनर्भुवा पर पति" બાભ્રવ્યને અનુસરે નહિ તો નિર્થક છે ત્યારે બાભ્રવ્યનુ વચન શ્રુતિ કરતા મોટુ છે, એ વાત ઠીક નથી શ્રુતિ કહે છે કે, "તે યાતિ दिवमुत्तमाम्" વિધવા વિવાહ કરે તો સ્વર્ગે જાય પછી બાભ્રવ્યની નિરવ કરનારી યોગ્યતા નથી નિષેધ વચનો લખનાર રૂપી હશે તો તે નેહ હવી વચનો સમજવા અનેક રીતના અનેક મત છે અને કેટલાએક વચનો નવા બનાવીને રીતના ગ્રંથમા બેસાડી દીધેલા છે પરાશરનુ વચન વધારે પ્રસિદ્ધ થયેલુ હતા તે ફેરવવાની કેટલીક કારીગર પંડિતોએ કરેલી છે "विधीयते" ને ઠેકાણે "न विद्यते" ઘાલીને પરાશર છાપ્યો છે તે મુન-

ઇમાં વેચાય છે. એ પંડિતોની લીલા આજ છે એમ નથી પણ મૂલથી છે. પુનર્વિવાહનો વાદ આજ પડયો એમ નથી. પણ પેશવાના રાજ્યમાં રામશાસ્ત્રી પાસે પણ એ વાદ થયો હતો ત્યારે કેટલાં વચનો ફેરવ્યાં હશે તેની સમજણ પડવી મુશ્કેલ છે. રૂષી વેદથી અજાણ ન હતા પણ વચમાં કપટી લોક ઘણા થયા છે તેમણે નવાં વચનો ઘાલ્યાં છે. તે પ્રક્ષિપ્ત વચનો ગણવામાં આવે છે. માટે વેદનું વચન શ્રેષ્ટ, કારણ કે તેમાં કાંઇ બદલાયું નથી. તેજ પ્રમાણે પરાશરનું વચન સત્ય છે, કારણ-માધવના કાળથી કાંઇ ફેરફાર થયો નથી. બાભ્રવ્ય અને આશ્વલાયન જેવા પરસુરણ ગ્રંથ જેનું કશું ઠેકાણું નથી તેમ કોઇની ટીકા પણ તેમનાપર નથી ત્યારે તે વચન વેદવિરૂદ્ધ છતાં કેમ પ્રમાણ થાય? તે સ્મૃતિયો પણ કલિવિષયક નથી આશ્વાલાયનનું સૂત્ર છે તેમાં એમાંનું કશું નથી.

૧૧. "आप्तवाक्यं प्रमाणं" પણ આપ્ત કોણ? જે સત્ય બોલે તે આપ્ત. કણાદ લખે છે કે, "ऋष्यार्यम्लेच्छानां समानलक्षणं" નંદપંડિત અને માધવ એમની ગમે તેવી યોગ્યતા હશે. પણ તેમનાં ગ્રંથમા ચુક ભૂલ થયલી માલમ પડે તો તે કાઢવી યોગ્ય છે. એવી ચુકભૂલ કાઢથી અને સત્યનો પ્રકાશ કરવો એજ આપ્તનું લક્ષણ—પછી તે કાઢનાર રૂષી હોય કે મલેચ્છ હોય તેની ચિંતા નથી. સત્ય ઉપર વાત છે. ઇશ્વિરચંદ્ર, વિષ્ણુશાસ્ત્રી બાપટ, વિષ્ણુબાવા બ્રહ્મચારી અને વિષ્ણુ પશુરામપંડિત એમણે જે શાસ્ત્રાર્થ કર્યો છે તે ખરો છે અને તેમને અમે આપ્ત સમજિયે છૈયે. જે શાસ્ત્રાર્થમાં લાભ હોય તેજ ખરૂં, લાભ માત્ર એકનો નહિ, સર્વ જગતનો લાભ હોય તેજ ધર્મ. સર્વ જગત દુખી થાય એવા સિદ્ધાંત કરનારા આપ્ત નથી. તેમને ઠગ સમજવા. સ્વદેશનો ફાયદો એજ મોટું ધોરણ છે.

केवलं शास्त्र मुद्दिश्य न कर्तव्योहि निर्णय :
युक्तिहीने विचारेतु धर्महानि : प्रजायते "

व्यवहार मयूख

अथातो धर्मव्याख्यास्याम : यतोभ्युदय निश्रेयस्स धर्मा :

कणाद

वेद : स्मृति : सदाचार स्वस्यच प्रियमात्मन :

एतच्चतुर्विधं प्राहु साक्षाद्धर्मस्य लक्षणं

याज्ञवल्क्य

योवमन्येतते मूले हेतु शास्त्राश्रयो द्विजः
स साधुभि र्बहिष्कार्यो नास्तिको वेदनिंदकः

मनु

ધર્મ અભ્યુદય થવાને વાસ્તે પાળવાનો છે, દેશની હાની થાય, પક્ષપાત થાય અને અબળા દુખી થાય એવા શાસ્ત્રાર્થે ધર્મ નથી તે અધર્મ સમજવો અને અધર્મ બોધનાર આપ્ત નથી લાતયવી અર્થ ઇશ્વિર ચંદ્રાદિકે કર્યો છે કે નહિ તે વાત પોતપોતાની સમજ ઉપર છે તેમણે ખરો અર્થ કાઢ્યો હોય તોપણ "अंधस्य दीप बधिरस्यगान" એ ન્યાયે કરીને જેની બુદ્ધિ વિપરીત તે બદદાનતથી કાટેનો છે એમ સમજશે લોકોમા જે પ્રમાણે બુદ્ધિ વૈભવ હોય, જ્ઞાન હોય તે પ્રમાણે ખરા ખોટાનો નિર્ણય થશે ત્યા કોઇનો ઉપાય નથી

૧૨ નિષેધ બલવત્તર છે માટે "तस्मान्नैका द्वौपति विंदेत" એ ફકત બે પતિનો નિષેધ છે વિધવા વિવાહનો નિષેધ નથી અનેક પતિત્વનો નિષેધ છે તેનો ખુલાસો વેદમા 'नैकस्यबहव सहपतय' એટલે યુગપત અનેક પતિ ન કરવા પણ સ્ત્રી વિધવા હોય તો ચિંતા નથી એવુ "सह" શબ્દથી સ્પષ્ટ થાય છે તે કરતા "उत्तिष्ठनार्यभि" અને "या पूर्वपतिविला" એ યજુ અને અથર્વ શ્રુતિથી વિધવાવિવાહવિધાન, સ્પષ્ટ થાય છે તત્રપિ તમે લખો છો કે અનેક પતિનિષેધક સામાન્ય વચનથી સર્વ શ્રુતિ રદ થાય છે, તે મને અઘટિત લાગે છે કોઇ મનુષ્ય કહે કે હુ હિમાલય ઓલગીને એક કુદકો મારી ચીનમા ઉતરૂ તેના જેવુ એ છે મેરૂના શિખર ઉપર તમે કુદકો મારતા હો તો તમને ધન્ય છે એ શિવાય બીજુ કહેવાતુ નથી

૧૭ સ્મૃતિયોમા વિધવાવિવાહનુ વિધાન ઘણે ઠેકાણે છે નારદ, પરાશર, મનુ, વશિષ્ઠ, શાતાતપ અને કાત્યાયન એ સર્વ સાક્ષી છતા શ્રુતિ સ્મૃતિને ન માને ત્યા તેનો કાઇપણ ઉપાય નથી મધ્યાન્હનો સૂર્ય સ્પષ્ટ છે પણ કોઇ કહેશે કે અંધકાર છે ત્યારે કેમ કરવુ ? દૃષ્ટિ મળે ત્યાનુધી સૂર્યની વાત કેવી.નહિ

" पुनः संस्कारमर्हती" मनु
" पतिरन्यो विधीयते" पराशर
" ऊढापि देया सान्यस्मै " कात्यायन
" दत्तामपिहरेत्कन्यां " वसिष्ठ
" तदा भूयस्तु संस्कार्या " ब्रह्मपुराण
" पुन र्गुणवते दद्यात् " शातातप
" नच कन्यानृतं भवेत् " काश्यप
" यथा कन्या तथैव सा " नारद
" कन्यान्यं वरयेद्वरं " वृद्धमनु.

એટલા રૂપી પુનર્વિવાહની તરફ છે.

" लोके प्रेत्यवा विहितो धर्मः स्तदभावे शिष्टाचारः

રૂઢીનું બલ કશું નથી.

धर्मजिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः"

કુંભવિવાહની રીત છે તે પણ પુનર્વિવાહના પ્રતીક જેવું છે.

૧૪. " नोद्वाहिकेषुमंत्रेषु" એમ મનુનું વચન છે તેમાં પુનર્વિવાહની વાત નથી. પણ બીજા હજાર ઠેકાણે છે. ત્યારે એક વચન અને કુલ્લુકભટ એમને પકડી બેસવા. મૂળ વચન આપણી આગળ છે ત્યારે કુલ્લુકભટની શી જરૂર? તેણે કરેલો અર્થ ખરો છે કે ખોટો તેની તપાસ કરવાનું કામ છે. કુલ્લુકભટ આગળ વિધવાવિવાહનો વિષય ન હતો તેણે તે વિષે વિચાર કરેલો નહિ. ઇશ્વરચંદ્રાદિકે એજ વિષય લઇને જ્યારે જોયું ત્યારે સત્ય જાણવામાં આવ્યું. એક વિષય લઇને વિચાર કરવો તે વાત જુદી અને સહજ વાત લખવી તે જુદું. પ્રાચીન પંડિત લોકેએ વિધવાવિવાહ વિષે વિચાર ઝાઝો કરેલો નહિ. તેમના આગળ એ કામ ન હતું. વિ પણ્પંડિત વગેરેએ જ્યારે સારીપેઠે એ વિષય તપાસ્યો ત્યારે તે સાચી વાત માલૂમ પડી.

૧૫. "स्मृता:" એ વચન ઉપર જે ટીકા કરો છો તે વ્યર્થ જણાય છે. કારણ કે આખ્યાનમાં કહેલું છે કે સર્વ રૂપી ભેગા થઇને વ્યાસજી પાસે

ગયા પછી પરાશર પાસે ગયા તેમણે પ્રશ્ન કર્યા છે કે કલિમા શી રીતે ચાલવુ તે કહો તેથી "स्मृता" ની તાણાતાણ કરવાની જરૂર નથી

૧૬ કેટલીએક સ્મૃતિઓ વાચા ઉપર લગાડીને ઉડાવી એવી પંડિતોની રીતિ છે તે ન ફાવે ત્યારે શબ્દો ફેરફાર કરવાની રીત જેમ 'पतौ' ને ઠેકાણે "अपतौ" કરવુ ને તેનો કોઇ બીજો અર્થ કાઢવો પણ એ રીત કેવળ અયોગ્ય છે એવી નઠારી રાખવાની જરૂર નથી

"न बीजो लभते फल" એ વાક્યનો વિચાર કરતા ભગવાન ક્ષેત્રજ પુત્ર હતો એમ લખો છો પણ ભારતમા તેને ઔરસ કહયો છે ત્યારે તે ક્ષેત્રજ નહિ હોય

૧૭ પૂર્વ યુગના ધર્મ ચલવશો તો પુનર્વિવાહ પણ ચાલશે કલિયુગના પૂર્વકાળમા હતો અને કલિયુગના ધર્મ ચાલશે તો પરાશરના વચનથી ચાલતો કરવો વચે અભિમાન, ગર્વ, દુષ્ટબુદ્ધિ, પરદુઃખનુ વિસ્મરણ, શાસ્ત્રનુ અજ્ઞાન, તર્કની ગાળિ અને વિચાર નષ્ટ થયલો ઈત્યાદિ કારણથી બંધ પડેલો વિધવાવિવાહ ચાલુ કરવો પછી પરાશરનો આધાર લેશો તો ભલે અને હાલ સત્યુગ છે એમ કહેશો તો ભલે બન્ને બાજુથી અનુકુળતા છે

૧૮ દીર્ઘતમાનુ વચન "मयालोके प्रतिष्ठिता' એ કાઇ કામનુ નથી એણે ગમેતેમ મર્યાદા કરી હશે પણ તે કાઈ ધર્મશાસ્ત્ર નથી વેદ વિરૂદ્ધ મત ચલાવે તે કોઈ માને નહિ દીર્ઘતમાના વરમા કંકામ થયો હશે તેને લીધે એણે મર્યાદા કરી હશે પણ "एकएवपतिर्नार्यायावज्जीव परायण' એ વાક્યમા પતિ મરણ પામ્યો તો શું કરવુ તે વિષે નથી જીવતા પતિને મૂકીને બીજે ઘેર સ્ત્રી જાતી હતી જે પ્રમાણે હાલ કડવા કણબીની સ્ત્રી સમુડી નાતરૂ કરે છે તેમ રૂપીની કન્યા કરતી હતી તેનો બંદોબસ્ત કરવાને વાસ્તે છે સ્ત્રીને પતિમરણની આપત્તિ આવે ત્યારે શુ કરવુ તેની વાત આ વચનમા નથી વળી એ વચન કાંઇ સ્મૃતિ નથી કેવળ ભારતીય ઇતિહાસ છે તે ઉપરથી મરણાપત્તિની વ્યવસ્થા કરવી એ ઠીક નથી

૧૯ બૃહત્પરાશર અને લઘુપરાશર એ નામ મોટો અને નાહાનો ગ્રંથ હોય તે ઉપરથી પડેલુ છે માધવે લઘુપરાશરનો સ્વીકાર કર્યો તે વખત બૃહત્પરાશર નહિ હોય અને બૃહત્પરાશરમા પુરાણ જેવી રચના છે

ને કર્મકાંડ વધારે લખ્યું છે તે સ્મૃતિકાલમાં ન હતું માટે પુરાણ પછી લખેલી હશે એમ લાગે છે. પરાશરે ઠેકાણે ઠેકાણે પોતાનું નામ લખ્યું માટે તે શ્રેયસ્કામ ન હતા કે હતા એ તકરાર તમારી પરાશર ઉપર છે. "આત્મનામગુરોર્નામ" એ વચન પણ આધુનિક પંડિતે રચ્યું હશે. તે પરાશરને માલમ નહિ હોય. પણ પ્રાચિનકાળમાં સ્ત્રીનું ને પોતાનું નામ બોલવાનો નિષેધ ન હતો. રામચંદ્ર પણ સીતાનું નામ બોલતા, યાજ્ઞવલ્ક્ય પણ પોતાની સ્ત્રીનું નામ દેતા, પાંડવ દ્રૌપદીનું નામ બોલતા એમ રામાયણ અને ભારતાદિક ગ્રંથો ઉપરથી માલમ પડે છે. એ વચનમાં કાંઈ ધર્મ પણ જણાતો નથી. શા વાસ્તે નામ ન દેવું તે કાંઇ સમજાતું નથી. બૃહત્પરાશરના અંદર જોશો તો તે નવો ગ્રંથ છે એમ માલમ પડશે. (અપૂર્ણ.)

શા. ગો. હ. દેશમુખ.

---

## વિચારમાધુકરી.

(સાધન પાને ૩૫૭ થી).

"हून" અથવા "हूण" નામનું નાણું, નાસિક વગેરે ઠેકાણેના શિલાલેખો છે તેઓમાં વાંચવામાં આવે છે. મરેઠી "होन" શબ્દ તે "हून" અથવા "हूण" શબ્દનો અપભ્રંશ છે. પણ એટલા ઉપરથી "हून" અથવા "हूण" નામના જે મ્લેચ્છ લોકો "પુષ્પભૂતી"ના વંશના વિરોધી હતા અને જે "हन्स" (Huns) નામથી યુરોપના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે તેઓએ આ નાણું હિંદુસ્તાનમાં આણ્યું અને તેઓની સત્તા રામેશ્વરસુધી અવ્યાહત ચાલતી હતી. અને તેઓ ગયા પછી તેમના નામથી "हून" એ નાણું પ્રસિદ્ધિમાં રહ્યું. એવું અનુમાન કાઢવું બરોબર નથી. શિલાલેખોમાં નાણાનો વાચક જે "हून" અથવા "हूण" શબ્દ છે અને લોકોમાંનો "होन" એ ત્રણે શબ્દો "सुवर्ण" શબ્દના અપભ્રંશ છે. "स" ને ઠેકાણે "ह" આદેશ થાય છે એ નિયમ હિંદુસ્થાનની અનેક ભાષાઓને લાગુ થાય છે. એ નિયમનું અનુસરણ કરી સુરતી લોકો "સોનું" ના સ્થાને "હોનું" બોલે છે. તો "हून" અથવા "हूण" શબ્દ મ્લેચ્છ

શબ્દ મ્લેચ્છગણનો તદન વાચક નથી એમ અમે બોલતા નથી અમે કહીયે છીયે તે એટલુજ કે નાણાનો વાચક જે શિલાલેખમાનો "हून' અથવા "हूण" શબ્દ અને લોકોમાનો "होन" શબ્દ તેનો મ્લેચ્છગણ વાચક "हून" અગર "होन" શબ્દની સાથે કઇ સબધ નથી, કેમકે તે શબ્દ "सुवर्ण" શબ્દનો અપભ્રશ છે તેજ અવસ્થા "शक" શબ્દની જાણવી

ગૌતમીપુત્ર નામે એક પૈઠણનો રાજા હતો, તેણે ક્ષહરાત્ર નામના રાજાનો વશ નિર્મૂળ કર્યો એમ શિલાલેખમા લખ્યુ છે "क्षहरात्र" જાતનો શક હતો તેના વશનુ નિર્મુલન જ્યારે ગૌતમી પુત્રે કર્યું ત્યારથી શાલિવાહન શક ગણાવના લાગ્યો એમ કેટલાએક લોકો * માને છે તેઓને પ્રથમ પ્રશ્ન પૂછવો જોઇયે તે એ કે ગૌતમીપુત્ર પૈઠણનો રાજા હતો એનુ પ્રમાણ શુ ? ગૌતમીપુત્રને પૈઠણનો રાજા ઠરાવવાને દતકથાનો પણ આધાર નથી પુરાણોમા પણ તેવો લેખ નથી પુરાણો ઉપરથી તો ગૌતમી પુત્ર "આંધ્ર" વશમા જન્મ્યો અને તે મગધ દેશનો રાજા હતો એમ કેહેવુ પડે છે ગૌતમીપુત્ર પૈઠણનો રાજા હતો એમ કોઈ શિલાલેખમા પણ આવ્યુ નથી "ટાલમી" નામનો જે પ્રાચીન ભૂગોલકાર તે પણ ગૌતમીપુત્રને પૈઠણનો રાજા કેહેતો નથી તેના લેખ ઉપરથી† તો "पुलोमा" અથવા "पद्मावी" પૈઠણનો રાજા હતો ગૌતમીપુત્ર પણ શિલાલેખમા પોતાને દક્ષિણાપથનો રાજા સમજતો નથી દક્ષિણ દિશાના રાજાઓ પોતાની આજ્ઞા માન્ય કરે છે એમ ગૌતમીપુત્ર શિલાલેખમા લખે છે, પણ તેવી તેનુ રાજ્ય દક્ષિણ દિશામા સિધ્ધ થતુ નથી જે દેશોનો પોતાને ગૌતમીપુત્ર રાજા કહે છે તે સઘળા દેશો એક "વિન્ધ્ય" એટલે વરાડને મુકી દઈએ તો નર્મદાની ઉત્તરે છે આ શિલાલેખમા "પર્ફાવીને "राजा" પદ અને ગૌતમીપુત્રને "राजराज' પદ લગાડયુ છે બીજા પણ, મોટા મોટા વિશેષણો ગૌતમીપુત્રે પોતાને લગાડયા છે તેથી બન્ને બાપ દીકરા

---

* P. 118, No XXII, 1862 January Journal B B R A

† P 236, Vol VIII, Jour B B R A S

હતા એમ પણ માનવું બરાબર નથી. એવી રીતે બેટાએ બાપનો લેખમાં ઉપમર્દ કરેલો વાંચવામાં નથી અને સાંભળવામાં પણ નથી. આ ઉપરથી "पद्मावी" માંડલિક રાજા હતો અને તે ગૌતમીપુત્રને કરભાર આપતો હતો એમ પણ બોલવું યોગ્ય નથી; કેમકે "पद्मावी" ના સ્વતંત્ર* શિલાલેખો પણ ઘણા છે. જો "पद्मावी કેવળ ગૌતમીપુત્રને કરભાર આપનારો હતે તો તેને શિલાલેખમાં "રાજા" પદ ન મલતે અને માંડલિક હોવાથી પ્રત્યેક લેખમાં "ગૌતમીપુત્ર"નું નામ દાખલ કર્યા વગર ન ચાલતે. માંડલિક રાજાઓ પ્રાચીન કાળમાં જ્યારે દાન કરતા હતા ત્યારે જેને તે કારભાર આપતા તે ચક્રવર્તીનું* નામ હમેશ દાખલ થતું હતું. પદ્માવીનાં નામની સાથે ગૌતમીપુત્રનું નામ એજ શિલાલેખમાં ઘાલ્યું છે અને એજ શિલાલેખમાં ગૌતમીપુત્ર પોતાને "શાલિવાહન કુળના યશાની પ્રતિષ્ઠા કરનાર" એવું વિશેષણ લગાડે છે. "शातवाहन" અને "शालिवाहन" એ શબ્દ મૂળના અભિન્ન છે. "शालिवाहन" એ નામ અસલ કુળનુ હતું તે ઉપરથી એમ તર્ક થાય છે કે "राष्ट्रकूट" વંશના અથવા ઇતર વંશના રાજાએ શાલિવાહન વંશમાં જન્મેલા "पद्मावी" અથવા "पुलोमा" રાજા ઉપર સ્વારી કરી, ત્યારે "ગૌતમીપુત્ર"ની મદદથી મગધ દેશના શત્રુની ધૂળધાણી થઇ. નંદરાજાના કાળમાં પણ પ્રસિધ્ધ રહેલો શાલિવાહનનો વંશ ફરી પૈઠણમાં કેટલાંએક વર્ષોસુધી સ્થીર થયો. અને ગૌતમીપુત્રે જે મદદ કરી તેનો યાવચ્ચંદ્રદિવાકર દાખલો રહે એવી મતલબથી જે ઉપરનો શિલાલેખ "पद्मावी" એ બનાવ્યો તેમાં ફકત પોતાનાં રાજ્યનું વર્ષ આપી એક ગૌતમી પુત્રના પરાક્રમનું વર્ણન કર્યું. ત્યારે મગધ દેશનો ગૌતમીપુત્ર અને મહારાષ્ટ્ર દેશનો પુલોમા અથવા પદ્માવી એ બે સમકાલીન હતા. શાલિવાહન વંશમાં જે રાજાનો શક ચાલ્યો તેણે શક લોકોનો પરાભવ કર્યો એ વાત માત્ર અપૂર્વ ખરી. ગૌતમીપુત્રનું બીજું † નામ

* Nasik Inscriptions. No. 3 & 27 No. XXII, January 1862, Jour. B. B. R. A. S.

† "रट्ट" કુળના તામ્રલેખો (Art XVI, Vol. X, Jour. B. B. R. A. S.)

શાતકર્ણી હતુ અને તેનુ રાજ્ય અવતી દેશમા પણ હતુ "શાહિ" વશમા "રૂદ્રદામ" નામનો જે પરાક્રમી રાજા થયો તેનો પણ "અવતી"મા અમલ ચાલતો હતો અને તેણે બેવાર "શાતકર્ણી" નામનો જે દક્ષિણાપથનો રાજા હતો તેના ઉપર જય મેળવ્યો હતો "ટાલમી" નામનો ભૂગોલકાર "ઉજ્જયિની"નો રાજા "ચષ્ટન" નામનો અને પૈઠનનો "પુલોમા" નામનો હતો એમ કહે છે "ગૌતમીપુત્ર" રાજરાજ હતો અને રૂદ્રદામ પણ અનેક દેશોનો રાજા હતો માટે એ બે સમકાલીન હતા એ વાત સભવતી નથી ગૌતમીપુત્રે જો ક્ષહરાત્રના વશનુ નિર્મૂલન કર્યું તો તમારા બોલવા ઉપરથી તેજ વશમા જન્મેલો રૂદ્રદામ અને તેની પુત્રપૌત્રાદિ પરપરા આવી કયાથી? વળી એક વાત ધ્યાનમા રાખવી જોઇયે તે એ કે રૂદ્રદામના લેખમા શાતકર્ણી એટલુજ લખ્યુ છે ગૌતમીપુત્ર તો "શાતકર્ણી યજ્ઞશ્રી," એ નામથી પ્રસિદ્ધ હતો માટે રૂદ્રદામના કાળમા જે શાતકર્ણી હતો તે તો ગૌતમીપુત્ર શાતકર્ણીથી જુદો સમજવો ગૌતમીપુત્ર શાતકર્ણીનો પૂર્વજ શાતકર્ણી નામનો પુરાણોમા પ્રસિદ્ધ છે તે "કૃષ્ણ" નામનો જે રાજા થયો તેનો પુત્ર હતો તે "શાતકર્ણી" રૂદ્રદામનો સમકાલીન સમજવો ટાલમીએ પુલોમા નામનો જે પૈઠણનો રાજા કહયો છે તે પુલોમા પણ ગૌતમીપુત્રના કાળમા જે પૈઠણમા પુલોમા અથવા પર્ણાવી હતો તેથી ભિન્ન હોવો જોઇયે" "ક્ષહરાત્ર"ના અથવા ખગરાતના વશનો શાહિવશની સાથે શુ સબધ હતો તેનુ બરાબર જ્ઞાન થતુ નથી તોપણ શિલાલેખમાનો "ક્ષહરાત્ર"નો વશ શાહિવશજ હતો એમ સમજશુ તો શાહિવશની સમાપ્તિ ગૌતમીપુત્રે શાલિવાહનના ૨૮૦મે વર્ષે અથવા તેની લગભગ આગળપાછળ કરી એ વાત નક્કી થઈ

---

* P, 56, July 1853, Jour B B R A S

† શાહિ રાજાઓનુ અસલનુ ઠેકાણુ પજાબની આસપાસ હતુ તે ઠેકાણાની દક્ષિણમા માલવા વગેરે દેશ આવ્યા માટે તેઓને "દક્ષિણાપથ" શબ્દ લગાડવામા આવ્યો કાશ્મીરના લોકો કનોજના લોકોને પણ "દક્ષણી" કહે છે સારાશ-"દક્ષિણ" અને "ઉત્તર" આ બે શબ્દ સાપેક્ષ છે

# ગંગા.

## એક ગુર્જર વાર્તા.

### પ્રકરણ ચોવીશમું.

શિવાજીના કાનમાં નવાબના ગોળાનો બીજો અવાજ જતાંની સાથ, મનમાં અતિશય ભય ઊત્પન્ન થયું. તુરતાતુર્ત એકદમ પોતાની "કાવલરી" ને તૈયાર કરવાનો પેગામ મોકલી, તેઓને સજ થવા વરદી આપી. ઘણા ફાંફાં મારૂસરે નવાબને મારવાને માટે માર્યા પણ તે ફોકટ ગયાં ને હુકુમ મળતાં એકદમ પોતાને શિવાજીની મંડળીમાં દાખલ થવા જવું પડયું. મંડળ માં ઘણા વિચાર થયા, પણ વખત થોડો હતો તેથી કંઈ પણ નક્કી કરે તે પેહેલાં ઘોડેસ્વાર લસ્કરના પગલાં સંભળાયાં. આવતા ભયને નિવારવા શિવાજીએ ઘણી મેહેનત લીધી, પણ તે વ્યર્થ ગઈ. લગોલગ લશકર આવી પોહોંચ્યું, અને તે તુટી પડે તેટલો વિલંબ હવે હતો. સઘળું વેર્ણ ખેરણ થઈ જવાથી પોતાના ચારે સ્વાર સાથે ગ્યાસુદ્દીન નાસી ગયો નહી, પણ બેધડક જે થાય તે જોવાને માટે ઉભો રહ્યો.

પણ એટલામાં બીજી બાજુથી નવસારીના દેશાઈનું લશકર આવી પોહોંચ્યું ને તેઓએ દંડ લેવાની માંગણી કીધી. માંડવીમાંથી પણ ત્યાંનો ઠાકોર આવ્યો ને તેણે પણ એવોજ હુકુમ મોકલ્યો હતો. કશી પણ આનાકાની વગર તાબે થવાને સુચવ્યું હતું, પણ જે જે સરતોની માંગણી કીધી હતી તે તે સરતો એટલી તો કરડી હતી કે તે વાંચતાંજ 'શિવાજી' બબે મથોડાં ઉછળ્યો. તેણે નક્કી જાણ્યું કે નવાબને ઘણી સજ્જડ મદદ મળી છે ને તે હવે આપણને સાંગોપાંગ જવા દે તેવો વખત નથી. તેની આંખમાં ઝલઝલીયાં ભરાઇ આવ્યાં. ને પોતાની અમર કીર્ત્તિ જતી રેહેવાનો આવો સાંકડો સમય આવ્યો તે માત્ર પોતાના ઉતાવળીયા તથા અયોગ્ય કર્મને લીધે બન્યું છે તેથી તેણે એક મોટો નિશ્વાસ મૂકયો.

જે પ્રતિનિધિ નવસારી ને માંડવીવાળા તરફથી આવ્યો હતો તેનો ભવ્ય દેખાવ ને ક્રોધિમૂર્ત્તિ જોઇને મરાઠી લશકર ચુપ રહી ગયું, પેગામચી

મુસલમાન હતો ને મોટા આરબી ઘોડાપર સ્વાર થયો હતો હાથમા ભાલો ને નાગી તરવાર લટકતી હતી શરીરપર કડીયાળુ બખતર ધારણ કીધુ હતુ, અને માપર લાબો ટોપ મેહેલ્યો હતો એટને દેખાવજ વિક્રાળ લાગતો હતો લેચો તગ હતો ને તેપર ચામડાના પટા વિટાળી દિધા હતા આખ મોટી હતી ને તે ઘડી ને પળે જાણે રૂદ્રનો કોપ કરશે તેવી દેખાતી હતી ઘોડો વારવાર ખોખારતો હતો, ને તેની લાબી કેશવાળીથી ગરદન છવાઈ રહી હતી આવી મુર્ત્તિને જોઇ ને વળી આ નવોજ બનાવ શો છે એ જાણી સઘળા ચકિત થયા.

પોતાના સરદાર વચે પેહેલી વાતચીત થયા પછી, પોતાની મડળી હજુર પેગામચીને બોલાવ્યો કોણે સવાલ કેમ કરવો તેનોજ આ સુરતને જોતા વિચાર થયો સઘળાની સામા આ પ્રતિનિધિ જે રીતે જોતો હતો, ને વારવાર ચક્ષુને ગતિ આપી આમતેમ નજર નાખતો હતો તે જોતા સૌને એમ પણ ભાસ્યુ કે રખે કોઇનુ રક્ત રેડે થોડોવાર સૌ મૌન્ય ધરી રહયા પણ અતે ખરેખરા ગર્વથી શિવાજીએ પ્રશ્ન કીધો

"તુ પ્રતિનિધિનુ કામ કરવાને માટે આવેલો છે?"

"એમ તો ખરૂ જનાબ" પેલા પ્રતિનિધિએ જવાબ દીધો

"તારા ઠાકોર અને દેશાઇની માગણી અમે નાકબુલ કરીએ તો તેઓ શુ કરી શકશે વારૂ!"

"તરવાર પોતાનુ કામ બરાબર બજાવશે, ને તમારા માણસોના મુડદા અત્રે રઝળશે!"

"તમારૂ નામ શુ છે?"

"સાલાદીન તે વીર યોદ્ધો!"

"ખરેખર સાલાદીન, તારા જેવો વીર યોધ્ધો માડવીના ઠાકોરના આસરામા છે તો તેવા બીજા કેટલા હશે! તને શુ સુસારો મળે છે? તે માત્ર એક થોડા પૈસાને ખાતર તારી જીદગી ખરેખરા જોખમમા નાખી છે એ બહુ ચમત્કારી વાત છે જો તારી ઈચ્છા હોય તો તુ તારે જોઇયે તેટલુ દ્રવ્ય પેલા તબુમાથી લે અને કોઇ પણ પ્રકારે અમને સહાય થા પ્રતિનિધિનો ધર્મ છે કે જ્યા યોગ્ય સત્કાર થાય ત્યા રેહવુ"

"તારા સઘળા કાનાથી અલ્હા બચાવે!" ઉચા હાથ કરીને બોલ-

ચીરાજ બોલ્યો. "નિમકહરામીથી પણ આ તો વિશેષ છે. પોતાના માલીકનો દ્રોહ કરવો એતો બહુજ અલ્લાના ગુન્હાની વાત થઈ. રે સરદાર! આ તારા દરજ્જાને યોગ્ય નથી ને તને ઇશ્વરને ત્યાં આવા પાપિષ્ટ કર્મને માટે બહુ મોટી શિક્ષા થશે".

શિવાજીએ આ સાંભળતાં પોતાનું ભય વળી વિશેષ વધાર્યું સાલાદીને આવો પ્રસંગ જોઇને વિશેષ ભડકાવ્યા.

"જો અમારી માંગણી નાકબુલ કરવામાં આવશે તો એક ઘડીનાં, છઠ્ઠા ભાગમાં આ સામે ઉભેલું લશ્કર તમને કચડી નાખશે." અને આ બોલતાં સાથે બાજુએ નજર કીધી તો ઘણા અચંબા સાથે શિવાજીએ દૂરના મેદાનમાં ગીરદ ઉડતી જોઈ. અને એક બાજુએ આરબ અને મુસલમાને, અને બીજી બાજુએ હિંદુ ને અફગાનો ગીધપેઠે તુટી પડવાને માટે તલ્પતા જોયા! શિવાજીને હવે શક વધ્યો, ને તેણે ધાર્યું કે પેહેલાં જે સરદાર આવ્યો હતો તે જાણી જોઇને આપણને અડચણ કરવા આવ્યો હતો, ને તેટલા સમયમાં આ બધી ગોઠવણ થઇ ચુકેલી. દૂરના નગરના લશ્કર કરતાં પણ ઘણું મોટું લશ્કર દ્રષ્ટિમર્યાદામાં ઉભેલું જોયું અને તેમના ઘણુ પટ્ઠા ઘોડાઓનો હણહણાટ, તેમના ચાલવાથી ઉડતી રજો, ને ભાલાનો ચળકાટ સૂર્યના તેજથી વધારે પ્રકાશતો, ઘડીમાં સૈન્ય દેખાતું ને ઘડીમાં વળી અદ્રષ્ટ થતું જોઇને શિવાજીએ જાણ્યું કે હવે ઢીલ માત્ર તુટી પડવાની છે.

"જા, એ દિવાના એલચી, તને આજે જીવતો જવા દઉ છું તે એટલા માટે કે અમારી દક્ષણી પલટણોના હાથ કેવા છે તે તમને તુરકડાઓને બતાવીએ." ઘણા ગુસ્સામાં શિવાજી બોલ્યો, જો કે તેને ભાગ્યેજ ખબર હતી કે આ યુદ્ધમાં જય નથીજ મળવાનો. "સાલાદીન મુર્ખ! તું એલચીપણાને લાયકજ નથી. માંડવીનો ઠાકોર ને દેશાઈ પોતાનું લશકરી બળ કેટલું છે તે અમારી મુકાબલે આવશે ત્યારે જોશે." આ વાક્ય પૂરૂ ન થયું તેટલામાં તો સાલાદીન પોતાને મારતે ઘોડે ચાલ્યો ગયો, ને જોતજોતામાં ઝાડીની પેલી પાર અદ્રષ્ટ થઈ ગયો. પોતાના લશકરમાં જઇને સઘળા વર્તમાન નિવેદન કીધા, ને ઠાકોર ને દેશાઈ બંનોએ ક્રોધમાં આવીને પોતાના લશકરને સઘળી બાજુએથી તૈયાર કીધું.

પાછલા પ્રકરણમાં જણાવી ગયા પ્રમાણે સુરતનું લશકર શિવાજીના

લશકરપર તુટી પડવાને દોડીયુ, પણ તે સો વાર અગાડી ધસે તેટલામા એક ઘોડેસ્વારે•સ્વાસભેર દોડતા આવીને નવરોઝના હાથમા એક કાગળ મુકયો નવરોઝે તે વાચી સૂરલાલ જે, બીજી ટુકડીને યોગ્ય આકારમા ગોઠવતો હતો તેની પાસે જઇને તેના હાથમા આપ્યો બંનો વાચી ઘણા ચકિત થયા, કેમકે માડવીનો ઠાકોર ઘણા વરશ થયા સુરતના નવાબની સામા શત્રુવટ રાખતો હતો, તે આ વેળા એકદમ વાહારે આવ્યો તે પેહેલા માનતા અ-ચકાયા, પણ નવમારીના દેશાઇનો બીજો પેગામ હતો તેમા સરળો ખુનાસો દર્શાવેલો હતો તેથી ખાત્રી માની પોતાને મોટો આશ્રય મળ્યો જાણી પૂર ઉરના આવેશમા આવ્યા સર્વ વર્તમાન મોતીને કહ્યા, ને ત્રણ બીજી ટુ-કડીની સરદારી, ત્રણ સ્ત્રીઓને આપી હતી તે સર્વ હવે વધારે જોસ્સામા આવી ગઇઓ પેગામચી પાસે આવી નવરોઝે પુછયુ "સૈન્યમા કેટલુ માણુમ છે?

"ખુદાવદ, ત્રણ હજારસે કુચ જ્યાદા ઘોડેસ્વાર હૈ, ઔર પાચ હજાર તીરદાઝ હૈ"

"અલ્લા ને બોત યારી દી!" નવરોઝે પ્રાર્થના કરી સંકેત પ્રમાણે આ વળી બીજી વેળા લશકર થભ્યુ આથી શિવાજીને પોતાની સેનાની ર-ચના કરવાનો સારો વખત મળ્યો તેણે પોતાના સબળા સરદારોને જીવપર આવીને તુટી પડવાને ઉશ્કેરયા, ને સઘળાઓએ મરવુ એજ નિશ્ચે કરીને તૈયાર થયા પોતાની સેના તૈયાર થયા પછી શિવાજીએ બહારની મદદને હઠાવવા માટે પેહેલો માર્ગ લીધો, કેમકે તેની ધારણા એવી હતી કે શેહેર-નુ લશકર તો નામનુ ને ગણત્રીતુજ હશે જો બહારની વહાર પાછી હઠી તો શેહેરના લશકરના ફુરચેફુરચા ઉરાડી દેતા વિલબ થશે નહી થો-ડુક લશકર અગાડી ચાલ્યુ તે પુણા નજીક આવ્યુ કે સબળા અટકી પ-ડયા સરૂમારીને સામા લશકરને આવવાની વાટ જોતા ઉભા

"હુ ધારૂ છુ કે હવે આપણે રણક્ષેત્રની નજીક છિયે," શિવાજી બોલ્યો "સામુ ઘોડેસ્વાર લસ્કર હણહણાટ કરી રહ્યુ છે, ને મને લાગે છે કે દૂરથી રણસીંગડા ને પડઘમનો અવાજ આવે છે, નહીં વારૂ? હવે આપણે સર્વ પ્રકારે સજ થઈ રેહેવુ, અને આપણી પોતાની કીર્ત્તિ માટે, આપણી સ્ત્રીઓની નામના માટે શૂરા યોધ્ધાઓ અચળ હિમાલય પેઠે

સૂત્રધાર,– ( ગીતિવૃત. )

ભરદ્વાજવંશજ હરિ, નાગર વિરચિત ઉપરૂપક આજ,
પ્રયોજુ[1] આર્યસમાજે, સફળ કરો કરૂણાળુ કૃત્ય આજ !

અહો આર્ય સભાસદો ! આપની સમક્ષ આ અભિનવ વસન્તના પ્રારંભની વેળાએ, આપને આનંદ આપે એવી પાત્રની વ્યવસ્થા સમેયાનુકૂળ કરી વસંતવિલાસિકાનો હું પ્રયોગ કરીશ !

( નેપથ્યમાં ગાયન–દોહરો. )

વસન્ત વનશોભા રૂચિર, શીત સમીર[2] સહાય,
પ્રગટ થાય મનસિજસુહૃદ,[3] ભુવિ પ્રિયપતિ સુખદાય !

( એટલામાં ઉપરનો છંદ ગાતી નટી પ્રવેશ કરે છે. )

સૂત્રધાર ( આસપાસ જોઈ નટી પ્રતિ )–અહો પ્રિયે ! આ વસંતની શી ખુબી ! સ્વપ્નમાંએ જેનો બીજી રૂતુને વિષે ખલકમાં ખ્યાલ ના આવે એવી કુદરતની ખુબી ખુબજ ખીલી રહી છે ! જો–

( શિખરિણી છંદ. )

ધરા સ્ત્રીએ અંગે, શુભ લલિત લીલોતરિ ધરી,
અલંકારો વૃક્ષો, ફળ મુકુળવાળાં વળિ કરી,
રૂપેરી પેલું આ : !!! વર ઝરણુ મોતીસર ખરે,
ગતી વાંકીચૂકી મનહર ધરી દીસતું સરે !
નગો પેલા ઊંચા, ધરિ નવિન વસ્ત્રો વપુ પરે
ધરા માથે ધારે, શુભ છતર મેઘચ્છવિ ખરે !
ખજૂરી, સોપારી, અમર સુ કરે શ્રીફળતરૂ !
અહા એ શોભાનું, વરણન મુખે શું જ ઉચરૂં !!!

વળી– ( મોદક છંદ. )

આવળ, બાવળ, સાગ, અશોકજ–ને અરણી, ખરસાંડિ અથોંકજ;
ગૂલરવૃક્ષ, સુજાતકુ ખીજડિ,–કાયટી, શેકટવૃક્ષ, સુલીંબડી !

---

[1] પ્રયોજું–ભજવી બતાવું. [2] સમીર–પવન. [3] મનસિજ એટલે કામદેવ અશોક તેનો સુહૃદ એટલે મિત્ર–વસંતસમય.

આમલિ, શીશમ વૃક્ષ મહીપર, થૈ પ્રતિહાર ઉભા શુ છડીધર ।
ભૂ[૧]નિજ બાળકને તરૂ હાથથિ, દે ફળ પુષ્પ નવીન પ્રસાદથિ ।

નટી,—બાગમાના વૃક્ષોનું વર્ણન સાભળિયે આર્યપુત્ર ।

(તત્રીનાદ સહવર્તમાન ગાયન કરે છે

(દિંડી.)

સુમનબાણુ[૨] મોહને ભુવનગણુ સમસ્ત,
પરાજય કરિ હો ! ગોપિયો પ્રશસ્ત
કીર્ત્તિસ્તભ, વિજયારભ, શુ સહકાર
કોમળ મોર સુદર ગરસહસ્ત્રધાર ॥
યૌવન પલ્લવ—નવ વિજયિની પતાકા
લતા માધવી સુલલિત કુસુમ—શોભા ।
મધુરરસ વિલુબ્ધ ચૂપ મધુપમાળા
ઉદય વિજયઘોષ અક્ષરો રૂપાળા ।
દક્ષિણુ પવન ચદન આરભ સુખકાર,
સરિત સ્પર્શ, મદ શીતળ લઇ ઉપહાર,
ભ્રમણુ રમણુ, નમન સ્નેહ પરમોદાર
કરે—કમળ સમદ લાસ્ય સૂત્રધાર ।
અશોક પલ્લવ નવ તોરણુ શુભ ધારે ।
મકુલ ચપતતરૂ બાથુ દ્વારે ભારે
ભરે ! કેશુ પુષ્પ કેશર વર્ણવાન
કરે રતિસ્વહસ્ત દત્ત નખક્ષ ભાન ।
અહા મદકળ કળ કોકિલા[૩] ઉચારે,
રમવિલબિત[૪] ગતિગીતિકા વિહારે ।
હર્ષવર્ષ આનદ હૃદમાહી દ્વન્દ્વ
મદનમોહિત રહે વિશ્રમતા[૫] અમન્દ ॥

---

૧ ભૂ—પૃથ્વી ૨ સુમનબાણુ—સુમન એટલે ફૂલના બાણુવાળો કામદેવ ૩ કોકિલા—કોયલ ૪ રમવિલબિત—રમથી વિલબ પામતી ૫ વિશ્રમતા—વિશ્રામ કરતા